# તખ્તયશ ત્રિવેણીકા.




બનાવનાર,

નથુરામ સુંદરજી શુકલ,

વાંકાનેર નિવાસી,

શ્રી ભાવનગરના રાજકવિ.

ભાવનગર:

દરબારી છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૫૪—સને ૧૮૯૮.

કિંમત રૂ. ૨.

## ગીતિ.

નામ રહેછે જગમાં, રહે ન નાણું સદા કોઇ પાસે;
કિર્તિકોટ રૂપાળા, પડે ન પાડયા સદા અચળ ભાસે.

નથી જીવતા કોયે, વિક્રમ ભોજ કરણ નૃપ આ ટાણે;
તોપણ કિર્તિ શરીરે, જાહીર જેને જગત બધું જાણે.

ધન બુદ્ધિ બળ હોયે, પણ શુભ કર્મ કર્યે સહુ સંભારે;
નામ રામનું રટતાં, રાવણને સરવે જન ધિંઃકારે.

એજ જગતમાં જીવ્યો, જેણે કિર્તિ વિજયમાળ ધારી;
એજ દીવ્ય આત્મા છે, એજ સર્વમાં ઉત્તમ અવતારી.



# ઉપોદ્‌ઘાત.

दानायलक्ष्मीःसुकृतायविद्या ।
चिंता परब्रह्मविनिश्चयाय ॥
परोपकाराय वचांसियस्य ।
वंद्य स्त्रिलोकीतिलकःसएव ॥

જેની લક્ષ્મી દાન માટે છે વિદ્યા પુણ્ય કાર્ય માટે છે, જેને ચિંતા પરબ્રહ્મના નિશ્ચય માટે છે, જેનાં વચન પરોપકારાર્થે છે તે ત્રિલોકી તિલક મનુષ્ય સર્વને વંદ્ય છે આવા વંદ્યનું યશ વર્ણન સ્તોત્ર તથા ચરિત્ર આદિ જે કાંઈ લખીએ તે ખરે ઉક્ત-યોગ્ય છે એમાં કાંઇ શંકાતો નથીજ. આપણા મરહુમ સ્વર્ગસ્થ મહારાજા સર તખ્ત-સીંહજી આવા વંદનીય છે, કારણકે તેમણે જે કાંઇ ખર્ચ કર્યો તે દાન માટેજ, વિદ્યા મેળવી સુકૃત્યો કર્યાં, ઇશ્વર ભક્તિ કરી અને પરોપકાર કર્યા; આ સૌ કોઇ જાણેછે તેથી આપણે એકમત થાઈએ છીએ કે એવા વંદ્ય પુરૂષનું સ્મરણ આપણને ઉત્તમ કાર્યરૂપ છે, અમે પણ આવાજ હેતુથી મહારાજાનો આ ગ્રંથ બહાર પાડવા હિંમત ધરીછે, કારણકે જોકે આ ગ્રંથના મહત્વનો દાવો અમે કરતા નથી, પણ મહારાજાના મહત્વથી આને પણ મહત્વ પ્રાપ્ત થાય તે સ્હેજ છે, તેથી લોકોને કાંઇપણ ઉપયોગી થશે એમ ધારીને આ ગ્રંથ વાચક વર્ગની સેવામાં રજુ કર્યોછે. આ ગ્રંથમાં મહારાજાના ઉત્તમ કાર્યોનું યથાશક્તિ વર્ણન કર્યુંછે, અગરજોકે આ ગ્રંથ સંપૂર્ણ ચરિત્ર ગ્રંથ નથી પણ આમાં મહારાજાનું ચરિત્ર આપીને તે એક ચરિત્ર ગ્રંથ અને યશોગાન સ્તોત્રરૂપ કરેલછે, જેથી ચરિત્ર વાંચી સદ્‌ગુણ ગ્રાહકજનો મહારાજાના ચરિત્રથી તેમનાપર માનવાળી પ્રીતિવાન થાય; અને તેમના ગુણ વર્ણનનો આ ગ્રંથ નિરંતર અવલોકન કરે. આ સિવાય અન્યપ્રજાને પણ આ ગ્રંથ ઉપયોગી છે. એટલામાટે કે મહારાજાના સદ્‌ગુણોથી તેઓ સદ્‌ગુણને રસ્તે દોરાય. આ ગ્રંથનો વિષય મહારાજાના યશનું તથા સદ્‌ગુણ વર્ણન મુખ્ય છે. આનો સંબંધ મહારાજાના સદ્‌ગુણ તથા યશનો પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ છે; આનું પ્રયોજન મહારાજાની સેવામાં ગાળેલ વખ્તમાં તેમની આજ્ઞા તથા સહજ વિચાર તથા હાલના મહારાજાની પિતુયશ માટે ઉત્તમ ભક્તિ એજ પ્રયોજન છે, અને અધિકારી તો ઉપર કહી ચુક્યા છીએ કે સદ્‌ગુણ ગ્રાહક અધિકારી છે. કેટલાકનું એમ ધારવુંછે કે રાજાની સ્તુતિ ગાવી તે એક પ્રશંશા (વખાણ) છે, અલબત જે રાજામાં જે ગુણ નથી તે ગાવા એ પ્રસંશા હોઇશકે, પણ આવા સદ્‌ગુણાદર્શ

મહારાજા તખ્તસીંહજીમાં કયો સદ્‌ગુણ ન હોતો એમ કોઇથી નજ કહેવાય; એવા રાજાના સદ્‌ગુણનું વર્ણન પ્રસંશા નથી, પણ ખરેખરૂં વર્ણન છે, કારણકે સત્ય ગુણનું વર્ણન છે. વળી રાજા એ દેવ-ઈશ્વરનો અંશ છે, એમ શાસ્ત્રવેતા કહેછે— **नराणांच नराधिप** (ગીતા) મનુષ્યોમાં રાજા મારૂં સ્વરૂપ છે, વળી મનુ કહેછે કે **सर्वदेवमयोराजा** રાજા સર્વે દેવમય છે, વળી એક ઠેકાણે કહ્યું છે કે—

इन्द्रात्प्रभुत्वं ज्वलनात्प्रतापं ।
क्रोधोयमाद्वैश्रवणाच्चवित्तं ॥
पराक्रमं रामजनार्दनाभ्यां ।
मादाय राज्ञः क्रियते शरिरम् ॥

ઇંદ્ર પાસેથી મોટાઇ, અગ્નિ પાસેથી પ્રતાપ, યમ પાસેથી ક્રોધ, વૈશ્રવણ પાસેથી વિત્ત, રામજનાર્દન પાસેથી પરાક્રમ આદિ ગુણોના અંશ લાવી દેવના અંશમય રાજાનું શરીર બનાવ્યુંછે, તો દેવની સ્તુતિ કરવી જેમ યોગ્યછે તેમજ રાજાની સ્તુતિ કરવી યોગ્ય છેજ, વળી એક કહેછે કે—

सर्वदेवमयस्यापि विशेषो भुपतेरयम् ।
शुभाशुभ फलं सद्यो नृपाद्देवाद्भवान्तरे ॥

રાજા સર્વ દેવમય છતાં તેમાં વિશેષતા એટલી છે કે તેનાથી શુભાશુભ ફળ તુર્ત મળેછે, અને દેવથી ભાવાન્તરે મળેછે, આમ દેવથી અધિક ગુણવાન ગણી તેને અનુરક્ત ભક્ત રહેવું એ આપણું કર્તવ્યજ છે, અને તેના ગુણ ગાવા એમાં કાંઇ આશ્ચર્ય નથી તેથી જે લોકો એમ કરવાને નિંદેછે તેમનો વિચાર અમને ઘણે અંશે યોગ્ય લાગતો નથી સામાન્ય રાજાને માટે જ્યારે આટલી પ્રસંશા ત્યારે વંદનીય તખ્તસીંહજીના ગુણોનું વર્ણન શામાટે અયુક્ત બની શકેજ, કારણકે હજી પણ તેમના ઉત્તમ કર્તવ્યથી પ્રજા તેને સંભારે છે ત્યારે ગદ્‌ગદ્ થાયછે તો તેવા મહારાજાની મેં સેવા કરી તેના બદલામાં શ્રાદ્ધ કરવું એ ઉચિત ધારી શ્રાદ્ધ સંબંધીમાં રા. રા. સાક્ષર મણી નવલરામભાઇનો અર્થ અમે ગ્રહણ કરી તે રસ્તે ચાલ્યા—

શ્રદ્ધાથી સંભારવા, ગંભીર થઇ ગતજન ;
તેનું નામજ શ્રાદ્ધ છે, બુદ્ધિશુદ્ધિ સાધન.

તો આવા ઉત્તમ રાજાને તથા તેમના કર્તવ્યને શ્રદ્ધાયુક્ત ચિત્તથી ગંભીર થઇ સંભારવા એ એક ચિત્ત શુદ્ધિનું સાધન છે એ ખરેખર સાચું—સાચું—ને સાચુંજ છે. અમે પણ એજ ઉદેશથી આ ગ્રંથ બહાર પાડયોછે તથા ભાવનગરની

પ્રજા અમલદાર તથા બીજા સર્વેને સદ્દગુણી રાજાના સ્મરણમાં વધારો કરી તેમના મનમાં ઉત્તમ વિચાર તથા ઉત્તમ ચરિત ઠસાવીએ છીએ, કારણ મહારાજાના મિત્રો, પાસેના નોકરો વિગેરે સૌ કોઇને મહારાજાના આ નિયમનું તો ભાન છેજ કે—

हितंन किञ्चि द्विहित परस्य ।
दत्तंन वित्तं नचसत्य मुक्तम् ॥
यस्मिन्दिने निष्फलतां प्रयात ।
मायुः सकालः परिखेद नस्य ॥

જે દિવસે પોતાનું કે પારકાનું હિત ન થયું અને કોઇને કાંઈ વિત્તદાન ન આપ્યું તથા સત્ય ન બોલાયું તે દિવસનું આયુષ નિષ્ફળ જાણવું અને તે દિવસ પશ્ચાતાપનો સમજવો, પોતાનું હિત એટલે આત્મકલ્યાણ સમજવું. આવા ઉત્તમ વિચારવાળા રાજાને કયો પુરૂષ સપ્રેમ યાદ નહીં કરે માત્ર કઠોર, જડ શત્રુ પણ જેના ગુણ યાદ કરે તેવા આ વિરપુરૂષ હતા, અગરજોકે લડાઈનો વખત ન હોવાથી પોતેપોતાનું મન બીજી બાબતમાં દોડાવતા તેથી તેમની કીર્તિમાં ખામી નથી, કારણ કહેવતછે કે "શાન્તિમાં પણ કીર્તિ છે" આથીજ સાહિત્યાચાર્યે દાનવીર, દયાવીર, ધર્મવીર અને યુદ્ધ-વીર એ વીરના પ્રકાર ગણ્યાછે. મહારાજા દાનવીર હતા તેથી તેવા વિરપુરૂષનું ચરિત્ર સ્મરણીય છેજ. આ ગ્રંથનું નામ તખ્તયશ ત્રિવેણીકા છે, અગરજોકે આમાં પાંચ નાના નાના ભાગ છે–૧ ચરિત્ર, ૨ સંગીત તખ્ત વિનોદ, ૩ તખ્તયશ બાવની, ૪ તખ્ત-યશ સંગીત સુમન, ૫ તખ્તવિરહ બાવની, છતાં આમ નામ પાડવાનું કારણ સ્વર્ગસ્થ મહારાજાની પોતાની ઇચ્છાજ છે, આમાંનો સંગીત તખ્તવિનોદ તથા તખ્તયશ બાવનિ મહારાજાની આજ્ઞાથીજ તૈયાર કરેલા ગ્રંથ છે, તથા સંગીત સુમન જુદે જુદે પ્રસંગે મહારાજા પાસે વાંચેલ કવિતાનો સંગ્રહ છે. જેથી મહારાજા પોતાની હયાતીમાં આ ગ્રંથ જોઇ છપાવી દેવાના હતા તે વખતે આ નામ તેમણે આપ્યું હતુંજ તે નામ કાયમ રાખ્યું છે, અને અમે પણ એમજ ધારીએ છીએ કે આમાંનો તખ્તવિનોદ ગ્રંથ તો જેમ યમુના શ્રીકૃષ્ણનું ક્રીડાસ્થાન તેમજ મહારાજાના યશનું ક્રીડાસ્થાન છે. ૨ તખ્તયશબાવની એ જેમ શ્રીશંકરના શીરપર ગંગા શ્વેતવર્ણવાળાં શોભેછે અને જગતને વંદનીય છે તેમ મહારાજાનો આ યશ શ્વેત (નિષ્કલંક) હોઇ જગતને આશ્ચર્ય તથા માન ઉપજાવેછે. ત્રીજો સંગીત સુમન ગ્રંથ સરસ્વતીરૂપી સુમન (દેવ) નદી સમાન છે, જેથી આ ત્રણે ગ્રંથ ત્રિવેણીરૂપ શોભા આપેછે, બીજા બે ગ્રંથ વિશે તો એટલુંજ કે તખ્તવિરહ બાવની મહારાજાના કૈલાસવાસ પછીના મારા પોતાના શોકોદગાર છે. આ ચાર ગ્રંથ લખ્યા પછી હું એકવાર અમારા દીર્ઘાયુ નેકનામ મહારાજા ભાવસીંહજી બહાદુર, જેનો હું આશ્રિત છું

તેને આશિરવાદ દેવા ગયેલો ત્યાં તેમના વિદ્વાન પ્રાઇવેટ સેક્રેટરી મેહેરબાન પ્રભાશંકર દલપતરામ પટણીનું મિલન થયું તેઓ સાહેબ મને પ્રથમથી પિછાનતા હતા તેથી તેમની તથા મારી વચ્ચે આ કવિતા છપાવવા સંબંધી વાતચિત થઇ, તેઓ પણ મરહુમ મહારાજાના સદ્દગુણથી જાણીતા હોઈ તેમના ભક્ત હતા તેથી મારી આ વાતથી પ્રસન્ન થઈ મને આજ્ઞા કરી કે તેની ફેર કોપી કરી મને મોકલો તો મહારાજા સાહેબને બતાવાય, જેથી મેં તે નકલો મહારાજાની હજુરમાં મોકલી, જે વાંચી પિતુભક્ત મહારાજા પ્રસન્ન થયા જીમૂત વાહને પણ કહ્યુંછે કે, માતા પીતાની સેવામાં જે સુખ તથા ફળ છે તે ત્રૈલોકયના રાજ્યમાં પણ નથી તો આ પણ એક શ્રાદ્ધ રૂપજ છે, જેથી તેઓએ મારા આ કાર્યને અનુમોદન આપ્યું. વળી મરહુમ મહારાજાની પણ તેજ ઇચ્છા હતી, તે ઈચ્છા પૂરી પાડવી એમ પોતે પ્રસન્ન ચિતે હુકમ કર્યો, અને બે હજાર નકલ પોતાના છાપખાનામાં છપાવી દીધી; આમ ચોપડી છપાવવા નકી થયા પછી સૌ તરફથી સ્વર્ગસ્થ મહારાજાનું ટુંકું જીવન ચરિત્ર આમાં ટાંકવા મને સુચના તથા આજ્ઞા થઈ, જેથી તે લખવા મારો વિચાર થયો પણ હું આ કામમાં રોકાયેલ હોવાથી મોડું લખાશે એમ ચિંતા હતી એટલામાં મારા મિત્ર માધવજી પ્રાગજી દવે અગ્નિહોત્રીએ પોતે ખુશીથી એ કામ ઉપાડી લીધું, અગરજોકે જીવન ચરિત્ર લખવાં એ તેમનો અભ્યાસ નથી, પણ જે લખાણું તે મહારાજાના ગુણોનું આપણને જ્ઞાન થાય તે માટે બસ છે, એમ ધારી આમાં ટાંકેલછે તો વાંચક વર્ગને સવિનય વિનતિ કે અમારી કોઇપણ પ્રકારની ભૂલ આમાં હોય તો અમને ક્ષમા આપી સૂચના કરવી, જેથી અત્યંત ઉપકારી થશું.

આ સિવાય દીર્ઘાયુ નેક નામ મહારાજાનો તો ઉપકારી છુંજ તેમાં આમ હરવખ્ત મારીપર કૃપા વર્ષાવેછે તેથી વિશેષ ઉપકાર ગ્રસ્ત બની ઇશ્વર પાસે તેમના જય તથા દીર્ઘાયુ માટે સઆશિરવાદ પ્રાર્થના કરવી એજ મારી શક્તિ છે તથા રા. રા. મેહેરબાન પ્રભાશંકરભાઇ આ કાર્યના યોજક છે તેથી તેમનો પણ હું ઉપકાર ગ્રસ્ત છું, અને તેમનો જય તથા દીર્ઘઆયુ પ્રાર્થુંછું, પેહેલાંથી ગ્રાહક થનાર જે જે સદ્‌ગ્રહસ્થોએ મહારાજાપરની પોતાની ભક્તિથી મને મદદ કરીછે તેમનો હું આ સ્થળે ઉપકાર માનુંછું.

તારીખ ૧-૧૦-૯૭, સંધાડીઆ બજાર, ભાવનગર.

સેવક,

**નથુરામ સુંદરજી શુકલ,**

વાંકાનેર નિવાસી, હાલ ભાવનગર.

# સમર્પણપત્રિકા.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેક નામદાર

## મહારાજા સાહેબ શ્રીભાવસિંહજી બહાદૂર,

સંસ્થાન ભાવનગર.

મહારાજાના યશગાનરૂપી યજ્ઞના અંતસમયમાં આપ
आत्मावै जायते पुत्रः એ શ્રુતિથી મહારાજાનું સ્વરૂપ
હોઇ તેમના સ્થાનમાં મુખ્ય અધિકારી છો તેથી
તથા આપની પિતૃભક્તિ, દયા, નિપુણતા,
વિદ્વતા, આદિ ગુણોથી મોહિત થઇ
સવિનય પ્રણામાંજલિપૂર્વક આપને આ
ગ્રંથ અર્પણ કરૂંછું તે સ્વિકારવા
કૃપા કરશો.

હું છું
આપનો ઉપકારગ્રસ્ત
આશ્રિત સેવક,

**નથુરામ સુંદરજી શુકલ.**

# ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેક નામદાર મહારાજાશ્રી
# ભાવસિંહજી બહાદુરને
# આશિર વચન.

### સવૈયા.

પુર્ણ પ્રતાપ પ્રસારિ કરી કરધારી અસી ખળ વ્રંદ હઠાવી,
ચોર લબાડ કુડા જનને દઈ દંડ અને અતિ દીન બનાવી;
તાર્વી નમાવિ તમામ અરિ નથુરામ ફતેહ ધ્વજા ફરકાવી,
ભાવ ભુપાલ જીવો જગમાં શત વર્ષ લગી શુભ રાજ જમાવી.

### મનહર કવિત.

ઉન્હાળાનો અધિકાર અવનીથી ઉખેડવા,
ગાજીને ગંભીર વારી ધાર ધરતા રહો, ;
શોભિતાં સપત્ર કરો સુતરૂ સમસ્ત શાણા,
પાપિયા જવાસા તણાં પત્ર હરતા રહો ;
આપ વિના અન્યને ન યાચનારા ચાતકની,
પ્યાસ કરી દુર ભારે ભાવ ભરતા રહો ;
મેઘ પેઠે નિત્ય નથુરામ ભાવસિંહ ભુપ,
શત વર્ષ સુધી સ્નેહી શાંત કરતા રહો.

### સવૈયા.

યજ્ઞ ત્રિશંકુ સમાન કરી શુદ્ધ ભાવ ધરી સુર સર્વ રીઝાવી,
આશિર વાકય અપાર લઈ શુભ વિપ્ર તણા ઉરને હરષાવી ;
કોડ ધરી નથુરામ કહે વરસાદ અતિ વિત્તના વરસાવી,
ભાવ ભુપાલ જીવો જગમાં શત વર્ષ લગી શુભ રાજ જમાવી.

### કવિત.

શીશિરના બળથી બળેલાંને બચાવિ લેવા,
મલયઅનીલને ચલાવો ચારેપાસથી ;
સઘન બનાવો પત્ર પુષ્પથી તરૂ તમામ,
લાખો લતિકાઓને વધારો સુવિલાસથી ;

સહુ વનરાયને શોભાવો ભાવસિંહભુપ,
નથુરામ કરમાવો કરીરને ત્રાસથી;
વસંતની પેઠે પ્રજા વાટિકાને વિકસાવી,
જીવો શત વર્ષ ભરી સંસાર સુવાસથી.

## સવૈયા.

પ્યાર ધરી પરમારથમાં શુભ ધર્મ ધરાતલમાં સ્થિર સ્થાપી,
નીતિ પરે અતિ પ્રીતિ કરી નથુરામ ઉરેથી અનીતિ ઉથાપી;
દાનિ દયાળુ અપાર બની જન દીન અનેકતણાં દુઃખ કાપી,
ભાવ ભુપાલ જીવો જગમાં પુરના જનને અતિ આનંદ આપી.

## કવિત.

ખાલી આલવાલને ભાવેથી ભરી આપો ભુપ,
છલતા ક્યારાથી વારી ધાર વાળતા રહો;
છોટાં છોટાં વૃક્ષને સંભાળ રાખી મોટાં કરો,
અવરોધી ખોટાં મોટાં તરૂ ટાળતા રહો;
અણખપતણાં તરૂ આઘાં રાખો આઠે યામ,
ખાંતે ખપનાંને નથુરામ ન્યાળતા રહો;
શત વર્ષ સુધી ભલા માળી પેઠે ભાવસિંહ,
પ્રજાનો બગીચો પુરી પ્રીતે પાળતા રહો.

## સવૈયા.

પુત્ર સમાન પ્રજા જનને ગણી પ્યાર અપાર ધરી પ્રતિપાળો,
સંકટ સાધુતણાં હરીને બળધારી નિચા નરનાંઘર બાળો;
ઉત્તમને અતિ માન દઈ અપમાન કરી નર મધ્યમ ટાળો,
ભાવ ભુપાળ ભલા સુખમાં નથુરામ કહે નવલા દિન ન્યાળો.

## કવિત.

જીવનથી ભીંજવી જતન કરી જાળવીને,
આતપ વિનાના રાખો ઉત્તમ અવાસમાં;
સ્નેહેથી સવારે ઉઠી ફેરવવાં સરવને,
સડેલાં સુકાએલાંને ફેંકી દેવાં ઘાસમાં;
કહે નથુરામ કાચાં કામમાં ન લાવો કદી,
પાકાં પાકાં પેખી વ્હાલે વાપરો વિલાસમાં;

શત વર્ષ સુખેથી વિતાવો ભાવસિંહ ભુપ,
તંબોળીની પેઠે પ્રજાપાનના તપાસમાં.

### સવૈયા.

આશ્રય આપી અતિ ખગને મગને મહતા વનને ખુબી આપો,
શિતળ છાંયથી દાહ કરી દુર કષ્ટ પ્રવાસી તણાં સહુ કાપો;
અમૃત તુલ્ય મીઠાં ફળ આપી મહી નથુરામ યશે કરી માપો,
ભાવ ભુપાલ રસાલ બની શત શર્દ જીવો તનના હરી તાપો.

### કવિત.

જથ્થામાંથી જોઈ કરો નોખાં નેહ નગ્રનાથ,
સુઆકૃતિવાળાં છોટાં મોટાં ભાવભૂપતિ;
પારખો પ્રકાશ પાણી રૂપ રંગ રાવળજી.
ન્યાળો નથુરામ દ્રઢ દ્રષ્ટીથી રાખી રતિ;
દુષણ ભરેલાંઓને દુર કરે. દેવ રાજા,
શુદ્ધ સાચાં સંગ્રહો સલુણા આનંદે અતિ;
ઝવેરીની પેઠે ઝાઝાં સુજનજવાહીરની,
જીવો શત વર્ષ માળા ધારીને મહીપતિ.

### સવૈય.

પુરણ તેજ પ્રકાશ કરી ખિલવો નિત્ય વારીજ વૃંદ વિશેષે,
ધ્વાંત તણો સહુ અંત કરો બાન નિર્બળ રાત્રિચરો છુપી રહેશે;
નિત્ય કરી નથુરામ સુકર્મ સહુ દ્વિજ મંડળ આશિષ દેશે,
રાજ રવિ સમ તાજધરી નૃપભાવ કરો શતશર્દ સ્વદેશે.

### કવિત.

કસોટીએ નાખી સાચી કિમ્મત કોડેથી કરી,
તોલ કરો ત્રાજવામાં ધારીને માસા રતિ;
એરણે ચડાવી મારીમર નથુરામ જુવો,
તાપમાં તપાવી રૂપ રંગની ગ્રહો ગતિ;
પુરેપુરૂં પેખી કરો આનંદેથી ઉપયોગ,
કુંદન કરો કલ્પિત ઉલ્ટાવી આકૃતિ;
શત વર્ષ સોની પેઠે શોધી જનસુવર્ણને,
ભુષણ બનાવી ધારો ભાવસિંહભુપતિ.

### સવૈયા.

તાપ હરો તનના મનના વર અમૃત અંશુ ધરી જન ઉપર,
સત્વર શાંત કરો નથુરામ ચકોર તણાં અતિ આતુર અંતર;
દંપતિના મન મગ્ન કરી પ્રસરાવી ઘણી સુખ શાંતી ઘરોઘર,
શિતલતા શશિ તુલ્ય ધરી નિત્ય ભાવ ભુપાલ રહો સુખી ભૂપર.

### કવિત.

મનોહારી માન સરોવરમાં નિવાસ રાખી,
પાલન પ્રજાનું કરો રસિયા ધરી રતી;
પાનમાં પવિત્ર નીર અહારમાં મોંઘા મોતી,
સ્થાન પાન ખાનથી અહંતા અળગી અતિ,
સ્વજાતિથી સ્નેહ દેહ સ્વચ્છ નિત્યે નથુરામ,
ચાતુરી ભરેલી ચાલ ઉત્તમછે આકૃતિ,
હંસ પેઠે હરોજ નિરાળું કરી નિરક્ષીર,
જીવો શતવર્ષ શાણા ભાવસિંહભુપતિ.

### સવૈયા.

અમૃત વૃષ્ટ સમી કરી દ્રષ્ટ કરો નિજ આશ્રિતની સુખી કાયા,
નષ્ટ વરીષ્ટ તણાં કરી કષ્ટ અહોપદ શ્રેષ્ટ સુ રાવળ રાયા;
ભ્રષ્ટ કરો ભય ભાવ ભુપાલ સુદે નથુરામ બતાવી સુ માયા,
ઉત્તમ આયુ ગ્રહો ગુણિ ગોહીલ હાથ બનાવી હુમાયુની છાંયા.

## राग सोरठ त्रिताल.

प्यारा भाव भुपाल
अचल बीराजो तखत तखतसुत. प्या.—टेक.
बखत बुलंद चंद कुलचंदा (२)
कीरती कंत कृपाल. प्यारा.
चतुर चकोरनके चित हितकर
कुरन कमलके काल. प्यारा.

कवि गुनि पंडित कलितकुमदके (२)
परम पति प्रतिपाल. प्यारा.

नीर क्षीर नथुराम निबेरन (२)
महीप बने हो मराल. प्यारा.

### રાગ ખટ તાલ દાદરો.

(મેં હું હજાર જાનસેં મૌલાકે નામપે ફીદા—એ રાહ.)

વિવિધ વિજયદે વિભુ શ્રીભાવસિંહ ભુપને,
અરપણુ યશદરપણુ કર કમનિય ગુણ કૂપને. વિવિધ.

સરવ કષ્ટ નષ્ટ કરી સુકૃતિ -હૃદય સદન ભરી,
શરદ શત સુખેં વિતાવ રસિક રાજ રૂપને. વિવિધ.

પરમ ધરમ શરમ આપી સુમતિ સરલ -હૃદય સ્થાપિ,
વિપતિની ક્ષતિ કરી દિપાવ શાન્તિના સ્વરૂપને. વિવિધ.

સહુ સ્વદેશને વિદેશ કલિત કીરતિ કરી હમેશ,
પ્રિય ગણી નથુરામ અખિલ ક્ષત્રિમાં અનુપને. વિવિધ.

### રાગ માલકોસ તાલ દાદરો.

દિયો પ્રભુ ભાવસિંહ ભૂપને આયુષ્ય ઘણી,
રહો જુગ કોટી અમારે શિરે દ્રઢ એજ ધણી. દિયો.—ટેક.

રાખો નિત્ય રાજવિર રૂપને અનુપ મુદે,
-હ્રદે રસવૃદ્ધિ દ્યો વિશેષ સર્વ કલેશ હણી. દિયો.

પ્રજા પ્રતિપાળ છે છતાં વિશાળ પ્રેમ ધરે,
કરે અતિ સંતની સહાય કીર્તિકંત બણી. દિયો.

સદા સુખશાંન્તિની ધ્વજા તમામ ઠામ ધરો,
ભરો શુભ રિદ્ધિ સિદ્ધિ ધામમાં અનંત ગુણી. દિયો.

પ્રગટ રવિ સમો પ્રતાપ સદા આપ દિયો,
લિયો વિનતિ સ્વિકારી નિત્ય નથુરામ તણી. દિયો.

## ગાયન.

(કેવી સુંદર મનહર મન અંદર આ લાગે લ્હેર.—એરાહ.)

સુખ પામો દુઃખવામો જયથી જામો ભાવ ભુપાળ.—ટેક.

દિનકરના કિર્ણો સમ દેશે કાયમ કીર્તિ રહે હમેશે,
નિત્ય નિત્ય નવલે વેશે છાય વિદેશે ધારી વ્હાલ. સુખ.

ધર્મ અંકુશ ધારી હસ્ત દુર કરો કલીકુંભી મસ્ત,
અસી ધરી હણો અરી સમસ્ત ખળદળ ઉડુનો કરી અસ્ત,
અમિત વખત રહો તખત બને નથુરામ વિલોકી નિહાલ. સુખ.

## રાગ બિલાવર ઝંપતાલ.

(બાહુ મુજ ફરફરે શુકનને સૂચવે—એ રાહ.)

સુખ સજી દુઃખ તજી ભાવસિંહ ભૂપતિ,
હરઘડી સહુ હિતુને હસાવો. સુખ.—ટેક.

ઝપટથી કપટિને ચપટ બેસારવા,
નિપટ ખળ નીચદળને નસાવો. સુખ.

સરવ નિજ દેશના કલેશને ટાળવા,
ગરવ ધરિ ન્યાય યોદ્ધા નચાવો. સુખ.

ચોટ કરી ચોર નર ચુગલ ચંડાળને,
ફેલી ફંદી ફીતૂરી ફસાવો. સુખ.

સત્યની ચમકતી હાથ સમશેર ગ્રહી,
નીતિ રણક્ષેત્રમાં યુદ્ધ મચાવો. સુખ.

વિજય કેતુ ધરી પાણુ પેરમપતિ,
દુર કરી દુષ્ટનો સરવ દાવો. સુખ.

સુયશના વિમળ કમળો ખિલાવી સરસ,
અવનિમાં અમિત આનંદ છાવો. સુખ.

તખ્તપર તખ્તનંદન વડો વખ્ત રહી,
નિત્ય નથુરામને ભૂપ ભાવો. સુખ.

## ગરબી.

(પુનમ ચાંદની ખીલી પૂરી અહીંરે.—એ રાહ.)

ચાલો ચાલો સહુ સજ્જનો સ્નેહે કરીરે,
આપો આનંદથી આશિષ અનંત;
ભાવે રાજે આજે ભાવસિંહ ભૂપતિરે. ટેક.

સારાં શ્રીફલોને સિક્કાઓ સુવર્ણનારે,
ખરે ભાવે અરપોને ધારી ખંત. ભાવે રાજે.

નિત્ય નિત્ય નવલી મોજમાં, હરદમ ધારી હર્ષ;
વિતવે વિવિધ વિલાસમાં, સુખે કરી શત વર્ષ.
પામે શ્રેષ્ટ પદ નષ્ટ કરી કષ્ટનેરે;
સ્થાપિ શાન્તિ મહીતલમાં મહંત. ભાવે રાજે.

નવનિધ્ધી નૌતમ અને, ઉત્તમ સિદ્ધિ અષ્ટ;
ભાવેથી ભુવને ભરે, દેવ કરી શુભ દ્રષ્ટ.
ભાગે ભ્રષ્ટતણાં ભુવનો ભૂમિ થકીરે;
ગાજે સુયશના દુન્દુભી દિગંત. ભાવે રાજે.

કટાક્ષમાં કરૂણા વસે, પલકે વસે પિયૂષ;
વિનય વસીવચને કરે, અતિ લાંબી આયુષ.
છાજે છત્ર ધારી નાથ નથુરામનોરે,
તેનો બોલો જય જય ધારી તંત. ભાવે રાજે.

## ગરબી.

(લલના નહીં થાય લગાર કામણ મંત્ર કરી એ—રાહ.)

અતિ જીવો જગમાં આપ, ભાવભુપાલ તમે;
આપીંછી આજ અમાપ, આશિરવાદ અમે. ટેક.

જ્યાં સુધી રવિશશિ નભમાંહી, પ્રેમે કરે પ્રકાશરે;
ત્યાં સુધી સરવે સુખ સાહી, વિધવિધ કરો વિલાસ. ભાવ.

જ્યાં સુધી હરતણે ઉચ્છંગે, હરા હરખથી રાજેરે;
ત્યાં સુધી શુભ આપતણે શિર, છત્ર રાજનું છાજે. ભાવ.

જ્યાં સુધી ચતુરાનન ચિત્તથી, ભવપતિને નહીં ભૂલેરે;
ત્યાંસુધી પેરમના પ્રભુ નિત, ઝુલો સુખને ઝુલે. ભાવ.

અગણિત વરષલગી પ્રભુ અમને, સુરતરૂ સમ સુખ આપોરે ; ભાવ.
કોડ ધરી નથુરામ કવિના, કષ્ટ સમુહને કાપો.

## दोहा.

संवत्सर शत सुख ग्रही, महद धरी यश माल ;
अचल बिराजो अवनिपर, भावसिंह भूपाल.

सजी प्रजाके सरव सुख, धरी धरमकी ढाल ;
अचल बिराजो अवनिपर भावसिंह भूपाल.

नीको जन हित गेल गृहीँ, यश टीको धरी भाल ;
अचल बिराजो अवनिपर, भावसिंह भूपाल.

नीतिसों प्रीति करी, जीति जगति बिशाल ;
अचल बिराजो अवनिपर, भावसिंह भूपाल.

कवि गुनि पंडितकों करी, नित्य नथुराम निहाल ;
अचल बिराजो अवनिपर, भावसिंह भूपाल.

श्रीरस्तु कल्याणमस्तु शुभंभवतु

शान्ति, शान्ति, शान्ति.

ભાવનગરના ગોહિલ રાજ્યકુળભૂષણ ઉદાર મૂર્તિ મહારાજા રાઓળશ્રી સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ.એલ.એલ.ડી.નું ટુંક

# જીવનચરિત્ર.

## મંગળાચરણ.

### कवित.

प्रबल बढायो परमारथको पारावार,
छहर्योंदिगंत नथुराम कहे छिनमें;
दानके दिमागसों दबायो पुहुमीकोपट,
अचल प्रताप जाको छायोजनगनमें,
सुखद स्वरूपशुद्धसंत अरु सुरभिको,
अति उपकार जाको व्रद्ध बालकनमें;
मुदप्रद नाम सबठाम जाको होत एसें,
तखत महीपतिको ध्यान धरूं मनमें.

મહારાજા તખ્તસિંહજીના સ્વરૂપનું ધ્યાન કરતાં તેના મહાન પ્રતાપ તથા શક્તિનું વર્ણન થઈ જાયછે, જે મહારાજાએ પરમાર્થરૂપી સમુદ્ર ઘણોજ વધાર્યો, જે એક ક્ષણમાં દિશાના અંત સુધી છવાઈ ગયો; જે મહારાજાએ પોતાના અત્યંત દાનની શોભાથી પૃથ્વીનો પટ ઢાંકી દીધો; જે મહારાજાનો અચળ પ્રતાપ મનુષ્ય સમુહમાં છવાઇ રહ્યોછે; જેનું શુદ્ધ સ્વરૂપ સંત તથા સુરભિને સુખ આપનારછે, અને જેનો અત્યંત ઉપકાર આ બાળ વૃદ્ધ સૌપર છે; તેથી જે મહારાજાનું નામ સર્વ સ્થળે મુદપ્રદ (આનંદદાતા=મંગળ=પ્રાતઃસ્મરણીય) થયેલુંછે એવા तख्तसिंहजी મહારાજાનું મારા મનમાં ધ્યાન ધરૂંછું.

આ જીવનચરિત્ર લખતાં પણ મંગળાચરણ કરવું ઉચિત ધારી આ મંગળાચરણ કર્યુંછે, કારણ કે समाप्ति कामो मंगलमाचरेत् નિર્વિઘ્ન સમાપ્તીની ઇચ્છાવાળાએ મંગળાચરણ અવશ્ય કરવું એમ શ્રુતિ સંપ્રદાય તથા શિષ્ટ સંપ્રદાય છે; એ મંગળને સાહિત્યાચાર્યો ત્રણ પ્રકારનું વર્ણવેછે; आशिर्नमस्क्रिया

वस्तु निर्देशो वाऽपितन्मुखम् અ શિરવાદાત્મક, નમસ્કારાત્મક તથા વસ્તુ નિર્દેશાત્મક. આ મંગળાચરણ નમસ્કારાત્મક તથા વસ્તુ નિર્દેશાત્મક છે, કારણકે આવા મહાન ઈશ્વિરી (દૈવી) સંપત્તિવાળાનું ધ્યાન વખતે વર્ણન કરતાં સહેજે નમસ્કાર થઈ જાયછે; તથા મહારાજાના જીવન ચરિત્ર લખતાં તેની શકિતનું આ વર્ણન હોઈ વસ્તુનો પણ તે નિર્દેશ (સૂચન) કરેછે. કવિતાનો અર્થ તો સ્પષ્ટ છે, એટલે અર્થ વિષે ન લખતાં મહારાજાનું ધ્યાન આ સ્થળે યોગ્ય તથા ઉક્ત છે એજ બાબત માત્ર થોડું લખવું ઉચિત છે. મહારાજાનું ધ્યાન કરવું એથી કોઇને આશ્ચર્ય થાય; પણ यद्यद् विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेवच વિભૂતિવાન સત્વ છે તે ધ્યાન ધરવા લાયક છે એ ગીતા વાંકયથી તે શંકા દૂર થાયછે; કારણ કે જે વિભૂતિવાળો પદાર્થ છે તે દરેક ધ્યેયરૂપ લઇ શકાય છે, વળી ગીતાના દસમાં અધ્યાયમાં વિભૂતિયોગ પ્રકરણમાં સત્તાવીશમા શ્લોકમાં વિભૂતિ ગણાવતાં नराणांचनराधिप એમ કહી રાજાને પણ પોતાની વિભૂતિ શ્રીમુખથી કહેલછે તો તેનું ધ્યાન એ આ સ્થળે યોગ્યતર તથા ઉત્તમ છે. મને પણ એજ ઉત્તમ લાગ્યું તેથી આ ગ્રંથના કર્તા કવિ નથુરામનું આ કવિત આ સ્થળે ટાંકી મંગળાચરણ કર્યુંછે, હવે ધ્યાન એટલે શું એ સંબંધમાં વિશેષ વિવેચન આ સ્થળે અયોગ્ય છે, પણ માત્ર આ સ્થળે ટુંકમાં એટલુંજ કે—

**देशावस्थिति मालम्ब्य बुद्धेर्या वृत्ति सन्ततिः।**
**वृत्यन्तरैरसंस्पृष्टा तद्ध्यानं सूरयोविदुः ॥**

મતલબ કે પરમેશ્વરના સ્વરૂપમાં એકાકાર પ્રત્યનો પ્રવાહ તે ધ્યાન (ઇશ્વર ગીતા) મનમાં કરૂંછું એમ કહી એમ સુચના કરી લાગેછે કે ઇંદ્રીય સંયમ કરી મન-ચિત્તને એકાગ્ર કરીને દ્રઢ મનથી કરૂંછું.

**यद्यदाचरति श्रेष्ट स्तत्त देव तरोजनः।**
**सयत्प्रमाणं कुरूते लोकस्तदनु वर्तते ॥**

શ્રેષ્ટ પુરૂષો જેવાં આચરણ કરેછે, એ પ્રમાણે ઇતરજનો વર્તે છે, કારણ કે મહાન પુરૂષો જેને પ્રમાણ રૂપ કરે તેને લોક અનુસરેજ. (શ્રીમદ્-ભગવદ્ ગીતા).

આ શ્લોક સિદ્ધ કરી આપેછે કે ચરિત્ર ગ્રંથો લખવા એ નિરર્થક નથી ચરિત્ર લખતાં શું ગ્રાહ્યછે તે નીચેનો શ્લોક બતાવેછે :—

अणुभ्यश्च महद्भ्यश्च ।
शास्त्रेभ्यः कुशलोनरः ॥
सर्वतः सार मासाद्य ।
पुष्पेभ्य इव षट्पदः (શ્રીમદ્‌ભાગવત.)

ભ્રમર જેમ પુલમાંથી સાર (મધ) લેછે તેમ બુદ્ધિમાન મનુષ્યે પણ નાના મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો. (શ્રીમદ્‌ભાગવત.)

તો મહાન દાનેશ્વરી શ્રીતખ્તસીંહજીનું જન્મચરિત્ર લખવું એતો સર્વતઃ ઉચિત અને યોગ્ય છેજ.

આ મહારાજાના વિવિધ ગુણોનું વર્ણન કરતાં તો એક મોટો ગ્રંથ થઇ જાય પણ માત્ર ટુંકામાં કહું તો નીચેનો શ્લોક કાંઇક તેમના ગુણોનું ભાન કરાવેછે:—

दीननां कल्प वृक्षः स्वगुण फलनतां सज्जननां कुटुम्बी ।
आदर्श शिक्षितानां सुचरित निकषः शीलवेला समुद्रः ॥
सत्कर्ता नाव मन्ता पुरुष गुणानिधिर्दाक्षिणोदार सत्वो ।
ह्येकः श्लाध्यः सजीवत्यधिकगुण तया चोच्छसन्तीवचान्ये॥

અર્થ—દીન પુરૂષોને કલ્પવૃક્ષરૂપ, પોતાના દયાદાક્ષિણ્યાદિ ગુણથી અતિ વિનયવાન, સાધુ પુરૂષોના આધાર સ્વરૂપ, વિનીત પુરૂષોને તો દર્પણ સ્વરૂપ સુચરિત પુરૂષોને કસોટીરૂપ, શીલરૂપી રેતીના કાઠાંથી મર્યાદિત સમુદ્ર જેવા, સત્કર્મ કરનાર, કોઇને અવમાનિત નહીં એવા અને પુરૂષમાં જે ગુણો હોય તેના ખજાન. રૂપ, ચતુર, ઉદારસત્વ (દૈવી સંપત્તિવાન) આવા તે પ્રશંસનિય નૃપતિ (તખ્તસિંહજી) અધિક ગુણવાન હોવાથી તે માત્ર

એકજ જીવેછે, બીજા તો માત્ર શ્વાસોશ્વાસ લેછે. આવા મહારાજાના ગુણોનું નિદર્શન કરવાનું મારે સુભાગ્યે લખેલ તે એક સ્તુતિરૂપ હોવાથી, મને રાજ્ય ભકિતરૂપ હોવાથી આનંદ તથા શોક સહિત આ કાર્ય આરંભુંછું. આરંભમાં હું દુર્જનને પહેલા વંદન કરૂંછું, કારણકે તે મારી ક્ષમા યાચના તરફ લક્ષ ન આપે એવા છે અને સજ્જનો સહૃદય હોવાથી ક્ષમા યાચના તરફ લક્ષ આપે એમ ધારી તેમને પછી વંદન કરૂંછું.

મહારાજાના પૂર્વજોના ચરિત લખતાં એક બીજો ગ્રંથ થાય એ હેતુથી મારા વડીલ બંધુ અગ્નિહોત્રી યજ્ઞેશ્વર પ્રાગજી કૃત એક નિબંધમાંથી નીચેના થોડા શ્લોક ટાંકી ટુંકામાં તેનું વર્ણન કરૂંછું:—

ભાવનગર વસાવનાર મહારાજા ભાવસિંહજીના વર્ણનથીજ આમાં આરંભ કરેલોછે.

**तस्यां सप्त द्वीपे ष्वासी द्भर तारव्य खंडरत्नेच ।**
**गुर्जर देशे वंशो गुहिलानां शत्रुमुर्ध्निदत्तपदः ॥**

આ પૃથવીપરના સાત દ્વિપમાં ભરતખંડ નામના રત્નરૂપ ઉત્તમ દેશના ગુજરાત ભાગમાં શત્રુના માથાપર જેણે પગ મેલ્યોછે એવો ગોહિલોનો વંશ રાજ્ય કરેછે.

**पुरामृतधिशायिनः कमलभूरभून्ना भितः ।**
**सविश्वरचनेरितः स्वमुखतो द्विजानूरुतः ॥**
**विशस्वपदतोऽत्यजान्निखिलधर्मगुप्त्यै भुजा ।**
**त्ससर्ज शुभ विक्रमान्नति भटान् परान् बाहुजान् ॥**

પૂર્વે ઉદધિમાં સુતેલા શેષશાયીના નાભિ કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા અને તે સૃષ્ટિ રચના ઉત્સુક થયા તેણે પોતાના મુખમાંથી બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા; પોતાના પગમાંથી શૂદ્ર ઉત્પન્ન કર્યા ઉરૂમાંથી વૈશ્ય ઉત્પન્ન કર્યા અને સર્વ ધર્મની રક્ષા માટે પોતાની ભુજામાંથી સારા પરાક્રમવાળા અતિ ભટ એવા શ્રેષ્ટ ક્ષત્રિઓને ઉત્પન્ન કર્યા.

तत्रापि चंद्रान्वय रत्नभूता ।
नृपा बभूव भुवि धर्म मुख्या ॥
पांडो सुताश्चार्जन संमुखाश्च ।
क्षात्रोर्जिता धर्म परात्युदारा ॥

તેમાં પણ ચંદ્ર વંશમાં રત્નરૂપ એવા નૃપતિઓ પૃથ્વીમાં ધર્મ આદિ થયા, જેમાં પાંડુના દિકરા અર્જુન આદિ ક્ષત્રિતેજવાળા, ધર્મ તત્પર અને ઉદાર હતા. પ્રેમાનંદ પણ નીચે પ્રમાણે કહેછે કે "શશિકુળની શીપ્રશંસા કરીએ":—

દ્વિજવર વનપૂરે, પૂર્ણ સંતોષ પામે,
અરિગણ તૃણ તુંડે લેઈને શીર્ષ નામે.

(તપત્યાખ્યાન.)

तद्वंशजान्नृपतयो हरिबद्ध सख्याः ।
सर्वस्वदा सकलसार्थ करा बभुवुः ॥
तज्जान्वये कलिभवो गुहिलस्यवंसो ।
शाखोर्जितः क्षितिभृतां शिखरः प्रतिष्टः ॥

તે વંશમાં પ્રભુ સાથે પ્રેમ ધરાવનારા એવા સર્વ ચીજ આપનારા, સર્વને સાર્થ કરનાર એવા રાજા થયા એમ કરતાં કળિયુગમાં તેમાંથી ગોહિલ વંશ થયો, જે પોતાની શાખાથી શ્રેષ્ટ હોવાથી રાજાઓના મુગટરૂપ ગણાય છે.

श्री भावसिंह जिदभून्नृप रत्नभूत ।
स्तद्वंशजो निज जनावनलब्ध कीर्तिः ॥
श्री सिंहपूर भव दस्यचराज्यधानी ।
तस्यां स्थितः सदुभूजे समुदिन्द्र भोगान् ॥

આ વંશમાં રાજાઓમાં રત્નરૂપ એવા ભાવસિંહજી થયા. તેના વંશજોએ

પોતાના જન (પ્રજાજન)ના રક્ષણથીજ કીર્તિ મેળવી; આ વખતે તેમની રાજધાની સિંહપુર (શિહોર) હતી ત્યાં રહીને ઇંદ્રિ સમાન ભોગ ભોગવતા હતા.

संदर्शनार्थ मगमत्सरुहाम्बिकाया ।
वारे रवे रधिगताखिलचारचक्रः ॥
मार्गेसमीक्ष्य शशकं धुलिमंडलेन ।
युध्वंतमुर्व्यनुभवंच पुरंचकार ॥

આ મહારાજા ભાવસિંહજી દર રવિવારે રૂહાંબિકા (રૂવાપુરી માતા)નાં દર્શન કરવા આવતા એવો તેમને નિયમ હતો ત્યાં માર્ગમાં એકવાર સસલો તથા નોળીયાનું યુદ્ધ જોઇને તે જગ્યાએ પોતે શેહેર બંધાવ્યું.

नाम्ना स्वकेन सुचरानु मतेन तत्र ।
स्वद्धंच भावनगरं परशक्तिधाम्ना ॥
तत्र स्वराज्यपदवी मधिकृत्य वृद्धिं ।
लेभेसमृद्धि मुरूधार परश्वयेन ॥

પોતાના સારા બુદ્ધિમાન નોકરોનો મતલઇને પોતાના નામ ઉપરથી નામ આપી પરાંબાના તેજવાળું એવું સમૃદ્ધિવાન શેહેર બંધાવ્યું ત્યાં પોતાની રાજધાની કરીને પછી ઘણી તેજસ્વી તથા તીક્ષણ તરવારથી સમૃદ્ધિ પામ્યા.

आसीत्ततस्तनुभवोक्षयराजसिंहः ।
स्तस्मादभून्नरपतिर्भुवि वख्तसिंहः ॥
राष्ट्रं गृहेच कृतवा न्स्वकृपाणवीर्यः ।
सर्वं विजित्य च परान्कृपयांबिकायाः ॥

અર્થ—તેને અક્ષયરાજ (અખેરાજજી) નામના પુત્ર રાજાઓમાં સીંહ હતા, તેના પુત્ર વખ્તસિંહજી પૃથ્વીપાલ થયા, જેણે પોતાની તરવારના પ્રતાપથી ઘણુ દેશ ઘરે કર્યા, અને અંબિકાની મેહેરબાનીથી ઘણી જીત મેળવી.

तस्माद भूद्विजयसिंहजि दुग्र रत्न ।
सूनु स्ततः पुनरिहापिच भावसिंहः ॥
तस्यात्मजोऽभव दिहाक्षयराजसिंहो ।
राज्यं समेत्य वयसाल्पतरेण शीर्णः ॥

ત્યારપછી તેના પુત્ર શૂરવીર રત્ન વિજયસિંહજી થયા, તેના પુત્ર પાછા ભાવસિંહજી નામે થયા, તેના પુત્ર અખેરાજજી (હાજીરાજ) ગાદીએ બેઠા, જે થોડો વખત રાજ્ય ભોગવી નાની વયમાં સ્વર્ગસ્થ થયા. વિજયસિંહજીના પ્રતાપથી સૌ કોઈ જાણીતું છે, જેના જન્મ પ્રસંગે હજી તોપનું માન ભાવનગરમાં અપાયછે.

तर्ह्यर्पयन्नृप पदंच निजानुजेषु ।
तस्मै यशस्वि मृगयाय निजानु जाय ॥
सोस्माद भूत्स्वयशसामति पूर्णपात्र ।
भूपो यशस्वि मृगराडभिधः सुधर्मः ॥

આ મહારાજા અખેરાજજીએ પોતાનું રાજ્ય સિંહસમાન પરાક્રમી પોતાના નાના ભાઈ યશવંતસિંહજીને અર્પણ કર્યું, તે મહારાજા યશવંતસિંહજી ધર્મવાન એવા યશનું પૂર્ણ પાત્ર રૂપ થયા.

येनार्चितास्व सकलर्द्धि भिरप्य पोष्टैः ।
विप्रा निजा दिगवसानत आगताश्च ॥
अन्येचयेन सुकृताः कृतवः प्रदानाः ।
यात्रामहर्द्धि विगमासु कृतान्य संख्यं ॥

જેણે પોતાની સકલ સમૃદ્ધિથી મનો વાંછિત કરતાં પણ વધારે સત્કારથી પોતાના આશ્રિત તથા બીજી દિશામાંથી આવતા બ્રાહ્મણોનું અર્ચન કર્યું, અને અત્યંત દાનવાળા યજ્ઞ અને યાત્રા આદિ અસંખ્ય સુકૃત્યો કર્યાં આથી મહારાજાની કીર્તિ દીગંતમાં ફેલાઈ ગઈ હતી, આ પ્રમાણે મહારાજાના પૂર્વજોનું ટુંક વર્ણન આપી પ્રસ્તુત વિષય લેવો ઉચિત છે.

આપણા મરહુમ માયાળુ મહારાજા સર તખ્તસિંહજીનો જન્મ સંવત ૧૯૧૪ના પોષ માસની કૃષ્ણપક્ષની સપ્તમીને અંગ્રેજી તારીખ ૬ જાન્યુઆરી ૧૮૫૮ને દિને થયો હતો. મહારાજાનો જન્મ થયો તે વખતે ચોપાસથી શાંતિ હતી, દિવસ અત્યુત્તમ દિસતો હતો, ચોપાસથી શુભ શુકન સૂચક પક્ષિઓ કિલ્લોલ કરી રહ્યાં હતાં. મહારાજા જસવંતસિંહજીને આટલી ઉમ્મરમાં એકે સંતાન નહોતું તેથી પોતાના પિતૃરૂણમાંથી મુક્ત થવા હમેશાં ચિંતાતુર રહેતા, કારણકે તે ચિંતા કોને નથી હોતી, દુષ્યંત જેવા મહાત્માને પણ જ્યારે પોતાની ખોવાયેલી મુદ્રિકા હાથ આવી ત્યારે શોક થયો હતો કે—

વસંત તિલકા.

"આના પછી કુળ વિષે શ્રુતિશાસ્ત્ર રીતે,<br>
રે'કોણ પાઈ જળ તર્પણ નિત્ય કરશે;<br>
એવું કહી પિતરશું મુજ વંશ કેરી,<br>
આંખ્યો થકી નિસરતું જળ શેષ પીશે."

(ઝ. ઉ. યાજ્ઞીક.)

આ પ્રમાણે નિરંતર પુત્રની ઇચ્છાવાળા છતાં મહારાજાએ નિષ્કામ બુદ્ધિથી ઘણાં સુકૃત કર્યાં, જેથી તેમના સુકૃતનાં ફળેજ જાણે દેહ ધારણ કર્યો હોય તેમ શ્રી તખ્તસિંહજીએ આ ભૂમીપર અવતાર લીધો. તે દિવસ વિષે એમ કેહેવાયછે કે ઈ. સ. ૧૮૫૮ જાન્યુઆરી તારીખ ૬ઠી, સંવત ૧૯૧૪ના પોષ માસની કૃષ્ણ સાતમને દિવસે પરમ પુણ્યશાળી મહારાજા જસવંતસિંહજીને ઘરે યશનો અવતાર થયો, આ દેવનોજ અવતાર હોય એમ હતું તે કાંઈ પુણ્ય ક્ષીણ થવાથી અવતર્યા નહોતા પણ પોતાના ઉપાસકોને ન્યાલ કરવા તથા દાન તથા નીતિનો ધર્મ પ્રચારવા અવતર્યા હોય એમ સૌને ભાસતું હતું. ઘરેઘરે આનંદ ઉત્સવ છવાઈ રહ્યો, માતુશ્રી હરીબા સાહેબ તથા પિતાજી જસવંતસિંહજી સુદ્ધાંતે આ પુત્રને આશિરવાદ આપ્યા હતા, અને દીર્ઘાયુષ માગ્યું મહારાજાએ પોતાના આશ્રિત બ્રાહ્મણોને બોલાવી તેમના જન્મગ્રહ કરવા વિનતિ કરી, બ્રાહ્મણો પ્રસન્ન ચિત્તથી કુંડલી કરી તેજ વખતે ટુંકામાં નીચે પ્રમાણે ફળાદેશ કહી બતાવ્યો કે, જેમ શુકલ પક્ષનો ચંદ્ર દિન પ્રતિદિન વધતો જાય તેમ આ બાળ મહારાજા પ્રતાપ તથા તેજ સાથે શરીરમાં વધવા લાગ્યા, તેમની ચપળતા તથા ઉદારતા પ્રથમથીજ જણાઈ આવતી; પુત્રનાં લક્ષણ પારણામાંથી એમજ બનતું ક્દીપણ માતાપિતાનો ઠપકો ખાવાનું તેમને બનેલું નહીં. તેમની સંભાળ રાખનારા પણ સદા આનંદ તથા શ્રદ્ધા ભકિતથી તેમને સંભાળતા. આવી

તેમની રહેણી કહેણી ઘરથી હતી. નાનપણમાં તેની રીત ભાત તથા રમતગમત સંબંધી ઝાઝી હકીકત મને મળી શકી નથી, પણ જેટલું મળ્યુંછે તે ઉપરથી એમ દ્રઢ થાયછે કે, એક ઉદાર પુરૂષના પૂર્વ સમય (બાળસમય)ને બરોબર મળતુંજ છે તેમાં શંકા નથી, તેથીજ તેમના બાળ ચરિતમાં ઉદારતા કરતાં શૂરવીરતા સંબંધી વિશેષ હકીકત સંભળાય છે. નાનપણમાં હમેશાં રમતમાં પોતે પ્રજા રક્ષણનીજ રમતો રમતા, બહારવટીયાને હરાવવા એ તેનો હમેશનો ખેલ હતો, પોતે રાજા થઇ પ્રજા રક્ષણ તત્પર રહેતા, બેચાર નાના તથા નબળાં બાળકોને પ્રજાના વાણીયા વિગેરે બનાવતા, એકાદ બળવાનને બહારવટીયો બનાવતા, બીજા થોડા તેના નોકર થતા, અને કેટલાકને પોતાના નોકર બનાવતા હતા. આમ નિરંતર કરતાં કરતાં કેટલાક કાવા દાવા કરતાં બાળવયમાં છતાં પ્રજા રક્ષણ તત્પર રહેવામાં ચુસ્તપણું બતાવતા, આમાં પણ કદી નીતિ ઉલંઘન ન થાય તેમ વર્તતા. અગરજોકે તેમને તે વખતે તે સંબંધી જ્ઞાન નહોતું પણ કુદરતી થતું હતું. બચપણથી મોટાં કામ કરવાજ તેમનો અવતાર હતો એમ તેમના કૃત્યથી વરતાઈ જશેજ, તેમના બીજા શિક્ષકોમાં પ્રથમ પદ આંહીના કેળવણી ખાતાના માજી અધિકારી તથા એંગ્લોવર્નાક્યુલર સ્કૂલના હેડ માસ્તર પ્રાણનારાયણ મયાશંકરનેજ અપાયછે. આ પુરૂષને મેં પંડે જોયા છે તથા તેમની દેખરેખ નીચેની નિશાળમાં હું ભણેલોછું, તેમની શાંત વૃતિ, બાલકોપરની પ્રીતિ, આદિ ગુણો તેમનામાં પ્રત્યક્ષ જણાઈ આવતા, તો આમ ખાસ શિક્ષણ આપવામાં તો શામાટે કાંઇ ખામી નિકળે તેવું હોયજ, ઉત્તરોત્તર સદ્‌ગુણનું શિક્ષણ તેમને વધારે અપાતું. બીજી કેળવણી કરતાં નીતિની કેળવણી તરફ તેમનું લક્ષ પ્રથમથીજ ચોટેલું રહેતું હતું. આ પ્રમાણે જ્યારે કાઠીઆવાડમાં બીજા રાજાઓમાં આ પ્રચાર નહોતો ત્યાંતો મહારાજા તખસિંહજી તો સરસ્વતિના ભકત થયા હતા. આ વખતે કાઠીઆવાડના રાજકુમારોને યોગ્ય કેળવણી આપવા બંદોબસ્ત થઈચૂકયો હતો. રાજકોટમાં એક ફંડ ઉભું કરી રાજકુમાર કોલેજની ગોઠવણ થઈ તેનો પાયો નાંખવાની ક્રીયા સને ૧૮૬૮માં થઇ હતી, ત્યાં ઉત્સવમાં ભાગ લેવાને પોતાના પિતાની આજ્ઞાથી મુખ્ય દિવાન ગવરીશંકર ઉદેશંકર (પ્રખ્યાત ગગાભાઇ)ની સાથે ગયા હતા, અને બાળક છતાં આ મહોત્સવ જોઈ અત્યંત ખુશી બતાવી હતી અને પોતે આ કોલેજમાં ભણવા આવવા ઉત્સુક થયા હતા. આ પ્રમાણે ત્યાં આનંદમાં ભાગ લઈ ભરૂચનું પ્રદર્શન જોવા પધાર્યા તે જોઈ પોતાના દેશની ચીજો વિગેરે જોઈ તેની સ્થિતિ સુધારવાને ઉત્સુક થયા હતા. અને ગ્રંથકારો તથા કારીગરોને મદદ કરવાની ઉત્કંઠા બતાવતા હતા. આ વખતથીજ મહારાજા માતા પિતાની પ્રીતિના બદલા-

રૂપ તો નહિંજ પણ તેની પ્રીતિની માગણીરૂપ પોતાનું કર્તવ્ય, સેવા કરતા અને તેમની આજ્ઞા એ વેદાજ્ઞા, ઇશ્વરાજ્ઞા સમજીને વર્તતા હતા, જીમુતવાહને જે કહ્યું તે પ્રમાણે વર્તતા અને સદા તેવી રીતિના બદલારૂપ ઉત્કર્ષ ભોગવતા હતા. એમ સમજતા હતા કે—

જાણુંછું ઘર રાગનું ક્ષણિક છે એવી મને ખાત્રી તો,
કાર્યા કાર્ય વિષે વિચાર હીન છે તે કોણ ના જાણતો;
એવું નીંદ્ય છતાં અભિપ્સિત ફલ પ્રાપ્તિ તણું સ્થાનતો,
થાયે યૌવન જો ગુરૂચરણની સેવામંહિ જાય તો.

(નાગાનંદ.)

અને—

શોભે તાત સમીપ પૃથ્વી ઉપરે તેવો શું સિંહાસને
ચાંપે સુખ મળે ગુરૂજન પદો તે સુખ રાજ્યે શું છે.
જે છે સ્વાદ ગુરૂ અજીઠું જમવે ત્રૈલોકય ભોગે શું તે,
છોડયાથી ગુરૂ શુશ્રુષાશ્રમવિના રાજ્યે કયું સુખ કહે.

(નાગાનંદ.)

આમ ગુરૂ (માતા પિતાદિ વડીલ)ની સેવાનુંરકત મહારાજા પોતાના દિવસ આનંદમાં નિર્ગમન કરતા હતા. અને પિતાની ધર્મપર શ્રદ્ધા, યજ્ઞ-યાગાદિપર ભક્તિ પ્રજા રક્ષણ વિગેરેનું અનુસરણ કરતા. આમ કરતી વખ્તે મહારાજા પોતાની મન તનની કેળવણીમાં પછાત નહોતા, ઘોડા ખેલવવામાં આ મહારાજાની બહાદુરી અપૂર્વ હતી. ઘોડા ખેલવવાની તેમની બહાદુરીમાં તો ભાવનગરમાં તેઓ પ્રખ્યાત ગણાતા, અને ગોળી મારવાનો તેનો આબાદ અભ્યાસ એવો ઉત્તમ હતો કે સારા ગોળી મારનાર પણ ચકીત થતા, અમને એક એવો દાખલો મળેલોછે કે જ્યારે આંહીના જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર સાહેબ મે. પરસીવલ સાહેબ સાથે ગોપનાથ મુકામે પોતે ગએલા તે વખતે એક દોડતા હરણને ગોળી મારતાં ૩૫૦ વાર છેટેથી તેનો શિકાર કર્યો હતો એટલી દૂર ગોળી મારવાથી સાહેબ મેહેરબાન પણ તેમની સ્તૂતિ કરતા હતા, આવી રીતે નીતિ તનમનની કેળવણીથી પોતે રંગાએલા હોવાથી આગળ જતાં પોતાના રાજ્યમાં તે કેળવણી આપવા પોતે યોગ્ય સગવડતા કરી આપી તે આપણને તેના ફળ રૂપ છે તેથી આપણને તેની ખાત્રી થાયછે. આમ કરતાં પિતાના લાડમાં ઉછરતાં મહારાજશ્રી આનંદમાં રહેતા અને પોતાનો ધર્મ તથા પોતે કેવી રીતે વર્તવું વિગેરે જાણી લેતા. મહારાજશ્રીએ પોતાના પિતાની સમક્ષ

એક વાર પૂર્વે રાજા કેવા હતા તે સંબંધી એક વિદ્વાન આશ્રિત બ્રાહ્મણને પ્રશ્ન કર્યો હતો, આનો જવાબ તેમણે એમ આપ્યો કે રામચંદ્રાદિના ચરિત આને માટે સ્પષ્ટ દાખલા છે પણ તેથી સંતોષ ન પામતાં કોઈ સ્મૃતિ વિગેરેમાંથી લક્ષણ બતાવા તેમણે વિનંતી કરી જેથી તેમણે નીચે પ્રમાણે કહી બતાવ્યું કે :—

**महोत्साहः स्थूललक्षः कृतज्ञो वृद्ध सेवकः ।**
**विनीतः सत्वसंपन्नः कुलीनो सत्य वाक्शुचिः ॥**
**अदीर्घसूत्रः स्मृतिमान क्षुद्रोऽपरुषस्तथा ।**
**धार्मिकोऽव्यसनश्चैव प्राज्ञः शूरो रहस्यवित् ॥**
**स्वरन्ध्रगोप्ताऽन्वीक्षिक्यांदंडनीत्यां तथैवच ।**
**विनीत स्त्वथ वार्तायां त्रय्यां चैव नराधिपः ॥**

મહા ઉત્સાહવાન, બહુ દેયાર્થદર્શી કરેલ ઉપકારનું વિસ્મરણ ન કરનાર તપયજ્ઞ જ્ઞાનઆદિથી વૃદ્ધનું સેવન કરનાર, વીનયવાન, કોઇનું વાંકું ન બોલે તથા સંશય ન લાવે એવો, સત્વ સંપન્ન (હર્ષ વિષાદ રહિત) માતા પિતાથી ઉચ્ચ કુળવાન, સત્યવાદી, બાહ્યાભ્યાંતર પવિત્ર, અવશ્ય કર્મના આરંભમાં તથા સમાપનમાં જે અવલંબ કરતો નથી તે (અદીર્ઘ સૂત્રી) પ્રાપ્ત અર્થને સંભારનાર અક્ષુદ્ર (અસદ્‌ગુણ દ્વેષી) અપરૂષ (પારકાના દોષ ન બોલનાર) વર્ણાશ્રમ ધર્મવાન અવ્યસની, પ્રાજ્ઞ (ગંભીર અર્થ અવધારણ કરનાર) નિર્ભય રહસ્ય સમજનાર (ગોપનીય અર્થ છુપો રાખનાર) પોતાના સાત અંગમાંપરપ્રવેશ દ્વારરૂપી શૈથીલ્ય તે રૂપી સ્વરન્ધ્રને ઢાંકનાર, આત્મવિદ્યા, દંડનીતિ, અર્થ વિદ્યા, આદિ યોગક્ષેમ ઉપયોગી તથા કૃષિ વેપાર, પશુ પાલનરૂપ, ધનસંગ્રહ હેતુ ભૂત વિદ્યા તથા ત્રયી (ત્રણ વેદ)માં પ્રવીણ એવો નરાધિપ જોઇએ. મતલબ આટલા ગુણ જોઇએ (યાજ્ઞવલ્કયસ્મૃતિ) ભરત નાટ્યશાસ્રમાંના પ્રકૃતિના વર્ણનમાં રાજાના ગુણ બતાવ્યા છે તે આ સ્થળે ટાંકવા ઉચિત ધારી ટાંકેલ છે.

શીળવંત, બુદ્ધિસંપન્ન, સત્યવાદી, જીતેન્દ્રિય, દક્ષ, પ્રગલ્ભ સ્મૃતિમાન, વિક્રાંન્ત, ધૃતિમાન, શૂચિ, દીર્ઘદર્શી, મહોત્સાહવાન, કૃતજ્ઞ, પ્રિયબોલનાર, લોકપાલના વૃતને અનુસરનાર, શૂરવીર, ધીર, ક્ષમાવાન, ઉત્થ, પ્રસત્ત, વૃદ્ધ, સ્મૃતિ અર્થ જાણનાર, વિવિધનાટય પ્રચાર સમજનાર, ઉહાપોહ જાણનાર,

પરભાવઇંગિત સમજનાર, ષડગુણથી અલંકૃત, વિવિધ શાસ્ત્રના તત્વજ્ઞ, વિવિધ કળાને વધારનાર, સ્થાન, વૃદ્ધિ, લયથી જ્ઞાત, પરરન્ધ્રવિચક્ષણ, કૃતજ્ઞ, અવ્યસની આવા ગુણવાળો રાજા જોઇએ, આટલા ગુણ જોઇએ.

આમ પોતાના રાજા તરીકેના સદગુણો જાણવા, ઇતિહાસીક વૃતાંતો સાંભળવા, શૂરવીરો નરોના ચરિત્રોમાં મગ્ન થવું, બહારવટીઆ હઠાવવા, ચોર પકડવા, પ્રજાનું રક્ષણ કરવું, એ એવી રમતો, પિતાઆદિ ગુરૂજનોની સેવામાં તત્પર યથા શક્તિ રહેવું. મૃગયા કરવા જવું, ઘોડાપર સ્વારી કરી, લડાયક કસરત કરવી, લશ્કરોની કવાયત જોવી, એ તેમની બાળવયની ચેષ્ટા હતી. આ પ્રમાણે સંપૂર્ણ ચંદ્રોદયને ખીલવામાં જેમ કોઇ ગ્રહ પીડા કરેછે તેમ, આ પૂર્ણ ચંદ્ર મહારાજાને પણ એક વિઘ્ન આવ્યું, અગરજોકે ગ્રહણ પછી ચંદ્ર હોય તેના કરતાં પુનીત (ઉજવળ) તથા શુદ્ધ થાયછે, તેમ આમને પણ થયું હતું, છતાં આ વિઘ્ન એવું હતું કે ગઇ વસ્તુ ફરી ન મળે એવું એવી અમુલ્ય વસ્તુ એ પિતુ સુખ હતું. સને ૧૮૭૦ના એપ્રિલની ૧૧મીની બપોરે મહારાજા રાઓળશ્રી જસવંતસિંહજી, કે. સી. એસ. આઇ.એ આ ફાની દુનિયાનો ત્યાગ કરવા માટે પોતાની ઉપાધિ (દેહ) નો ત્યાગ કર્યો, અને તેમનો અમર આત્મા પરમાત્મા સ્વરૂપમાં લીન થયો આમ ચોપાસ બોલાયું, આ ખેદકારક બનાવથી બાળરાજા તથા તેમના અનુજ જુવાનસિંહજીના મનપર બાળવયથી પિતાનું સુખ ખોવાથી ગંભીર છાપ પડી, અને રાણીઓમાં અત્યંત કકળાટ થયો તથા પ્રજાવર્ગ તો હવે શું થશે તે સંબંધી વિચાર ગ્રસ્ત થઇ મૂઢ બની ગઇ, કારણ મહારાજાની બાળ અવસ્થામાં આ દુ:ખ પડ્યું તેથી તેમની અવસ્થા નાની છે તો સરકાર તરફથી કેવો બંદોબસ્ત થશે એમ વિચારવા લાગી. બાળ મહારાજા સંભાળવા તથા રાજ્યની બધી રીતે વ્યવસ્થા રાખવી એ કામ રાજ્યના નિમકહલાલ નોકરોએ ભજવી લીધું. આ વખતે ભાવનગરના નક્ષત્રરૂપ ઓઝા ગવરીશંકર ઉદયશંકર, સી. એસ. આઇ. પ્રકાશતા હતા. ચંદ્ર ઉદય થતાં સુધી પ્રજાને અજવાળું આપવા એ નિર્માણ થયા હતા, આ શુક્રના તેજમાં વધારો કરવા સરકાર તરફથી પણ એક સારા તેજસ્વી નક્ષત્રને આપવાને સરકારે મંજુરી આપી હતી, આમ થવાથી પ્રજાનો શોક કેટલેક અંશે તો મટયો હતો. મહારાજાનું ઉતરકાર્યાદિ બધું સારી રીતે કર્યા પછી મહારાજાને તારીખ ૨૩મી એપ્રીલ ૧૮૭૦, મેહેરબાન એન્ડરસન સાહેબે (કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ) ગાદીએ બેસાર્યા, આ વખતથીજ પ્રજાનો શોક તથા ચિંતા મટી ગઇ. મહારાજા બાળક છતાં તેમના ગાદીપર બેસવાથી પ્રજાનો હર્ષ એટલો વધ્યો કે મરહુમ મહારાજાના સ્વર્ગ ગયા સંબંધી શોક તે ક્ષણે તો દબાઇ ગયો, લોકો હર્ષિત થયા, અને ભાવનગરના બુલંદ કીર્તિ-

વાન બડબખ્ત બાદશાહની કારકીર્દીનો આજથી આરંભ થયો, આંહીથીજ તેમના પ્રતાપનો સૂર્ય ઉગવા લાગ્યો, પહેલાં જોઇન્ટ એડમિનિસ્ટ્રેટરરૂપી અરૂણોદય થયો અને તેમાંજ સારા ઉદયનાં ચિન્હો વરતાયાં, કારણકે તેમાં કોઇપણ પ્રકારની ખામી નહોતી.

મહારાજા જસવંતસિંહજીએ પણ આગલા રાજાએ જેમ લડાઇથી કીર્તિ મેળવી હતી તેમ આ શાંત વખતમાં પોતાની દાનવીરતા, તથા ઉદારતા પ્રજા-રક્ષણ ચિંતા આદિ ગુણોથી સારી કીર્તિ મેળવી હતી. નાઇટનો ખીતાબ નિકળ્યો કે તુર્ત તેમને બક્ષવામાં આવ્યો હતો, તે વખતે નામદાર ગવરનર જનરલ સર બાર્ટલ એડવર્ડ ફ્રીયરે ઘણાજ શબ્દોથી તેમની કારકીરદી વખાણી હતી, જે વાંચવાથી મહારાજાના રાજ્યસંબંધી ઉચ્ચભાવ આપણા મનમાં આવ્યા વિના રહેજ નહીં, વળી મહારાજા સર તખ્તસિંહજીને મેહેરબાન ફીટઝરેલ્ડ સાહેબે પણ એકવાર કહેલું છે કે આ સંસ્થાન સાથે બ્રિટિશ સરકારની કાયમની મિત્રતાની ખાત્રી તમને કરવાની તથા તમારા કૈલાસવાસી પિતાના ઉત્તમ દાખલાને તમો અનુસરશો એવી મારી અત્યંત ઉમેદ બતાવવાને આ તક હું લઊં છું, જે તમારા પિતાશ્રી પોતાના રાજ્યકારભારની સુધરેલી અને ઉદાર કારકીર્દીથી પોતાની રૈયતની દરેક જાતિમાં સંતોષ તથા સંપ ફેલાવેલ છે, અને આ ઇલાકાની સરકારના હું તથા મારી પહેલાંના અમલદારોની ઊચ્ચ પ્રશંસાનું પાત્ર બનેલા છે વિગેરે આમ તેમના વખાણ કરેલાંછે. આથી આવા પિતાના પુત્ર રત્ન સંબંધી ગુણોનું આપણને સહેજ ભાન થઇ આવે એજ ઉદ્દેશ છે. એમના માતાના ગુણ સંબંધીમાં જેટલું જાણવામાં આવ્યું તે ઉપરથી એમ દ્રઢ થાયછે કે મહારાજામાં જે ક્ષમાગુણ બીજાનું મન ન દુભાવવું શાંન્તિ દયા એ સદ્ગુણો માતા-નાજ હતા, સદા વિનીત રહેતા એતો માતાનોજ ગુણ, આમ ચોપાસથી સંભળાયું છે.

મહારાજાને ગાદીનશીન કર્યા તે વખ્તે મેહેરબાન એન્ડરસન સાહેબ તથા કપ્તાન રસલ સાહેબ હાજર હતા. આ ક્રિયા કરી તે વખતે મહારાજાની ઉમ્મર બાર વર્ષની હતી, જેથી તેઓ ઉમર લાયક થાય ત્યાંસુધી મુખ્ય દિવાન આજમ ગવરીશંકર ઉદયશંકર તથા મેહેરબાન પરસીવલ સાહેબ બન્નેને જોઇન્ટ તરીકે નીમી રાજ્ય સંભાળવા સરકારનો હુકમ હતો. મહારાજાના મહદભાગ્ય તથા યશ-વંતસિંહના પુન્ય પ્રતાપથી આ બન્ને વીર પુરૂષો શ્રેષ્ટ ગુણવાન હતા, ગવરીશંકર તો દેશી હોઇ પ્રજાના લાભમાં લક્ષ રાખે પણ મેહેરબાન પરસીવલ સાહેબે તો એ બાબત લક્ષ આપીને ઘણીજ ઉત્તમ કીર્ત્તી મેળવી હતી, જો કોઇ ગરીબ

માણસ અરજ કરે તો તેની ઉપર ધ્યાન આપવા એકલા જતા, અકસ્માત તપાસ કરતા, અને જે ગુનેહગાર હોય તેને દંડ કરતા એવા હજાર દાખલા મેળવવા હોય તો મળે, આવા તેના ગુણોથી પ્રસન્ન થઇને મહારાજાએ પોતાની લાયક ઉમ્મરે આવા નેક અમલદારનું નામ કાયમ સ્મરણમાં રહે માટે પરસીવલ માર્કીટ તથા પરસીવલ ફાઉન્ટન એ બે લોકોપયોગી કામ તેમના નામથી કરેલાંછે. પરસીવલ માર્કીટ દરબાર ગઢ નજીક છે, જ્યાં શાક તથા મશાલો વિગેરે મળેછે, પરસીવલ પુવારો દીવાનપુરામાં શોભેછે, જ્યાં સાહેબની છબી કોરેલીછે, આમ તખ્તસિંહજીના ઉગ્ર નશીબને લીધે જે થતું તે યોગ્યજ થતું હતું, આ પરસીવલ સાહેબના વખતમાં થએલ ઉત્તમ કામમાં ગવરીશંકર ટેન્ક છે, જેને બોર તળાવ કે ગગાતળાવ કહેછે, પોતાના મદદગારના ઉત્તમ કર્ત્તવ્યનો આ સ્મરણ સ્તંભ છે, મેહેરબાન ગગાભાઇ સાહેબના સ્તુત્ય કામો પ્રમાણે આ તેમની યાદગીરી પણ સ્તુત્ય કામ કરેછે. આમ થવાથી બન્ને જૉઇન્ટ અમલદારોના કર્ત્તવ્યનું ભાન હજી પણ પ્રજાને થાયછે.

મહારાજાને ગાદીએ બેસાર્યા પણ તેમને કેળવણી આપવી જોઇએજ માટે રાજકુમાર કોલેજમાં તેમને ભણવા માટે મોકલ્યા, આ વખતે મેહેરબાન મેકનોટન સાહેબ વિદ્યા ગુરૂ હતા. જે મેકનોટન સાહેબના મૃત્યુ સંબંધીની હકીકત જાણી આપણે આશ્ચર્ય પામશુંજ કે પોતાના શિષ્યના સ્વર્ગવાસના ખબર સાંભળી અત્યંત ખેદ પામી જેમ કોઇ મહાત્મા મૃત્યુને ખેંચી લાવે અને પ્રાણ ત્યાગે તેમ આઠ દિવસમાં પ્રાણ ત્યાગ્યા હતા. ખરે ગુરૂ તરિકે નહિ પણ પોતાના બાળક તરીકેની આ વાત્સલ્યતાનો ઉત્તમ નમુનો છે, જેથી આપણે ચકીત થઇએજ. કોલેજના અભ્યાસ પત્રક ટાંકી નાહક વધારો કરવો મને ઉચિત લાગતો નથી, આંહી ખાતેના બે પ્રસંગથી મહારાજા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ એ શબ્દમાંથી ગાયના પ્રતિપાળનું પદ સાચું ઠરાવેલું છે. એક વાર કોઇ કસાઇ ગાયને મારવા માટે લઇ જતો હતો, મહારાજા કોલેજના કમ્પાઉન્ડમાં બીજા સાથે રમત રમતા હતા ગાયને કસાઇને લઇ જતી જોઇ પુછાવતાં ખબર મળી કે તે મારવા લઇ જાયછે (કદાચ કસાઇનો ઇરાદો પૈસા પડાવવાનો હોય કે તેઓ હિંદુ છે તેથી આપશે) મહારાજાને આ ખબર મળતાં તપી ગયા, બીજા કુમારોને ઉશ્કેરી ગાય છોડાવવા ગયા, સૌએ મળી તેને મનાવ્યો પણ કસાઇ માન્યો નહીં તેથી સૌએ તેની પાસેથી ગાય ઝુંટાવી લીધી, આ ખબર પ્રિન્સીપાલ આદિને મળતાં એવો બંદોબસ્ત થયો કે તેવા લોકોને કોલેજના કમ્પાઉન્ડ પાસેથી નિકળવા દેવા નહીં, આમ ગૌપ્રતિપાળપદ સત્ય ઠરાવ્યું, અને જે બાકીનું બ્રાહ્મણ પ્રતિપાળ તે પદ સંવત ૧૯૩૮ ની સાલથી યજ્ઞયાગાદી કરી અત્યંત દરજ્જે સાચું કર્યું, કાયમ

બ્રાહ્મણોને પાળવા એતો આ રાજ્યનો નિયમજ છે તેમાં આ મહારાજાના કર્ત્તવ્યથી તો બેહદ આ થયું, કોલેજના અભ્યાસ સંબંધી જે જાણવાનું છે તે કરતાં બીજી બાબત વધારે જાણવા જેવી એ છે કે આ કોલેજમાં દર વર્ષે ઇનામ અપાયછે તેમાં **સારી ચાલ નું** એક ઇનામ મળેછે, જે કુમાર કદી વાંકમાં ન આવે અને ગુરૂ આજ્ઞા પાળે તથા સદ્‌ગુણમાં શ્રેષ્ટતા બતાવે તેને આ ઇનામ આપવામાં આવેછે. આ ઇનામ મહારાજા જેટલા દિવસ કોલેજમાં રહ્યા તેટલા વખતમાં કોઇને પણ અપાતું નહીં માત્ર મહારાજાનેજ અપાતું, આથી તેમના સદ્‌ગુણનું ભાન આપણને શ્રેષ્ટ થશે. બચપણથીજ મહારાજા સદ્‌ગુણમાં શ્રેષ્ટ પદવી ભોગવતા હતા તેમાં મોટપણે અત્યંત વધારો થતાં સદ્‌ગુણના આદર્શ બન્યા હતા આમ તે સદ્‌ગુણીના પુસ્તકમાં તેમના સદ્‌ગુણનુંજ વીવેચન કરવું એ મને અત્યંત આનંદદાતા થઇ પડેછે આવી રીતે મહારાજાએ પોતાના સદાચારથી તથા ઉત્તમ બુદ્ધિથી પોતાના શિક્ષા ગુરૂની કૃપા તથા પ્રીતી મેળવી હતી, જે પ્રીતિનું ખરૂં સ્વરૂપ મહારાજાના કૈલાસવાસ વખતે કરેલા શોકોદગાર ઉપરથી સ્પષ્ટ જણાઈ આવેછે. જ્યારે મેહેરબાન મેકનોટન સાહેબ મરહુમ મહારાજા શ્રી તખ્તસિંહજીનો કૈલાસવાસ સાંભળી ખેદીત થયા અને આશરે આઠ દિવસ પછી ગુજરી ગયા, ત્યારપછી મેહેરબાન વોડીંગટન સાહેબ તે હોદ્દાપર નિમાયા તે સાહેબે વાર્ષિક રીપોર્ટમાં મેહેરબાન મેકનોટન સાહેબના બોલો ટાંકયા હતા તે નીચે પ્રમાણે હતા, જેપરથી તે શિક્ષા ગુરૂ તથા શિષ્યનો પ્રેમ કેવો હતો તે જણાશે. :—

મી૦ મેકનોટનના તથા ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીના કૈલાસવાસથી આ કોલેજને મોટું નુકશાન થયું છે તેઓ બન્ને વચ્ચે સારો મિત્રાચારીનો સંબંધ હતો, મી૦ મેકનોટને મહારાજા વિષે નીચે પ્રમાણે શોકોદગાર કહેલા છે કે—

"ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીના મરણથી આખા કાઠિયાવાડમાં જેવી દીલગીરી ફેલાઇછે તેવી રીતે કોલેજને પણ એ બનાવે ઘેરી લીધેલછે, હાલ સુધીમાં કોઇ પણ ખાનગી અથવા જાહેર બનાવથી આ કોલેજને આવી મોટી નુકશાની લાગી નથી. મહારાજા સાહેબ જ્યારે સને ૧૮૭૧ માં આ કોલેજના પહેલા વિદ્યાર્થી તરીકે દાખલ થયા ત્યારથી પચીશ વરસ સુધી આ કોલેજના સારામાં મોટો ભાગ લઇ હમેશાં મદદ અને મિત્રાચારી ધરાવીછે, તેઓએ આ કોલેજની એક આખી વીંગ (બાજુ) ક્રીકેટ પેવેલીઅન અને ફરગ્યુસન મેડલ બંધાવી આપી વિગેરે વિગેરે જે આપણી જાણ બહાર નથી. જેઓ સાથે તેમને મિત્રાચારી હતી તથા જેઓ ઉપર તેમની મહેરબાની હતી તેઓના અંતઃકરણમાં

જે અસર થઇછે તે કદી વીસરાય તેવી નથી.” આ દેશમાં તથા વિલાયતમાં જેઓ તેમને જાણતા તેઓ સઘળા તેમને માટે ઉંચા મત માન સાથે ધરાવતા, આ કોલેજના પહેલા પ્રીન્સીપાલ તથા પહેલા વિદ્યાર્થી બન્નેનું થોડા સમયપર માત્ર ટુંક અંતરે મૃત્યુ થયાંછે, આમ ગુરૂ તથા બીજા સહાધ્યાયીની પ્રીતિરૂપ બની મહારાજા આનંદ માહાલતા હતા ત્યાં તેમને ગૃહસ્થ થવાનો સમય નજીક આવવાથી વિદ્યા છોડી જવું પડ્યું, કોલેજ છોડતી વખતે તેમણે રૂ. ૩૦,૦૦૦ ત્રીશ હજાર કોલેજને ગુરૂદક્ષિણા તરીકે આપી પોતાના વિદ્યાગુરૂ તથા ત્યાં ભણતા વિદ્યાર્થીઓની પ્રશંસાપાત્ર થયા હતા. આ સંબંધમાં નામદાર મુંબઇ સરકાર તેમના ૧૮૭૩-૭૪ના રીપોર્ટમાં લખેછે કે—

The liberal gift of His Highness Takhtasinhjee mentioned in the last paragraph was a present of Rs. 30,000 on his leaving the College after a residence of more than three years.

Takhtasinhjee was the pupil, who entered the College in 1871, and throughout his career his conduct and influence have always been very good, and he is remembered among his school fellows with sincere esteem.

તખ્તસિંહજીની ઉદાર બક્ષિસને માટે છેલ્લા પારીગ્રાફમાં લખ્યુંછે તે બક્ષિસ તેમણે ત્રણ વર્ષ કરતાં વધારે મુદત સુધી રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ કરીને ત્રીશ હજાર રૂપિયાની રકમ ભેટ દાખલ આપી હતી, તખ્તસિંહજી એ કોલેજના પહેલા વિદ્યાર્થી હતા, જેમણે સને ૧૮૭૧માં દાખલ થઈ પોતાની આખી કારકીર્દીમાં ઘણી સારી વર્તણુક અને વગ ચલાવી હતી, અને તેમના સાક્ષીઓ (સહાધ્યાયી) ખરા અંતઃકરણથી તેમનું નામ સાબાશી સાથે યાદ કરે છે.

આ સિવાય તેમણે રૂ. ૫૦,૦૦૦ હજાર બક્ષ્યા હતા તેમને માટે સને ૧૮૭૪–૭૫ના રીપોર્ટમાં નામદાર મુંબઇ સરકાર વળી લખે છે કે—

He has proved his affection to the Rajkumar College by a gift of Rs. 50,000 towards his endowment.

રાજકુમાર કોલેજના એન્ડાઉમેન્ટ ફંડમાં રૂ. ૫૦,૦૦૦ આપીને એમણે રાજકુમાર કોલેજ તરફનો પોતાનો પ્યાર સાબીત કરી આપ્યોછે.

આ સિવાય કોલેજના વિદ્યાર્થીની સંખ્યા વધવાથી સંકડામણ થતી હતી તેથી તથા બીજી બાબત માટે રૂ. ૧,૨૫,૦૦૦ કુલે બક્ષીસ આપ્યા હતા. કેળવણી ખાતા તરફ તેમની વૃતિ તેમાં સરકારના કામ તરફ તેમની દીલ્લગી આથી જણાઇ આવેછે. આ સિવાય પોતે રાજકોટમાં રહ્યા તે સંબંધીની યાદગીરી ત્યાંના રહેવાસીને રહે એમ પણ તેઓ કરતા ગયાછે. એકવાર જ્યારે મહારાજા ફરવા ગયા હતા ત્યારે આજી નદી ઓળંગવા માટે એક સડક જુની બાંધેલી હતી પણ હાલ તે તો નાબુદ જેવી હતી, તેથી માણસ, ઘોડા, બળદ, વિગેરેને તો અત્યંત પીડા થતી હતી, જેથી તેમને આ લોકોને મોટું દુઃખરૂપ લાગ્યું (આ બાબત કવિ દલપતરામે પોતાના તખ્ત વિલાસમાં વર્ણન કરેલ છે), જેથી આ દુઃખ મટાડવા પોતે નિશ્ચય કરી બેઠા હતા, અને સ્વતંત્ર થયા પછી રૂ. ૧૦,૦૦૦ દશ હજાર ખર્ચીને પૂલ બંધાવ્યો હતો, આ વખતમાં મહારાણીશ્રી વિજયવંતી વિક્ટોરીઆ તરતજ કૈસરેહિંદ થયાં હતાં. દીલ્હી દરબાર ભરાયો હતો તેમાંની યાદ તાજી હતી તેથી આ પૂલનું નામ "કૈસરેહિંદ" રાખવા મહારાજાની મરજી થઇ, તે પ્રમાણે તે પૂલ હજી "કૈસરેહિંદ" પૂલ કહેવાયછે. આ કામ કરી મહારાજાએ એકલા રાજકોટમાંજ નહિ પણ ત્યાંના આસપાસના લોકો જેનો ત્યાં નીરંતર અવરજવર હોય તેના આશિરવાદ મેળવ્યાછે, જે લોકો ત્યાં ચાલતાં હજી તે દેવરૂપ મહારાજાનું સ્મરણ કરતા તેમની પરદુઃખભંજન વૃતિને માટે સહૃદય મનથી પ્રસંશા કરેછે.

પરાર્થ માટે નદીયો વહે છે,
પરાર્થ માટે ફળ વૃક્ષ દે છે,
પરાર્થ માટે જળ મેઘ આપે,
પરાર્થ માટેજ શરીર આ છે.

**परोपकाराय मिदंशरीरं** આ સૂત્રને અનુસરનાર કીર્તિવંત યશવંત પુત્ર તખ્તસીંહજીના આ ઉદાર કામોનો વિચાર કરતાં અંતઃકરણ તેમના વિયોગથી ભરાઇ જાયછે, કારણ રાજકોટમાં આજી નદીનો પૂલ બાંધવામાં તેમનો કાંઇપણ પોતાની પ્રજાને સુખી કરવાનો પણ વિચાર નહિ પણ સમસ્ત જનમંડળને સુખી કરવાનો વિચાર કેવી નિર્મળ પરોપકાર વૃતિ ખરે કુદરતજ એમ કરેછે કે, **परोपकाराय सतां विभूतयः** આ મહારાજાની ઉદારતાનું વૃક્ષ હજી થોડીજ ઉમરનું છતાં તો હજારો જનોને આશ્રયરૂપ થઇ પડ્યું, જેથી મોટપણે તે કેવું આશ્રયરૂપ થાય તેનો તો વિચાર સહજ આવી જાયછે, આપે કોલેજમાં અભ્યાસ કર્યો તે બદલ કોલેજમાં બક્ષીસ કરી કેટલીક સગવડતા કરી આપી જેથી કોલે-

જના હજી ભણતા વિદ્યાર્થી રાજકુમારો તેમને યાદ કરેછે, અને રાજકોટના ઉછરતા ચુવાન બાળક પણ તેમને સ્મરેછે, પોતાના અભ્યાસ વખતે કરેલ નિવાસ સ્થાનને પણ એક ઉત્તમ સુખ પામ્યું તે ખરે દીર્ઘ વિચારનું પરિણામ છે. માહાત્માના પ્રસંગથી કોને સુખ થતું નથી સર્વને થાયછે એક થોડીવારનો પણ તે સંગ કરનારને સુખથી નવાજેછે તેમ આ મહાત્મા તખ્તસીંહજીના થોડા સમયના સંગનો લાભ વિદ્યાલય (કોલેજ) તથા નિવાસસ્થાન (રાજકોટ) બન્નેને મળી ચૂકયોછે અને અમર કીર્તિ મેળવીછે. આ પ્રસંગમાં મહારાજા હિંદુસ્તાનના વૉઇસરોય લૉર્ડ નોર્થ બ્રુકની મુલાકાતે મુંબઇ પધાર્યા હતા, જે નામદાર ગવરનર જનરલ સાહેબ આ બાળ રાજાના ઉદાર વિચારથી જાણીતા હોઇ તેમને નજરે જોતાં આનંદ પામ્યા હતા, અને આનંદથી વાતચીત કરી કેટલાક બોધ વચન કહી જુદા પાડયા હતા, આમ પહેલાંથી મહારાજા સદ્ગુણી જનોના સહવાસી હતાજ, કોલેજ છોડવાની ફરજ પડી હતી, કારણ હવે તેમનાં લગ્ન કરવાનાં હતાં, જેથી તેઓ કોલેજને નમસ્કાર કરી ભાવનગર પધાર્યા, કોલેજમાં પોતે અભ્યાસ પૂર્ણ કર્યો હતો તે પણ એક કારણ હતુંજ, કેટલાક કહેછે તેમ નિશાળ છોડયા પછી ભણવાનું નથી તેવો વિચાર આ મહારાજાનો નહોતોજ તેમને હજી ઘણું શિખવાનું છે એમ તેઓ જાણતા હતાજ પણ હમણા લગ્ન પ્રસંગ હોઇ કાંઇ શીખાશે નહીં એમ ધારી પોતે બીજી ગોઠવણ ન કરી અને પોતાના હિતૈષી મેહેરબાન પરસીવલ તથા ગવરીશંકરના વિચાર પ્રમાણે ભાવનગરમાં આવી થોડા દિવસ આરામ લેવા ધાર્યું, આ વખતે પણ ગ્રંથાવલોકન છોડયું નહોતું પોતાના ગ્રંથરૂપી ગુરૂનેતો તેમણે સદા પાસેજ રાખ્યા હતા, વિવાહ પછી કપ્તાન નટ સાહેબને શિક્ષા ગુરૂ તરીકે નિમવા નકી કર્યું હતું, જેથી હાલ તો પોતે લગ્ન ધામધુમ જોતાં સંસાર ચક્રના વિદ્યાભ્યાસરૂપી પ્રથમ ભાગને આનંદ મંગળથી ઉલંઘી ગ્રહસ્થાશ્રમમાં પેસવા તૈયાર બન્યા હતા.

આ વિવાહ પ્રસંગના આનંદમાં મહારાજા પોતાના અનુજ ચુવાનસિંહજી સાથે ફરતા હતા, જે ચુવાનસિંહનું સ્મરણ થતાં ખરેખર હજીપણ પ્રજા ચોધાર આંસુ પાડેછે. તે ચુવાનસિંહની સાથે ફરતા મહારાજા કેવા શોભતા હશે, તેનો વિચાર આવતાં નીચેનો શ્લોક મને યાદ આવી જાયછે :—

तनु श्रिया निर्जित चम्पकोत्पलौ ।
सुवर्ण नीलोत्पल कोशकोमलौ ॥

**अहोदृशा मुत्सव दान दक्षिणौ ।**
**सुलक्षणौ लक्ष्मण लक्ष्मणाग्रजौ ॥**

(પ્રસન્ન રાઘવ.)

શરીરની શોભાથી જેણે ચમ્પક તથા ઉત્પલની શોભાને જીતેલછે, તથા જે સુવર્ણ તથા નીલોત્પલના કોશ સમાન કોમળ છે, એવા આ સારા લક્ષણવાળા લક્ષ્મણ તથા તેના મોટા ભાઇ (રામચંદ્ર) ચક્ષુને ઉત્સવદાન આપવામાં ચતુર છે. પ્રજાએ પણ પોતાના બાળ રાજાના વિવાહની વધામણીથી આનંદ મગ્ન થઇને ચોપાસ એવી શોભા કરી હતી કે—

રોપ્યાછે સહુ આંગણામહિ રૂડા કેળોતણા સ્તંભ આ,
તેમાં આમ્રતણા નવા કિસલયે, છે બાંધિયા માંડવા ;
વાગે ભેરી મૃદંગ કાન પડતા જીણા સ્વરો તંત્રીના,
નાચેછે ધરી ભૂષણો મણિતણાં સૌ ઠામ વારાંગના.

તેમજ

ફેલાય આ અગરૂ ચંદન ધૂપ ધૂમ,
દેખાય જેમ નવ મેઘ ચડયો ન હોય ;
બાંધેલ તોરણતણા મણિની પ્રભાથી,
તેમાં જણાય વળી ઇંદ્રિ ધનુષ્ય કાન્તિ.

વળી

ધવલ અરૂણ શામ નેત્ર ભાગે,
સહુ રામા મળી રંગ વલ્લી કાઢે ;
કુચ યુગ્મન્ત કાન્તિથી વિશેષે,
પુનરૂકત સમપૂર્ણ કુંભ ભાસે.

વળી ચોપાસ એવું દેખાતું હતું કે—

લોકે બધા નગરના હરખી અપાર,
ઉરાડીઓ અધિક કુંકુમનો પરાગ ;
તે ધારી સૂર્ય કિરણોનો પિષંગ કાન્તિ,
શોભે, ન, હોય રજ જેમ સુવર્ણ કેરી.

(પાર્વતિપરિણય.)

આ પ્રમાણેની શોભા નિહાળીને લોકો તથા અમલદાર વર્ગ સૌ આનંદ મગ્ન ફરતા હતા. મહારાજા પોતે પણ આવા શુભ સમયમાં આનંદ મગ્ન

હતાજ; પણ પોતાનાજ વિવાહથી બાળવય છતાં ગંભિર આનંદમાં રહેતા હતા. સને ૧૮૭૪ના એપ્રિલની તારીખ ૨૦મીએ મહારાજાના લગ્ન થયાં; ચાર રાણીઓ પરણી મહારાજા અત્યંત શોભા તથા આનંદમાં પુરજનોથી વધાવાયાં. આનંદમંગળ વરતી રહ્યો હતો, આ વખતે ગોંડળવાળા બાજીરાજબા, વઢવાણવાળાં નાનાબા, વાંકાનેરવાળાં હરીબા, તથા તળાજાવાળાં બાજીરાજબા સાથે પાણીગ્રહણ થયું હતું, અને ત્યારપછી થોડી મુદતે મહારાજા મહુવાળાં બાઈરાજબા સાથે પરણ્યા હતા, આ વખતના વિવાહ વખતે જૉઇન્ટ એડમિનિસ્ટ્રેશન હતું, છતાં રાજરીતી એવી ઉત્તમ જળવાઈ હતી કે કાંઈ ખામી નહોતી, યાચકોને દાન આપવામાં બાકી નહોતું, યાચકોએ જેમ મૂળરાજને કહેલ કે—

मेदिन्यां लब्धजन्मा जितबलिनिबलौ बद्धमूलादधिचौ।
रामेरुढप्रवाळा दिनकरतनये जातशाखोपशाखा॥
किंचिन्नागार्जुनेन प्रकटितकलिका पुष्पितासाहसांके।
आमूला मूलराज त्वयि फलितवति त्यागिनि त्यागवल्ली॥

દાનરૂપી વૃક્ષનો આ પૃથ્વી ઉપર જન્મ મહા બળવાન બલિરાજાથી થયો, દધિચી રૂષીથી એનાં મૂળ બંધાયાં, રામથી તેને નવા અંકુર આવ્યા, અને દિનકરતયન (કર્ણ) થી તેને શાખા તથા ઉપશાખા આવી; નાગાર્જુનથી તેને કલિકા (કળી) પ્રગટ થઇ, અને સાહસાંકથી તેને પુષ્પ આવ્યાં પણ હે મૂળરાજ તારા દાનથી તો એ ત્યાગવલ્લી (દાનરૂપી લતા) મૂળથી ટોચપર્યંત ફળવાન બનેલછે, તેવીજ સ્તુતિ મહારાજાની કરતા હતા. મહારાજાના દાનથી દાન લતાને ફળ આવ્યાં એમજ માનતા હતા. આ વાત સત્યજ હતી, મહારાજા સદા દાન દેવામાંજ મશગુલ રહેતા, મોટપણે પણ એક દિવસ કોઇનું ભલું ન થયું તથા દાન ન દેવાયું, તો મહારાજા ઉદાસ રહેતા; એમ તેના હજુરના માણસો કહેછે, અને તે વાત સત્યજ છે. મહારાજા દાન આપવામાં તો અનન્ય હતાજ. આ પ્રમાણે ગૃસ્થાશ્રમના સ્થંભરૂપ વીવાહકાર્યને પૂર્ણ આનંદથી પૂર્ણ કરી મહારાજા આનંદમાં મહાલતા હતા. મહારાજાના વિવાહ વખતે જે ઉત્તમ શોભા થઈ હતી તે અપૂર્વ હતી એમ ચોપાસથી મેં વૃદ્ધ મુખેથી સાંભળ્યુંછે.—

મહારાજા વિવાહ કાર્ય પછી પ્રવાસે જવાને ઇચ્છાવાન થયા, અને પોતાના શિક્ષક તરીકે મેહેરબાન નટ સાહેબને કયારના નિમ્યા હતા તેને સાથે લીધા, તેઓના ઉત્તમ જ્ઞાન તથા અનુભવની મેહેરબાન પરસીવલ તથા મેહેરબાન ગવ-

રીશંકરને પીછાન હોવાથી આવા ઉત્તમ કાર્યમાં યોજ્યા હતા; કારણકે જે મહાન પુરૂષના વિચાર તથા ન્યાય બુદ્ધિપર આ સંસ્થાનની પ્રજાનું પ્રારબ્ધ આધાર રાખતું હતું, તે મહારાજાને પ્રજા સંરક્ષણ આદિ શિક્ષણ આપવા મેહેરબાન નટ સાહેબ યોગ્ય હતા, એમ મહારાજાના સદ્‌વર્તનથી જણાઈ આવેછે. મેહેરબાન નટ સાહેબે પ્રથમ આવી પ્રવાસ માટે તૈયારી કરી. પ્રવાસમાં શાશા ફાયદા છે તે વિષે એક સંસ્કૃત કવિ લખેછે કે—

**तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्तार्जनं ।**
**नानाश्चर्य निरिक्षणं चतुरता बुद्धेः प्रशस्तागिरः ।**
**एते सन्ति गुणाः प्रवास विषये ॥**

પ્રવાસમાં આટલા તો મુખ્ય ગુણ છે કે, તિર્થનું અવલોકન, વિવિધ જન સાથે પરિચય, વિત્તાર્જન, વિવિધ આશ્ચર્ય નિરીક્ષણ, બુદ્ધિની ચાતુરતાની વૃદ્ધિ, તથા વાણીની પ્રશસ્તી વધેછે. વળી કહેલછે કે—

**गेहे तिष्टन्कुमतिरलसः कूप कूर्मैः सधर्मा ।**
**किंजानीते भूवन चरितं किं सुखं चोपभुङ्क्ते ॥**

ઘરમાં પડી રહેલ કુમતીવાન આળસુ, કુવાના દેડકા જેવોજ રહેછે, કારણ અખિલ ભુવન ચરિતને તો તે ક્યાંથી જાણે, અને વિવિધ સુખ ક્યાંથી ભોગવે. આમ પ્રવાસની શ્રેષ્ટતા કહેલછે.

મહારાજાના પ્રવાસ વિષે એક પુસ્તક છપાએલછે, પણ તે સંબંધી આ સ્થળે માત્ર ટુંક વર્ણન આપી આપણે તો આગળ ચાલવાનું છે.

ભાવનગરથી મહારાજા મહાબળેશ્વર મુકામે પધાર્યા, આ વખતના નામદાર ગવરનર ફીલીપ વુડહાઉસ સાહેબની પોતે મુલાકાત લીધી, અને ત્યાં થોડા દિવસ રહેવાની મરજી બતાવી. આ પ્રમાણે મહારાજા સાહેબ મહાબળેશ્વરમાં ઉનાળો વિતાવતા હતા ત્યાં આનંદ ઓત્સવના ખબર આવ્યા. મહારાજાના અતિ ઉત્તમ નિષ્કામ કર્મોના પુણ્યરૂપ પુત્ર પ્રાપ્તીની વધામણી આવી, સંવત ૧૯૩૧ના ચૈત્ર વદી ૫ સને ૧૮૭૫ના એપ્રિલની ૨૫મીએ હાલના દીર્ઘાયુ મહારાજા ભાવસિંહજીનો જન્મ થયો, મહારાજા આ વધામણીથી આનંદ પામ્યા, અને પોતે પિતૃ

ઋણ જે ગૃસ્થને એક કર્તવ્ય રૂપ છે તેમાંથી મુકત થયા. આ બાલક યુવરાજ (હાલના દીર્ઘાયુ મહારાજા) ને જોઇ પ્રજા એટલો આનંદ પામી હતી કે—

येनेक्षिता शशभृता सकला कुलेन ।
भुपात्मजेन दलिताऽखिलकेरवेण ॥
वृद्धिं यथांबु निधयः समगुः प्रकृष्टां ।
पौराजनाः सुचिर मुर्जित जीवनास्ते ॥

સોળ કળા વાળો તથા રાત્રિ વિકાસી કમળોને વિકાસ કરનાર તથા સૂર્ય વિકાશીનો નાશ કરનાર પૂર્ણ ચંદ્રને જોઈ જેમ અંબુનિધી (સમુદ્ર) અત્યંત આનંદથી છલકાયછે (ભરતી આવેછે) (કારણકે પૂર્ણિમાની ભરતી મોટી છે) તેમ રાજ્યતેજરૂપી સર્વ કળા યુકત સ્વજનરૂપી પોયણાંનો વિકાસ કરનાર તથા શત્રુ-રૂપી સૂર્ય વિકાસી કમળનો નાશ કરનાર ભાવસિંહજીરૂપી ચંદ્રને જોઈ પ્રજા અત્યંત આનંદ પામી, અને ચોપાસથી સૌ એમ બોલ્યાકે—

जीवंतुते धरणिधारण भूरि धैर्या ।
भूमीशतत्तनु भवाः सचिवानुयातैः ॥
संभावितो सविभवाः सह वर्तिनस्ते ।
रर्थार्थि कल्पतरवः शरदांशतानी ॥

(યજ્ઞેશ્વર.)

પ્રજા રક્ષણરૂપી ધરણી ધારણ વિષે અત્યંત ધૈર્યવાન, તથા જેની લક્ષ્મીનો વૈભવ સહવર્તિ જનોએ સંભવિત છે એવા, તથા અર્થીજનોના કલ્પવૃક્ષરૂપ મહારાજાશ્રી (તખ્તસિંહજી) તથા તેના દીર્ઘાયુ પુત્ર (ભાવસિંહજી) પોતાના સચિવ તથા પરિજનો સહિત ઘણાં વર્ષ જીવો.

મહારાજાને આ ખબર મળવાથી આનંદ મગ્ન બની પુત્ર મુખ નિહાળ-વાની લાલસાથી ભાવનગર પધાર્યા, કારણકે પુત્ર મુખ દર્શનનું સુખ દેવને પણ દુર્લભ છે. ભાવનગરમાં આવી ચાર માસ પછી પાછા પ્રવાસ માટે તૈયાર થયા, પહેલવહેલાં મુંબઈ પધાર્યા, ત્યાંથી માથેરાન જોવા ગયા, આંહી પોતે થોડીવાર

રોકાવાના હતા, કારણકે નામદાર મહારાણી વિકટોરીઆના મોટા પુત્ર (યુવરાજ) પ્રિન્સ ઑફ્ વેલ્સ પોતાના રાજ્ય પ્રવાસમાં નિકળ્યા હતા, તેઓ મુંબઈ આવવાના હતા, પોતાના રાજ્યકર્તાને જોવાને માટે પ્રજાતો એક પગે થઈ હતી, ચોપાસ વિવિધ પ્રકારની શોભા થઈ રહી હતી, તેને અતિ આતુર થઇ અતિ તૃપ્તીવાળાં નેત્રથી જ્યમ ઔષધીપતિને જુએ ત્યમ સૌ પ્રજા જોઈ રહી (રઘુવંશ ભાષાન્તર). આ ઉત્સવમાં મહારાજા ભાગ લેવા મુંબઈ પધાર્યા હતા. પ્રિન્સ પધાર્યા પછી મહારાજા તથા તેમની મુલાકાત થઈ, જેનું પરિણામ સુખદાયક હતું, ત્યાંથી મહારાજા, ભાવનગર પધાર્યા મહારાજાને ભાવનગર આવવાનું કારણ પોતાની પટરાણીના મંદવાડના ખબર હતા. તેઓ ભાવનગર આવ્યા અને ઘણા ઉપચાર કર્યા છતાં મહદ ભાગ્યશાળી બાઈશ્રી માજીરાજબા પોતાના પતિના ચરણમાં સુખ ભોગવી પોતાના આત્મા રૂપ એક પુત્ર રત્નનું રક્ષણ મહારાજાને સોંપી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયાં. સૌભાગ્ય સહિત પોતે તો આ દુનિયામાંથી મુક્ત થયાં. મહારાજાના આ વખતના ખેદ વિષે ઘણું સંભળાયછે, તે ઘણા દિવસ સૂધી એમજ કહેતા હતા કે—વિધીની શી ક્રુરતા કે—

પ્રથમ મિત્ર સમાન સુખિ કરી,
પ્રકટિ નિત્ય અનુકૂળતા પૂરી;
પછી અકારણ દારૂણ દીસતો,
વિધિ અહો! ચિત્ત વ્યાધી વધારતો.

(ઉતર રામચરિત.)

આપણામાં કહેવત છે કે "માની પ્રીતિ અને મરણની ભીતી" એ સૌને હોય, પણ બાળયુવરાજને માની ખોટ પ્રથમથીજ આવેલી જોઈ, મહારાજા ચિંતાતુર રહેતા પણ સદ્‌ભાગ્યે એ ઠીક હતું કે ગોંડળવાળાં પ્રખ્યાત રાજમાતા મોંઘીબા સાહેબે તે યુવરાજ રક્ષણનું કામ ઉપાડી લઇ મહારાજાને નિશ્ચિંત કર્યા આમ દુઃખ પડવાથી તે ભુલવાને પ્રવાસ તથા યાત્રા ઉચિત સાધન છે, અને પ્રવાસે તો પોતાને જવું હતું તેથી મહારાજા માગશર મહિનામાં પ્રવાસ માટે નિકળ્યા પહેલવહેલાં પ્રયાગ આગળ મુકામ કર્યું, ત્યાં જઈ ત્રિવેણી સ્નાન કરી, દાનદક્ષણાદિ આપીને યાત્રાની રીતે મહારાજા ત્યાં રહ્યા. આમ મહારાજા જ્યાં જતા હતા ત્યાં પોતે ધર્મ રીતે વર્તતા હતા, ત્યાંથી કાશીમાં જઈ કાશિ વિશ્વેશ્વરનાં દર્શન, ગંગાસ્નાન વિગેરે કરી મહારાજા ત્યાંની રમણીય ભૂમિ નીહાળવા રોકાયા. આંહી પિતાશ્રી જસવંતસિંહજીના સ્થાપેલ મહાદેવનું પોતે અર્ચન કરી પિતાના સદ્‌ગુણનુંજ દર્શન કર્યું તથા ડંડપાણી મણિકર્ણિકા ઘાટ

આદિ યોગ્ય સ્થળોમાં દર્શને ગયા હતા. ત્યાંથી મહારાજા અયોધ્યામાં પધાર્યા રામચંદ્ર પ્રભુના નિવાસ સ્થાનરૂપ આ ભૂમિને જોઈ, મહારાજાને તેમના સદ્‌ગુણ યાદ આવ્યા, પ્રજા રક્ષણ માટે તેમણે જે નિયમ રાખ્યો કે—

ગમે તે કાર્યનાથી એ પ્રજાને રાખવી ખુશી,
સજ્જનોની ઠરી એવી સનાતનની રીતિ.

(ઉતર રામચરિત) (મણીભાઈ).

એ નિયમ ગ્રહણ કર્યો કે—

પાળે પૂરે પ્રેમે રક્ષે માતા સ્વવસ્ત સંતોષી,
તે પેરે હું પ્રજાને પાળું રક્ષું સદાય નિર્દોષી.

(તપત્યાખ્યાન પ્રેમાનંદ.)

ત્યાંથી મહારાજા લખનોર પધાર્યા, લક્ષ્મણજી તથા રામચંદ્ર બન્નેની રાજગાદી નિહાળી પોતે તે બન્ને ભાઈની અપૂર્વ પ્રીતિ વખાણતા હતા. ત્યાંથી મહારાજા આગ્રામાં ગયા, મહાન મુસલમાન પાદશાહોની રાજધાનીને જોઈ મહારાજાને કણ્વ મહર્ષિના શિષ્યનાં વાકય સત્ય લાગ્યાં કે—

**यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना ।**
**माविष्कृतोऽरुणपुरःसरएकतोऽर्कः ॥**
**तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां ।**
**लोकोनियम्यत इवात्मदशान्तरेषु ॥**

(શાકુંનતલ.)

મરણ ઉપજાવે એવા રોગ નિવારનાર ઔષધીના પતી (ચંદ્ર) એક તરફ અસ્ત પામેછે, (પડતી થાયછે) ત્યાં બીજી તરફ અરૂણ સહિત સૂર્ય ઉદય પામેછે (ચડતી થાયછે) આમ એકજ વખતે બેને સુખ દુઃખ થાયછે તો અન્યજનોએ પોતાની દશામાં ફેરફારથી શોક ન કરવો એ ખરેખર સત્યને સત્યજ છે. ત્યાંથી મહારાજા પૂર્ણ ચંદ્ર શ્રીકૃષ્ણની જન્મભૂમિ ક્રીડાસ્થાન વિગેરે જોવા મથુરા તથા વંદ્રાવન તરફ પધાર્યા. ત્યાં ગોકુલેશના દર્શન કરીને અત્યંત આનંદી થયા, ત્યાંથી પોતે ગ્વાલીઅર ગયા, જ્યાંની રાજ્યરીતિ વિગેરે જોઈ

પ્રસન્ન ચિત્તથી દીલ્લી તરફ પ્રયાણ કર્યું. દીલ્લીને જોઇ મહારાજાને એમજ લાગ્યું કે ભૂમિની ચડતી પડતી છેજ, કારણ જે હસ્તિનાપુરના નામથી ચંદ્રવંશની રાજધાની હતી તેજ દીલ્લી, પાછી મુસલમાન શાહોની પણ રાજધાની બની હતી, અને આજે તે તખ્ત વિનાની બની સામાન્ય શેહેર જેવી લાગેછે. તે વખતની તેની ખુબી હજીપણ તેનાપર દ્રષ્ટે પડેછે પણ તે ઓછી તથા ઝાંખીછે, આ સર્વનું કારણ અંદર અંદરનો કુસંપ હતો. આ જોઇ પોતે ત્યાંથી હરદ્વાર તથા કેદારનાથ જઈ હિમાલયની સુંદરતા, ગંગામુળ, વિગેરે જોઇ કુદરતની બલીહારી ગાતા ઇશ્વર સંભારતા મહારાજા કુશાવર્ત વિગેરે તિર્થ કરીને મસુરી પધાર્યા, આંહી ટાઢ બહુ પડેછે, હવા વિલાયત જેવી છે, ત્યાંથી શહેરાન થઈ લાહોર જોયું, જે શેહેરનું નામજ મનમાં સૂરત્વ ઉપજાવે એવું છે તે શેહેરને જોઇ મહારાજા અત્યંત પ્રસન્ન થયા, મહારાજા રણજીતસિંહજીની રાજધાની તથા ગુરૂગોવિંદનું દેવળ જોઇ મહારાજા ત્યાંથી પાછા અલવર પધાર્યા આંહીનું રમણીય સ્થાન જોઈ હિંદુસ્તાનનું પારિસ જયપુર જોવા વૃતિ કરી જયપુરમાં જઇ ચિત્રકામ, રંગકામ વિગેરે જોઈ દેશની ઉત્તમ કારીગીરીથી આનંદ પામ્યા, ત્યાંથી અજમેર પધારી ખ્વાજાપીરનો રોજો જોયો અને પછી પુષ્કરજી જઈ ત્યાંથી ભરતપુર જોવા પધાર્યા, આંહી દીગભૂવન તથા કિલ્લો જોઈ સ્વદેશના આવા અત્યુત્તમ કામ નીરખી વિવિધ બોધ શીખતા મહારાજા પાછા પ્રયાગ પધાર્યા, ત્યાંથી ગયાજી જઇ પિતૃશ્રાદ્ધ કરીને ગદ ગદ કંઠે પિતુ સંભારતા ત્યાંની જગ્યા જોઈ રહ્યા. જ્યાંથી બાંકીપુર થઈ જબલપુર તરફ ઉતર્યા, આંહી કલિયુગમાં ગંગાની સમાન પ્રભાવવાળી નર્મદાને જોઇ મહારાજાએ હિંદુસ્તાનની કુદરતી ખૂબીથી પ્રભુને વખાણ્યા ત્યાંથી હોલ્કર ને માળવા ઇંદોર ગયા, ત્યાં રોકાઇ નાશિક તરફ સીધાવ્યા, આંહી ત્ર્યંબકેશ્વર વિગેરે તિર્થ કરી, મુંબઈ થઈ સૂરત પધાર્યા. સૂરતની સૂરત નિહાળી બોટમાં બેસી ભાવનગર આવ્યા; મહારાજાને સુખરૂપ આવેલા જોઇ પ્રજાજન અત્યંત પ્રસન્ન થયાં.

ઇ. સ. ૧૮૭૬ના માર્ચ માસમાં પરસીવલ સાહેબ સ્વભૂમિથી પાછા પધાર્યા, આ વખતે મેહેરબાન વૉટસન સાહેબ તે કામ કરતા હતા, તેની પાસેથી ચાર્જ લીધો; આ વખતે વળી મહારાજાને મુસાફરીએ જવાનું થયું.

રાજસૂય યજ્ઞની તૈયારી થતી હતી, બળવો થવાથી હિંદુસ્તાનની હકુમત કંપની પાસેથી ઇંગ્લાંડના રાજ્યકર્તાને સોંપાઇ હતી. લૉર્ડ લીટન જે તે વખતે વૉઇસરૉય હતા, તેઓ આ વખતે દીલ્લીમાં એક દરબાર ભરીને મહારાણી તરફનો ઢંઢેરો તથા હિંદુસ્તાનના જુદા જુદા રાજાની મુલાકાત લેવા મહારાણી તરફથી

પ્રતિનીધીરૂપે કામ કરવાના હતા. મહારાણીને કૈસરેહિંદનું હિંદુસ્તાનના રાજ્યકર્તા તરીકેનું પદ નકી કરેલ હતું. આ વખતની શોભા જોનાર એમ કહે કે તેની શોભા એક ચક્રવર્તી રાજાના રાજસૂય જેવીજ હતી. ચોપાસ જુદા જુદા રાજ્યકર્તાના સુંદર તંબુ નંખાયા હતા, ત્યાં લશ્કરી માણસો ચોકી કરતા હતા, તેથી તેનો દેખાવ અપૂર્વ હતો, આમાં મહારાજા જવાના હતા, તેથી મુખ્ય દિવાન ગવરીશંકર ઉદેશંકરને સાથે લઇ મહારાજા દીલ્હી પધાર્યા, સને ૧૮૭૭ ના બેસતા વર્ષની પહેલી તારીખેજ આ ક્રિયા કરવામાં આવી. લૉર્ડ લીટને જાહેર સભા ભરીને સૌને આનંદ યુક્ત કર્યા. મહારાજાને આ વખતે એક સુંદર વાવટો (જે હજી સ્વારી વખતે કાઢવામાં આવેછે) તથા ૧૧ તોપોનું માન મળતું હતું તેમાં વધારો કરી ૧૫ તોપોનું માન બક્ષવામાં આવ્યું, અને આજમ ગવરીશંકરને सी. एस. आइ. નો ઇલકાબ આપવામાં આવ્યો, આંહીની શોભા નીરખી મહારાણીનો જયનાદ કરતા રાજાઓ પોતાની રાજધાનીમાં પધાર્યા. મહારાજાએ તે પ્રસંગની યાદગીરીમાં રાજકોટમાં આજી નદીપર કૈસરેહિંદ પૂલ મોટા ખર્ચથી બંધાવ્યો તે આગળ લખેલછે.

સને ૧૮૭૭ ના ફેબ્રુઆરી માસમાં મેહેરબાન પરસીવલ સાહેબની કોલ્હાપૂર બદલી થઈ. આવા શાણા અમલદારની વિદાયગીરીથી પ્રજાને પણ ખેદ થયો, કારણકે તેમની રીતીથી લોકો તેના મિત્ર જેવા થયા હતા, મહારાજાએ તેમને માનપત્ર સાથે વિદાય કર્યા.

મહારાજાના મહદ ભાગ્યને લીધે તે જગ્યાએ મેજર જે. ડબલ્યુ. વૉટસન નિમાયા. આ સાહેબ મેહેરબાન પણ તેવાજ માયાળુ હતા. માર્ચ મહિનામાં સરકારે હુકમ કર્યો કે જૉઇન્ટ એડમિનિસ્ટ્રેટર આજમ ગવરીશંકરને મુખ્ય દિવાનની જગ્યાએ નિમવા તથા મહારાજાએ તેની બદલ વૉટસન સાહેબ સાથે રહી કામ કરવું. સરકારની આ ખૂબી મહારાજાને રાજકીયજ્ઞાન આપવાની હતી, મેજર વૉટસનની બદલી થવાથી કર્નલ પાર સાહેબ નિમાયા, આ વખતે મુંબઇના ગવરનર સર રીચર્ડ ટેમ્પલ ભાવનગર પધાર્યા હતા, હાલ જ્યાં પરસીવલ માર્કીટ (શાકપીઠ) છે ત્યાં એક સુંદર શોભા કરી તેમને માન સાથે વધાવી લીધા; રેલવે કરવાની વાતચિત આંહી થઈ હતી, અને શા પ્રમાણે કરવું તે વિચાર મેલાયો હતો. નામદાર ગવરનર સાહેબે આ વખતે એક મોટું કામ કર્યું તે એકે ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કુલ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી, જે વખતે કરેલ ભાષણમાં મહારાજાની બાળ વય છતાં ઉત્તમ વિચાર તથા ચતુરતા માટે સ્તુતિ કરી હતી. સને ૧૮૭૮ ના વર્ષની જાનેવારીની પહેલી તારીખે

મહારાજા જુનાગઢ પધાર્યા હતા. આંહી બહાદુરખાનજી તથા પ્રધાન શ્રેષ્ઠ ગોકુળજી ઝાલા વિગેરે સામા આવ્યા હતા, અને ત્યાં આનંદ મંગળથી રોકાઈ ભાવનગર પધાર્યા હતા. આમ જૉઈન્ટ તરીકે કામ કરવાથી રાજ્યકાજમાં કુશળતા વધતી આવી, રાજ્ય કરવાની શક્તિ સતેજ થઈ, રાજામાં જે ગુણની આવશ્ય જરૂર તે તો પ્રકટ બહાર દેખાતા હતા, પ્રજાવર્ગ પણ તેમની રીતીથી પ્રીતીવાન બન્યો. આથી તેમની દયા, સૌજન્ય, ગાંભીર્ય, ઉદારતા આદિગુણો હિંદના પ્રધાન સુધી પહોચ્યા હતા, તેથી તેઓએ તેમને કુલ સત્તા સોંપવા હુકમ લખી મોકલ્યો, તારીખ ૬ એપ્રિલ સને ૧૮૭૮ ને દીને તખ્તસિંહજી પોતાના પિતાના લાડમાં ઉછરેલી પ્રજાના સંરક્ષણ માટે સ્વતંત્રરીતે નિમાયા, ભાવનગરનો આ વખતનો દેખાવ અપ્રતિમ હતો ઠાર ઠાર શોભા થઇ રહી ચોપાસ.

ભાત ભાતનાં ફૂલ ગરેલાં,
ભૂમી રંગ બેરંગી.

(બાળાશંકર.)

આવો દેખાવ થયો હતો. આ વખતે કાઠિયાવાડના વાલાસાન પોલિટિકલ એજન્ટ મેહેરબાન પીલ સાહેબ આ સત્તા સોંપવા માટે પધાર્યા હતા. એક મોટો દરબાર ભરીને આ કાર્ય કરવામાં આવ્યું હતું. આ દરબારમાં પધારેલા ભાવનગરના અમલદાર વર્ગ ઉપરાંત મેહેરબાન પીલ સાહેબ અને કર્નલ પાર સાહેબ તથા મેજર વૉટસન તથા ફીટઝરેલ્ડ સાહેબ તથા ફરનાન્ડીઝસાહેબ વિગેરે હતા, તેમજ મેહેરબાન ગગાભાઇ સાહેબ તથા સુજ્ઞ ગોકુળજી ઝાલા મી. આર. પ્રોકટર-સીમ્સ, આજમ સામળદાસ, તથા શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદ (મોરબીના કારભારી) વિગેરે શોભતા હતા. એક ઉંચા આસનપર ગોઠવેલ તખ્તપર મહારાજાશ્રીને મેહેરબાન પીલ સાહેબે તખ્ત નશીન કર્યા

આ વખત સવારનો હતો તેથી સ્વચ્છ આકાશ વિગેરેથી અત્યંત આનંદ છાતો હતો, અને એમ સૂચવતો હતો કે મહારાજાની પણ ચડતીજ થવાની. બ્રાહ્મણોએ વૈદીક ક્રિયા કરી અભિષેક કર્યો, કુળાચાર પ્રમાણે રાજ્યતિલક થયાં. મારા પિતાશ્રી (દવે પ્રાગજી કીકા અગ્નીહોત્રી) આ વખતે ત્યાં હાજર હતા, તેઓએ મને કહેલું કે તે વખતનો મહારાજાનો દેખાવ ખરેખર મનમાં માન ઉપજાવે તેવો હતો, જે જોઈ ગમે તેવો વીર પણ શિર નમાવ્યા વિના રહેજ

નહીં, સૌ પ્રજાજન વિગેરે એક અવાજે બોલ્યાકે,
આજે તો—

દક્ષ તણો મખ ભંગ કર્યો હર તે વૃષકેતુ કૃપાળુ થયો,
ક્રૌંચતણો વર વૈરિ ષડાનન આજ ખરો જય કારી થયો.

(બાળાશંકર.)

કારણ કે—

**तख्ताधिपः स्वसृद्धं राज्यं प्राप्याद्यभाति चंद्र इति,**
**करकांति लालितानां कुर्वन्मोदं प्रजाकुमुदिनीनाम्.**

(યજ્ઞેશ્વર.)

આ ક્રિયા થઈ ત્યારે મહારાજાને પંદર તોપના માનથી શુભ શુકન થયાં, આ ક્રિયા પુરી થઈ કે તૂર્ત મેહેરબાન પાર સાહેબે આવી સલામ કરી, રાજ્યનો સિક્કો વિગેરે મહારાજાને અત્યંત હર્ષ સાથે સોંપ્યો, પછી મેહેરબાન પીલ સાહેબે મહારાજાને ઉદ્દેશીને કહ્યું કે—

"ભાવનગરના ઠાકોર સાહેબ મહારાજા રાઓળશ્રી તખ્તસિંહજી,—ગઈ કાલે સૂર્યઅસ્ત પામ્યો તે આપની વિદ્યાર્થી અવસ્થાનો છેલ્લો દિવસ હતો, અને જે આજે અત્ર વખત સૂર્યોદય પામ્યોછે તે આપના બાપદાદાઓ જે ગાદીએ બેસી રાજ્યનીતિ અને ન્યાય ચલાવતા તે ગાદીએ બેઠેલા આપને જુએછે. એ ગાદી સંભાળવાની ફિકરો અને માન આજથી આપની જીંદગીપર્યંત આપને વળગેલાં રહેશે. આપનું શેહેર આનંદ ઉત્સવથી ભરપૂર છે, અને અમો જે સત્તા આપને માટે સંભાળતા બંધ પડયા છીએ તે સત્તા પોતાના જાથુકના રાજ્યવંશીને મળવાથી આપની પ્રજાને સ્વાભાવિક રીતે વખાણવા જોગ આનંદ થાયછે. તેઓની ખુશાલીમાં હું પણ ભાગ લઇ શકું; પરંતુ બાહોશ કાર્યભારી અને અધિકારીઓ જેઓને કે મેં મરહુમ ઠાકોર સાહેબની આસપાસ જોયેલા તેવા કાર્યભારીઓ અને અધિકારીઓથી ભરપૂર આ દરબાર હોલમાં અને આ જગ્યો કે જ્યાં આપના પિતાના ઢીંચણ આગળ કુમળી વયના બાળક તરીકે મેં આપને ઓળખેલા, તે જગ્યોએથી જુજ વખત ગંભીર અને પવિત્ર વિચારો જેકે આ શુભ ક્રિયા સૂચવેછે તે તરફ આપનું લક્ષ દોરવા હું રજા લઉંછું.

જે મહાન સત્તા આ દેશમાં સર્વોપરી છે તેની નિઘેબાનીની નીચે આપે આપની શીશુઅવસ્થા અને શરૂઆતની યુવાવસ્થા ગાળેલાંછે, મેં આપની બાલ્યાવસ્થાથી માંડીને કોલેજ જેકે આપની કૃતજ્ઞતાથી માતબર થયેલીછે તેમાં અને કોલેજમાંથી જાહેર અજમાયશના વખત સુધીમાં આપની વૃદ્ધિઉપર નજર રાખેલીછે, તથા હું જાણું છું કે પરસીવલ સાહેબ, વૉટસન સાહેબ, પાર સાહેબ, મેકનોટન સાહેબ અને નટ સાહેબના નામોની આપ મમતા ભરેલી રીતે યાદગીરી ધરાવોછો, અને તેઓના શિક્ષણ અને દાખલા એ એક સાદા ઉદાર અને નિખાલસ દિલને કેળવી ઉત્તમ પ્રતિના મનુષ્ય બનાવવાની પ્રતીતિ આપેલીછે. હવે આપના શિક્ષકોનું કામ તો પૂરૂં થયુંછે, અને આજે આપ મનુષ્યત્વ અને અધિકારના પૂર્ણ પ્રમાણ અને મર્તબાને પહોંચ્યાછો."

"ભવિષ્યના સંબંધમાં બોલતાં અગાઉ આપના વંશના ઇતિહાસ અને તેના ઇંગ્રેજ સરકાર જોડેના સંબંધપર આપના વિચારો દોરવાની રજા લઉંછું. મહાન કંપનીનું નામ કાઠિયાવાડમાં પહેલવહેલાં તેના સુખી અને સુરતની કાઉન્સીલદ્વારા સાંભળવામાં આવ્યું તેને સૈકા ઉપરાંત કાંઇ વર્ષ થયાંછે. આપના વડવાઓ (સીહોરના રાઓળ) તે વખત ફક્ત થોડા મુલકનાજ ધણી હતા, અને કોટની દીવાલો અને બુરજોની હદ બહાર ભાવનગર લાંબા વખતથી વધી રહ્યુંછે, તે દીવાલો તથા બુરજો પથ્થરની ખાણોમાંથી તે વખત તાજાંજ બંધાવેલાં હતાં. ભાવનગરની ચડતીના સંબંધમાં હું ફક્ત એટલુંજ કહીશ કે સાહસિક વૃત્તિ અને બહાદુરી કે જે ખળભળાટના વખતમાં સાધારણ રીતે ફતેહ પામેછે તેથીજ તેણે જય મેળવ્યોછે. આ સૈકાની શરૂઆતમાં ભાવનગરે કાઠિયાવાડના રાજ્યોના પહેલા વર્ગમાં માર્ગ કર્યો હતો, અને ત્યારપછી શું થયું તે તપાસી જુઓ. ઇંગ્રેજ સરકાર, મરેઠા રાજ્યકર્ત્તા અને તેના ખંડીયા રાજાઓ વચ્ચે સલાહ કરાવવાના હેતુથી વચ્ચે પડી; તે વખતે જે મુલકો જેના કબજામાં હતા તે કાયમ રાખ્યા. ખંડણી ચોકસ ઠરાવવામાં આવી, અને કાઠિયાવાડમાંથી મુલ્કગીરી લશ્કર નિકળી ગયું. આપ જાણોછો કે ત્યારપછીની સલાહ કેવી અખંડ રહીછે, અને દોલત વેપાર અને સુધારો કે જે જ્યાં સલાહ સંપવર્ત્તે ત્યાં હમેશા થાયછે તે કેવા દાખલા થયેલાંછે અને વધેલાંછે. બ્રિટિશ ઉપરીપણા નીચે નવા જામેલા ભાવનગર સંસ્થાનને જેટલો ફાયદો થયો તેટલો બીજા કોઇ રાજ્યને થયો નથી. બ્રિટિશ સરકારની બાંહેધરીથી એક વ્યાપારવાળા રજ્યતરીકે તેને સમાધાનીથી ખીલવવાની તક આપવામાં આવી હતી. આ સૈકાની શરૂઆતથી તે લડાઇના સાહીત્ય માટે, કાંઇ ખર્ચ કર્યા સિવાય, તેની ખંડણીમાં કાંઇ વધારો થયા સિવાય, અને દુનિયાની વેપાર અને હુન્નરની ચીજો મુંબઇ મારફત છૂટથી તેને બંદરે

લાવવાની સાથે બ્રિટિશ સત્તાના આશ્રય નીચે તે સંપૂર્ણ સલામતીમાં રહેલુંછે. હવે આ સૈકાની શરૂઆતમાં યુરોપ ખંડના દેશોના તોફાન ઉપર વિચાર કરો. નાના રાજ્યો જે તેનાથી મોટાં પાડોશનાં રાજ્યોની લૂંટ અને રસકડાં હતાં તેના ઇતિહાસ તપાસી જુઓ તમે પરમુલકના સંબંધમાં સ્વતંત્ર નથી તેને માટે તમોને કોઇ અસંતોષ ઉપજાવે તો પરદેશી રાજ્યોનો કબજો નાના રાજ્યને સુખકારક કે વધારે ગભરાટરૂપ થાયછે તે ઇતિહાસ ઉપરથી દરીઆફ્ત કરો. ઇ.સ.૧૮૫૪થી પશ્ચિમ તરફની પ્રજાઓ જે લડાઇઓમાં પડેલીછે તે ઉપર વિચાર કરી જુઓ. લડાઇની ફોજ અને કાફલાઓમાં રૈયતનો નાશ અને પૈસાની ખુવારી થઇછે તે તરફ નજર કરો કે તમારી અખંડિત સલાહ શાંતિની કીંમત યોગ્ય રીતે થશે."

"જે સંસ્થાન, વધતી જતી મહેસૂલ અને ઘણા સારા કામની વૃદ્ધિ સાથે આપની બાલ્યાવસ્થા પૂરી થતાં અત્રે આપને સપુરત કર્યુંછે, અને જેના ઉપર હવેથી આપ રાજ્ય કરવાના છો તેની અગાઉની બીના આ પ્રમાણેની છે, અને હવે હું આપ ખુદના સંબંધમાં અને જે ફરજો અને જવાબદારીઓ આપની ઉપર રહેલીછે તેના સંબંધમાં આપને કહેવાની રજા લઉંછું."

"હું તે ફરજોને સહેલી અગર તે જવાબદારીઓ નજીવી કહીશ નહીં, કારણકે અંદરની રાજ્યવ્યવસ્થામાં આપની સત્તા ખરેખર ઘણી મોટી અને પૂર્ણ સ્વતંત્ર છે, આપ કાયદા અગર રાજ્યબંધારણના કોઇ પ્રતિબંધ નીચે નથી. પરંતુ અલબત જેમ વર્તણુકનો વિશેષ છૂટ તેમ પોતાની જાતની વિશેષ જવાબદારી રહેલીછે, અને મોટી જવાબદારી ધીરજ ભરેલા કામ અને વિચારશીલ મનનથીજ ઉઠાવી શકાયછે. ભાવનગરના રાજાથી આળસુ, એશઆરામી કે બેદરકાર થઇ શકાય નહીં, કારણ કે ધર્મનું સખત અને ઉમદું માનસિકરૂપ આપે ધારવું, અને આપની નજર આગળ રાખવું એમ અમારી ઇચ્છા છે તે ફરજ સ્વરૂપથી આપ પછાત પડાતો આપની પ્રજાના ૪,૦૦,૦૦૦ (ચાર લાખ) માણસોને કેવી વિપત્તિ આવી પડે તેનો વિચાર કરો. સાધારણ રીતે માયાળુ દીલના અને સજ્જનતા ભરેલા થવું એ આપને માટે બસ નથી. બીજાઓપર અધિકાર ચલાવવાનો જે નમ્ર સદ્ગુણ સ્વર્ગમાંથી ઉતરેછે, અને રાજાઓના અંતઃકરણોમાં નિવાસ કરી રહેલોછે તે આપની મરજી હોય તો ચલાવવો, પરંતુ આપ ખુદની બાબતમાં આપે સખ્ત હિસાબ રાખવો. આપને જાતે નૈયાયિક થવાનું છે. અને આપને આપની જાતની સામે ન્યાય આપવો પડશે. જેઓ પોતાના હકોને માટે આપની સામા ઉભા રહે તેઓ અવિવેકી પક્ષવાદી અને ઉદ્ધત છે એવો આપને

વારંવાર આવેશ આવશે તે આપ માનતા નહીં. આપની પોતાની મનની ધારણા અને ઇચ્છા એક બાજુ ઉપર રાખજો, અને આપના સૌથી નીચા તાબેદારને પણ જે ન્યાય માટે તેનો એક મનુષ્ય તરીકેજ નીસ્યાધિકારે છે તે ન્યાય બરાબર રીતે આપજો. વળી આપ આપના પોતાના ન્યાયાધિશો નિમશો અને તેઓ આપની ઇચ્છાનુસાર તેમની જગ્યાઓ ઉપર રહેશે. તેમને બીક કે મહેરબાની સિવાય ન્યાય આપવાનું ઉત્તેજન આપશો. જો એક વખતની સૂચના અગર નાખુશીથી આપના ન્યાયાધિશોની સ્વતંત્રતા ઉપર હુમલો કરશો તો ન્યાયના પવિત્ર અને ઉમદારૂપને આપ આડા અવળા અને ખોટા દંભમાં નીચે ઉતારી પાડશો. વળી આપના વખતને માટે આપની ઇચ્છાનુંસાર કરી શકશો. તે વખતે ઇનિસાફી થવાને માટે જોઇએ તે કરતાં વિશેષ ઉપયોગી કે આળસુ થશો નહીં. આપ મારૂં કહેવું સત્ય માનજો કે યોગ્યતાથી ન્યાયાસનપર બેસવું એ કાંઇ ઓછી મહેનત નથી, તેમાં ચોખ્ખા દિલ અને ધીરજવાન બુદ્ધિના મોટા પ્રયત્નની જરૂર છે. જે મગજ અંધકારથી ઢંકાઇ ગયેલુંછે અને જે અંતઃકરણ વૈભવથી સૂસ્ત થઈ ગયુંછે તે ન્યાયાસન માટે લાયક નથી."

"વળી દગાખોર ખુશામતીઆ જેઓ આપના ધોરણરૂપ નિયમોને ગુપ્ત રીતે નુકસાન પહોંચાડવાને હેતસ્વીની પેઠે આપની નબળાઇનો ઉપયોગ કરશે તેનાથી સાવચેત રહેજો. તેને આપના મગજ અગર દિલના કોઇ ગુણો વખાણવા દેતા નહીં તે બાબતની આપ પોતેજ બુજ કરજો. તેઓના માણસો સંબંધી હેવાલ અને અભિપ્રાય ઉપર આપ કાન દેતા નહીં. માણસોની તુલના તેમના કામોથી કરજો. આપે કેવી રીતે વર્તવું અને કેટલું કામ કરવું તે બાબતની ખુશામતખોરને સૂચના કરવા દેશો નહીં. તે બાબત આપની ન્યાયબુદ્ધિને પૂછજો. જ્યારે કોઈ માણસ આપને આપ ખુદના પ્રત્યે આપની ન્યાયબુદ્ધિ પસંદ કરે તે કરતાં વધારે નરમ અને ક્ષમાશિલ બનાવે ત્યારે તેનો ભરોસો રાખશો નહીં, કેમકે આપને સ્વતંત્રતાથી પાડીને તેને કંઇ મેળવવાનું હશે."

"અમોએ જે ધાસ્તીઓ અંદરથી અને બહારથી આપને નડશે તેમાંની કેટલીએક કહી બતાવીછે. પરંતુ તેમની સામે આપે કેવી રીતે સજ્જ થવું, એ પણ ન સુચવું તો એ બોલવું નકામું ગણાય. તે ધાસ્તીઓની સામે બરાબર સજ્જ થવાને માટે આપે પોતાનાજ શિક્ષક થવું જોઇએ. આપ આપના દરજ્જાથી ઘણે ભાગે બીજાથી અલગ પડેલાછો, અને તેટલા માટે એકલા ટકાવ કરી શકવાની આપનામાં શક્તિ હોવી જોઇએ. જે તિવ્રપ્રકાશ રાજ્ય ગાદીપર રહેલો હોય છે તેમાં આપના કૃત્યો પછી તે નાનાં કે મોટાં હો પણ તેની તિક્ષણ રીતે ટીકા

અને તુલના કરવામાં આવશે, પરંતુ જે અટકાયત નીચી પાયરીના લોકોને જ્યારે તેઓ પોતાના પાડોશીના હકો ઉપર તરાપ મારે ત્યારે તુરત ચેતવેછે, તે અટકાયત સદરહુ ટીકા સામે કરાશે નહીં. કાર્ય કરવામાં આપને આગેવાની લેવાની છે, બીજાઓ જે કરે તે જોઇને તેમની આગેવાનીને અનુસરવાનું નથી, આપ સાવધપતાથી ફક્ત સલાહ મેળવી શકો. આપ આપના હેતુઓ બાબત ચોકસીથી પ્રશ્નોત્તર કર્યા બાદ ફક્ત આપનો પોતાનોજ વિશ્વાસ કરી શકો, ત્યારે આપ આપની પ્રજાને સ્વચ્છંદથી ગભરાટમાં નાંખતા નથી, અથવા સ્વાર્થથી તેને કંટાળો ઉપજાવતા નથી, અગર બેદરકારી કે કઠીણતાથી તેમનું મન ઉતારી દેતા નથી તે બાબતોની આપ શી રીતે ખાત્રી કરવાના? તેનો હું ઉત્તર આપુંછું કે, આપે એક માનસિક ધોરણ નકી કરી રાખવું જોઇએ કે જેની સાથે આપ દરરોજના વર્તનના દાખલાઓ સરખાવી શકશો."

"તે માનસિક ધોરણ ડાહ્યા અને સારા માણસોના જન્મચરિત્રોના ઇતિહાસ બરાબર વાંચીને બાંધજો. મોટા દ્રષ્ટાંતો ઉપર આપના મનને રાખજો, જો આપ મારકસ ઓરેલીયસ કે અકબર સરખા થઈ ન શકો તો તેઓને આપ ધડો લેવા લાયક નમુના રૂપતો ગણજોજ. યોદ્ધાઓ અને રાજદ્વારી પુરૂશો અને તત્વવેત્તાઓની ઉપેક્ષા (ધર્મ સંબંધી છુટ) દયાળુપણું અને હીંમતને હમેશાં આપ દાખલો લેવા રૂપ ગણજો. તેઓ આપની ખુશામત કરશે કે છેતરશે નહીં. અને તેમની નકલ કરીને આપ એકદમ મજબુત મનના દ્રઢ અને ન્યાયી થશો. જો આ સઘળું નિશાળે પાછા જવા સરખું લાગતું હોય તો આપને જણાવુંછું કે આપ ખરેખર જીંદગીરૂપ નિશાળમાંજ હવે પ્રવેશ કરોછો, એક મહાન લેખક કહી ગયોછે તેમ સત્ય માનજો કે આળસ અને એશઆરામ નહીં પણ મહેનત અને મુશ્કેલી અને ધાસ્તી એજ મનુષ્યના આત્માને માન્ય કરવા યોગ્ય છે, અને મારી સલાહ સખત લાગતી હોય તોપણ સંભારી રાખજો કે મહાવરો વખત જતાં સઘળી બાબતો સહેલી કરેછે. જે એક સ્પષ્ટ માનસિક ધોરણને વળગી રહેછે તેના વિચારો અને ઉમદાં કૃત્યો તેને બીજા સ્વભાવરૂપ થઇ પડેછે. પરંતુ એશઆરામના મહાવરા અને વૈભવ અને બેપરવાઇના બીજા સ્વભાવથી શું નિપજવાનું? રોમના એક સેનશાહને માટે ટેશીટસે કહેલુંછે તે સાંભળો" (લેટીન હોવાથી લખેલ નથી).

"ઇનસાફ કરવાની આપની ફરજ માટે મેં વિસ્તારથી કહેવાય તેટલું કહેલુંછે તેનું કારણ એ છે કે આપની પોતાની વર્તણુક અને આપની પ્રજાના સુખ એ બન્નેને માટે તે સહુથી પહેલી અવશ્યની છે. નાણાંપ્રકરણી બાબત

વિષે મ્હારે થોડુંજ બોલવાની જરૂર છે. આપને કાંઇ કરજ નથી, અને આપની ત્રીજોરી ભરપુર છે. ખર્ચ કહાડતાં વધે તે નાણાં ખર્ચવાના સંબંધમાં અને આપની સામાન્ય રાજ્યરીતિના સંબંધમાં આપને માહારી શિખામણ છે કે, આ શેહેર વસાવનાર ભાવસિંહજીયે તેને માટે જે આગળથી નિર્માણ કરી રાખેલીછે તેજ રીતી પ્રમાણે આગ્રહથી ચાલજો."

"આ બાદશાહતનો વ્યાપાર જે જે રસ્તે થઇને આવે જાય છે, તે તે મોટી રચનાવાળા રસ્તાઓ (રેલવે બંદર સડકો) ને આપના શહેરની સાથે જોડવામાં છુટથી પૈસો ખર્ચજો. તે શહેરને અળગાપણામાંથી વ્યાપારના ધોરી રસ્તા ઉપર લાવજો. બીજા દેશોની વ્યાપારની ચીજો આપની વસ્તી સહેલાઈથી અને સોંઘે ભાવે મેળવવા, અને તેમની પોતાની વ્યાપારની ચીજો લાભકારક રીતે વેચવા શક્તિવાન થાય તેમ કરજો."

"રાજ્યસત્તાના આનંદ વિષે મેં કાંઇ કહેલું નથી, પણ તે વિષે હું વધારે કહી શકું તેમ છે."

"માણસોનું ભલું કરવામાં, મ્હોટાં મ્હોટાં જાહેર બાંધકામો કરવામાં, હુન્નર કળાઓ ખીલવી આપના રાજ્યસ્થાનને સુશોભિત પદાર્થોથી ભરપુર કરવામાં જે આનંદ રહેલોછે તે ઉપર પણ હું વિસ્તારથી બોલી શકું તેમ છું, પણ તે હું કહ્યા વગર રહેવા દઉં છઉં, કારણ હાલની મહોશમમાં કાઠિયાવાડના દરેક રાજ્યકર્-તા તથા અધિકારીઓના શિરપર જે કાળજી અને ફિકર જોસથી વળગેલાં હોય છે, તેમાંથી થોડા કલાકો આપણે આ શુભ ક્રિયા માટે કહાડી લીધેલાછે, તે વાત મહારા ધ્યાન બહાર નથી, તેથી ફક્ત આપને હું અંતઃકરણ-પૂર્વક ફતેહ પામો એવો આશિરવાદ આપુંછું, અને ખાત્રી આપું છઉં કે અમારામાંના ઘણાઓ આપની રીતી કૃતી ઉપર મમતા ભરેલા ભાવથી ધ્યાન આપ્યા કરીશું, અને ઇંગ્લાંડના તાજને જેમ આપના જાહેર કામોના સંબંધમાં આપ જવાબદાર છો તેમ આપના મન અને અંતઃકરણની વાતના સંબંધમાં ઇશ્વિરને જવાબદાર છો તે વાત ધ્યાનમાં રાખી આપની સર્વોપરી રાજ્યસત્તા આપ હીંમતથી અને નેક રીતે ધારણ કરો તેના સંબધમાં અમે સદ્બોધ આપ્યા કરીશું." આનો ઉત્તર વાળતાં મહારાજાએ વિનયપૂર્વક કહ્યું કે—

"મારે ઈંગ્રેજ સરકાર જેણે મારા શોક કરવા લાયક માનવંતા મરહુમ પિતાની ગાદીનો વહિવટ મારી બચગીમાં આવી સરસ રીતે ચલાવ્યો, અને હાલમાં મને ગાદીપર બેસાર્યો, તેનો અંતઃકરણથી આભાર માનવાનો છે.

હું મારા આગળ થઇ ગએલાની પંક્તિએ ચાલીશ, અને સરકાર સાથે વફાદારીથી વર્તીશ. આ વખતે ગાદીએ બેસાડવાની જે ક્રિયા થાયછે તે પીલ સાહેબને હાથે થાયછે તેથી મને ઘણી ખુશી પેદા થાય છે, કારણ કે તે કાઠિઆવાડના ખેરખાંહ તથા મારા રાજ્યના અસલથી વ્યાજબી ચાહનાર છે. હું મેસર્શ પરસીવલ, વૉટશન, તથા પાર દરેકનો આભારી છું કેમકે તેમણે મારા રાજ્યનો જોડેલો વહિવટ આવી સરસ રીતે પ્રમાણીકપણાથી અને સંતોષ ઉપજે એવો ચલાવ્યો છે. હું આ રાજ્યકારભારમાં તેમને દોરવનાર તરીકે ગણીશ, અને મને કાંઈ જરૂર જેવું માલુમ પડશે ત્યારે હું મેહેરબાન પોલિટિકલ એજન્ટની ખુશીની સાથે સલાહ પુછીશ. હું જે સઘળા તમો આંહી તસ્દી લઇ એકઠા થયાછો તેને માટે આભાર માનુંછું, અને મને એવી આશા છે કે મારા કારભારી મી૦ ગવરીશંકર આ રાજ્યના લાભની ખાતર અત્યારસૂધી જેવી રીતે રંજ ખેંચતા આવ્યાછે તથા મદદ કરતા આવ્યાછે તેવીજ રંજ ખેંચવામાં તથા મદદ કરવામાં તૈયાર રહેશે" વગેરે.

પછી મોટી ખુશાલી સાથે કચેરી બરખાસ્ત થઈ હતી, મહારાજાએ ત્રીજોરી તપાસી લીધી, જેમાં રોકડ રકમ રૂ. ૫૧,૮૬,૪૨૨ ની હતી, આમ ભાવનગરના દિનસણીના મહદ ભાગ્યનાં સૌ ફળ હતાં એ તો સત્યજ લાગેછે. મહારાજા આ વખતે પીલ સાહેબના શિક્ષણીય વચનથી પ્રસન્ન થયા અને તે વાતની યાદગીરી માટે એક સાર્વજનિક બાગ કરવા નિશ્ચય કર્યો, જે આજે "પીલબાગ" નામે સૌ કોઈ જાણેછે, ને આપણે કોઇવાર તેને "પબ્લીક ગાર્ડન" કહીએ છીએ. આમ મહારાજા પોતાના સંબંધમાં આવેલ દરેક પુરૂષની પાસેથી અમુલ્ય સદ્ગુણ ગ્રહણ કરતા, તથા તેની યાદગીરી રાખતા એ તેનો નિયમ હતો જે આપણને પ્રત્યક્ષ છે.

તારીખ ૨૫મી એપ્રિલ સને ૧૮૭૮ ની રાત્રે એક ખાણું આપી મહારાજાએ કર્નલ પારને માન આપ્યું હતું, જે સાહેબ ભાવનગરનો એડમિનિસ્ટ્રેશનનો અધુરો રહેલો રીપોર્ટ પૂરો કરવા રોકાએલ હતા, તેમની વિદાયગીરી વખતે આ ખાણું આપ્યું હતું તે વખતે મહારાજાએ નીચે પ્રમાણે સંભાષણ કર્યું હતું કે—

**કર્નલ પાર, લેડીઓ તથા ગૃહસ્થો,**

"સુમારે આઠ મહિના ઉપરાંત મુદ્દત થયાં મારા સંસ્થાનનો રાજ્યકારભાર ચલાવવામાં આપ કર્નલ પાર સાહેબની સાથે સામેલ રહેવાનું મારૂં સારૂં નશીબ હતું. એ મુદ્દત પુરી થતાં આપે મારી પ્રજાની આબાદી તથા કલ્યાણને માટે

જે હોંશભરેલી કોશિસ કરેલીછે, તેમજ મારી તરફ જે માયાળુપણું અને મમતા એક સરખી રીતે બતાવેલીછે, તથા આપે મારા પ્રત્યે જે હમેશાં દોસ્તી ભરેલી વર્તણુક રાખેલીછે, તેને માટે મારા અંતઃકરણથી આપનો ઘણો આભાર માનુંછું. હવે આપનું રજાપર વિલાયત જવું થવાના છેક નજીકના વખતે આપને અંતઃકરણપૂર્વક સલામતી સાથે આપને તથા મીસીસ પારને આપના સ્વદેશની મુસાફરી ખુશી ભરેલી રીતે થાય એવું ચાહુંછું," વિગેરે વિગેરે કહી તેમની સ્તુતિ કરી હતી તેના ઉત્તરમાં કર્નલ પાર સાહેબે પણ મહારાજાનાં વખાણ કરી કહ્યું હતું કે આપ લાયક છો તેજ આ બધાનું કારણ છે વિગેરે, પછી સાહેબ મહેરબાન વિદાય થયા હતા.

હવે મુખ્ય દિવાન આજમ ગવરીશંકર ઉદેશંકર વૃદ્ધ થવાથી પેન્શન લેવાના હતા, જેથી તે જગ્યા કોને આપવી તે બાબતનો વિચાર ચાલતો હતો, તેમાં આજમ શામળદાસ પરમાણંદને ચુંટી કાઢયા; આજમ ગગાભાઈ સાહેબ તથા બીજા એકમત થઇ તે બાબત નકી કર્યું, અને તારીખ ૧૩મી જાન્યુઆરી ૧૮૭૬ ના પ્રભાતમાં એક સભા ભરીને મહારાજાએ ગગાભાઇ સાહેબનું રાજીનામું સ્વીકારી તેમના સદ્ગુણની સ્તુતિ કરીને મંજુર કર્યું, અને તેમની સંમતથી મુખ્ય દિવાનનું કામ શામળભાઇને સોંપ્યું તે વખતે થએલ ભાષણનો સાર નીચે પ્રમાણે હતો:—

## મહારાજા સાહેબે આપેલું ભાષણ.

"ગૃહસ્થો,

"આ ભાવનગર સંસ્થાનના મુખ્ય પ્રધાન આજમ ગવરીશંકર ઉદેશંકર, સી.એસ.આઇ., એઓએ પોતાની જગ્યાનું રાજીનામું આપ્યુંછે, તે સંબંધમાં આજ દરબાર ભરવામાં આવ્યોછે તેમનો આ સંસ્થાન સાથે સંબંધ પચાસ વર્ષ ઉપરાંતનો છે. અમારા માનવંતા પૂર્વજો મહારાજા વિજયસિંહજી, અખેરાજજી, તથા મારા કૈલાસવાસી પિતાજી જસવંતસિંહજી પાસે રહી તેમને સંતોષ આપી તેમની મમતા મેળવી અને આ સંસ્થાનના હીતનાં કેટલાંક મહોટાં મહોટાં કામો કરેલાં એ વાત આ સંસ્થાનમાં બલ્કે આ પ્રાંતમાં, એટલીબધી પ્રસિદ્ધ છે કે તેનો વિસ્તાર અત્રે કરવાની અગત્ય નથી. એમની રાજ્યભકિત તથા સારાં કામ, અને આ સંસ્થાનનું સર્વ પ્રકારે સારૂં કરવાની ઇચ્છા અને આતુરતા, એ આદિગુણોની કદર આ ભાવનગર સંસ્થાન તરફથી અને તેમાં વિશેષેકરીને મારા મરહુમ પિતાજી તરફથી થયેલીછે, એટલુંજ નથી, પણ

આપણાં મહારાણી કૈસરેહિંદની સર્વોપરી સત્તાએ પણ, આજમ ગવરીશંકરની રાજયભકિત જોઈ પોતાની પ્રસન્નતાદર્શક ચિન્હ, C.S.I. નો બહુ માન ભરેલો ખેતાબ અને ચાંદ તેમને આપ્યોછે. ઉપરની બીનાઓ આજમ ગવરીશંકરને તેમ આ સંસ્થાનને ઉભયને શોભા આપે એવી અને સંતોષકારક છે; એમ હરકોઇ કહી શકશે."

"આજમ ગવરીશંકરે મારી પોતાની પાસે પણ આજ સુધી પ્રમાણીકપણાથી અને રાજનિષ્ટાથી કામ કરી, મને પુરો સંતોષ આપ્યોછે; તે પણ આ પ્રસંગે મારે પ્રસિદ્ધ કરવું જોઇએ."

"આવા એક અનુભવી અને નિમકહલાલ મુખ્ય પ્રધાન, સંસ્થાનના કામથી હાથ ઉઠાવે એથી સારૂં ન લાગે એ સ્વાભાવિક છે; તોપણ એમના ૭૪ વર્ષના વય સામું જોતાં, તથા એમની રાજ્યસેવા સામું જોતાં, એમની ઉત્તરાવસ્થામાં એમણે ઇચ્છેલા આરામનો લાભ આપવો, એ મહારો ધર્મ છે એમ હું માનુંછું."

"ઉપર પ્રમાણે પોતાના પંડથી પોતે રાજયસેવા કરીછે, તે સાથે બીજી સંતોષકારક વાત એ છે કે, ભવિષ્યકાળ સારૂ પણ આ સંસ્થાનનું સારૂં ઇચ્છી આજમ શામળદાસ પરમાનંદદાસ જેવા કુળવાન અને બુદ્ધિમાન પુરૂષને પરખી કાઢી પોતાની પાસે રાખી, પોતાના અનુભવનો તમામ લાભ તેમને આપ્યોછે. આજમ શામળદાસના પિતા પરમાનંદદાસે આ સંસ્થાનના મુખ્ય પ્રધાનનું કામ લાંબી મુદત સુધી સંતોષકારક કરી લોકમાં કીર્તિ સંપાદાન કરેલી, એ વાત પ્રસિદ્ધ છે. તેમના પુત્ર આજમ શામળદાસે સંસ્કૃત તથા ફારશી આ બે ભાષાનો સારી રીતે અભ્યાસ કરેલોછે; અને આ સંસ્થાનની નિમકહલાલીથી નોકરી ત્રીશ વર્ષથી કરેછે, તે દરમીઆન સરકારી જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર મી૦ પરસીવલ તથા આજમ ગવરીશંકરની નજરમાં તેમની પૂરી યોગ્યતા હોવાને લીધે, તેમણે મુંબઈ સરકારમાં લખી જુડિશિયલ ખાતાની અપીલો ચૂકાવવા વિગેરે કામમાં, સરકારી યૂરોપીઅન અમલદારની સાથે તેમને જોઇન્ટ ઠરાવવામાં આવ્યા હતા, અને અંતે પોતાની વિદ્વતા તથા પ્રમાણિકપણા વિગેરે સદ્‌ગુણોથી મને પણ વારંવાર સારી અને હિતકારક સલાહ આપી, મહારો સંપૂર્ણ વિશ્વાસ તેમણે મેળવ્યોછે. એવા એક યોગ્ય ગૃહસ્થને પોતાની પાછળ પોતાની જગ્યો ઉપર મૂકી જવાનો અવસર આવે એ વાત પણ આજમ ગવરીશંકરને ઓછી માનદાયક નથી."

"આ રીતની સ્થિતિને લીધે આજમ ગવરીશંકરને પોતાની રાજ્યસેવાથી કમાએલો આરામ આપવા મેં સ્વીકાર કર્યુંછે, અને આજમ શામળદાસને તેમની

જગ્યોએ આ સંસ્થાનના મુખ્ય પ્રધાન ખુશી સાથે મેં નિમ્યાછે, અને હું ભરૂસો રાખુંછું કે રાજા, પ્રજા, ઉભયનું હિત કરવાનું કારભારીનું ભારે કઠીણુ કામ આજમ શામળદાસ સંતોષકારક રીતે કરશે.”

“આજમ ગવરીશંકરની હયાતી સૂધી તેમને હાલ જે જીવાઇ દરસાલ રૂપિયા વીશ હજાર મળેછે તે પૂરેપૂરી પેન્શન દાખલ આ રાજ્ય તરફથી મળ્યા જશે, તેમના પુત્ર આજમ વિજયશંકરને આસિસ્ટંટ કારભારીની જગ્યો, જે હોદ્દા ઉપર કે હાલ સૂધી આજમ શામળદાસ હતા તે આપુંછું, અને તેમની જગ્યો આજમ વિઠ્ઠલદાસને, અને આજમ વિઠ્ઠલદાસની જગ્યો આજમ ગવરીશંકરના બીજા પુત્ર પ્રભાશંકરને આપુંછું.”

“મને આશા છે કે, આજમ ગવરીશંકરે મહારી પાસે કહ્યુંછે તે પ્રમાણે મૂળ-ગરાસીયાના હકો નકી કરવાનું જે થોહુંક કામ બાકી રહ્યુંછે તે પૂરૂં કરશે, અને મહોટા કામોમાં પોતાના અનુભવ અને ડહાપણનો લાભ આ રાજ્યને આપતા રહેશે. માહારી એમ પણ ધારણા છે કે આજમ ગવરીશંકરની છબી કોઇ સારા દેશી ચિત્રકાર પાસે હાથથી ચિત્રાવી આ દરબારમાં રાખવી, અને છેવટ પરમેશ્વર પાસે માગુંછું કે આજમ ગવરીશંકર ઘણા વર્ષ સૂધી આ રાજ્યના હિતૈષી તરીકે આરામની સાથે લાંબુ આયુષ્ય ભોગવે. મહારી આ પ્રાર્થનામાં આ સભામાં બેઠેલા સર્વ ગૃહસ્થો સામીલ થશે એમ હું આશા રાખુછું.”

સદરહુ ભાષણના ઉત્તરમાં આજમ ગવરીશંકરે નામદાર મહારાજાશ્રીનો ઘણો આભાર માન્યો અને ઉત્તરમાં નીચેનું ભાષણ તેમના પુત્ર વિજયશંકરે વાંચ્યું :—

**“મહારાજા સાહેબ,**

“આપે જે વાકયોમાં મહારી રાજ્ય સેવાની પ્રસંશા કરી તેને હું એટલો બધો યોગ્ય નથી એમ માનુંછું, તોપણ તેથી મને ઘણોજ આનંદ અને સંતોષ થયોછે.”

“આપે વિદ્યાભ્યાસ કર્યો અને પછી સત્સંગ રાખી જે બહુજ સંતોષકારક યોગ્યતા મેળવીછે, તેની વારંવાર પ્રસંશા આપણી મહારાણી કૈસરેહિંદના અધિકારી સાહેબોના મુખથી મહારા સાંભળવામાં આવેછે, અને મેં આપની હજુરમાં પણ કામ કર્યું તેમાં આપની યોગ્યતા મહારા અનુભવમાં આવી, એ સર્વ ઉપરથી મારૂં વ્યવહારીક પ્રયોજન સાર્થક થયું એમ માની જે હર્ષ અને

સંતોષ પામું છું એ મારૂં ઉત્તરાવસ્થાના આરામમાં એક સુખકારક સાધન થઇ પડશે એમ હું અંતઃકરણથી માનુંછું."

"આજમ શામળદાસને આપે મારી જગ્યો આપી એથી પણ મને બહુ સંતોષ થયોછે, એ મ્હારા કુટુંબી હોવાથી એની બાલ્યાવસ્થામાંથી એના ઉપર મારી સ્વાભાવિક પ્રીતિ છે. આ રાજ્યના પ્રખ્યાત માજી દીવાન પરમાનંદદાસના એ પુત્ર છે, અને ત્રીશ વર્ષથી આપણા રાજ્યનું કામ મ્હારા સમક્ષ કરેછે, તેમની બધી રીતે યોગ્યતાઓ જોઈ ત્યારે મને એમ લાગ્યું કે મ્હારી પાછળ મુખ્ય પ્રધાનનું કામ કરવાને તેજ પૂરી રીતે લાયક છે, અને એવોજ પ્રસંગ આપની સમજણ ભરેલી ગુણજ્ઞતાથી આજ આવ્યો તેથી મને ઘણો આનંદ અને સંતોષ થયોછે."

"રાજાની અને પ્રજાની બન્નેની પ્રીતિ મેળવી કારભારીનું કામ કરવું એ ખરેખર દુર્ઘટ છે. મ્હારા ઉપર આપના માનવંતા પૂર્વજોએ અને આપે કૃપા દ્રષ્ટિથી જોઇ મ્હારી સેવાને વધારે માની લીધીછે, પણ મારાથી જે કાંઇ મ્હારો ખરો ધર્મ બજાવવાનું યથાશકિત બની આવ્યું હોય તો તે આપના માનવંતા વડીલોએ તેમજ આપે મ્હારી સલાહ માન્ય કરીને તે પ્રમાણે અમલ થવામાં ઉત્તેજન આપ્યું, તેથીજ કાંઇપણ રાજ્યના તથા પ્રજાના હિતનું કામ બનેલુંછે, અને તે કારણથી આપના મરહુમ મુરબીઓનો તથા આપનો મારા ઉપર જે આભાર થયેલોછે તે આ પ્રસંગે દર્શાવવો એ હું મારી ફરજ સમજુંછું."

"આપના કૈલાસવાસી પિતા જસવંતસિંહજીએ મ્હારી રાજ્યસેવાના બદલામાં મને વંશપરંપરા એક ગામ બક્ષીસ આપેલુંછે, અને આપ હું કામમાં-થી દૂર થાઉછું, છતાં મ્હારી હયાતી સૂધી ભરપગાર જેટલું પેન્શન આપવા કહોછો ; એટલુંજ નહીં પણ મ્હારા પુત્રોને પણ મોટા હોદ્દાની જગ્યો આપી મ્હારા ઉપર ઉપકાર કરોછો ; એ મ્હારા આખા કુટુંબ ઉપર વંશપરંપરા નહીં ભૂલાય એવો આ રાજ્યનો આભાર છે, અને તે સારૂ મારી પ્રજા વંશપરંપરા અને આપના રાજ્યની જે સેવા કરે તે ઓછી છે."

"રાજ્યસ્થાનિક સભા આ પ્રાંતમાં સ્થપાઇછે તેના સંબંધમાં ભાયાત અને મૂળગરાસિયાના હકો વગેરેના ઠરાવો કરવાનું કામ છે તે ઘણે દરજ્જે પૂરૂં થયા જેવું આજ સૂધીમાં મેં કર્યુંછે, હવે તેમાં જે કાંઇ શેષ હશે તે પણ હું મારા હાથથીજ પૂરૂં કરવાની ધારણા રાખુંછું, અને તે ખુશીથી કરીશ. રાજ્ય પ્રસંગમાં જે જે કામમાં આપ મ્હારી સલાહ લેવાનું માન મને આપશો તે પ્રસંગે તેમ કરવા મ્હારો ધર્મજ છે તે બહુ ખુશી સાથે હું બજાવીશ."

"અંતે અંતઃકરણથી પ્રાર્થના કરૂંછું કે સર્વ શક્તિમાન ઇશ્વર આ રાજ્યનું અને આપનું સર્વ પ્રકારે સારૂં કરે અને આપના સુખમાં, આયુષ્યમાં, રાજ્યમાં, કીર્તિમાં અને વંશમાં સર્વથા વૃદ્ધિ કરે."

ત્યારબાદ આજમ શામળદાસે નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

"મહારાજા સાહેબ,

"આ સંસ્થાનના મુખ્ય પ્રધાનની માન ભરેલી જગ્યો આપ મને આપોછો તેનું કારણ આપની કૃપાદ્રષ્ટિ વિના બીજું માનતો નથી. મહારા કુટુંબ ઉપર આ રાજ્યની પૂર્વેથી મમતા અને કૃપાદ્રષ્ટી ચાલતી આવેછે, તજ્જન્ય ઉપકારમાં આ એક વધારો કરી મને અને મહારા વંશજોને આપે ઘણા આભારમાં નાંખ્યાછે."

"મહારા વડીલશ્રી ગવરીશંકર જેવા અનુભવી અને પ્રખ્યાત પ્રધાનની પાછળ એમના જેવું કામ કરવાની આશા મહારા જેવાને રાખવી ઘણી કઠણછે, તોપણ આપની ખૂબીથી અને કૃપાદ્રષ્ટીથી હું યથામતિ બની શકયા પ્રમાણે રાજ્યસેવા બજાવીશ, તથા આ રાજ્યની પ્રજાના હિત સારૂ બનતું યત્ન કરીશ."

"આપે અને મહારા વડીલશ્રી ગવરીશંકરે કારભારીના કામની કઠીણતા વિષે જે કહ્યુંછે તે ખરૂંછે, એજ પ્રમાણે આપણા સંસ્કૃત ભાષા જાણનાર એક વિદ્વાનનો અભિપ્રાય છે તેણે કહ્યુંછે કે—

"नरपति हितकर्ता द्वेश्यतां यातिलोके ।
जनपद हितकर्ता त्यज्यतेपार्थिवेन ॥
इति महति विरोधे विद्यमाने समाने ।
नृपति जनपदानां दूर्लभः कार्यकर्ता ॥"

"એટલે ફક્ત રાજ્યનુ હિત કરનાર લોકનાદ્વેષનો ભોગ થઇ પડેછે. જે પ્રજાનું હિત કરેછે તેને રાજા તજેછે, આવા મોટા વિરોધ વચ્ચે રાજા અને પ્રજા તે બન્નેનું સમાન રીતે હિતકાર્ય કરનાર દુર્લભ હોયછે."

"પણ એ પ્રમાણે રાજ્યકારભારની કઠીણતા વિષે જે સ્થળે રાજાના વિચારો પોતાના અને પ્રજાના હિત સંબંધી જુદા જુદા હોય ત્યાં આવવાનો સંભવ છે. પરંતુ પ્રજાનું રંજન અને પાલન કરી પ્રજાહિત તેજ પોતાનું હિત એ

યથાર્થ રાજ્યધર્મ સમજી તે પ્રમાણે વર્તવા આપના વિચારો હું જાણું છું તેથી હું એ સંબંધમાં પોતાને ભાગ્યશાળી ગણું છું."

"આપણાં મહારાણી સાહેબ કૈસરેહિંદના રાજ્યના કેટલાક બહુ સારા નિયમો જે આપ ઘણા પસંદ કરોછો તેનું પણ એજ ધોરણ છે, તેમણે સને ૧૮૫૮ના પ્રસિદ્ધ કરેલા અમુલ્ય ઢંઢેરામાં લખ્યું છે કે "આ મારી પ્રજાની સંવૃદ્ધિમાં અમારી શકિત છે તેમના સંતોષમાં અમારૂં સંરક્ષણ છે અને તેમના આભારમાં અમારૂં ઉત્તમ પ્રતિફળ છે ઇત્યાદી"

"આપણા પૂર્વે થઇ ગએલા મહા પ્રતાપી રાજાઓ પણ એવાજ વિચારથી વર્તતા. મહાભારતના શાંતિપર્વમાં ભિષ્મ પિતામહે યુદ્ધિષ્ઠર રાજાને રાજનીતિ સમજાવતાં મુખ્યત્વે એવું વાકય કહ્યુંછે કે—

"स्वहितन्तु परित्यज्य यद्यल्लोकं हितंभवेत्" (ઇત્યાદી.)

"એટલે પોતાનું હિત તજીને લોકનાં હિત હોય તે લક્ષમાં રાખવાં. એવા ઉત્તમ વિચારો આપે જાણેલાછે, અને તે પ્રમાણે વર્તવા આપનો હેતુ છે તેથી કારભારીના કામની કઠીણતાનો ભાગ દૂર થઇ જાયછે. અને એ પ્રમાણે જ્યાં પ્રજાનું હિત એજ રાજાનું હિત એમ સમજેછે, તથા પ્રજાનું કલ્યાણ કરવું એ પોતાનો સ્વધર્મ છે એમ જે રાજા માનેછે ત્યાં કારભારીનું કામ કઠીણતો શાનુંજ થાય, બલકે એ કામ સુખકારક થઇ પડેછે; આપ જેવા સમજુ અને સદ્‌વિચાર-વાળા રાજાના સમયમાં તે અનુભવનો લાભ મળવાની મને પૂરી આશા છે."

"મહારા વડીલશ્રી ગવરીશંકરે મહારી બાલ્યાવસ્થામાંથીજ મહારૂં સદા શુભ ઇચ્છીને માહારી વૃદ્ધિ થવામાં પ્રયત્ન કરેલુંછે તે સારૂ આ પ્રસંગે તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માનવો એ મહારો ધર્મ સમજુંછું."

"પરમ કૃપાળુ ઈશ્વર પાસે છેલ્લી મહારી પ્રાર્થના એટલીજ છે કે, આપ જેમ મમતાથી અને કૃપાથી મને માન ભરેલો અધિકાર આપોછો તેને યોગ્ય મને કરીને મારા હાથથી રાજ્યના અને પ્રજાનાં હિતકારક થતાં પ્રયત્નો તે સર્વ શકિતમાન ઇશ્વર સફળ કરે અને એવાં સારાં કામોમાં મને મદદ આપે." આમ મહારાજાની છાયામાં આશ્રિતો સુખી થતા હતા તેનો આ પ્રત્યક્ષ દાખલો છે અને સત્યજ છે કે—

गुण प्रवालं विनयप्रशाखं विश्रम्भमूलं महनीयपुष्पम्।
तं साधु वृक्षं स्वगुणैःफलाढ्यं सुहृद्विहंगासुखमाश्रयन्ति॥

"દવાદાક્ષિણ્યાદિ ગુણરૂપી જેને પ્રવાલ (પલ્લવો) છે તથા વિનયરૂપી પ્રકૃષ્ટ શાખા છે તથા વિશ્વાસરૂપી મૂળ છે, તથા મહનીય (મહત્તા) રૂપી ફૂલ છે તથા પોતાના ગુણુથી ઉત્પન્ન થએલ કીર્તિથી જેને ફળ આવેલછે એવું તે સાધુજનરૂપી વૃક્ષને આશરે રહેલા વિહંગરૂપી સુહૃદો સદા સુખ પામેછે એ નિશંક તથા સત્ય છે."

કારભારીનું કામ કેવું કઠીણ છે તે વિષે રાજનીતિજ્ઞ નાટકકાર વિશાખદત્ત મુદ્રા રાક્ષસમાં કહેછે કે—

કવિત.

ઉપક્ષેપ પે'લો કરી કાર્ય કેરો સ્વલ્પ માત્ર,
પછી પોતે પેરે પેરે તેહને બઢાવતો ;
ગર્ભિત રહેલ જે જે બીજ તે તે કેરૂં ફળ,
ગહન ઘણેરૂં ગૂઢ રીતે ઉપજાવતો ;
કરતો વિમર્ષ કોડે બુદ્ધિયે આખેર ખંતે,
બો'લા કાર્ય કેરો ઉપસંહારજ લાવતો ;
નાટક બનાવનાર કે કરંત કારભાર,
અમ જેવો જાણે આ આયાસ ખ્યાલ ના'વતો.

(કેશવ હર્ષદ ધ્રુવકૃત ભાષાન્તર).

ચાણાક્ય કહેછે કે અમજેવા કારભાર કરનાર કે નાટક રચનાર આ આયાસ (શ્રમ) જાણેછે, બીજાને તો ખ્યાલ પણ આવવો દુર્લભ છે. કારભારી જે કામ કરવા ધાર્યું હોય તેનું પહેલાં સ્વલ્પ ઉપક્ષેપ (શરૂઆત) કરેછે, પછી ધીમે ધીમે તેને વધારેછે અને પછી જે જે બીજ ફળસીદ્ધિ માટે આરંભી નાંખ્યા (યોજ્યાં) હોય તેના ગહન ફળ ગુઢ રીતે ઉપજાવેછે, વળી વચમાં કોડથી શાંતી રાખી ફળેચ્છા સહિત વિચાર કરેછે, અને છેવટે પોતાની બુદ્ધિથી ખંતે કરી તે આરંભેલ મોટા કાર્યનો ઉપસંહાર (સમાપ્તી) કરેછે, અને ઇપ્સિત મેળવેછે. નાટકકાર વિષે વિવેચનની આ સ્થળે જરૂર ન હોવાથી આપેલ નથી.

આ પ્રમાણે મહારાજા ગાદીપર બેઠા પછી જે જે મહત કાર્ય કર્યા તેનો સાર લખતાં મોટો વિસ્તાર થાય તેથી જાણવા લાયક છે તેજ માત્ર આ સ્થળે મેં ટાંકેલછે. ગાદીએ બેઠા પછી એક કામ એ કર્યું કે અત્યંત વર્ષાદ તથા તીડના ઉપદ્રવથી ખેડુત લોકો નબળી સ્થીતિમાં હતા તેથી તેમના પરના હુકમનામાં બજાવવાને તે સાલે મના કરી અને લોકોનો આશિરવાદ લીધો. સને ૧૮૭૯ના

જાન્યુઆરીની તારીખ ૧૪ મીએ મહારાજાએ એક ઉત્તમ કામનો પાયો નાંખ્યો પોતાના નામથીજ એક દવાખાનું બનાવવા વિચાર હતો તે પુર્ણ થયો. આંહી આગળ માંદા દરદીને રાખવાની ઉત્તમ સગવડતા કરવામાં આવીછે જે જોઇને સૌ કોઈ આનંદ પામેછે તેજ તખ્તસિંહ હોસ્પીટલનો પાયો નાંખવાની ક્રિયા મહારાજા સાહેબે કરી હતી. આ માંગલીક સમયે બધા અમલદારો તથા પ્રજા વર્ગ હાજર હતા. પહેલાં દાકતર બરજોરજીએ આ દવાશાળાથી થવાના ફાયદા વિગેરે કહી બતાવી મહારાજાની ઉપકાર પુર્વક સ્તુતિ કરી પછી આજમ શામળદાસે તેને અનુમોદન આપે તેવું સંભાષણ કરી લોકોનાં મન રંજીત કર્યાં, પછી રેવરંડ બીટી સાહેબે પણ એક અસરકારક ભાષણ કર્યું. અને પછી મી૦ સીમ્સ સાહેબે આનંદ ભર્યા શબ્દો સભાજનોને સંભળાવ્યા, પછી મહારાજા પાયો નાંખવાની ક્રિયા કરતી વખતે નીચેના શબ્દો ઓચર્યા હતા કે—

"I declare this Stone to be well and truly laid, may God bless the building."

આ ૧૫ શબ્દોને પંદર તોપના માનથી અનુમોદન તથા શુભ શુકન થયાં જેથી તે મકાનની ભવ્યતા અને ઉદારતા સંબંધી સૌને વિશ્વાસ પુર્વક દ્રઢતા થઇ કે આ એક સૌથી ઉત્તમ કર્તવ્ય છે. આ કાર્ય મહારાજાએ પોતાના જન્મ દિવસના ઉત્સવ તરીકે કરેલ હતું દરેક જન્મ દિવસે મહારાજા આવું કાંઇ સાર્વજનિક ઉદાર કામ કરતા હતા કારણ કે જન્મ દિવસનો ખરો અર્થ તેઓ સમજતા હતા અને સૌને પોતે કહેતા હતા કે—

**वर्ष गांठके दिवसमें, सबकोउ गात बजात ;**
**वो मूरख समुजत नहीं, बरस गांठकोजात.**

જ્યારે જન્મદિવસ આવે ત્યારે સૌ કોઇ ગાયછે, વગાડેછે, પણ તે મુરખ સમજતા નથી કે આ તો ઉલટું આપણે એક વરસ ગાંઠનું ખોઇએ છીએ.

વળી આપણામાં કહેવત છે કે "મા જાણે મોટો થાય પણ આવરદામાંથી ઓછો થાય" તેવોજ આ દોહો છે. માટે સહુ કોઇએ જન્મ ગાંઠપર કાંઇ ઉત્તમ લોકોપયોગી કામ અવશ્ય કરવું કે આપણો જન્મ દિવસ સફળ ગણાય અને કલ્યાણ થાય આવા ઉત્તમ બોધ વાક્યો પથ્થરમાં કોતરાવીને મહારાજા પોતાના લખવાના ટેબલપર વેઇટ તરીકે તથા બીજી હમેશાં ઉપયોગમાં આવતી ચીજ માટે વાપરતા. આવા તેમના ઉત્તમ વિચારો ધરથી હતા તે સાંભળી વાંચકને આનંદ થશેજ.

એજ વર્ષના એપ્રિલ મહિનાની ૭ મી તારીખે મહારાજાએ ભાવનગર બંદરની ગોદી ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી જે વખતે બંદરથી થતા ફાયદા, બંદર સુધારવાથી બધી રીતની થતી સુગમતાનું સારૂં વિવેચન થયું હતું.

તારીખ ૨૨ મી મે સને ૧૮૭૯ ને દિવસે નામદાર મહારાજાએ એક ઉત્તમ કામ કરી ભાવનગરના વેપારને ઉત્તેજન આપ્યું ભાવનગર નામની આગબોટ કરાવી હતી જેમાં ૧૬,૦૦૦ રૂપિઆ મહારાજાને ખર્ચ થયો હતો આ આગબોટ દરિયામાં ઉતારવાની ક્રિયા કરવા મેરીન સુપરીન્ટેન્ડેન્ટ મી૦ કેરૂની પુત્રી ભાવનગર આવેલ હતી, મેહેરબાન પીલ સાહેબ ત્યાં હાજર હતા, આ ક્રિયાથી ભાવનગરના વેપારના ઉત્તેજનનો પાયો નંખાયો. આ આગબોટ સુરત અને ભાવનગર વચ્ચે ફરતી હતી.

તારીખ ૧૯ મી ઑગષ્ટ સને ૧૮૭૯ ને દિવસે મહારાજા રાજકોટ પધાર્યા હતા. મહારાજાએ સોટો ખર્ચ કરી રાજકુમાર કોલેજને એક નવું મકાન તથા આજી નદીનો પુલ બંધાવ્યો. આ કોલેજ તથા કૈસરેહિંદ પુલનું કામ પુર્ણ થવાથી તે ખુલ્લાં મુકવાની ક્રિયા કરવાની હતી તે કામ પોલિટિકલ એજન્ટ કર્નલ બાર્ટનના હાથથી કરાવા મહારાજાનો ઇરાદો હતો, જે ઇરાદો સાહેબ મેહેરબાનને જણાવતાં તેઓએ ખુશી સાથે કબુલ કર્યું, અને તે ક્રિયા કરતાં ઉત્તમ શબ્દોથી મહારાજાના આ કાર્યની તથા તેમની ઉદારતા વિગેરેની સ્તુતિ કરી હતી, જેના જવાબમાં મહારાજાએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું કે :—

**"કર્નલ બાર્ટન, ગૃહસ્થો તથા બાનુઓ,**

"મને આજે અત્રે આવ્યાથી ઘણી ખુશી ઉત્પન્ન થઇછે, હું જેમ બને તેમ પરોપકારી કામ કરવાનો મારો ધર્મ સમજુંછું. અને જોકે એક તરફથી મારો પહેલો ધર્મ મારા પોતાના રાજ્ય તરફનો છે, તોપણ બીજા હાથપર હું જેમ બને તેમ હાલનાં જેવાં લોક હિતાર્થ કામોમાં મદદ કરવાને ખુશી થઇશ. આજે રાજકોટ ખાતે બે કામ ખુલ્લાં મુકવાને આપણે એકઠા થયા છીએ તેમાં ખરેખર મેં અંતઃકરણથી ભાગ લીધોછે, આતો સ્વાભાવિકછે કે એક રાજવંશી તથા સરદાર તરિકે નામદાર કૈસરેહિંદ જેની યાદગીરી કરી રાખવાને હું ચાહું, તેમજ સ્વાભાવિક છે કે જે વિદ્યાલયમાં મેં મારી નાનપણની જીંદગીના દિવસો ખુશી સાથે ગુજાર્યા છે (અને આ ઠેકાણે મારા ગુરૂ તથા વડીલ મી૦ મેકનોટનનો પાડ માનુંછું કે જેને માટે મને સદા અંતરમાં પ્રેમ રહેશે) એવા એક વિદ્યાલયની સગવડમાં વધારો કરવાની તથા તેનો અમલ વધારવાની મને ઇચ્છા થાય. મારી આ સઘળી ઇચ્છાઓ હું પાર પાડી શકયો એથીજ મને અતિ ઘણો આનંદ ઉત્પન્ન થાયછે;

પણ મારા આનંદમાં વળી વધારો કરનાર એક કારણ મને મળ્યું છે, અને તે કારણ કર્નલ બાર્ટન તમેજ છો કે જેણે મારે માટે તથા આ બક્ષિસ માટે ઘણા માયાળુ શબ્દોથી પોતાને અભિપ્રાય આપ્યોછે એટલામાટે આ ઠેકાણે કર્નલ બાર્ટનનો પણ હું પાડ માનુંછું, અને મને આશા છે કે મારી સાથે નિરંતર એઓ સાહેબ દોસ્તીના હકથી તથા મેહેરબાની રાખીને વર્તશે. હું આજના મિલાવડામાં મારા કેટલાક આગલા સોબતીઓને જોઇને પણ ખુશી થાઊંછું ને જે સાહેબો આજે આ ખુશીના પ્રસંગપર હાજર થયાછે તેઓનો પાડ માનીને બેસવાની રજા લઉંછું."

આ પ્રમાણે સંભાષણ કરી લોકોના મન રંજન કર્યાં હતાં, આમ મનવાચા અને કર્મથી મહારાજા બીજાના ભલામાં મગ્ન રહેતા અને આવાં ઉત્તમ કામ એજ જીવિતનું સાફલ્ય સમજતા. મહાત્મા ધર્મરાજ યુદ્ધિષ્ઠરને જ્યારે યક્ષે પશ્ન કર્યો કે "હમણાં કોણ જીવેછે" ત્યારે તેણે ઉત્તર આપ્યો હતો કે—

પવિત્ર કરમથી જે કીરતિ તણો સ્વયક્ષ,
ભોમ વ્યોમ વ્યાપ્ત થાય, તે જ્યાંસુધી સ્થીર છે;
ત્યાંસુધી જીવે છે જન એહ, જાણવુંજ નકી,
બાકી મુઆ સર્વ ગણો ભલે ધીર વીર છે.

(વલ્લભકૃત યક્ષ પ્રશ્નોતર.)

તેમ મહારાજાના પવિત્ર કર્મનો યશ હજી દિગંતમાં ફેલાયેલછે તે ખરે આપણને તેમનું નિરંતર સ્મરણ કરાવેછે.

આમ આ ઉત્તમ કર્તવ્ય કરી મહારાજા ભાવનગર પધાર્યા. આંહી આવી વળી બીજું કામ કરવામાં ગુંથાયા. ભાવનગર તથા ભાલ વચ્ચે ભાવનગરની ખાડીનો નાનો પટ છે, આ પટ ઓળંગતાં હોડીમાં બેસી જતાં ઘણાને નુકશાન થવા સંભવ છે. ને જો ખાડી ન ઓળંગે તો લાંબે રસ્તે ત્યાં પહોંચાય, આ દુઃખ મટાડવા મહારાજાનો વિચાર થયો. એક સ્ટીમર ફેરી (થાપડો) બનાવી ત્યાં આગળ શરૂ કરવા નિશ્ચય કર્યો, આ નિશ્ચય કરીને તેને માટે હુકમ થતાં યોગ્ય સગવડતા થઇ કે મહારાજા તે કામ ખુલ્લું મુકવાની ક્રિયામાં ગુંથાયા, તારીખ ૩૧ જાન્યુઆરી ૧૮૮૦ ને રોજ મેહેરબાન બાર્ટન સાહેબે તે ક્રિયા કરી તે વખતે ઘણાજ સ્તુત્ય શબ્દોમાં મહારાજાનાં વખાણ કરીને છેવટે આનંદ મગ્ન થઇ કહ્યું કે "ભાવનગરનું રાજ્ય દરેક બાબતમાં આગળ પડેછે" આ શબ્દો સાંભળી સૌના મન પ્રફુલ થયાં હતાં. આ થાપડાથી એટલો લાભ થયો કે ભાલના બિચારાં

ગરીબ માણસો સવારે મજુરી કરવા ભાવનગરમાં આવી સાંજરે પોતાને મુકામે જઇ શકેછે, તેમજ ઢોર, ગાડાં, સામાન વિગેરે બધો માલ ઘણીજ સુગમતાથી તે થાપડામાં નાંખી લઇ જવાયછે જેથી એક મોટો આશિરવાદ લીધોછે. આ ક્રિયાનું બને તેવું ખ્યાન અત્રે ઠીક લાગશે ધારી આપેલછે.

તારીખ ૩૧મી જાન્યુઆરી સને ૧૮૮૦નો દિવસ ભાવનગરના લોકોને આનંદનો હતો, કારણકે થાપડો (જેનું ખ્યાન ઉપર આપેલછે) તે ખૂલ્લો મૂકવાની ક્રિયા પોલિટિકલ એજન્ટ મેહેરબાન બાર્ટન સાહેબ કરવાના હતા. સવારમાં સાડા છ વાગતાં તોપોના બહાર થયા જેથી પોલિટિકલ એજન્ટ તથા મહારાજાના પધારવાની તથા ક્રિયા શરૂ થવાની સૂચના થંઈ, આ વખતે ઘણા પ્રખ્યાત માણસોનો મેળાવડો થયો હતો, આ વખતે પોલિટિકલ એજન્ટ તથા મહારાજા ઉપરાંત મેજર વુડ હાઉસ, કપ્તાન હંટર, મી૦ ફીટઝીરોલ્ડ, તથા ગવરીશંકર ઉદયશંકર, શામળદાસ પરમાનંદદાસ, રેલવેના મેનેજર, ઈજીનેર ખાતાના ઉપરી વિગેરે ઓફીસરો શેહેરના યૂરોપીઅન તથા દેશી વેપારીઓ વિગેરે હતા, આ સિવાય જુનાગઢ, નવાનગર, ધ્રાંગધરાના નાયબ દિવાન તથા પાળીતાણાના કારભારી વિગેરે પણ આ મેળાવડામાં આવ્યા હતા, તોપોના માન પછી તુર્તજ સ્ટેટના ઈજીનેર ખાતાના ઉપરી મેહેરબાન સીમ્સ સાહેબે એક ભાષણ કર્યું હતું તેનો સાર નીચે પ્રમાણે હતો કે :—

"કર્નલ બાર્ટન, મહારાજા, લેડીઓ, તથા સદ્‌ગૃહસ્થો વિગેરે,

"ભાવનગર મારી બદલી થઈ ત્યારપછી જે મુખ્ય કામ કરવાનો મારો ઇરાદો હતો તેમાંનું એક ભાવનગરની ખાડીપર લોઢાનો પૂલ બાંધવાનું હતું પણ કેટલાક ખાસ કારણથી આ બાબત બંધ રહી અને રેલવે થવાથી પૂલની જરૂર ઘણીજ ઓછી માલૂમ પડવાથી તે પૂલ બાંધવાનું હમણા તો બંધ રહ્યુંછે. આમાં તેનો બહોળો ખર્ચ જે તેના ઉપયોગીપણા કરતાં વધારેછે એ પણ ધ્યાનમાં લેવામાં આવ્યો હતો, પણ આ પૂલ બાંધવાનું બંધ રહ્યા છતાં ખાડી ઓળંગવા માંટે બલામડી અથવા મછવા કરતાં વધારે સલામત સાધનની ગોઠવણ કરવાનું નજર બાહેર નહોતું, કારણકે તેમ કર્યા વિના માણસના જાન તથા ઢોરનું નુકશાન થતું અટકે તેમ નહોતું તેથી પૂલ ન બાંધતાં બીજી યોજનાની એમ દરખાસ્ત થઇ હતી કે પૂલ ન બાંધીએ તો કાંઈ તરતું સાધન જોઇએ, અને તરતા પુલનું સામાન્યરૂપ એ થાપડો છે એમ નિશ્ચય થયો, જેથી મેં નામદાર મહારાજા તખ્તસીંહજીને એક ચેઇનફેરીને માટે વિનંતી કરી જે વિનતિ તેમના તખ્તનશીન થયા પછી એક પખવાડીઆની અંદર કરવામાં આવી હતી. ઉદાર

મહારાજાએ તેનું એકદમ સેંકશન કર્યું જેથી તેનું પરિણામ આ આપણે જોઇએ છીએ. આ કામ ચાલતું હતું ત્યારે તે કામ કેવું થાયછે તે જોવાની ખંત માટે તેઓ વારંવાર આ કામ જોવા પધાર્યા હતા, જેથી તેમનો આ ખૂલી મૂકવાની ક્રિયા વખતે હું ઉપકાર માનુંછું. વળી મેહેરબાન કર્નલ બાર્ટન જેઓએ પૂર્ણ સંતોષથી આ ક્રિયા વખતે હાજર થઇ આ મંડળને શોભાવ્યુંછે તેથી તેમનો ઉપકાર માનુંછું, તેમજ આજમ ગવરીશંકર ઉદયશંકર, સી. એસ. આઇ. (માજી દિવાન) તથા શામળદાસ પરમાનંદદાસ જેઓ મારા આ તથા બીજા કામમાં મને મદદ કરેછે તેઓનો પણ ઉપકાર માનુંછું તથા આ ક્રિયામાં ભાગ લેવા એકઠા મળેલા સર્વનો હું ઉપકાર માનુંછું. પહેલવહેલી ચેઇનફેરી જે બનાવવામાં આવી તે હું ધારૂંછું કે ડેવન પોર્ટ તથા ટોર પોઇન્ટ વચ્ચે જે હાલ ચાલેછે તેજ હતી, જે ૪૬ વર્ષ પહેલાં ખૂલ્લી મૂકાઈ હતી, આથી સારા સુધારાથી બીજી સોધામપટ્ટનની ચેઇનફેરી છે, જેની બને એટલી ખુબી આમાં દાખલ કરવામાં આવીછે" (એ પછી તે ફેરીની લંબાઈ પહોળાઇ રચના વિગેરેનું યથાસ્થિત વર્ણન કર્યું હતું, જેમાં કુલ ખર્ચ રૂ. ૧,૦૧,૪૮૮નો થવાનું બતાવ્યું હતું, તથા મી૦ રોબીનસન, દોરાબજી દીનીયારજી, મીસ્ત્રી હરીલાલ પરશોતમ તરફથી મદદ મળ્યાનું સૂચવ્યું હતું.)

આ ભાષણ પૂરૂં થયું ત્યારે નામદાર મહારાજાએ કર્નલ બાર્ટનને ફેરી ખૂલ્લી મૂકવા માટે વિનતિ કરી, જેથી તેઓએ નીચે પ્રમાણે ભાષણ કરી તે ક્રિયા કરી:—

"મહારાજા વિગેરે,

"આ ઉત્તમ ઉત્સવ વખતે મને પ્રમુખ રીતે આપે નિમંત્રણ કર્યું તેથી તમારો હું ઉપકાર માનુંછું, ભાવનગરની મુલાકાતમાં મને ઘણો આનંદ મળેછે, કારણકે કાઠિયાવાડના બીજા રાજ્યોમાં જાહેર લોકોપયોગી કામના અમલ તથા વૃદ્ધિમાં સૌથી આગળ પડયુંછે, જે કામોમાં તે રાજ્યના રાજ્યકર્તાથી બતાવેલ આંગીક ઉત્સાહ અત્યંત હોંશ ઉપજાવેછે. ગયે ફેરે હું આંહી હતો તે વખતે આપે (મહારાજાએ) એંગ્લોવર્નાકયુલર સ્કુલનું નવું મકાન ઉઘાડવાને માગણી કરી હતી, આ નિશાળ તો ઘણા દિવસથી હતી પણ મકાન વિગેરેની સગવડ પૂરતી નહોતી, સાદારૂપમાં હતી તેથી તે માટે એક નવું મકાન બાંધવાનું નકી થયું હતું, જેનો નકશો તથા ચણતર વિગેરે કામ તમારા બુદ્ધિવાન સ્ટેટ ઇજનેર મી૦ પ્રોકટર-સીમ્સે કર્યું હતું, અને હું જાણીને ખુશી થાઉંછું કે નિશાળને માટે જે સગવડતા થઇછે તે પસંદ પડીછે, મારી ગયા વખતની મુલાકાત પછી ઘણો સુધારો થયોછે અને તે ફતેહમંદ ઉતર્યોછે, આગલા થોડા વરસમાં બાંધેલ મકાન

ઉપરાંત તખ્તસીંહજી હોસ્પીટલ જેનું મુખ્ય કારણ આપની ઉદારતા તથા દયાળુપણું છે તેમાં ઘણો વધારો થયેલો તથા ભાવનગર બંદરમાં થતો સુધારો જોઈ હું ઘણો ખુશી થાઉંછું. હમણા દરીઆ કાંઠા સૂધી રેલવે વધારવાનું કામ ચાલે છે જેકે થોડા મહિનામાં પૂરૂં થયેલું તથા પૂર્ણ રીતે કામ કરતું આપણે જોશું, જેથી કાઠિયાવાડની આવક જાવક પુષ્કળ જથામાં દરીઆ વાટે આ રસ્તે થઇને જતાં સુગમ પડશે. હજી બંદર સુધારવામાં ઘણી જરૂરીઆત છે પણ આપની ખંત તથા ચપળતા જોઈ મને ખાત્રી છે કે થોડા દહાડામાં ભાવનગર કાઠિયાવારનું લીવરપૂલ થશે. આ થાપડો (જે આપણે ખૂલ્લો મૂકવાના છીએ) તે બંદરમાં અગત્યનો વધારો છે. મી૦ સીમ્સે તેનું એવું સારૂં વર્ણન કર્યુંછે કે તે બાબત બોલી આપ મહારાજા તથા સર્વ મંડળને રોકવા ઇચ્છિતો નથી. આ ભરતીનો આપણે લાભ લેવો જોઇએ કારણ આપણે પ્રથમ કસોટી તરીકે થાપડાથી એક ફેરો મારવો છે તો આપણે પાછા ફરીએ ત્યાંસૂધી આપણા હર્ષનાદ તથા અભિનંદનને આપણે આપણા મનમાં રાખી વૃદ્ધિ કરીએ."

આ પછી ચોપાસ પુષ્પથી વધાઈ થઈ હતી અને એક મંડળ થાપડામાં બેઠું કે તુર્ત તે થાપડો સીધો ચાલ્યો અને ત્યાં જઈ પાછો ફર્યો. મહારાજાનું બેન્ડ જેને માટે થાપડામાં બેસવા ગોઠવણ કરી હતી તેણે આખે રસ્તે ગાયનથી આનંદ આપ્યો હતો, પાછા ફરતાં આ ક્રિયા પૂર્ણ થયા માટે મી૦ સીમ્સને સૌ કોઇએ અભિનંદન આપ્યું, પછી કર્નલ બાર્ટને આ થાપડો ખૂલ્લો મેલાયો એમ ખુશી સાથ જાહેર કર્યું, અને મહારાજાના જય માટે પૂર્ણ હર્ષનાદ કરવા સૌ મંડળને કહ્યાથી ત્યાં હર્ષનાદ થઈ રહ્યો હતો, પછી મી૦ સીમ્સ માટે પણ હર્ષનાદ થયો હતો, પછી મહારાજાએ કર્નલ બાર્ટન માટે પણ હર્ષનાદની દરખાસ્ત કરવાથી તેના જયના નાદ થયા. આ પછી બીજું બાકીનું મંડળ (કારણ થાપડામાં એક સાથે સૌને જવાય તેમ નહોતું તેથી) તે થાપડાની મુસાફરી માટે તૈયાર હતું તે ગયું જેમાં પણ મી૦ આઈઝાટે (રેલવેના એન્જીનીયર-ઇન-ચીફે) જયનાદ કરાવ્યા હતા.

આપણે સાંભળ્યુંછે કે સંવત ૧૯૩૪ના તથા ૩૫ બે વર્ષ દેશમાં દુકાળ હતો. ૩૪ની સાલમાં વરસાદ નહોતો અને ૩૫ની સાલમાં ઘણો વરસાદ પડી ભીનીયું વર્ષ થયું હતું, અને ટીડ વિગેરેનો ઉપદ્રવ થયો હતો, આથી લોકોને અત્યંત દુઃખ પડયું હતું. મહારાજાએ પોતાના સંસ્થાનમાં સારો બંદોબસ્ત કર્યો હતો, ખેડુત પાસેથી લેણું તે વર્ષ ન લેવા હુકમ કર્યો હતો. ઠારઠાર અન્નક્ષેત્ર વિગેરે કરીને લોકોનાં મન શાંત કર્યાં હતાં, અને ૧૫,૦૦૦ રૂપિયા દુકાળ ફંડમાં મોકલ્યા હતા, આથી પણ પોતે સંતોષી થયા નહીં. કાંઈ મોટું કામ કરી લોકોનું દુઃખ મટાડવા મહારાજાએ નિશ્ચય કર્યો અને તે વખતના વિચાર પ્રમાણે

રેલવે બાંધવાના મતને પોતે ટેકો આપીને તે વાત ઉપાડી, અને ભાવનગર તથા ગોંડળના આશરે પોણો કરોડ રૂપિયા ખર્ચીને દુકાળના વખતના ભૂખે મરતાનો આશિરવાદ લીધો હતો, જે ખરેખર ધન્યવાદને યોગ્ય છેજ.

મહાભારતમાં કહ્યું છે કે—

**शतेषु जायते शूरः सहस्त्रेषुच पंडितः।**
**लक्षेषु जायते वक्ता दाताभवति वा न वा॥**

સો માણસમાં એકજ શૂરો નિકળે, હજારમાં એક પંડિત નિકળે, લાખમાં એકજ વકતા નિકળે, અને દાતા તો હોય કે ન હોય.

હવે શૂરા, પંડિત, વકતા, તથા દાતાના લક્ષણ આપી શ્લોક સ્પુટ કરેછે કે—

**इन्द्रियाणां जयःशूरो धर्मंचरति पंडितः।**
**सत्यवादी भवेद्वक्ता दाता भूतहितेरतः॥**

"ઇંદ્રિઓને જીતે તે શૂરવીર, જે ધર્મ પ્રમાણે વર્તે તે પંડિત. સત્ય બોલે તે વકતા અને ભૂત પ્રાણી માત્રના કલ્યાણમાં મગ્ન તે દાતા" એવા દાતા કોણ? તો તેના જવાબમાં महाराजा तख्तसिंहजी; આ સિવાય બીજો કોણ હોઈ શકે કે જે પર સંસ્થાનની પ્રજાને પણ દુઃખમાંથી મુકત કરવાને યત્નવાન બન્યા હતા. આ રેલવેનો પાયો નામદાર ગવરનર સર રીચર્ડ ટેમ્પલે નાંખ્યો હતો, અને તે ખૂલ્લી મૂકવાની ક્રિયા તારીખ ૧૮મી ડીસેમ્બર સને ૧૮૮૦ને રોજ સવારમાં નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસને કરી હતી, જે વખતે મહારાજા તથા ગવરનરની જય સાથે લોકો એક અવાજે બોલ્યા હતા કે આવું ઉત્તમ કામ મહારાજાએ કર્યું.

"માટે તેનો આજ પ્રસંગે પાડ માનવો,
સામેલ સહુ જન થાઓ થાઓ.
જય જય શબ્દે ગુણ ગાઓ ગાઓ."
(નર્મ કવિતા.)

આ સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન નીચે આપેલછે:—

જે રેલવેમાં બેસી હાલ આપણે કાઠિયાવાડમાં સુખરૂપ ફરીએ છીએ તે રેલવેનો આરંભ ક્યારે થયો તે વિષે જે લખાય તો એકતો લોકોની જાણ માટે ઉત્તમ છે તેથી આ સ્થળે બોમ્બે ગેઝેટપરથી ટાંકેલછે.

હિંદુસ્તાનમાં અરસપરસનો વ્યવહાર રસ્તા (સડક) નાળાં નહેરો અને રેલવેની ઘણીજ અગત્ય છતાં ખોટ છે, આથી દુકાળ વગેરે પડેછે ત્યારે અરસપરસ મદદ થતી નથી, આમ કેટલાકનું ધારવું હતું તે વાત ખરીજ હતી. કાઠિયાવાડમાં રેલવે કરવાનો વિચાર સને ૧૮૬૯માં થયો, સર રીચર્ડ ટેમ્પલ જ્યારે મદ્રાસમાં ફેમીન ડેલીગેટ તરીકે હતા ત્યારે તેણે એક વખત ટીકા કરી હતી કે કાઠિયાવાડ જેવો મ્હોટો પ્રદેશ રેલવે બાબતમાં તો નકશા ઉપર તદ્દન ખાલીછે, આ પછી જ્યારે તે સરદાર સર રીચર્ડ ટેમ્પલ મુંબઈના નામદાર ગવરનર બન્યા ત્યારે તેમણે ભાવનગરના જોઈન્ટ એડમિનિસ્ટ્રેટર મી૦ પરસીવલ તથા મી૦ ગવરીશંકરને રેલવે કરવાને માટે ઉત્તેજનપૂર્વક સૂચના કરી અને ઘોઘાથી ગોંડળ સૂધી, અને પછી રાજકોટ સૂધી રેલવે કરવી એમ તેમને સૂચવ્યું, પણ ઘોઘાથી રેલવે કરતાં ભાવનગરને જોઇએ તેવો લાભ ન થતાં ઉલટી ખોટ આવે એમ તે વખતે ધારવામાં આવ્યું, જેથી આ વાત ઘણા દિવસ સૂધી પડી રહી. સને ૧૮૭૭માં કર્નલ વોટસન તથા આજમ ગવરીશંકરે આ પ્રશ્ન ફરી ઉપાડયો તે વખતે મેહેરબાન પીલ સાહેબ પોલિટિકલ એજન્ટ હતા, તેમણે આ વાતને ટેકો આપ્યો અને ગમે તેમ કરી સવળ પાડવાનું વચન આપ્યું, કારણકે નામદાર ગવરનરની પણ એજ ધારણા હતી કે આવતી અડચણ દૂર કરી કાઠિયાવાડમાં રેલવે તો કરવીને કરવીજ. આખરે બોટાદ સૂધી, અને ધોળાથી ધોરાજી સૂધી રેલવે કરવા ભાવનગર તથા ગોંડળે નક્કી કર્યું એમ જણાયું, કાચી સરવે શરૂ થઇ કારણ કે તેમને માટે અનુમાનપૂર્વક ખર્ચ તથા બીજી હકીકત મોકલવાની હતી. મી૦ સીમ્સે બોટાદ સૂધીની અને મી૦ ફ્રોડે ધોરાજી સૂધી માપણી કરવા માંડી. ગમે તેમ કરી વઢવાણ સૂધી લાઈન તો કરવી એ સરકારનો હેતુ હતો કે બન્ને લાઈનો જોડાય, જેથી સર્વસ્વ સલાભ થાય; બી. બી. એન્ડ સી. આઇ.એ તે કામ માથે લીધું અને તેની ફંડની રકમ માટે જુદી જુદી જાતની માગણી કરી. સરકારને એ વાત પસંદ થોડી પડી; આ વખતે ભાવનગર તરફથી મી૦ પીલે માગણી કરી કે "ભાવનગર દરબાર પોતાનાજ પૈસાથી ગવરમેન્ટ પાસેથી માગણી કર્યા સિવાય વઢવાણ સૂધીની લાઇન કરવા તૈયાર છે તે સાથે ઢસાથી ધોરાજી સૂધી ગોંડળ દરબાર કરશે, જો સરકારની મરજી હોય તો મંજુર કરે એટલે કામ શરૂ થાય." નામદાર ગવરનર વઢવાણ આવ્યા હતા, કર્નલ વોટસન તેમને મળવા ગયા અને બધી હકીકત રૂબરૂમાં કહી અને તે સાથે કહ્યું કે હાલ દુકાળ ચાલેછે જેથી દુકાળ માટે બીજું કામ ઉઘાડવાની જરૂર છે તો જો આપ કૃપા કરો તો રેલવેથીજ તે કામ કરીએ, અને એક પંથ દો કાજ બને એવું છે. નામદાર ગવરનરને આ વાત બરોબર ગળે ઉતરી, કારણકે રેલવે બાબત તો પોતે દૃઢ હતા તેમાં વળી દુકાળને મદદ તરીકે થવાથી તે માટે

પ્રયાસ કરવાનો નિશ્ચય કર્યો, પણ અડચણો નડતી હતી. આ દૂર કરવા નિશ્ચય કર્યો, પ્રથમ વાત એ હતી કે, પૈસા જુવે તો તે આપવાને માટે ભાવનગર તથા ગોંડળ દરબાર શક્તિમાન હતા ત્યારે જ્યાંથી તે લાઇન જાય તે જગ્યાના દરબાર પાસેથી તે જમીન મેળવવી એ બાબત બીજી અડચણ હતી.

આથી પોલિટિકલો તથા સ્ટેટના મુખ્ય મુખ્ય કારભારીની એક સીટીંગ બોલાવીને આ બાબત નિશ્ચય કરવા માટે દૃઢ બન્યા. મીટીંગમાં મી૦ પીલે આ બાબત મૂકી અને તેના વિરૂદ્ધ ઘણા મત પડ્યા, વાત હાથથી જવાની લાગી, અને નામદાર ગવરનર પણ પોતાની ગંભીરતાથી શાંત બેઠા હતા, છેવટે તેઓ જુસ્સામાં આવ્યા અને બોલ્યા કે "ભાવનગર તથા ગોંડળ સ્ટેટ પોતાને ખર્ચે રેલવે બાંધવા તૈયાર છે તેમાં થતી અડચણો દૂર કરવા આપણે ભેગા થયા છીએ, કાંઈ તે અળસાવવા ભેગા થયા નથી, જેથી આંહી બીરાજેલા ગૃહસ્થોએ આ મુદ્દો ખાસ ધ્યાનમાં રાખી પોતાના મત આપવા કે આપણું ધારેલું કામ પાર પડે. ભાવનગરના જુવાન મહારાજા ખુદ આ બાબત ઇન્તેજાર છે, અને ગોંડળ દરબારના પ્રતિનિધી પણ તેમજ છે." પહેલાં બી. બી. એન્ડ સી. આઇની હરકત હોય તો દૂર કરવી તે માટે તેમના પ્રતિનિધી મી૦ મેથ્યુને પૂછ્યું જેઓ સંમત થયા.

રેલવે કરવાને માટે હવે તો માત્ર બન્ને તરફથી મોઢાની માગણી થવાની હતી પણ મી૦ પીલે તે બાબત કહ્યું કે મેં ભાવનગરની માગણીથીજ આ દરખાસ્ત મેલીછે, જેથી તે બાબતવાંધો નથી. નામદાર ગવરનરે ઇચ્છયું કે ગોંડળ પણ તૈયાર હોયજ, કારણકે તેના હાલના વ્યવસ્થાપક એક અંગ્રેજ ગૃહસ્થ કોઈ તે સુધરેલા વિચારનાં હોયજ, પણ તે વખતે ગોંડળના એડમિનિસ્ટ્રેટરે હીંમત કરી કહ્યું કે 'હું વિનતિ કરૂંછું કે અમારો વિચાર રેલવે કરવાનો નથી, અમારે તો બીજું કામ કરવાની ઇચ્છિા છે.' આથી નામદાર ગવરનરને જરા ખોટું લાગ્યું તેમણે કહ્યું કે "જો તમારે કોઈપણ કામ કરી સ્ટેટના ખજાનાનો ઉપયોગ દુકાળમાં મદદ તરીકે કરવોજ છે એમ તમારો વિચાર છે, કારણકે હાલમાં દુકાળ હોવાથી તેમ કર્યા વિના છૂટકો નથી, તો આવા રેલવે જેવા લોકોપયોગી કામમાં પછાત પડોછો તે ખાતે દીલગીરી સાથે કહુંછું કે તમારે બરોબર કામ કરવું નહીં તો જ્યાં લોકરક્ષણ તથા ઉદય માટે થોડી બુદ્ધિની જરૂર હશે ત્યાં તમારો ફેરફાર કરવામાં આવશે." આથી એડમિનિસ્ટ્રેટર શાંત થયા અને પોતાની ભૂલ કબૂલ કરી રેલવે બાંધવામાં એક મત થયા, ધન્ય છે કે તેમણે આ વખતે સામ દામ ભેદ દંડથી પણ પોતે લોકોપયોગી કામ પૂર્ણ કર્યું, નહીં તો છેવટનો અણીપરથી ખસત; બી. બી. એન્ડ સી. આઈની હરકત દૂર થઈ. બીજા નાના સ્ટેટવાળાએ

પોતાની હદમાંથી જમીન આપવા ખુશી સાથે સ્વીકાર્યું, આ બાબતથી તે ભાંગી પડત પણ નામદાર ગવરનરની દીર્ઘદ્રષ્ટિથી વાત બરોબર સજડ થઈ, અને હિંદ સરકારની મંજુરી માટે મોકલવા નિશ્ચય થયો. મીટીંગ ઉઠ્યા પછી આ નિશ્ચય પ્રમાણે નામદાર લોર્ડ લીટનની સરકાર પાસે માગણી કરતાં મંજુરી સાથે મી૦ આઈઝેટ (Izat) ને ઇજનેર નીમીને મોકલ્યા, અને માર્ચ માસમાં કામ શરૂ થયું, માટી કામ તો શરૂજ હતું. જુલાઈ મહિના સુધીમાં તો ૧૮,૦૦૦ દુકાળીઆને કામે લગાડ્યા હતા, પણ નવેમ્બર આવતાં દુકાળની બૂમ શાંત પડી હતી, જેથી માત્ર ૧,૧૦૦ માણસો રાખ્યાં હતાં, પરમેનન્ટ વે તથા રોલીંગ સ્ટોકનો ઇન્ડેન્ટ ઈંગ્લાન્ડ મોકલાયો, (તા. ૨૯ જૂન સને ૧૮૭૯). પહેલવહેલું ઇન્જીન તા. ૨૮મી ફેબ્રુઆરી ૧૮૮૦ એ આવી પહોચ્યું અને માર્ચની ૯મી તારીખે પહેલવહેલું લાઇનિ પર ચાલ્યું, આ વખતે તેને ૩૫ વેગન જોડતા હતા, માર્ચની આખરે ૨૬ માઇલ સૂધી ચાલતું હતું, અને એપ્રિલની આખરે ૫૩ માઇલ સૂધી આવ્યું હતું, મેની આખરે ૯૪ માઇલ સૂધી અને ૮મી જૂને પહેલવહેલી ટ્રેન વઢવાણ સ્ટેશન સૂધી ગઈ હતી, જે ૧૦૫ કે ૬ માઇલને અંતરે છે. અકટોબરની ૨૦ મી તારીખે ધોરાજી લાઇનિનું કામ શરૂ થયું અને ડીસેમ્બરની ૧૮ મી તારીખ સુધીમાં ૭૨ માઇલ કામ પુરૂં થયુ હતું, બાકીનું કામ પછી પુરૂં કર્યું. પૂલ સિવાય બીજી બધી બાબતનો ખરચ પચાસ લાખનો હતો, અને પૂલોનો ખર્ચ ૨૧ લાખ વધતો હતો, આ વધતાં વધતાં ૮૬ લાખ રૂપિયાનો ખર્ચ બન્ને દરબારે કર્યો હતો, જેમાં ગોંડળ દરબાર તરફથી રૂ. ૨૭ લાખ કરવામાં આવ્યો હતો; આનો પાયો સર રીચર્ડ ટેમ્પલે નાંખ્યો હતો, અને આ લાઇનિ નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસનના હાથથી ઉઘાડવામાં આવી હતી, સને ૧૮૮૦ના ડીસેમ્બરની ૧૮મી તારીખે એ ક્રિયા કરવાની હતી, જે માટે નામદાર ગવરનર સાહેબ ભાવનગર પધાર્યા હતા અને આ લોકોપયોગી કામ પૂર ભભકા તથા ખુશાલીમાં ખૂલ્લું મૂક્યું હતું.

ભાવનગર ગોંડળ રેલવે ખૂલ્લી મૂકવાને મુંબાઇના નામદાર ગવરનર સાહેબ સર જેમ્સ ફરગ્યુસન પધાર્યા હતા, તે પ્રસંગે જે લખાણો થયાં હતાં તે ઉપરથી સાર ભૂત વાત નીચે પ્રમાણે મૂકેલછે, જે તે પ્રસંગનું યથાસ્થિત વર્ણન આપવા ચૂકશે નહીં:—

ભાવનગર, તારીખ ૧૭મી ડીસેમ્બર.

સેક્રીયરમાં આરૂઢ થઈ નામદાર ગવરનર સાહેબ બરોબર વખતે બપોરે બંદર પર પધાર્યા, તેમને માન આપવાને ઘણાં માણસો એકઠાં થયાં હતાં, જેમાં મહારાજા તખ્તસિંહજી, કર્નલ બાર્ટન (ચીફ પોલિટિકલ એજન્ટ), કર્નલ વોટસન

(રાજ્યસ્થાનિક કોર્ટના પ્રેસિડન્ટ), મેજર વુડહાઉસ, મેજર હેન્કોક, મી. ક્રોફર્ડ, મી૦ રીચી, કપ્તાન હંટર (રેલવે માજીસ્ટ્રેટ), મી૦ આઇઝેટ (રેલવેના ચીફ એન્જીનીયર), મી૦ ગવરીશંકર (માજી દીવાન), મી૦ શામળદાસ (હાલના દીવાન), અને બીજા ઘણા અમલદારો એકઠા થયા હતા. તેથી મોટી મેદની આનંદમાં હોય એમ ભાસતું હતું. કર્નલ બાર્ટન, મેજર વુડહાઉસ, મી૦ શામળદાસ એકસ્ટીમલોંચમાં બેસી સ્ટીમરમાં ગયા, અને નામદાર ગવરનર સાહેબને તેજ લોંચમાં પધરાવી મોટા માન સાથે તેના રસાલા સહિત બંદરપર ઊતાર્યા. નામદાર ગવરનર સાથે આ વખતે મી૦ આશબરનર, મી૦ ગોન, કર્નલ સ્ટ્રેચી, કપ્તાન ક્લેરમેન્ટ, મી૦ મેકફરસન તથા દાકતર વોટર્સ વિગેરે હતા. પગથીએ પગ મૂકતાંજ મહારાજાએ મોટા માનથી તેમને વધાવ્યા, અને તેમને માટે ત્યાં કરેલા એક સમીયાનામાં તેમને લઇ ગયા, ત્યાં દરબાર ભરી તેમને માન આપવા નિશ્ચય થયો હતો, તેમને માટે ખાસ કરેલી બેઠકોપર સીટ લીધી કે તુર્ત વાદ્ય તથા તોપોના અવાજથી વધાવ્યા, જ્યારે દરબાર ભરાયો ત્યારે મહારાજાએ નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

"આ સૌરાષ્ટ્ર ભૂમિપર પહેલો પગ મૂકતાં હું તમને હર્ષાનંદ સાથે માન આપુંછું. નામદાર મહારાણી સરકારના હાલના પ્રતિનિધીએ આ દેશમાં પગ મૂકતાં પહેલાં મારી ભૂમિપર પગ મૂકી મને આભારી કર્યોછે તે ખાતે મને ઘણો હર્ષ થાયછે, અને આંહી આપ રોકાઇ જાઓ એટલા ટુંક વખતમાં એક મહાન કૃત્ય ખૂલ્લું મૂકવા તમને હું વિનતિ કરૂંછું. આ કૃત્ય બીજું કાંઇ નહીં પણ **ભાવનગર-ગોંડળ** રેલવેજ છે."

"આપ જાણોછો કે આ દેશમાં આ પહેલવહેલુંજ છે. મારૂં એમ માનવું છે કે જાહેર રસ્તાના અભાવને લીધે હજી આ દેશ અણસુધરેલો રહ્યોછે, અને તે વાત સિદ્ધ છે એમ મારી ખાત્રી હોવાથી તે દૂર કરવા સેં આ કામ મારા રાજ્યારંભમાંજ કરવા ઇરાદો રાખ્યોછે તે પૂરો પડવા માટે આપને તસ્દી આપવી છે. આપ પણ જાહેર કામમાં તથા ખાનગી જીંદગીના કામમાં અપાએલ આપનો અમૂલ્ય વખત રોકીને પણ આ કામમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા પધાર્યાછો તેથી આ કામ તરફ આપની દીલસોજી જણાઇ આવેછે. આજથી આ દેશની ચડતીરૂપી સૂર્યનો ઉદય છે, જેથી આ કાઠિયાવાડના બીજા રાજા પણ આવા કૃત્ય કરવા લલચાય એ સહજ છે."

"સર જેમ્સ ફેરગ્યુસન આપને મારા સંસ્થાનની રાજધાનીમાં પગ મૂકવા માટે હું ફરીવાર આવકાર સહિત સ્વાગત કહું છું."

આના જવાબમાં ગવરનર સાહેબ બોલ્યા કે—

"તમારા મુખ્ય શહેરમાં હું તમારી મુલાકાત લઉંછું, અને જે કામ તમારી અગ્રિમ નજર અને જાહેર હિમ્મતને આટલી બધી પ્રતિષ્ઠાને પમાડેછે તે કામના વાસ્તુમાં હું મદદ કરૂંછું તે ખરેખર ઘણીજ ખુશીની સાથે કરૂંછું એમ જાણજો. લોક કલ્યાણના કામમાં તમારી સખાવતોથી તમો હિંદુસ્તાનના જેઓ ઘણા પરાક્રમી રાજા છે તેઓની બરાબરીની પાયરીમાં મૂકાઇ ચૂક્યાછો. જે મોટા કામનું વાસ્તુ કરવાને માટે આપણે એકઠા થયા છીએ તે કામ વિષે બોલવાને બેશક મને વિશેષતક મળશે તોપણ આ પહેલાજ અવસર ઉપર મારે આટલું તો નજ ભૂલવું જોઇએ કે તમારી મહેનત ને ફતેહથી હું તમને મુબારકબાદી આપુંછું. અગર જોકે મારે તમારી સાથે થોડોક સમય રહેવાનુંથશે તોપણ હું જેટલો સમય રહીશ તેમાં ઘણોજ સંતોષ માનીશ, અને જેને માટે મેં બીજું કાંઇજ નહીં પણ "સારૂં સારૂં અને સારૂંજ" સાંભળ્યુંછે, તેની સંગે હાલમાં થતી પીછાન થવાથી હું ઘણોજ ખુશી થયોછું; એ બાબતોના ઉપર મારૂં લક્ષ ખેંચાય તેથી તે વિષે હું હાલ વિશેષ બોલવાની જરૂર જોતો નથી."

આ પછી ગાડીઓ તથા સ્વાર વિગેરેની દમામથી સ્વારી નિકળી હતી, આગલી ગાડીમાં નામદાર ગવરનર, ઠાકોર સાહેબ તથા કર્નલ બાર્ટન અને સ્ટ્રેચી હતા, રસ્તે લોકો જોવા મળ્યા હતા અને પુષ્પનો વરસાદ વરસી રહ્યો હતો. મોતીબાગમાં ગવરનર સાહેબ ઉતર્યા હતા. બીજે દિવસે બંધ તથા તળાવ તથા ગઢેચી વર્કશોપ જોવા પધાર્યા હતા.

શનિવારે સવારના છ વાગ્યા પછી થોડીવારે નામદાર ગવરનર સાહેબ ઘોડાપર બેસી મોતીબાગમાંથી નિકળ્યા અને રેલવે સ્ટેશન તરફ ચાલ્યા. સ્ટેશન આ વખતે પુરબપકાથી શણગારેલું હતું, ચોપાસ વાવટા ઉડી રહ્યા હતા; આ વખતે મહારાજા તખ્તસિંહજી પણ સાથેજ હતા, ઘણા માણસોને આ ક્રિયા વખતે આમંત્રણ હતું અને નામદાર ગવરનર ઘણા માણસો લઇ ટ્રેનમાં જવાના હતા તેથી તૈયાર થઇનેજ આવ્યા હતા. મેશર્સ બોર્ન અને શેફર્ડના માણસો ફોટોગ્રાફ લેવાના હતા. આથી થોડો વિલંબ થયો, આ વખતે ભાવનગર સ્ટેશનનું પ્લેટ ફોર્મ તૈયાર હતું અને મકાન બંધાતું હતું, જેથી માંડવો નાંખ્યો હતો, આ ક્રિયા કરતી વખતે એક રૂપાના હથોડાથી એક ટીકસ્લીપર્સના કાણામાં નામદાર ગવરનરે ખીલો બેસાર્યો, તેજ વખતે એક ફોટોગ્રાફ લીધો હતો તેનું વર્ણન આમ હતું કે, નામદાર ગવરનર હાથમાં હેમલેટ તથા એક હાથમાં રૂપાનો હથોડો લઇ વચમાં ઉભા હતા. નામદાર મહારાજા, મી. એશબરનર,

કર્નલબાર્ટન, મી૦ આઇઝેટ, આજમ ગવરીશંકર, સી. એસ. આઇ. તથા મી૦ શામળદાસ તથા બીજા સ્ટેટના મોટા અમલદાર તથા ગૃહસ્થો આસપાસ હતા. આ ક્રિયા થઇ રહી કે તૂર્ત ટ્રેનને પ્લેટ ફોર્મ પાસે લાવ્યા, ટ્રેન ચાલતી થઇ, નામદાર ગવરનર માટે એક સારો સલુન હતો પણ પોતે તો એન્જીનમાં બેઠા, ટ્રેન ચાલીકે તોપોનું માન અપાયું અને હજારો યાર્ડમાં એકઠા થયેલા શહેરીઓએ તાળીઓ પાડી હર્ષનાદ કરી મેલ્યો. મહારાજા તથા માજી દિવાન ગવરીશંકર ગઢેચીથી ઉતરી પડયા. ગઢેચી એ ભાવનગરનું પરેલ છે, આંહી રેલવેનું વર્કશોપ છે, આંહીથી ગાડી આનંદ શબ્દ કરતી સીહોરના ડુંગરોમાંથી પસાર કરી ગઇ ને સોનગઢ પહોંચી ત્યાંસૂધી અટકી નહીં, ત્યાં થોડીવાર રોકાયાપછી ગાડી ધોળા જંકશન પાસે આવી ને થોડીવાર અટકી અને પછી બોટાદ પહોંચી, સોનગઢથી ટાઢને લીધે નામદાર ગવરનર સલુનમાં બીરાજ્યા હતા.

આ સોનગઢથી જૈનના પ્રખ્યાત ધામ સિદ્ધાચલ (શેત્રુંજે) જવાયછે તેથી તે જાણીતુંછે. આંહીથી રેલવે ચાલી તે ધોળા જ્યાંકે ધોરાજી લાઇન જુદી પડેછે ત્યાં થોડીવાર અટકયા પછી બોટાદ ગઇ; આ વચ્ચેના રસ્તામાં કયાંઇપણ ઝાડનાં ઝુંડ દેખાતાં નથી, બધી જમીન ખેડાયેલી કાળી અને ઉત્તમ લાગેછે, બોટાદ આગળ ગાડી થોડીવાર રોકાઇ હતી, આ ભાવનગરના મહારાજાનો મહાલ હોવાથી ત્યાંના અમલદાર વિગેરે નામદાર ગવરનર સાહેબને દર્શને આવ્યા હતા, તે વખતના સિપાઇની અપૂર્ણ કેળવણી જોઈ ગવરનર સાહેબ ખુશી થયા હતા. સિપાઇઓ પોતાના હાથમાંની તરવાર છેટે રાખીને બીજે હાથે સલામ કરતા હતા, આ જોઇને ગવરનર સાહેબ ઘણાજ ખુશી થયા હતા. ઈન્જીને પાણી લીધું કે તૂર્ત બોટાદથી ગાડી ઉપડી અને તે ચૂડે જઇ અટકી. ચૂડાના ઠાકોર સાહેબ નામદાર ગવરનરની મુલાકાતે આવ્યા હતા, એક સુંદર સાદા માંડવામાં ગવરનર સાહેબને પધરાવ્યા, આંહી પણ સિપાઇની અપૂર્ણ કવાયત તથા ગવરનરના માનમાં થએલા તોપના અવાજથી ગવરનર સાહેબ અત્યંત પ્રસન્ન થયા, ત્યાંથી લીંબડી પધાર્યા, જે ભાવનગરથી બાણું માઇલ દૂર છે, સ્ટેશન પાસે ઘણા તંબુ નાખ્યા હતા, અને પ્લેટફોર્મથી નામદાર ગવરનરના ઉતારા માટે રાખેલ મોટા તંબુ સૂધી સારી ઝાઝમ પાથરી હતી. રસ્તામાં સામેના કરેલા ફૂલના દરવાજાપર "ગવરનરને પ્રભુ સુખી રાખો તથા લીંબડીમાં ભલે પધાર્યા. ભાવનગર ગોંડળ રેલવેનો જય થાઓ" એવાં વાકય આનંદ પમાડતાં હતાં, જુવાન ઠાકોર સાહેબ ગાડીના બારણા સૂધી આવી નામદાર ગવરનરને તંબુમાં લઈ ગયા. આંહી ખાણું હતું, નામદાર ગવરનરને તોપના અવાજથી અને સિપાઇઓના નમનથી વધાવી લીધા, તંબુ સારી રીતે શણગાર્યો હતો અને દિવાલપર શેકસપીઅરનાં સુંદર વાકયો વાંચી આનંદ થતો

હતો. ખાણું ખાતાં રેલવેના જય તથા નામદાર ગવરનરની ખંત માટે હર્ષનાદ થયા હતા. ખાણું પૂરૂં થયા પછી ચાર ઘોડાની ગાડીમાં બેસી નામદાર ગવરનર તથા ઠાકોર સાહેબ સ્વારી સહિત શહેર જોવા પધાર્યા હતા. શહેરના દરવાજાપર Welcome to His Excellency Sir James Furguson આવા શબ્દો જોઇ સૌ મંડળ આનંદ મગ્ન થયું હતું, શહેરમાં સ્વચ્છતા સારી હતી ત્યાંથી ઠાકોર સાહેબનો મહેલ જોઈ થોડીવાર રોકાઇ સૌ મંડળ સ્ટેશનપર આવ્યું, બે વાગે ત્યાંથી ગાડી ઉપડી તે છમાં દસ મિનિટ ઓછી હતી ત્યાં ભાવનગર આવી પહોંચી; આ પ્રમાણે એક દિવસમાં આવી મુસાફરી કદી ન થએલ તેથી લોકો તો આશ્ચર્યમગ્ન હતા, તે ગવરનર સાહેબને પાછા આવેલા જોવા સ્ટેશનપર આનંદમાં ઉભા હતા, તે જોઇને પછી મહારાજા તથા ગવરનરનાં વખાણ કરતા ઘર તરફ વળ્યા. તેજ રાત્રે એક ખાણું શહેર વચ્ચેના દરબાર મ્હેલમાં અપાયું હતું. ગવરનર સાહેબ આવ્યા તે રસ્તે રોશની તથા વાવટાથી આનંદદાયક રસ્તો કર્યો હતો, ખાણામાં ઘણાજ પ્રખ્યાત ગૃહસ્થો વિગેરે હાજર હતા. ખાણા વખતે કૃપાળુ મહારાણી વિકટોરીઆની દીર્ઘાયુ બોલાયા પછી ગવરનર સાહેબે આ કામ કર્યું તે માટે મહારાજા સાહેબે તેનો ઉપકાર માન્યો હતો, જેના જવાબમાં ગવરનરે કહ્યુ હતું કે—(સાર) "ગવરનર તરીકેની મારી નિમણુક તાજીજ છે, વળી તે એક એવા પ્રખ્યાત માણસ પછી છે કે જે આ કાર્યના ઉદ્દેશભૂત છે, મને આશાછે કે મારા વખતમાં ઘણાં ઉપયોગી કામમાં ભાગ લેવાનું મને બનશે. મારી ટુંક કારકીર્દીમાં આજે થએલા ઉત્તમ કામના ઉત્સવમાં ભળવાથી મને ઘણી ખુશી થાયછે, આ કામ સૌથી મોટું છે (લોકોના ભલા માટે જે કાર્ય થાયછે તે ઉત્તમ ગણાયજ). હું આજે આંહી મારૂં કામ કરવા આવ્યો નથી, પણ જે માણસે પોતાના દેશ માટે આટલું ઉત્તમ ભલું કામ કર્યું તેને માન આપવા આવેલછું. મહારાજા તખ્તસિંહજીએ પોતાની પ્રજા તથા સંસ્થાન માટે જેટલાં ભલાં કામ કર્યાં છે તે કહેવા કરતાં તમે વધારે જાણોછો, મેં કાલે કહ્યુંછે કે હિંદુસ્તાનના રાજા જેઓ લોકોપયોગી કામ કરવાથી પ્રખ્યાત છે તેમાંની પહેલી હારમાં મહારાજા ગણનીય છે." આ પછી જુદા જુદા toast લીધા પછી ખાણું પૂર્ણ થયું અને સૌ આનંદમાં ને આનંદમાં મોતીબાગ પાસેના તળાવપર દારૂખાનું જોવા પધાર્યા હતા.

બીજે દિવસે નામદાર ગવરનર પાળીતાણે વિદાય થયા, ઠાકોર સાહેબે ઘણા પ્રેમથી તેમને વિદાય કર્યા હતા.

તારીખ ૨૫મી અકટોબર સને ૧૮૮૧ને દિવસે મહારાજાએ પોતાના મુખ્ય દીવાન રા. રા. શામળદાસની તેમની ચતુરાઇ તથા પ્રવીણતાથી કદર બુઝીને

તેને સાબાશી આપવા દરબાર ભર્યો હતો, જેમાં તેને જલાલપુર ગામ બક્ષીસ આપીને આભારગ્રસ્ત કર્યા હતા.

આજ વર્ષમાં મહારાજાની અપૂર્વ ખ્યાતી દિનપ્રતીદિન વધતી જતાં તે ખ્યાતી મહારાણી સુધી પહોંચી. રેલ્વે વગેરે સાધનથી પ્રજાને સુખી કરવાના ઉચ્ચ વિચારને અનુમોદન આપવાને કૃપાળુ મહારાણીએ મહારાજાને પોતાના નાઇટનો ઈલકાબ આપ્યો. તારીખ ૨૪મી મેએ ભાવનગરમાં ખબર આવ્યા કે મહારાજાને के. सी. एस. आइ. નો ઈલિકાબ આપવા હુકમ થઈ ચુકયોછે. તેજ વર્ષમાં વળી મહારાજાના દીર્ઘાયુ પુત્ર મંગળસીંહજીનો જન્મ થયો, આમ મહારાજા હરનીશ પ્રારબ્ધવાન બનતા હતા તે તેમના સુકૃત્યનું ફળ હતું. ઈ. સ. ૧૮૮૨ના જાન્યુઆરીની ૧૭મીએ મહારાજાને ચાંદ આપવાની ક્રિયા રાજકોટ મુકામે થઇ હતી, તેનો વિગતવાર હેવાલ નીચે પ્રમાણે છેઃ—

નામદાર મલીકા માજજમાં સાહેબ અને કૈસરે હિંદના તરફથી નામદાર મહારાજા સાહેબ તખ્તસિંહજીને સ્ટાર ઑફ ઇન્ડીયાના ઘણાજ બુલંદ દરજ્જાના નાઇટ કમાન્ડરનો ખીતાબ ઇનાયત કર્યો; તેહેનો ચાંદ આપવાની ક્રિયા મુંબઈના નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ ખુદના હાથથી થવાની હતી; પરંતુ લેડી ફરગ્યુસનના દુઃખદાયક અકસ્માત મૃત્યુથી તેઓ નામદાર સાહેબનાથી આવી શકાયું નહીં તેથી હિંદુસ્થાનના નામદાર વાઇસરોય સાહેબે કાઠિયાવાડના મેહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબના હાથથી, એ શુભ ક્રિયા કરવાનું ફરમાન કર્યા ઉપરથી કર્નલ બાર્ટન સાહેબે, તારીખ ૧૭ જાન્યુઆરી સને ૧૮૮૨ના રોજ એ બાબેનો દરબાર ભરવાનું ઠરાવી, નામદાર મહારાજા સાહેબને રાજકોટ પધારવાના ખબર આપ્યા.

આ ખબર તારીખ ૧૩ જાન્યુઆરીના રોજ તારદ્વારા ભાવનગર આવ્યાથી બીજે દિવસ તારીખ ૧૪ની સહવારે–સ્પેશીયલ ટ્રેનમાં બેસી, નામદાર મહારાજા સાહેબ, તેમના મુખ્ય દીવાન આજમ શામળદાસ વગેરે અમલદારો સહીત, વીદાય થઇ મધ્યાનોત્તર બે વાગતે જેતપુર ઉતર્યા; અને ત્યાંથી ગોંડળ જઈ રાત્રી રહ્યા. તારીખ ૧૫મીની સાંજે નામદાર મહારાજા સાહેબ, રાજકોટ ખુશીની સાથે પહોંચ્યા, રાજકોટથી સુમારે ૧ માઇલ સુધી ઇસ્તેકબાલી સારૂ મેહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબ તથા કર્નલ ફીલીપ્સ સાહેબ, સરકારી ઘોડેસ્વાર વગેરે સહીત આવેલા હતા, એ જગ્યોએ મોસુફ અમલદાર સાહેબોની મુલાકાત લેઈ તેઓ સાહેબો સહીત સવારી સાથે રાજકોટ શહેર અને સ્ટેશનના કેટલાક ભાગમાં થઇને મહારાજા સાહેબ પોતાની કાંપની

અંદર દાખલ થયા ત્યારે સરકાર તરફથી ગ્યાર્ડ ઑફ ઑનરનું અને પંદર તોપનું માન આપવામાં આવ્યું હતું.

તારીખ ૧૭ જાન્યુઆરી સોમવારની સાંજે મેહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબે મોહોટો દબદબા ભરેલો દરબાર ભરી નામદાર મહારાજા સાહેબને ચાંદ આપ્યો, તે વખતે નીચે પ્રમાણે ભાષણો થયાં હતાં:—

**મહારાજા સાહેબ,**

"નામદાર વાઈસરૉય અને ગવરનર જનરલ સાહેબ બહાદુરે સ્ટાર ઑફ ઈંડીઆના અતી માનવંતા વર્ગના ગ્રાંડ માસ્તર તરીકે, આપને, એ વર્ગના નાઈટ કમાન્ડરનો ઇલકાબ આપવાને, મને ફરમાન કરેલછે. આપ સાહેબના જાણવામાં છે કે, મલીકા માઆજમા મહારાણી તથા કૈસરેહીંદની ખાસ ફરમાશથી, મુંબઈના નામદાર ગવરનર સાહેબ બહાદુર અત્રે સદરહુ ઇલકાબ આપવાની ક્રિયા કરવાને પધારતા હતા, પણ તેઓ સાહેબ રસ્તામાં હતા, એટલામાં એક એવો દુઃખદાયક બનાવ અણધાર્યો બન્યો કે, તેથી આખા ઈલાકામાં અતીશય ગમગીની પેદા થઈછે; અને આ બનાવથી એઓ સાહેબના મોટા દરજાને છાજે, તથા જે મોટી ક્રિયાને માટે તેઓ સાહેબ અત્રે પધારનાર હતા તેને શોભે, એવી રીતે તેમનો માનપૂર્વક સત્કાર કરવાની આપણી હોંશ બરબાદ થઈછે, પણ ઈશ્વરની ઈચ્છા બળવાન છે. આ થકી આપણી સઘળી દબદબા ભરેલી તૈયારીની ખરી શોભા કમી થઈછે, અલબત આવું માન ભરેલું કામ બજાવવાનું એકાએક મારા ઉપર આવ્યુંછે તેથી હું મોટાઈ સમજુછું; તેમ છતાં મારે કેવાની જરૂર પડેછે કે આ દૈવકોપને માટે હું અત્યંત દીલગીરછું અને નથી કોણ? તે આ પ્રસંગે અત્રે મળેલા દરબારોની વરતણુંકજ સીદ્ધ કરી આપેછે, કારણકે હમેશ પ્રમાણેનો માન મરતબો નહીં સચવાયાથી, અથવાતો ઘણા ખરચ અને મોટી મેહેનતથી કરેલી તૈયારી કેટલેક દરજ્જે વ્યર્થ જવાથી, કોઇપણ દરબાર તરફથી નાખુશી જાણવામાં આવી નથી. પૂર્વ દેશના લોકોને ઘણુંકરીને માનમરતબાના રીવાજો ઘણા પ્રીય હોયછે; તેની પરવા નહીં રાખી, તેમજ આવા પ્રસંગે છાજે એવા ઉત્સવથી આપો આપ ખુશીથી દૂર રહી, દરબારોએ પોતાની અંતઃકરણની ગમગીની દર્શાવીછે. આપ સાહેબ આવા બનાવથી નાઉમેદ થાઓ એ સ્વભાવિક છે, પરંતુ આપના તરફથી આ નાઉમેદી કોઇપણ પ્રકારે બતાવવામાં આવી નથી, બલકે આ નવી ગોઠવણ ખુશીની સાથે માન્ય કરીછે, અને ખુદ નામદાર ગવરનર સાહેબ બાહાદુરના હાથથી આ ઈલકાબ ધારણ કરવાને બદલે મારા હાથથી તે ગ્રહણ કરવાનું સંતોષ સાથે કબુલ કર્યુંછે."

"સ્ટાર ઑફ ઈંડીઆના માનવંતા વર્ગના પ્રમુખ મલીકા માઆજમા કૈસરે-

હીંદ છે, અને એ વર્ગમાં આ બહોળી શેનશાહતના કુલીન રાજા અને અમીરો તથા રાજ્યકળામાં પ્રવીણ અને લડાઇમાં શુરા એવા મહત્પુરૂષોના નામની સાથે આપનું નામ આજથી જોડાયુંછે, તેને વાસ્તે હું પંડે ખરા અંતઃકરણથી આપને મુબારકબાદી આપુંછું. આ માનવંતા ઇલિકાબની સ્થાપના થયા પછી તરતજ આપના સ્વર્ગવાસી પીતાશ્રી સર જસવંતસીંહજીને નાઇટનો ઇલિકાબ આપવામાં આવ્યો હતો, અને આ પ્રાંતમાં એ દરજ્જો ધરાવનાર હાલના આપના સાથી નાઇટ સાહેબો, સંસ્થાન જુનાગઢના વાલાસાન નવાબ સાહેબ, તથા સંસ્થાન નવાનગરના મહારાજા જામ સાહેબ, તથા સંસ્થાન ધ્રાંગધરાના મહારાજા રાજ સાહેબ, એઓએ આ પ્રસંગે પધારવાની મેહેરબાની કરીછે."

"પશ્ચિમ દેશના રાજાઓએ, ઘણા જુના કાળમાં, નાઇટના વર્ગ સ્થાપ્યા હતા, અને એમ કરવામાં તેઓનો હેતુ એ હતો કે, એથી શુરાતનને ઉત્તેજન મળે, ને રૈયતમાં રાજ્યભક્તિ અને વફાદારીની વૃદ્ધી થાય. આ શુરવીરોના વર્ગમાં, નાહાના તેમજ મોહોટા, અસલથી ઉમેદ ધરાવતા આવ્યાછે; અને પૂર્વકાળમાંતો માહાશુરાતનનું કામ કર્યા વિના આ માન મળી શકતુંજ નહતું, પણ હાલના સુલેહસંપના વખતમાં શુરાતન સિવાય બીજાં ઘણાં કીસમના પરાક્રમો બની શકેછે; એ પરાક્રમનો જય લડાઇના પરાક્રમો કરતાં કાંઇ ઓછો નથી—કહેવતછે કે "યુદ્ધમાં જેમ ફતેહ હોયછે તેમ સલાહમાં પણ હોયછે" ને આ માનવંતા વર્ગના અધીરાજ શ્રી શુરવીરોનેજ નાઇટનો ખીતાબ બક્ષેછે એમ નથી, પણ કોઇપણ જાતના પરાક્રમથી, જે કોઇ એ મોટી પદ્વીને લાયક થાયછે; તેમને પણ એ બક્ષવામાં આવેછે. આ પદ્વી આપવાને આપ સાહેબની કઇ યોગ્યતાને લીધે મલીકા માજેસ્ટી કૈસરેહીંદે, આપને પસંદ કર્યાછે, તે જણાવવાને મને અધિકાર નથી; પરંતુ અમો જેઓ સઘળી રીતે આપની કારકીર્દીથી વાકેફ છીએ, તેઓને ખાત્રી છે કે આપ સાહેબ એ માનને પરીપૂર્ણ રીતે પાત્રછો".

"સંસ્થાન ભાવનગરનું રાજ્ય, આપના માનવંતા પુર્વજશ્રી વખતસિંહજીએ વધારીને મજબૂત પાયા ઉપર આણ્યું; અને આપ બાર વરસની ઉમ્મરે એ ગાદીના માલીક થયા. સને ૧૮૭૮ના એપ્રિલ માસમાં એ રાજ્ય આપને સ્વાધીન થયું ત્યારથી, રાજવંશીને શોભે એવી આપની બહોળી ઉદારતા, અને પ્રજાનું હિત સુધારવાની કોશેસથી, આપે નામના મેળવીછે. આપ સાહેબે પોતાની હદમાં, તેમજ પરહદમાં, લોકોપયોગી કામો, કેળવણી અને વેપાર વણજને ઉત્તેજન આપી વૃદ્ધિ કરીછે. આપ નામદાર તથા આપના પડોશી

સંસ્થાન ગોંડળના ઠાકોર સાહેબના ખરચથી, આ પ્રાંતના ઘણા ફળદ્રુપ ભાગમાં રેલવે બંધાવીછે. આપનું રાજ્ય તથા રાજધાની દર વરસે ધન દોલત અને આબાદીમાં વૃદ્ધિ પામતાં જાયછે; ગયે વરસે નામદાર ગવરનર સાહેબ બાહાદૂરે આપના સંબંધમાં ભાષણ કર્યું હતું, તે શબ્દોમાં આ ઠેકાણે બોલીએ તો, "લોકોનું કલ્યાણ કરવામાં હિંદુસ્થાનના રાજાઓ જેઓ પ્રખ્યાત થયાછે તેના પહેલા વર્ગમાં, આપે આપનો નંબર લીધોછે, અને પોતાની રૈયતના કલ્યાણને અર્થે થોડાજ રાજાઓએ આપની વયે આટલું બધું કર્યું હશે."

"આ સઘળાં આપનાં સુલેહના પરાક્રમોને ઘટતું માન, ખુદનામદાર મહારાણી તરફથી મળ્યુંછે, તેમ છતાં આપની રૈયતને આબાદ અને સંતોષી જોવામાં, તથા લોકોનું કલ્યાણ કરવામાં આપને જે ખુશી ઉપજે, તેજ ખરેખરો બદલો હમેશ મળવો જોઇએ. આપ મારા માનવંતા મિત્ર છો, તેમજ આપના જાહેર સદ્ગુણો માટે મેં ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યોછે, તેથી આ માનવંતા વર્ગના અલંકારથી આપને શણગારવામાં હું પંડે મોટો સંતોષ માનુંછું, આખરે આપ સાહેબ ઝાઝા વર્ષ જીવી, આ નવી પદ્વી જે આજ મારા હાથથી આપને અપાયછે, તે સદા ભોગવો અને સંસ્થાન ભાવનગર ઉપર ઘણાં વર્ષ આપનો અમલ આબાદ રહો એવું હું ઈચ્છુંછું." આના ઉત્તરમાં નામદાર મહારાજાએ કહ્યું કે—

**"કર્નલ બાર્ટન સાહેબ, નામદાર સાહેબો, અને બાનુઓ તથા ગૃહસ્થો,**

"આજ હું, પોતાને, સ્ટાર ઑફ ઇંડીયાના બુલંદ દરજ્જાના ખેતાબના, નાઇટ કમાન્ડરમાં નોંધાએલો જોઉંછું; તેથી આજનો દિવસ હું ઘણો શુભ સમજુંછું, એમ કહેવામાં હું આપની ખાત્રી કરૂંછું કે હું કાંઈ ખાલી અહંકાર માત્ર વાપરતો નથી; મારા મોટા માનવંત મિત્ર, મુંબઇના ગવરનર સાહેબ ઉપર તે સર્વ શક્તિવાન સાહેબે, જે મહામુશીબત ગુજારીછે, અને જેથી એ નામદારની માન ભરેલી હાજરી આપણ પ્રત્યે છીનવી લેવામાં આવીછે, તે મુશીબતને માટે આપણ સર્વે શોક કરીએ છીએ; અને મારો શોક કોઇના કરતાં ઓછો નથી, પણ મને સંતોષ ઉપજેછે કે આજ સાંજે આ ક્રિયા બજાવવાનું કામ, આપ, કર્નલ બાર્ટન સાહેબ ઉપર આવ્યુંછે, કે જેઓને માટે હું મોટું માન ધરાવુંછું; અને જેઓની કદરદાની વિષે હું નિરાસ્ત છું. મારી રૈયતનું કલ્યાણ વધારવું એ જેમ મારી અત્યારવેર, તેમ હવેપછી સદાની કોશીસ થઇ રહેશે. એક રાજા દાખલની મારી કારકીર્દી, હિંદુસ્થાનની નામદાર મહારાણીની પસંદગીને લાયક માલૂમ પડીછે; એ જોઈ હું મગ્ન રહુંછું. તે પસંદગીની એઓએ જે

આ સાચાળુ કદર બુજીછે, તેને માટે હું એ મહાન બાનુનો વધારે આભારી છું. હું કહુંછું કે, આજદીને મળેલા માનની મારી મોટી બુજ સાથે, નામદાર મહારાણી સાહેબને પહોંચાડે એટલી વિનંતિ સહીત, આ મારા વિચારો, આપ નામદાર ગવરનર સાહેબને જણાવશો."

નામદાર મહારાજા સાહેબે રાજકોટમાં રાજકુમાર કોલેજમાં રહી કેળવણી લીધેલીછે તેથી તથા એ કોલેજ ઉપર જુદી જુદી રીતે ઉપકારો કરેલાછે તેથી તેના પ્રીન્સીપાલ સાહેબ અને બીજા માસ્તરો તથા અગાઉના તેમજ હાલના રાજ્યવંશી વિદ્યાર્થીઓએ તારીખ ૧૮ના રોજ નામદાર મહારાજ સાહેબના કેંપમાં આવી પોતાના તરફની મુબારકી ઘણા ઉત્સાહની સાથે જણાવવા ખાતર મહારાજ સાહેબને માનપત્ર આપ્યું, જેકે સંસ્થાન મોરબીના ઠાકોર સાહેબે તેઓ સર્વના તરફથી વાંચી બતાવ્યું હતું :—

"મહારાજા સાહેબ,

"અમો નીચે સહી કરનારા, રાજ્યકુમાર કોલેજના માસ્તરો, તથા પ્રથમના અને હાલના વિદ્યાર્થીઓ આપને નાઈટ કમાન્ડર ઑફ ઈન્ડીયાનો ઘણોજ માન ભરેલો ચાંદ મળ્યો તે ખાતે અમારા તરફની અંતઃકરણપૂર્વક મુબારકી આપવા આ તકે ઇચ્છા રાખીએ છીએ. આપે આ કોલેજના બક્ષીસ ફંડમાં મોહોટી રકમ ભરેલીછે. એટલું નહીં પરંતુ દક્ષિણ તરફની આખી વીંગ આપે આપના પોતાનાજ ખરચથી બંધાવેલીછે, એવી આપની નામાંકીત ઔદાર્યતા માટે અમો તથા આ કોલેજના બીજા સઘળાઓ આપના મોહોટા આભાર તળે છીએ, તે બાબે અમે અમારા લખીતવાર વિચાર જણાવવા ઘણા ખુશી છઇએ. આપનાં આ ઔદાર્યતાવાળાં કામોને માટે આપ મહારાજા સાહેબ પાસે આ તકનો લાભ લઇ અમે એવી માગણી કરીયે છીએ કે, આ કોલેજના હોલમાં રાખવા માટે કોઇ હુશીયાર ચીત્રકારની પાસે આપની તસ્વીર ઓઇલથી ચીત્રાવવા સારૂ આપ મેહેરબાની કરીને બેસશો ; આ પ્રમાણે આપનું નામ તથા કીર્ત્તી નીરંતર રહે તેમ અમારાથી બની શકયા પ્રમાણે કરવા તથા હવે પછી થનારી ઓલાદને આપે જે કાંઇ કરેલછે તે યાદ રહેવા માટે ચાહાના રાખીએ છીએ. આપની હવે પછીની જીંદગી આબાદી ભરેલી અને તંદુરસ્તીવાળી કાયમ રહે એવી આશા રાખીએ છઇએ."

અમે છઇએ,

આપ મહારાજા સાહેબના ખરા શુભેચ્છક,

(સહી) બાહાદુરખાન (જુનાગઢના ટીલાયત કુમાર,)

(સહી) ઠાકોરશ્રી વાઘજી (મોરબીના ઠાકોર સાહેબ,)
" જસવંતસીંગ (લીંબડીના " )
" બાવાજીરાજ (રાજકોટના " )
" દાજીરાજ (વઢવાણના " )
" ભગવતસીંહજી (ગોંડળના " )
" વખતસીંહજી (ઇલોલના રાજા સાહેબ)
" મોહન દેવજી (ધરમપુરના " )
" ચેસ્ટર મેકનોટન સાહેબ, (કોલેજના પ્રીન્સીપાલ સાહેબ,)
અને રાજકુમાર કોલેજના બીજા વીદ્યાર્થીઓ તથા માસ્તરો.

આનો ઉત્તર મહારાજા સાહેબે નીચે પ્રમાણે આપ્યો :—

**"મી૦ મેકનોટન સાહેબ અને મહારા બીજા મીત્ર મિત્રો,**

"આપે જે માયાળુ વિચાર મેહેરબાની કરીને જણાવ્યા તેથી મને કુદરતી રીતે ઘણીજ ખુશી ઉત્પન્ન થાયછે; આપણી કોલેજમાં જેઓ દાખલ થાય તેઓએ તેને માટે જે મમતા રાખવી જોઇએ તેજ પ્રમાણે હમેશાં તેને માટે મમતા રાખું છઉં, અને જો એ પ્રમાણે મારી લાગણીની સાબીતી બતાવવા મેં કોશેસ કરેલી હોય તો તેમાં મેં મારી માત્ર ફરજ બજાવીછે. કોલેજના હોલમાં રાખવા માટે માહારી તસ્વીર ચીત્રાવવા સારૂ આપની ચાહેના પ્રમાણે હું ઘણી ખુશીની સાથે બેશીસ, વળી તેમાં મી૦ મેકનોટન સાહેબ—આપે માહારા બચપણના વખતમાં જે સંભાળ લીધીછે, તથા હાલની માહારી કારકીર્દીની ફતેહને માટે આપ જે હોંશ ધરાવોછો, તે ખાતે હું આપનો ઘણો આભારી છઉં; અને આપના આસીસ્ટંટો તેમજ માહારા સોબતી અને હાલના વિદ્યાર્થીઓ, જેઓ કે મને માન આપવા સારૂ આપની સાથે સામીલ થયેલાછે, (જે માનની કીંમતની બુજ હું પૂર્ણરીતે જાણું છઉં) તેઓનો પણ હું કાંઈ થોડો આભારી નથી."

નેક નામદાર મહારાજા સાહેબ સર તખ્તસીંહજી, કે. સી. એસ. આઇ., રાજકોટથી પાછા સંસ્થાન ભાવનગર પધારવા માટે તારીખ ૨૧ જાન્યુઆરી સને ૧૮૮૨ના રોજ વીદાય થઈ તેજ સાંજે ગોંડળ પોહોચ્યા; ત્યાંહાં તે સંસ્થાનના સરકારી એડમિનિસ્ટ્રેટર મેહેરબાન મેજર સ્કોટ સાહેબે પોતે ઇસ્તેકબાલી કરીને સલામતીની તોપોના બાહાર વગેરેથી યોગ્ય માન આપેલું હતું. ગોંડળથી તારીખ ૨૨મીના રોજ તોપના માન સાથે વીદાય થઇને જેતપરના રેલવેના સ્ટેશને આવી ત્યાંહાંથી સ્પેશીયલ ટ્રેનમાં સીધાવ્યા; તે સાંજે સીહોર પહોંચ્યા,

જે શહેરની પ્રજા વગેરે તરફથી રસ્તા ઉપર કેટલીક જગ્યોએ કમાનો અને વાવટા વગેરેથી પોતાની ખુશીનો ઉત્સાહ દેખડાવ્યો હતો. સીહોરથી તારીખ ૨૩મીની સહવારે નેક નામદાર મહારાજા સાહેબ ખોડીયાર માતાએ પધાર્યા, અને ત્યાંહાંથી વરતેજના રેલવેના સ્ટેશને સ્પેશીયલ ટ્રેન તૈયાર રાખી હતી તેમાં બેસી ભાવનગર સીટી સ્ટેશને સાંજના સાડા ચાર કલાકે આવી પેહોંચ્યા.

ભાવનગર સીટી સ્ટેશન ઉપર એક સમીયાણાની અંદર યોગ્ય પ્રકારથી ખુરશીઓ વગેરેની બેઠક ગોઠવેલી હતી, તે જગ્યોએ આ શહેરની સઘળી કોમના દેશી તથા યુરોપીયન વ્યાપારીઓ વગેરે પ્રજા, તેમજ રાજ્યના મુખ્ય મુખ્ય અમલદારો અગાઉથી આવેલા હતા. તેમણે નેક નામદાર મહારાજાશ્રી, પ્લેટ ફોર્મ ઉપર ઉતર્યા તે વખતે પોતપોતાના તરફથી મુબારકી જાહેર કરી હતી. ત્યારબાદ સમીયાણાની અંદર ગોઠવેલી બેઠક ઉપર નેક નામદાર મહારાજાશ્રી બીરાજમાન થયા; અને બીજા સર્વ ગૃહસ્થોએ યોગ્ય જગ્યા લીધી, અનંતર આ શહેરની પ્રજાના તરફથી એક માનપત્ર નેક નામદાર મહારાજાશ્રીની હજુરમાં રજુ કર્યું; ને તે માનપત્ર શેઠ હરજીવનદાસ ભવાનભાઇએ વાંચી સંભળાવ્યું હતું, તે નીચે મુજબ:—

**"નેક નામદાર મહારાજશ્રી તખ્તસીંહજી, કે. સી. એસ. આઇ., સંસ્થાન ભાવનગરના મહારાજા સાહેબ,**

"અમો, આપની પ્રજા, અમારા અંતઃકરણના ઉત્સાહથી આપ સાહેબને વિનંતી કરવાની રજા માગીએ છીએ કે, આપણાં મહારાણી સાહેબે હાલમાં આપને માન ભરેલો, કે. સી. એસ. આઇ. નો ખેતાબ બક્ષીસ કર્યો, તેને વાસ્તે અમો ઘણા આનંદની સાથે આપને મુબારકી આપીયે છીયે; અને આ ખુશી ભરેલા અવસરે અમારા મનની ઉલટથી, થોડા એક શબ્દો આપ સાહેબને જાહેર કરવાનું અમો યોગ્ય ધારીએ છીએ. આપ મહારાજા સાહેબે, ભાવનગર સંસ્થાનનું સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાની લગામ હાથમાં લીધી, તે વખતે શરૂઆતમાંજ આખા કાઠિયાવાડની પ્રજાના સુખ તથા વ્યાપારની સગવડતા, અને વૃદ્ધિ વાસ્તે લાખો રૂપીયાના ખરચથી રેલવે બાંધવાનું ઘણું મોહોટું કામ આપે માથે લીધું, જેકે થોડીજ મુદતમાં ફતેહમંદીથી પુરૂં થયુંછે. ભાવનગર સંસ્થાનમાં, પ્રજાને કેળવણી મળવા સારૂ, આપ સાહેબના તરફથી સ્થાપેલી હાઇસ્કૂલ તથા એંગ્લોવર્નાકયુલર સ્કૂલ અને કન્યાશાળાઓ તથા ગુજરાતી નિશાળોનો ઘણી મોહોટી રકમનો વાર્ષીક ખર્ચ આપ સાહેબના તરફથી કરવામાં આવેછે. શેહેર ભાવનગરમાં તેમજ પરગણાના મુખ્ય કસ્બાઓમાં આપ સાહે-

બના તરફથી દવાખાનાઓ સ્થાપન કરી, તે કામને માટે વિદ્વાન ડાકટરોને રાખવામાં આવેલાછે, અને દરદીઓને હમેશ મુફ્ત દવા તે દવાખાનાઓમાંથી મળેછે. અમારા જાનમાલના રક્ષણ સારૂ આપ સાહેબે ઘણાજ સારા પ્રકારથી પોલીસનો બંદોબસ્ત, તથા ફોજદારી તેમજ દીવાની કામમાં ન્યાય મળવાને સારૂ જુદી જુદી કોર્ટો સ્થાપન કરેલીછે; અને તેની છેવટ અપીલ આપ નામદાર સાહેબ પોતાની હજુરમાં જાતે સાંભળીને ન્યાય આપોછો, એ વાતથી અમો ઘણાજ સંતોષ પામીએ છીએ. વ્યાપારની સગવડતા માટે આપ સાહેબના સંસ્થાનના ઘણા ભાગમાં સડકો બાંધેલીછે, તેમજ બંદરો ઉપર ડંકાઓ તથા ગોદી બાંધવામાં આવેલછે; અને શહેરની સુધરાઇને માટે મ્યુનિસિપાલીટીનું કામ પણ સંતોષકારક રીતે ચાલેછે, જેના ખર્ચનો મોટો ભાગ દરબારી ખજાનામાંથી અપાયછે. આ પ્રમાણે સર્વ પ્રકારે પ્રજાનું હિત અને વ્યાપાર વગેરેની સગવડતાથી પ્રજાની આબાદી થવા માટે, આપ સાહેબના તરફથી જે લાખો રૂપૈયાનો ખર્ચ તથા કોશેસ કરવામાં આવેછે, તેથી પ્રજાના અંતઃકરણને ખરેખરો સંતોષ થાયછે; તેનાં પ્રત્યક્ષ નિશાનો આપના સંસ્થાનમાં નવા મકાનો તથા નવી દુકાનો વગેરેથી દર સાલ આબાદીનો વધારો ખુલ્લી રીતે જણાયછે."

"આ સાથે આપની ખુબીની એક વાત અત્રે લખવા અમારે ભુલવું નહીં જોઇએ કે, પ્રજાના કલ્યાણની ચિંતા રાખી રા. રા. શામળદાસજી, જેઓ કે દેશના પુરા અનુભવી, બુદ્ધિમાન, અને પ્રજાને રંજન કરે એવા બહુ ગુણવાન અધિકારી, આપની પ્રજામાંથીજ, આપે રાખ્યાછે એથીપણ અમને મોટો સંતોષ અને ઉત્તેજન મળેછે. સંક્ષેપમાં આપની પ્રજાની સુખ, સંપત્તિ સારૂ, આપના સંતોષકારક ઉપકાર અને પ્રયત્નો વાસ્તે, અમે આપની પ્રજા–આપનો આ પ્રસંગે ઉપકાર માનીયે છીએ, અને ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે આપને સંતતિ સત્કીર્તી, આદી સર્વ પ્રકારની સુખ સંવૃધિ સહીત દીર્ઘાયુષ્ય આપો."

"છેલ્લે આપને માનપૂર્વક વિનંતિ કરવાની કે, આ શુભ સમયે અમારા અંતઃકરણનો ઉત્સાહ દર્શાવવા અને એ વાત સદાકાળ સ્મરણમાં રહેવા અમે શહેર ભાવનગરના રેલવેના સ્ટેશન ઉપર રૂ. ૨૦,૦૦૦ વીશ હજારના ખર્ચથી એક ધર્મશાળા બંધાવવા, તથા તેની સાથે આપનું મુબારક નામ જોડી તેને "તખ્તસિંહજી ધર્મશાળા" એ નામ આપવા ઇચ્છીએ છીએ; તે આપ કૃપા કરી કબુલ કરશો."

સદરહુ માનપત્રના ઉત્તરમાં નેક નામદાર મહારાજા સાહેબની ઇચ્છાથી

મેહેરબાન મુખ્ય દીવાન સાહેબે નીચે પ્રમાણે ભાષણ કર્યું કે :—

"ગૃહસ્થો,

"આપણા નામદાર મહારાજા સાહેબને હાલમાં નામદાર કૈસરેહિંદના તરફથી જે કે. સી. એસ. આઈ. નો માન ભરેલો, સ્ટાર મળ્યો તેથી પોતાને ઘણી ખુશી થએલીછે; અને તે ખુશીની સાથે નામદાર મોસુફ પોતાના રાજ્યધાનીના શહેર ભાવનગરમાં પધાર્યા તે વખતે, તમો સર્વેએ પ્રજાના તરફથી નામદાર મહારાજશ્રીને જે માનપત્ર સંતોષકારક શબ્દોમાં જાહેર કરીને આપ્યું તેથી તેઓ સાહેબની ખુશીમાં વધારો થયોછે, અને તે વિશેષેકરીને એટલામાટે કે નામદાર મહારાજશ્રીની રાજ્ય ચલાવવાની રીતી વિગેરે સર્વ તેમની કારકીર્દી તમોએ પસંદ કરીને તે બાબતનો ઘણો સંતોષ જણાવેલોછે. હરકોઇ પૃથ્વી પતિ અથવા સંસ્થાનના પતિને, રાજા એમ કહેવામાં આવેછે; તે રાજા શબ્દના અર્થની વ્યાખ્યા આપણા હિંદુશાસ્ત્રનું જ્ઞાન ધરાવનારા પંડિતોએ એવા પ્રકારથી કરેલીછે કે :—"रंजयति जनान् इति राजा" એટલે મનુષ્યોને સંતોષ પમાડે તેનું નામ રાજા છે." "એ વાત ખુલ્લીછે કે કોઇપણ મનુષ્યને સંતોષ થાયછે, તે દુઃખ મટવાથી ને સુખની પ્રાપ્તી થવાથી થાયછે, અને તે પ્રમાણે સર્વ પ્રજાને જ્યારે ચોરાદીકના ઉપદ્રવથી રક્ષણ થવાને માટે, પોલીસનો સારો બંદોબસ્ત હોય; તથા તેમના ઉપર કોઈ પ્રકારનો અન્યાય નહીં થવાને માટે, યથાયોગ્ય ન્યાયની કોર્ટો સ્થાપેલી હોય; અને કેળવણી મળવા સારૂ વિદ્યાશાળા સ્થાપન કરવામાં આવેલી હોય; અને દરદીઓનું દરદ મટાડવા સારૂ દવાખાનાંઓ બનાવવામાં આવ્યાં હોય, તેમજ વ્યાપારની સગવડતા સારૂ રસ્તાઓ, બંદર ઉપરના ડંકાઓ, અને છેવટે રેલવે જેવાં અનુકુળતાવાળાં સાધનો કરી આપવામાં આવેલાં હોય; ત્યારે પ્રજાના મનને સંતોષ થાય. ઉપર પ્રમાણે જે રાજા શબ્દનો અર્થ છે તે આપણા નામદાર મહારાજાશ્રી બરાબર જાણેછે, તેથી એવાં પ્રજાના હિતને માટે પોતાના તરફથી જે કામો કરવામાં આવેછે, તેમાં પોતાનો ધર્મ બજાવ્યા સિવાય કાંઇ વધારે કરતા નથી, એમ તેઓ સાહેબ માનેછે, પણ તેઓ સાહેબને વધારે સંતોષ એ છે કે તેઓની પ્રજા રાજ્યભક્ત, ઉદ્યોગી અને હીંમતવાન છે."

"આ ભાવનગર શહેર બાંધનાર સરહુમ મહારાજાશ્રી ભાવસીંહજીના વખ્તમાં, અને તે પછી મરહુમ મહારાજાશ્રી વખ્તસીંહજીના વખ્તમાં, જ્યાંહાં સુધી કાઠિયાવાડના બ્રિટિશ રાજ્યની બરાબર જમાવટ થઈ નહીં હતી, એવા વખ્તમાં આ પ્રાંતમાં કાઠીઓ અને કોળીઓ વગેરેના તરફથી લૂટફાટ, બારવટા

વગેરેની રંજાડ થતી હતી; તેને લીધે મુલકની બરાબર આબાદી નહીં હતી. તેહેવા વખતમાં પોતાના મુલકના બંદોબસ્ત સારૂ, સીબંદીનું મોહોટું લશ્કર રાખવામાં આવતું હતું; તેનો જે ખર્ચ થતો હતો તેમાં ભાવનગરના વ્યાપારીઓના હીંમત ભરેલા વ્યાપારની જકાતની ઉપજમાંથી કેટલેક દરજ્જે મદદ મળતી હતી, અને તે વખતથી તે હાલ સુધી ભાવનગરના વ્યાપારી વગેરે પ્રજા, રાજ્યભક્ત, ઉદ્યોગી અને હીંમતવાન જોવામાં આવેછે; તેથી મહારાજાશ્રીને ખરેખર સંતોષ થાયછે. વળી આ સાથે એક વાત જણાવવાને ખુશી થાયછે કે કેટલીક મુદત થયાં આ સંસ્થાનમાં કેટલાક યુરોપીયન ગૃહસ્થો વ્યાપાર કરવા સારૂ આંહી આવેલાછે; જેઓ કે આ માનપત્ર આપવામાં બીજા દેશી વ્યાપારીઓની સાથે સામેલછે; તેવા યુરોપીયન ગૃહસ્થોના ઉદ્યોગવાળા વ્યાપારથી પણ ભાવનગરના વ્યાપારને કેટલેક દરજ્જે ઉત્તેજન મળેલુંછે. આ પ્રસંગે એક પ્રાચીન ઇતિહાસમાંથી થોડી એક બીના કહી બતાવવાને હું યોગ્ય ધારૂં છઉં. ફારસી ભાષાના વિદ્વાન કવિ નીજામીએ સીકંદરનામાની કીતાબ બનાવીછે, તેમાં લખ્યું છે કે—"ઇરાનના બાદશાહ દારાશાહને અને સીકંદરશાહને કાંઈ કારણથી પરસ્પર લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો હતો; તે વખત દારાશાહની ફોજ તથા ખજીનો સીકંદરશાહના કરતાં વધારે હોવાથી, તેમણે સીકંદરશાહના ઉપર એવી મજમુનથી લખેલું કે, તમારે આ લડાઇ કરવાની અગાઉ અમારી ફોજ તથા ખજીનાનો તમારી ફોજ અને ખજીના સાથે મુકાબલો કરીને પછે લડાઈ બાબત વિચાર કરવો જોઈએ, તેના જવાબમાં સીકંદરશાહે એવી મતલબ લખી હતી કે અમારી ફોજ કદાપી સંખ્યામાં થોડી હશે, પણ તે બધી એક દીલ છે; અને અમારો મુલક તથા વસ્તી આબાદ છે એજ અમારો મોટો ખજીનો છે." આ દાખલા પ્રમાણે આપણા નામદાર મહારાજાશ્રીને પોતાની વસ્તીની આબાદી જોઈને ખુશી થાય, એ સ્વભાવિક છે; નામદાર મહારાજાશ્રીની પાસે તમોએ જે તમારા તરફથી ધર્મશાળા બાંધવામાં તેમનું નામ આપવાની માગણી કરીછે તે મહારાજશ્રી ખુશીથી કબુલ કરેછે. આ જવાબ બંધ કરતી વખતે માહારા પોતાના તરફથી પરમેશ્વર પાસે એવી પ્રાર્થના કરૂં છઉં કે, આપણા મહારાજાશ્રી તખ્તસીંહજીને પરમેશ્વર ઘણી લાંબી આયુષ્ય આપે; અને તેમનાં હાથથી નીરંતર પ્રજાનાં હિતનાં કામો થયા કરે અને પ્રજાના આશીર્વાદથી માહારાજાશ્રીના સુખમાં, તથા આબરૂમાં, અને માનમાં વધારો થયા કરે."

એ પ્રમાણે ભાષણ થયા બાદ નેક નામદાર મહારાજશ્રી સ્વારી સહિત શેહેરના અંદર બજારમાં થઈને પોતાના મેહેલ (મોતીબાગ)માં પધાર્યા ત્યારે

સલામતીની તોપોના ૧૫ બાહાર કરવામાં આવ્યા, અને શહેરના મુખ્ય રસ્તા ઉપર કમાનો તથા વાવટા વગેરેની રચના, તેમજ સર્વ પ્રજાએ પોતપોતાના તે રસ્તા ઉપરના મકાનોમાં રોશનીથી દીપોત્સ્વની માફક દેખાવ કરી, પુષ્પવૃષ્ટીથી નેક નામદાર મહારાજશ્રી તરફ પોતાની રાજ્યભક્તિ ઉત્સાહપૂર્વક જણાવી હતી.

તારીખ ૨૬મી જુન ૧૮૮૨ના પ્રભાતમાં મહારાજાએ મોતીબાગમાં દરબાર ભર્યો હતો ; આ દરબારમાં ભાવનગરના રાજ્યની ચોકસ માપણી કરવાના કામ માટે સરકાર તરફથી નિમાએલા ફરનાંડીસ સાહેબે ઘણી પ્રવીણતાથી કામ કર્યું, માટે તેને માન આપવાનુ હતું. રા. રા. આજમ મેહેરબાન શામળદાસે મહારાજાની આજ્ઞાથી એક ભાષણ કરી મેહેરબાન ફરનાંડીસ સાહેબની પ્રંશસા કરી ; જેનો ઉત્તર તે સાહેબ મેહેરબાને વાચ્યો હતો, બાદ મહારાજા સાહેબે એક સુંદર નાની પેટીમાં પોતાનો ફોટોગ્રાફ મેલી તે પોતાની યાદદાસ્ત તરીકે, તે સાહેબ મેહેરબાનને બક્ષીસ આપી પોતાનો ભાવ બતાવ્યો હતો.

કે. સી. એસ. આઈ. ના ચાંદ વખ્તે, કુંવરોએ આપેલ માનપત્રમાં, મહારાજાએ પોતાની છબી ચીતરાવવાની માગણી સ્વીકારી હતી તે પુરી પાડવી તથા બીજા અન્ય રાજ્ય પ્રસંગને લીધે, મહારાજા મુંબઇ તરફ પધાર્યા, તારીખ ૧–૧૦–૮૨ને રોજ પોતે સ્પેશીયલ ટ્રેનમાં બેસી સુરત પધાર્યા, અને ત્યાં માન અકરામ પામી, મુંબઈ સીધાવ્યા, મુંબઈની ભુમીપર પગ મેલતાંજ નામદાર સરકારે તેમને તોપોના માન તથા બેન્ડથી વધાવ્યા, તે ઉપરાંત મુંબઈના ગૃહસ્થનો મોટો મેળાવડો ભેગો થયો હતો ; તેણે તેમને પુષ્પથી મંગળીક કર્યા, અહીં થોડા દિવસ રહી તારીખ ૨૪મીએ પાછા ભાવનગરમાં પધાર્યા હતા, ત્યાંની પ્રજા પોતાના પ્રભુના દર્શનની ઉત્સુકજ હતી, તારીખ ૩૦મી ડીસેમ્બર સને ૧૮૮૨નો રોજ ભાવનગરના કેળવણી ખાતાને અત્યંત ઉપકારજનક હતો, કારણકે ત્યાં એક લાઈબ્રેરીનો પાયો નાંખવામાં આવ્યો હતો, આ લાયબ્રેરીનું નામ નામદાર મહારાજાને ચાંદ આપનાર કર્નલ બાર્ટનના નામપરથી **બાર્ટન લાઇબ્રેરી અને મ્યુઝીયમ** રાખવામાં આવ્યું છે, કારણકે તેમાં પુસ્તકો ઉપરાંત મહારાજાના જુના શોધ ખાતાથી શોધી કાઢેલા સીક્કા, શીલાલેખ, હથીયાર વગેરે ઘણીજ ઉત્તમ વસ્તુનો સંગ્રહ રાખવામાં આવ્યોછે, જેથી તે પુસ્તકાલય અને સંગ્રહસ્થાન તરીકે શોભા આપેછે, તે લાઈબ્રેરીનો પાયો તે મેહેરબાન કર્નલ બાર્ટનનાં પત્ની મીસીસ બાર્ટને નાંખ્યો હતો, જે ક્રિયા કરવા મહારાજાએ તેમને અરજ કરી હતી, તે લાઈબ્રેરીનું મકાન હાઈસ્કૂલના મકાન પાસે હતું ; પણ રૂવાપરીના દરવાજા

પાસેનું એંગ્લોવરનાકયુર સ્કૂલનું મકાન, ત્યાં ભણતા છોકરાની સંખ્યા વધવાથી નાનું પડવાથી તે લાઇબ્રેરી હાલમાં ત્યાં લાવી લાઇબ્રેરીવાળા મકાન પાસેના છુટક ભાગમાં નિશાળને જોઇએ તેવી સગવડવાળાં બીજાં મકાન ચણાવી તે નિશાળ ત્યાં લઈ ગયાછે. આ નિશાળનું મકાન પણ તેજ કર્નલ બાર્ટને ખુલ્લું મુકયું હતું એમ આપણે વાંચ્યુંછે, હાલમાં તે લાઇબ્રેરી મોટા પાયાપર ભાવનગરની પ્રજાને ઉત્તમ લાભ આપેછે. ઉદાર મહારાજાએ તેનો વહિવટ ભાવનગરના કેળવણી પામેલા ગૃહસ્થોને સોંપ્યોછે, અને બધો ખર્ચ પોતાના તરફથી આપવા બંદોબસ્ત કર્યોછે. ધન્ય છે વિર પુરૂષને કે જેણે આવાં અનેક ઉત્તમ કામ કરીને પોતાની પ્રજાને સુખી કરીછે. આપણે વાંચશું કે મહારાજાએ પોતાના ભાઈ જુવાનસીંહજીના સ્મર્ણાર્થે જુવાનસીંહજી ડીસ્પેન્સરી તથા જુવાનસીંહજી સંસ્કૃત પાઠશાળા, તેમજ પોતના પ્રીય પટરાણી માજીરાજબાના સ્મર્ણાર્થે માજીરાજ કન્યાશાળા (જે હાલ રૂવાપરીના દરવાજાપર શોભેછે), જેમાં ઘણો સુધારો કરેલછે, જે જોઇને આપણને બે હદ આનંદ થાયછે, તેમજ પોતાના કુંવર ભગવતસીંહજીના સ્મર્ણાર્થે ભગવતસીંહજી વરનાકયુલર સ્કૂલ, વિગેરે કામો કરીને પોતાના સગાને જેમ કાયમ સ્મરણીય કર્યાછે, તેમજ પોતાના દોસ્તો, અન્ય મહાશયો પણ ભાવનગરમાં ચીરકાળ સ્મરણમાં રહે તેમ કરેલછે. આવા ઉદાર નીસ્પૃહીને ધન્યવાદ મારાથી વારંવાર અપાઇ જાયછે તેથી કોઇને પુનરૂકતી નહીંજ ભાસે એમ મારૂં તો ધારવું છે.

તારીખ ૧૫મી મે સને ૧૮૮૩ને રોજ ભાવનગરમાં ધામધુમ થઇ હતી, મહારાજાશ્રીએ પોતાના રાજ્યમાં ઘોડાની જાત સુધારવા પેડોક, યાને અશ્વશાળા બનાવી સારી દેખરેખ નીચે રાખેલ; જે સંબંધી સારી ગોઠવણ થએલી, અને તેમાંથી સારી જાતો ઉપજેલી, એવું સરકારને ખાત્રી થવાથી નામદાર સરકાર અત્યંત પ્રસન થઇ; અને તે સંબંધી એક ચાંદ આપવાનો બંદોબસ્ત કરીને કાઠિયાવાડના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કપતાન હંટર સાહેબને હુકમ કર્યો; જેથી તેઓ તે કાર્ય કરવા ભાવનગર પધાર્યા હતા,; ને તેજ પેડોકના આંગણામાં મોટી સભા વચ્ચે તે કાર્ય કર્યું હતું; જેમાં થએલ ભાષણોમાં મહારાજાના સત્ય વખાણ સ્પુરી આવતાં હતાં.

સને ૧૮૮૩ના જુન માસમાં મહારાજાએ એક ઉત્તમ કાર્ય કરી દીગંત કિર્તી કરી. ઈંગ્લાંડમાં એક કલબ નિકળીછે જેનું નામ નોર્થબ્રુક કલબ રાખેલછે. આ કલબને મદદ કરવા માટે માગણી થતાં મહારાજાએ એક લાખ રૂપૈયાની મોટી રકમ તેને મદદમાં આપી. આ મદદ આપનાર સાથે તે કલબના લાગતા

વળગતાએ એવી સરત કરી હતી કે તે રકમના વ્યાજમાંથી ખર્ચ ચલાવવો, અને ક્લબ બંધ પડે ત્યારે તે નાણાં પાછાં ધણીને મળે. આ કાર્યથી પ્રસન્ન થઈને નામદાર શાહાજાદા પ્રીન્સ ઑફ વેલ્સે, ક્લબનું મકાન ખુલ્લું મેલતી વખતે, મહારાજા સાહેબ શ્રી સર તખ્તસીંહજીનો ક્લબપરનો ઉપકાર પ્રદર્શીત કર્યો હતો. કહેલછે કે—

> मान्यः कुलीनः कुलजात्कलावान् ।
> विद्वान् कलाढ्याद्विदूषः सुशीलः ।
> धनी सुशीलाद्धनिनोऽपिदाता ॥

"આ જગતમાં કુળવાન પુરૂષ માનનીય છે, પણ કળાવાન તેથી વધારે માનનીય છે, કળાવાનથી વિદ્વાન, અને વિદ્વાન કરતાં સુશીલ પુરૂષ વધારે માનપ્રદ છે, ને સુશીલ કરતાં ધનવાન, અને ધનવાન કરતાં, મતલબ કે આ બધા કરતાં દાતા એ વધારે માન યોગ્ય છે."

તારીખ ૨૫મી અગષ્ટ સને ૧૮૮૪ને રોજ ભાવનગરના પ્રધાન શામળદાસે સ્વર્ગવાસ કર્યો; બપોર વખતે આ દુખદ બનાવ બન્યો, જેથી આ ખબર ફેલાતાં તુરત કોર્ટ તથા દુકાનો બંધ થયાં; અને ચોપાસ દુખદ દેખાવ પ્રસર્યો. મહારાજા પોતાના સન્મિત્રની ખોટથી દિલગીર થયા. અને એક જાહેરનામું કાઢી પોતાની દિલગીરી પ્રદર્શીત કરી તેના કુટુંબને દીલાસો આપ્યો, અને તેના ઉત્તરકાર્યની સમાપ્તી પછી તારીખ ૨૭ સપટેમ્બરને રોજ તેમના વડા દીલના વડા પુત્ર વીઠલદાસને તે જગ્યો આપી, તે કુટુંબપરનો પોતાનો ભાવ દેખાડી આપ્યો હતો.

તારીખ ૨૨મી સપટેમ્બરને રોજ એક અત્યંત દુખદ બનાવ બન્યો, લોકોમાં હાહાકાર વરત્યો, અને ખેદ સાથે બોલ્યા કે—

> વસુધાએ વીલુ, જગત મહી જોતાં નવ જડયો;
> કહો શાને કાજે, સુખદ મણી હીરો હરી ગયો;
> દયાળુ દેવાત્મા, વહન વખતે તું ક્રુર થયો,
> અરેરે આજે આ, કુંવર કઇલાસે શીદ ગયો. (જુવાનસિંહજી વિરહ)

મહારાજાના અનુજ બંધુ જુવાનસીંહજીએ કૈલાસવાસ કર્યાના ખબર સાંભળી, એકલા ભાવનગરમાંજ નહીં, પણ મુંબઇ ઇલાકામાં ઘણે ભાગે, તેમજ ઈંગ્લાંડમાં જે લોકો તેમના પ્રસંગમાં આવેલ તે ભાગમાં પણ, દીલગીરી ફેલાઇ ગઇ; આ કુંવર નાનપણથીજ શાણા હતા; તેનો જન્મ સંવત ૧૯૧૮ના મહા શુદ ૯ ને

દિવસે થયો હતો; તેમને જૉઇન્ટ ઍડમિનિસ્ટ્રેટરોએ રાજકુમાર કોલેજમાં ભણવા મોકલેલ, જ્યાં સારો અભ્યાસ કરી વધારે અભ્યાસ માટે પોતે પોતાના વડીલ ભાઈના ફરમાનથી વિલાયત ગયા હતા; ત્યાં જઇ યાંત્રીક વિદ્યા વગેરે ઘણી ઉત્તમ બાબતોનો અભ્યાસ કર્યો હતો, ત્યાંથી તેઓ પાછા ભાવનગર આવી તેમણે ઘણાજ ઉત્તમ યંત્રોનો સંગ્રહ કર્યો હતો. અને વીજળીના દીવાની ગોઠવણ ભાવનગરના લોકોને તેમણે પહેલ વેહેલી બતાવી હતી; તેમજ વાતાવરણ વગેરે કુદરતી બાબતમાં ભાષણો આપી ઉત્તમ બોધ તેઓ આપતા, જેથી તેનો પ્રસંગ લોકોને અતિ પ્રીય હતો. મહારાજા પણ પોતાના નાનાભાઈને અત્યંત પ્રવીણ જોઇ આનંદમાં રહેતા, અને જો તે કુમારશ્રી જીવતા રહ્યા હોત તો સારા અમલદારની જગ્યા આપી તેમને પોતાના મદદગાર બનાવવાની મહારાજાની ઈચ્છા હતી. પણ "દૈવની ગતી વિચિત્ર છે." જેથી તેઓ તો સર્વ સંસાર છોડી, પોતાના વડીલ ભાઇના મનમાં વૈરાગ્યનાં બીજ રોપી, કૈલાસવાસી થયા, મહારાજાએ જાહેરનામું પ્રદર્શીત કરી શોક પાળવાનો ઠરાવ કર્યો, એટલુંજ કરીને ન બેશી રહેતાં પોતે તે કુમારનાં માતુશ્રી, બાશ્રી હીરજીબા પાસે જઇ સાંત્વન કરી આવ્યા, અગરજો કે તે વખતે પોતે તો શોક સાગરમાંજ હતા, છતાં કુટુંબના વડા તરીકેનું કર્તવ્ય આવશ્ય હતું; કારણ ઇશ્વર કોપને નમવું એજ માત્ર ઉપાય છે. વળી મહારાજાએ પોતાના ભાઇના સ્મર્ણાર્થે કાંઇ કરવા નિશ્ચય કર્યો; ભાવનગરમાં એક દવાખાનું હતુંજ અને બીજા દવાખાનાની જરૂર હતી, તે દવાખાનું પોતાના ભાઇના નામથી ઉઘડે એમ બંદોબસ્ત કર્યો; અને એક સંસ્કૃત પાઠશાળા પણ તેમના નામથી ખુલ્લી મેલવા બંદોબસ્ત કર્યો. આ ઉપરાંત પોતાના પ્રધાન આજમ ગવરીશંકર તથા શામળદાસના સ્મરણ માટે ગોઠવણ કરવાનો વિચાર થયો. ગગાભાઈ સાહેબના નામથી તો સુંદર તળાવ, જેનો ઉપર ઉપકાર કરતુંજ હતું, તેમાં એક વેદશાળા ઉઘાડવામાં પોતે મદદ આપવા આજ્ઞા કરી, અને શામળદાસના નામની એક કોલેજ તૈયાર કરવાની ગોઠવણ કરી. આમ પોતાના પ્રીય જનોના સ્મરણમાં પોતાનું ધન ખર્ચીને, ધન ખરચવાના જે ઉત્તમ રસ્તા છે તેને અનુમોદનજનક દૃષ્ટાંત આપ્યું. કહેલછે કે—

सत्यंवाचि द्रशिप्रसाद्रमयता सर्वाशयाश्वासिनी ।
प्राणौदानविमुक्तता जनमनःक्लेशान्तचिन्तामतौ ॥
संसक्ता द्रदयेदयैवदयिता कालेपरार्थोद्यमो ।
यस्यैकः पुरुषः सजीवतीभवे श्राम्यन्तिजीवाःवरे ॥

"જેની વાણીમાં સત્ય ઝળકે છે, જેની દૃષ્ટીમાં સર્વ આશયને આશ્વાસન દાતા પ્રસન્નતા પ્રવર્તી રહેછે, જેના હાથમાં દાન આપવાની શક્તિ શોભી રહીછે, જેની બુદ્ધિમાં લોકોના મનના પણ ક્લેશ મટાડવાની ચિંતા ચટપટી કરેછે. જેના હૃદયમાં દયારૂપી સ્ત્રી સંસક્ત છે, અને જે સમય આવે પરોપકાર કરવા તત્પર રહેછે, એવો જે પુરૂષ છે તેજ માત્ર એક જીવેછે, અને બીજા તો આ સંસારમાં મનુષ્યાકારનાં ખોખારૂપ રખડેછે."

મહારાજા દિન પ્રતિદિન પોતાની ઉદારતા, પ્રજા પ્રીતી, આદીથી લોકોને ઇશ્વર તુલ્ય પુજવા યોગ્ય બનેલા હતા, તેમનાં રાજ્યકાજ સંબંધી વર્ણન આમાં ઉમેરતાં અત્યંત લંબાણ થાય માટે અમે માત્ર ટુંક હકીકતજ દાખલ કરીછે. મહારાજાએ પોતાના દીર્ઘાયુ પાટવી પુત્ર ભાવસીંહજી જેઓ ગોંડળમાં બિરાજમાન હતા, તેમને ભાવનગર બોલાવ્યા. ૧૯૪૦ના માઘ માસમાં કુમારશ્રી ભાવનગર પધાર્યા ; તેમને વધાવવા મોટી ધામધુમ થઇ હતી. મહારાજા પોતે પોતાના ચીરંજીવીને લેવા પધાર્યા હતા, જ્યાં આનંદ આનંદ વરત્યો હતો, તે વખતે એમ બન્યુ કે—

प्राप्तं निरीक्ष्यपितरं खलु भावसिंहः ।
प्रेमार्द्रिताक्षिहृदयान्नमदंघ्रियुग्मे ॥
सप्रश्रयं हृदिविलंब्यकरेण सोऽपि ।
पुत्रं परां मुदमगाद्विसुधोक्षणेभ्यः ॥

(યજ્ઞેશ્વર.)

"તે દીર્ઘાયુ ભાવસીંહજી પોતાના પિતાને સામા આવેલા જોઇ સ્નેહથી આર્દ્રહૃદય અને ચક્ષુ સહિત તેમના ચરણ કમળમાં નમ્યા, પોતાના પુત્રના વિનયથી પ્રસન્ન થઇ, ને તે મહારાજા પ્રશ્રય સહિત તેને ઉઠાડી, છાતી સાથે દાબી, પોતાના રોમ રોમમાં અમૃત સિંચન કરતા હતા."

તારીખ ૨૪મી નવેમ્બર સને ૧૮૮૪ને દિવસે ભાવનગરમાં પાછી ધામધુમ શરૂ થઇ ; તેનું વિગતવાર વર્ણન નીચે પ્રમાણે છે.

મુબઇ ઇલ્લાકાના નેક નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ, કાઠિયાવાડ પ્રાંતના પોલિટિકલ એજંટ મેહેરબાન કર્નલ વેસ્ટ સાહેબ, અને નામદાર સાહેબ મોસુફના સ્ટાફના અમલદારો, વિગેરે ભાવનગર–ગોંડળ રેલવેના

ધોરાજીને સ્ટેશનેથી, તારીખ ૨૪ નવેમ્બર-સને ૧૮૮૪ના રોજ મધ્યાને સ્પેશીયલ ટ્રેનમાં સ્વાર થઈ, ધોળા જંકશન સ્ટેશને આવી પહોંચ્યા. ત્યાંહાં અગાઉથી મુખ્ય દીવાન મેહેરબાન વીઠલદાસ શામળદાસ, તથા કસ્ટમ કમિશનર આજમ લક્ષ્મીશંકર વિ. હરીપ્રસાદ ભાવનગરથી સ્પેશીયલ ટ્રેનમાં વીદાય થઇ, એ સ્ટેશને જઇ પહોંચ્યા હતા. તેઓ નામદાર મહારાજા સાહેબની તરફથી (ડેપ્યુટેશન તરીકે) નામદાર ગવરનર સાહેબને મળીને, સદરહુ સ્ટેશનેથી નામદાર ગવરનર સાહેબની સાથે સ્પેશીયલ ટ્રેનમાં સ્વાર થયા; અને એ સ્પેશીયલ ટ્રેન ભાવનગર શેહેરના સ્ટેશને સાંજના પાંચ વાગતે આવી પહોંચી. સદરહુ સ્ટેશન ઉપર એક સમીયાણો વાવટા વગેરેની યોગ્ય શોભા સહીત ઉભો કરી રાખેલો તેહેમાં સદરહુ સ્પેશીયલ ટ્રેન આવવાના વખ્ત પેહેલાં નેક નામદાર મહારાજા સાહેબ, તથા આજમ મહેરબાન ગવરીશંકર ઉદયશંકર, સી. એસ., આઇ. અને દરબારશ્રીના ભાયાત રાઓળશ્રી હરીસીંહજી રૂપસીંહજી, આસિસ્ટંટ મુખ્ય દીવાન આજમ વિજયશંકર વિ. ગવરીશંકર, સ્ટેટ ઇંજિનેર મી. આર. પ્રોકટર-સીમ્સ સાહેબ, દરબારી વૈદક ખાતાના ઉપરી આજમ દાકતર બરજોરજી બેહેરામજી, એલ. એમ., વસુલાતી અધિકારી આજમ લલુભાઇ શામળદાસ, વડા ન્યાયાધીશ આજમ વિદ્યારામ મોતીરામ, રાજ્ય ખર્ચના ઉપરી આજમ પરભાશંકર વિ. ગવરીશંકર, અને ચીફ સેક્રેટરી આજમ રતીલાલ વિ. માણેકલાલ, એ રીતે દરબારશ્રીના મુખ્ય અમલદારો, તેમજ ભાવનગર હાઇ સ્કૂલના હેડ માસ્તર આજમ જમસેદજી નવરોજી ઉનવાળા, એમ. એ. તથા શહેરના મુખ્ય વ્યાપારીઓ શેઠ વેણીશંકર લક્ષ્મીશંકર, શેઠ હરજીવનદાસ ભવાનભાઇ, શેઠ દેવજીભાઇ ગુલામહુસેન અને શેઠ ગીરજાશંકર જેશંકર આવી બેઠા હતા. નામદાર ગવરનર સાહેબ ટ્રેનમાંથી સ્ટેશન ઉપર ઉતર્યા કે તુરત દરબારી આરમ્ડ પોલીસ તથા બેંડ ત્યાંહાં હાજર હતું, તેમણે લશ્કરી માન આપ્યું; અને નામદાર ગવરનર સાહેબના માનની ખાતર, સલામતીના તોપોના બહાર સતર, તથા મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબના માનની ખાતર તોપોના બાહાર અગીયાર કરવામાં આવ્યા હતા; ને તે દરમ્યાન નામદાર ગવરનર સાહેબે, નામદાર મહારાજા સાહેબની મુલાકાત લીધી; તથા જે દરબારી અમલદારો ત્યાંહાં હતા તેમને પણ નામદાર ગવરનર સાહેબની મુલાકાત થઇ, ત્યારબાદ ઉપર જણાવેલા વ્યાપારી મહાજન તરફના જે ગ્રહસ્થો સ્ટેશન ઉપર આવેલા હતા, તેઓને મુખ્ય દીવાન મેહેરબાન વિઠલદાસે, નામદાર ગવરનર સાહેબને, મેળવ્યા. અને તેઓએ નામદાર ગવરનર સાહેબને રેલવેના સ્ટેશન નજીક માહાજન તરફથી નવી બંધાવેલી "સર તખ્તસિંહજી ધર્મશાળા" ખુલવાની ક્રિયા કરવાની વિનંતી કરી; જેકે

તેઓ નામદાર સાહેબે ખુશીથી સ્વીકારી, ને ત્યાંહાંથી નામદાર ગવરનર સાહેબ, તથા નામદાર મહારાજા સાહેબ, અને મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ, તથા સરકારી અને દરબારી અમલદારો વગેરે ઘોડાગાડીમાં બેસી એ ધર્મશાળાની જગ્યોમાં આવ્યા. ધર્મશાળાની અંદર મેદાનમાં ઉભા કરી રાખેલા સમીયાણાની અંદર એક તખ્તની માફક ગોઠવી રાખેલી બેઠકના ઉપર નામદાર ગવરનર સાહેબ તથા નામદાર મહારાજા સાહેબ બીરાજ્યા; અને તેમની એક બાજુએ જુદી ખુરસી ઉપર મેહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ વેસ્ટ સાહેબ બેઠા હતા. સદરહુ બેઠકની બન્ને બાજુએ ખુરસીઓની હાર ગોઠવેલી, તે ખુરસીઓ ઉપર સરકારી તથા દરબારી, અમલદારો અને શેહેરના મુખ્ય મુખ્ય સાહુકારો વગેરે સર્વ ગૃહસ્થો બેઠા, ત્યારબાદ શેહેર ભાવનગરના માહાજન તરફથી ધર્મશાળાનું બંધાવેલું મકાન ખુલવાની અરજ કરવા તરીકે ઇંગ્રેજી ભાષામાં ભાષણ મહાજન તરફથી મી. રતીશંકર વિ. ગીરજાશંકરે વાંચી સંભળાવ્યું તે નીચે પ્રમાણેઃ—

"નેક નામદાર રાઈટ ઓનરેબલ સર જેમ્સ ફરગ્યુસન સાહેબ, બારોનેટ, પી. સી. કે સી. એમ. જી. સી. આઈ. ઇ., મુંબઇના નામદાર ગવરનર અને પ્રેસીડેન્ટ સાહેબ બાહાદુર, નામદાર સાહેબ—

"ભાવનગરના નામદાર મહારાજા સાહેબ સર તખ્તસીંહજી કે.સી.એસ.આઈ.ની પરવાનગીથી, અમો આ શેહેરની પ્રજા, આ પ્રસંગે હાલ જ્યાં આપણે સર્વ ઉભા છેએ, તે જગ્યોએ આપ નામદાર સાહેબને અમારા ખરા અંતઃકરણપૂર્વક આદરમાન આપવાની રજા મળવાની મેહેરબાની માગીએ છીએ. અમારા નામદાર મહારાજા સાહેબની ઇચ્છા પ્રમાણે, આપ નામદાર સાહેબને, આ ધર્મશાળા, મુસાફર લોકોના ઉપયોગ માટે મેહેરબાની કરી ખુલવાની વિનંતી કર્યા પહેલાં, આ મકાન બંધાવવાનું કહેવી રીતે બન્યું, તે સંબંધીની ટુંક હકીકત આપ નામદાર સાહેબની હજુરમાં જાહેર કરવાની અમો ઘણા માનપૂર્વક રજા માગીએ છીએ. જ્યારે ઇસ્વી સને ૧૮૮૨ની સાલમાં, નામદાર મલીકકા માઆજમા મહારાણી સાહેબ કૈસરેહિંદના ફરમાનથી, તથા આપની પરવાનગીથી, કાઠિયાવાડના મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે રાજકોટ મુકામે અમારા નામદાર મહારાજા સાહેબને ઘણા ઉંચા દરજાના સ્ટાર ઑફ ઇન્ડીઆનો નાઇટ કમાન્ડરનો ચાંદ આપ્યો; તે પછી નામદાર મહારાજા સાહેબ પાછા પોતાના સ્થાનમાં પધાર્યા ત્યારે તે શુભ પ્રસંગનો લાભ લેઈને આ શેહેરની વસ્તી યાને માહાજનના તરફથી, તેઓ નામદાર મહારાજા સાહેબની ઘણી ફતેહ ભરેલી રાજ્યકારકીર્દીથી, પોતાના ઉપરીપણાની ખુશીની અલ્પ નિશાની દાખલ તેમની નામના ખરી રીતે કાયમ રાખવાનો ઠરાવ કર્યો હતો. નામદાર મહારાજા સાહે-

બના મુલકમાં ન્યાયનું કામ સગવડતાથી અને અપક્ષપાતપણે ચાલેછે, એટલુંજ નહીં પણ રાજ્યકારભારનું કામ સુધરેલા અને સુઘડતાવાળા સાધનોથી ઘણું રૂડી રીતે ચાલેછે, તથા વ્યાપારને એહેવું ડાહાપણ ભરેલી રીતે ઉત્તેજન મળેછે કે, અમો તેઓ નામદાર મહારાજા સાહેબની પ્રજા જે આબાદી અને સુખ ભોગગવીએ છીએ, તે તેહેના દેખીતાં ફળ છે. વળી નામદાર મહારાજા સાહેબ જાહેર હિંમતનાં, તથા ઔદાર્યતાના વિચારો જેકે નામદાર મહારાજા સાહેબની રાજ્યકારકીર્દીથી દેખાઇ આવેછે,—તે ભાવનગર–ગોંડળ રેલવે જેહેવું માહાભારત લોકોપયોગી કામ પાર પાડવાથી પ્રસીદ્ધીમાં આવેલછે; એ રેલવેના કામને નાણાપ્રકરણી બાબતમાં ફતેહ મળીછે, તથા તે રેલવેથી આ પ્રાંતના વ્યાપારની વૃધી થઈ, ને આખા મુલકને ફાયદો થયેલોછે, અને ઉમેદ રાખવામાં આવેછે કે, આ રેલવેને આગળ વધારે ફેલાવો થવામાં ઉતેજન મળશે. નામદાર સાહેબ આ સંસ્થાનમાં બીજાં જાહેર લોકોપયોગી કામો જે કાંઇ થાયછે, જેહેવાંકે કેળવણીનો ફેલાવો, ધર્માદા દવાખાના, શેહેર સુધરાઇ ખાતની હમેશ વધતી જતી સારી હાલત, જાહેર રસ્તાઓ તથા મકાનો બંધાવવાના તથા તેને સારી સ્થિતિમાં રાખવાનાં કામો, તે સર્વ અમારે આ જગ્યોએ કહી સંભળાવવાની જરૂર નથી. એવાં લોકોપયોગી કામો મનુષ્યજાતની આબાદી, તંદુરસ્તી અને સુખનાં સાધનો છે; તેહેમાં કાંઈ શક નથી. એહેવા સઘળા વિચારોથી, આ મકાનને માટે, અમારી પુંજીમાંથી સુમારે રૂ. ૫૦,૦૦૦ રકમનો ખર્ચ કરવાની, અમારા દીલમાં હોંશ થઇ; અને આ વાતથી અમોને મગરૂરી થાયછે કે, આપ નામદાર સાહેબ, જેઓ કે પોતાની સંભાળ નીચેના લોકોના કલ્યાણની વૃદ્ધી કરવામાં, ઘણો લક્ષ રાખનારા તરીકે, એટલાબધા જાણીતા થયાછો; તેવા મોહોટા પુરૂષના હાથથી, એ મકાન ખુલવાની ક્રિયા થાયછે; અને આ મકાન જેકે સર તખ્તસીંહજીના નામથી કેહેવામાં આવેછે, તેહેની સાથે તેને ખુલવાના સંબંધમાં આપ નામદાર સાહેબના નામની યાદગીરી રાખવા દીધાથી, અમારી મગરૂરીમાં ખરી રીતે વધારો થવાનો, એવું અમારા ખરા દીલથી અમો માનીએ છીએ. આ સંસ્થાનના રાજ્યકારભારની હાલની સારી સ્થિતિ જે કે સુધારાની બાબતમાં, અને તેહેની પ્રજાના સુખ તથા આબાદાનીમાં વધારો કરવાના સાધનો યોજવાની બાબતમાં, એહેવી પ્રખ્યાતીયે પહોંચેલછે; તે સર્વ નામદાર સર તખ્તસીંહજીની સુઘડતા ભરેલી અને ઔદાર્ય રાજ્યરીતીને લીધે, તેમજ મી૦ ગવરીશંકર ઉદયશંકર, તથા મી૦ શામળદાસ પરમાનંદદાસના જેહેવા રાજ્યકારભારીયોની, અકલવંત ને ડહાપણ ભરેલી સલાહ, તથા મદદને લીધેછે, અને કહેવાને ઘણી દીલગીરી થાયછે કે, તે રાજ્યકારભારીયો મધ્યેના છેવટ

કહેલા (મી૦ શામળદાસ)ની જીંદગી પોતાની કોશેસના ફળો જોવાને પુરી વધારે મુદત સુધી પહોંચી નહીં, પરંતુ અમો ભરોંસો રાખીએ છીએ કે નવા દીવાન મી૦ વીઠલદાસ, જેઓના રાજ્યકારભારનું કામ હાલ સુધીમાં ઘણી સારી આશા ભરેલું જોવામાં આવ્યુંછે, તે તેના પીતાની પ્રતિષ્ઠાને યોગ્ય નિવડશે, તથા જે વિશ્વાસ અમો સર્વ તેમને વાસ્તે રાખીએ છીએ, તેને લાયક પણ તેઓ નિવડશે. સદરહુ પ્રમાણેના વિચારો જણાવવાની સાથે, અમો વિનંતી કરીએ છૈએ કે, આપ નામદાર સાહેબ આજની તારીખથી આ ધર્મશાળા સર્વ લોકોના ઉપયોગને માટે ખુલવાની અમારા ઉપર મેહેરબાની કરશો.”

આના ઉત્તરમાં નામદાર ગવરનર સાળેબે કહ્યુંકે—

“મહારાજા સાહેબ અને ગૃહસ્થો,

“માહારી મુસાફરીમાં માહારી સુખાકારીને માટે તારીફ લાયક ગોઠવણ કરેલી હતી, તેમ છતાં એ મુસાફરીની ગીરદ, જે કે લાગવીજ જોઇએ, તેવી હાલત સાથે રેલવેની ટ્રેનમાંથી ઉતરતાંજ, એક રાજ્યકીય કામ કરવાને હું થોડો તૈયારછું, એમ મને લાગેછે, તોપણ મારે આવવાની શરૂઆતમાંજ મારા દોસ્ત મહારાજા સાહેબની સુધરેલી રાજ્યરીતીનાં વાજબી વખાણો સાંભળીને મને ઘણો આનંદ થાયછે. તથા મુસાફર લોકોને માટે આવું વિશાળ આશ્રયનું સ્થળ કરી આપવામાં, આ શેહેરના આગેવાન લોકોએ જે ઉદારતા દેખડાવીછે તેને લીધે, આ (મકાન ખુલવાની) ક્રિયા કરવાથી મને ઘણો સંતોષ થાયછે. જે રાજાએ પોતાની રાજ્ય ચલાવવાની રીતીને, એટલાંબધાં નેકીનાં અને સખાવતી ભરેલાં કામો કરીને, પ્રખ્યાતીને પમાડેલછે; તેમની મુલાકાત કરવાને મારાથી બની શક્યું તેથી ખરેખર મારા દીલમાં ઘણો હર્ષ થાયછે. એ મુલાકાત હું કહેવાને દીલગીરછું કે હવે જુદા પડવા વખતની છે; એમ છતાં હાલમાં જે માઠા બનાવોથી મહારાજા સાહેબને એટલી બધી દીલગીરી થયેલીછે અને તેમની આ પ્રજાને જે મોટી ખોટ પડેલીછે, તેને લીધે મારી આ વખતની મુલાકાતની ખુશબખ્તીમાં કાંઈ ભંગ પડયા સરખું લાગેછે, તોપણ તેની સાથે મારા દીલમાં એટલું તો આવેછે કે, એવી દીલગીરીના વખતમાં પોતાનો એક અંગત દોસ્ત મળે તે કાંઈ અપ્રીય થઈ પડતો નથી; અને મહારાજા સાહેબ તરફ, તેમની ચાલચલગત, તથા વર્તણુકને લીધે એક ગૃહસ્થ તરીકે, જે મારી દોસ્તી છે, તે મારા દીલમાં હમેશ જારી રહેશે. ચાર વર્ષ ઉપર મારે મહારાજા સાહેબની મુલાકાતની ખુશી હાંસલ થયેલીછે; ત્યારથી જે કામો ચાલ્યાંછે, તેથી-કરીને તેમની કારકીર્દીની ઘણી પ્રખ્યાતી થએલીછે; તથા હું ભરોંસો રાખુંછું કે

તેમની રાજધાનીના શેહેરની આબાદી ઘણી વધેલીછે; ચાર વર્ષ ઉપર જ્યારે મને સર્વ બંદર ઉપર આવીને મળ્યા ત્યારે મહારા જાણવામાં આવ્યું હતું કે કાઠિયાવાડમાં આ સંસ્થાન એક નમુનાવત કેહેવાય તેવું છે, અને મને ખાત્રી છે કે એવો તેમનો ખીતાબ મહારાજા સાહેબ જાળવી રહેલાછે; (ખુશીની તાળીઓ) અને અગરજો કે દરએક સંસ્થાન જ્યાં મારૂં જવું થયું, ત્યાં સુધરેલા રાજ્યકારભારના સંતોષકારક ચીન્હો જોયાં છે; તોપણ આ મહારાજા સાહેબ એવાછે કે, જેમણે તે સર્વને પોતાનો દાખલો લેતા કરેલાછે, એમ આપણે હમેશ કબુલ રાખવું જોઇએ. (ખુશીની તાળીયો) તેમની રાજ્યકારકીર્દીનાં બીજા કાંમો જોવાને, તથા જે હું જોઇશ તે સંબંધી કાંઇ અભિપ્રાય જણાવવાને, બીજો તક મળશે, અને તે સારૂ ગૃહસ્થો, હાલ હવે હું કાંઇ વધારે કહેતો નથી પણ મને તમોએ અંતઃકરણથી આદરમાન આપ્યું, તેને માટે ઉપકાર માની તમારી ઇચ્છા પ્રમાણે, આ મકાન ખુલવામાં આવ્યાનું હું કહી સંભળાવુંછું."

સદરહુ પ્રમાણે એ ધર્મશાળા ખુલવાની ક્રિયા પુરી થયા પછી, ત્યાંથી નામદાર ગવરનર સાહેબ, તથા નામદાર મહારાજા સાહેબ, અને સઘળા સરકારી તથા દરબારી અમલદારો, ઘોડાગાડીની સ્વારીથી શેહેરની અંદર થઇને, નામદાર ગવરનર સાહેબને, ઉતારવાના મુકામે (પાનવાડીને બંગલે) જઇને ત્યાં નામદાર સાહેબે મુકામ કર્યું. બીજે દિવસે એટલે તારીખ ૨૫ સી નવેમ્બરની સવારમાં નામદાર ગવરનર સાહેબની સાથે, નામદાર માહારાજા સાહેબે, પધારીને ઘોડાનાં વછેરાં ઉછેરવાનું સ્થળ (પેડોક) દેખડાવ્યું તે તથા બીજાં જોવા લાયક સ્થળો નામદાર સાહેબે જોયાં. સંધ્યાને નામદાર મહારાજા સાહેબે, દરબારી મુખ્ય અમલદારો સહિત નામદાર ગવરનર સાહેબના મુકામે પધારી મુલાકાત કરી; અને તે પછી થોડી વારે, નામદાર ગવરનર સાહેબે, નામદાર મહારાજા સાહેબના મોતીબાગના મહેલમાં પધારી, મુલાકાત (રીટર્ન વીઝીટ) કરી હતી. સાંજે સાડા ચાર વાગતે, નામદાર ગવરનર સાહેબના હાથથી "શામળદાસ કોલેજ"ના મકાનનો પાયો નાખવાની ક્રિયા કરવામાં આવી હતી; જે વખતે કે સરકારી તથા દરબારી, યુરોપીયન અને દેશી અમલદારો, તથા શેહેરના મુખ્ય વ્યાપારીઓ વગેરે ગૃહસ્થો આવેલા હતા. એ ક્રિયા કરવાની જગ્યા ઉપર એક સમીયાણા નીચે, અગાઉથી ગોઠવી રાખેલી બેઠકો ઉપર, સર્વ બેઠા બાદ નેક નામદાર મહારાજા સાહેબ તરફથી મુખ્ય દીવાન મેહેરબાન વીઠલદાસે, સદરહુ ક્રિયા નામદાર ગવરનર સાહેબના હાથથી કરવાની વિનતી તરીકે ભાષણ વાંચી સંભળાવ્યું તે નીચે પ્રમાણે:—

નામદાર સાહેબ,

"આ શેહેરમાં આપનું પહેલું પધારવું થયાના યાદ રાખવા લાયક પ્રસંગે આપે ભાવનગર-ગોંડળ રેલવે ખુલવાની ક્રિયા કરવાનું મને માન આપ્યું હતું. એ કામની મોટી ફતેહ થવાથી ઉતારૂ લોકોને માટે એક ધર્મશાળાની જરૂરીયાત જણાઇ આવી, જે કે આ શેહેરના વ્યાપારીઓના સમજવામાં તુરત આવતાં, તે જરૂરીયાત પુરી પાડવામાં તેઓએ વીલંબ કરી નહીં, એ વાત કહેવાને મને ઘણો પોરસ થાયછે; અને આપ નામદાર સાહેબે આપની હમેશ પ્રમાણેની મેહેરબાનીથી, ગઇ કાલે એ ધર્મશાળા, લોકોના ઉપયોગને માટે યોગ્ય રીતે ખુલ્યાનું કહી બતાવ્યું. આજરોજે પણ આપ નામદાર સાહેબે મારા સંસ્થાનમાં જે કોલેજ સ્થાપવાને હું ચાહુંછું, તેનું ખાતમુહૂર્ત કરવાનું કબુલ કર્યાથી, મારા ઉપર આપની વધારે મેહેરબાની જણાઇ આવેછે. આપનું આ બીજી વખતનું પધારવું થવાના પ્રસંગની હું ઘણી ખુશીની ઉમેદ રાખતો હતો, અને મને લાગે છે કે આપનું આ પધારવું છેવટનું છે; અને તે કારણથી આપની ખુદની મારા ઉપરની ઘણી મેહેરબાનીઓને માટે, આ પ્રસંગે સંક્ષેપમાં જાહેર રીતે આપનો ઉપકાર માનવાની સાથે હું ભરોંસો રાખુંછું કે તે આપની મેહેરબાનીને પુરી કીમતી ગણ્યાનું દેખાડી આપવાને હું હમેશ શકિતવાન થઇશ. કેળવણીના ફાયદાઓ વિષે આ જગ્યોએ વર્ણન કરવું તે ખાલી વખત ગુમાવવા બરાબર ગણાય, અને તેના લાભ મેળવવાના સાધનો વધારવામાં હું બની શકયા પ્રમાણે કોશેસ કરૂંછું; પણ કેટલીએક મુદ્દતથી મને એવું માલમ પડેછે કે, કાઠિયાવાડની હાઇ સ્કૂલોથી જે ફાયદા ઘણી રીતે મળેછે, તેનો આ પ્રાંતમાં પુરો લાભ લેવાઇ શકાતો નથી. એટલે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓને, આ પ્રાંતની બાહાર રહેવાના ખર્ચનો જે બોજો ઉઠાવવો પડે, તે સેંકડો લોકોને માટે તો કેવળ અશક્તછે; તેથી તેવા લોકો એવો ખર્ચ થયા વિના જ્યાં પોતાનો અભ્યાસ આગળ વધારી શકે તેવા એક વિદ્યાલયની અગત્ય જોવામાં આવી, અને હું ભરોંસો રાખુંછું કે આ કોલેજ તે જરૂરીયાત પુરી પાડશે. કેળવણીના ફેલાવાની મારી આ ઇચ્છામાં, મારા શોક કરવા યોગ્ય મિત્ર જે મારા મરહુમ દીવાન તેની સલાહથી મજબુતી થયેલી હતી. આપ નામદાર સાહેબ તેમને સારી પેઠે ઓળખતા, સબબ તેમના ગુજરવાથી મારે જે ખામી પડીછે, તે આપ જાણોછો તેમની અકલને લીધે, તેહેમના હોદ્દાને બરાબર લાયક તેઓ હતા, અને મારાથી દેખડાવી શકાય તેના કરતાં પણ વધારે બાબતોમાં આ સ્ટેટ તેમનું આભારી છે. તેમની કામ કરવાની શક્તિની સાથે, પૂર્વદેશી ભાષાઓમાં તેમની વિદ્વતા કાંઇ ઓછા દરજ્જાની નહીં હતી, અને મને પોતાને તેમના પ્રીય સંસ્કૃત

તથા ફારશી ગ્રંથો મધ્યેના સત્યવચનોના સુખદાયક દાખલાઓથી, તેમનો મારી સાથેનો સહવાસ ઘણો સુખરૂપ અને ગમત ભરેલો હતો. તેમનું કવખ્તનું ગુજરવું થયાનો શોક મારા દીલમાં હમેશ રહેશે. મગર હું ચાહુંછું કે તેમની યાદગીરી તાજી રાખવી, અને મને લાગેછે કે તેમ કરવાને માટે આ કોલેજની સાથે તેમનું નામ જોડી દેવા કરતાં બીજો વધારે સારો પ્રકાર છે નહીં, અને અત્યારે અહીં આપ નામદાર સાહેબના પધારવાથી, એ બાબતમાં આપ નામદાર સાહેબની પુરી પસંદગી છે એમ હું માનુંછું. આ વિદ્યાલયનું કામ બરાબર સારી રીતે ચલાવવાની સઘળી ગોઠવણોની પુરી તપસીલવાર હકીકત, મારા દોસ્ત કર્નલ વેસ્ટ સાહેબની મારફતે આપ નામદાર સાહેબના ધ્યાન ઉપર લાવીશ, પણ આ જગ્યોએ એટલું કહુંછું કે, આ મકાન જે કે હીંદુ (દેશી) ઢબની કારીગરીનું પથ્થરથી બાંધવામાં આવશે, તેમાં પાંચ ખંડો વિદ્યા અભ્યાસને માટે, તથા એક ખંડ પુસ્તકશાળાનો, અને એક રસાયન પ્રયોગને માટે, તથા એક મોટો સભા ભરવાનો ખંડ થશે, ને મોટા ખંડમાં મારા મરહુમ દીવાનની આરસપહાણમાં કોતરેલી પ્રતિમા (બસ્ટ) યોગ્ય પ્રકારના લેખ સાથે રાખવામાં આવશે. વળી મારા ભાઈનું એકાએક ગુજરવું થયાથી, મને પોતાને બીજું એક નુકશાન લાગુંછે, અને તેથી આખા સંસ્થાન તથા શેહેરની ઉપર ગમગીની આવી પડેલીછે; જેના દુઃખમાં આજ સુધી અમો સર્વ છૈએ. મારા ભાઇની ઉપર સર્વની પ્રીતી હતી, અને તે એવા હતા કે, જેનામાં કેળવણીએ તેના ખરા અર્થ પ્રમાણે તેની સ્વાભાવિક શકિતઓનો બરાબર ઉપયોગ કરવાને તેને શકિતમાન કરેલા હતા, ને તેના યાંત્રીક વિદ્યાના હુન્નરથી ઘણાઓને અજાયબી લાગતી હતી, મેં તેના સંગ્રહ કરેલા યંત્રો, તથા બીજા પદાર્થોને, આ કાલેજને માટે રખાવેલછે, તથા આ કોલેજમાં હવે પછી કેળવણી લેનારાઓને માટે તેમના નામની બે સ્કોલરશીપો કરેલીછે. ભાવનગરમાં આપ નામદાર સાહેબનું હવે ફરીથી પધારવું થવાની ખુશી હાંસલ ન થાય તોપણ, આપ નામદાર સાહેબની મેહેરબાનીને લીધે અમો સઘળાને આપનું નામ ઘણી પ્રીતીપૂર્વક સ્મરણમાં હમેશ રહ્યા કરશે એવું જે હું કહુંછું તે મીથ્યા કહેતો નથી. છેવટે હું આપ નામદાર સાહેબને શામળદાસ કોલેજનો પાયો નાંખવા (ખાતમુહૂર્ત કરવા)ની માનપૂર્વક વિનંતી કરૂંછું." ત્યારપછી નામદાર ગવરનર સાહેબના હાથથી એ પાયો નાંખવાની શુભ ક્રિયા કરવામાં આવી; અને તે થયા બાદ નામદાર સાહેબે ભાષણ કર્યું તે નીચે મુજબ :—

**મહારાજા ઠાકોર સાહેબ, પોલિટિકલ એજંટ સાહેબ, તથા લેડીઓ અને ગૃહસ્થો—**

આજ રોજે આપણે જે પ્રસંગે એકઠા થયેલા છીએ, તે મારે હમેશ યાદ

રાખવા લાયક થશે. મારૂં ભાવનગરમાં પહેલું જે વખતે આવવું થયેલું, તે વખતે હું ધારૂંછું કે, આ ઇલાકાની અંદર માહારા હાથથી પહેલું જાહેર કામ કરવાનું બનેલું હતું, તે વખતે દેશી રાજ્યમાં માહારૂં પહેલુંજ આવવું થયેલું, અને મારી કારકીર્દીની મુદતના દરમીયાન આ વખતે મારૂં અહીંઆં આવવું થયુંછે; તે ઘણુંકરીને છેવટનું છે. મારા હોદ્દાના છેલ્લા કામ તરીકે, એક વિદ્યાલયનો પાયો નાંખવા બાબતનું, મારા કીમતી દોસ્ત, ઠાકોર સાહેબનું, સુખન હું કબુલ રાખુંછું. જે વિદ્યાલયથી કે તેઓ, જેમને એવા પ્યારા ગણેછે, તેમની યાદગીરી કાયમ રાહેવા ઉપરાંત, તેની પોતાની (મહારાજા સાહેબની) પ્રતિષ્ઠાને પણ નીરંતર ઘણી શક્તિ મળ્યા કરશે. મને લાગેછે કે, મારા દોસ્ત, પોતાની પ્રજા તથા પોતે જે પ્રાંત મધ્યેના મોટામાં મોટા એક રાજ્ય કરતા છે, તેમાં તેનું પણ ભલું કરવાની કોઇ તક જવા દેતા નથી,અને જે ઉંચી ફરજો જે પરમેશ્વરે તેમને સુપ્રત કરેલીછે; તે કેવા ઉત્તમ પ્રકારે પોતે અદા કરી શકે એજ બાબત ઉપર પોતાનો આસપાસ તેઓ હમેશ જોયા કરેછે, અને ખરેખર જે કેળવણીથી તેમને પોતાના ઉંચા કુળના કરતાં પણ વધારે ઉંચે દરજ્જે પહોંચવાનું બનેલું છે, તે કેળવણીની બુજ કહેવી રીતે તેઓ બરાબર જાણેછે, તે બતાવી આપવાને, તેમજ જે કેળવણી પોતે લીધી છે તેના લાભ બીજાઓને આપવાની તેમની કેવી ઇચ્છા છે, તે દેખાડી આપવાને, આ વિદ્યાલયની સ્થાપના કરતાં વધારે સારો બીજો કોઈ પ્રકાર થઇ શકે નહીં. તેઓ ચાહેછે કે, આ સંસ્થાન જેમ બીજી બાબતોમાં એવીજ પ્રસિદ્ધી પામી ચુકેલું છે, તેજ પ્રમાણે આંહી કેળવણીનું એવું એક સ્થળ સ્થાપીને, એ બાબતમાં પણ આ સંસ્થાનને કાઠિયાવાડમાં સૌનાથી આગેવાનપણામાં લાવી મુકવું; જ્યાં કે આ પ્રાંતના જુવાન વિદ્યાર્થીઓને, યુનીવર્સીટીની યોજેલી સઘળી ઉંચી કેળવણીના ફાયદાઓનો લાભ મળી શકે. આ એક ઘણું મોટું કાર્ય છે, અને હું ભરોંસો રાખુંછું કે તેના પરીણામમાં તે ઘણું અગત્યનું થઇ પડશે. ખરેખર મહારાજા સાહેબનાં બીજાં સઘળાં કામો મધ્યેનું એક કામ એહેવું નહીં હોય કે, જેહેણે કરીને હમેશે આ કામથી વધારે સંતોષ ભરેલું તેમના દીલને લાગે, તથા જે કામ કરીને તેમનું નામ વધારે માયાળુપણાથી લોકો યાદ રાખે. હું ધારૂં છઉં કે પોતાના તરફ રાજ્યના પ્રધાનો અને અધિકારીઓની ભક્તિ તથા ખરી પ્રીતી લગાડવાને માટેઆ તેમણે કરી દેખાડેલાના કરતાં વધારે સારૂં બીજું કાંઈ સાધન નહીં મળે; કેમકે તેમણે એવું કરી બતાવ્યું છે કે તેઓની નોકરીને પોતે કીમતી ગણેછે, એટલુંજ નહીં પણ 'જ્યારે માઠા ભાયગે પરમેશ્વની ગહનગતીથી તે નોકરોનું આ દુનીઆમાંથી જવું થાય; ત્યારે પણ તેમની પડેલી ખોટ બાબત પોતે શોક કરે છે; અને તેમની યાદગીરીને

માન આપેછે. એહેવાં કૃત્યોથી રાજ્યકર્તા તરફ ઇમાનદારી અને નોકરીની હોંશ મજબુત થાયછે. અને મને ખાતરી છે કે, તેવાં કૃત્યો ઉપર તેમની પ્રજાની પણ પ્રસનતા થાયછે; (ખુશીની તાળીઓ) વળી તેઓ પોતાના જે એક ભાઇ તરફ તેની હયાતીમાં સખાવતપણાથી વર્તેલા, તથા જેને માટે કે આપણે ઘણી સારી આશા રાખતા હતા, તે ભાઇને યાદ લાવીને તેમણે પોતાના દીલની લાગણી જણાવેલીછે. પણ તે ભાઇ અગરજો હવે હયાત નથી, તોપણ હું ઉમેદ રાખુંછું કે ઠાકોર સાહેબ, પોતાના દુઃખમાં હવે જે કુટુંબીઓ તેમની પાછળ રહેલાછે; તેમના તરફના સ્નેહ, મમતાથી પોતના મનને દીલાસો આપશે; અને આ તકે તેમની યાદગીરી લાવીને જે તેમણે પોતાનો વિચાર કહી જણાવેલોછે; તેથી મને ખાત્રી છે કે તેમના અંતઃકરણને ઘણું માન મળેછે. માહારા હોદાની મુદત હવે પુરી થવાનો વખત જલદી આવશે, અને મહારા દોસ્ત તથા તમો સર્વને ખાત્રી રાખવી કે, આ પ્રાંતમાં સુધારાની જેટલી વૃદ્ધી થયેલીછે, તેની તથા તે સુધારાની વૃદ્ધી કરવામાં ત્યાંહાંના ઘણાએક રાજ્યકર્તાઓ જે માન ભરેલો ભાગ લેછે તેની, અને વીશેષેકરીને તેઓને માહારા દોસ્તે જે દાખલો કરી બતાવેલોછે તેહેની સર્વ હકીકતથી, માહારી જગ્યોએ આવનાર સાહેબને, તેમજ જે વાઇસરોય સાહેબની કારકીર્દી હવે થોડાજ વખતમાં શરૂ થવાની છે; તેઓને હું વાકેફ કરીશ. (ખુશીની તાળીઓ) અગરજો હરેક ગવરનર સાહેબના હોદ્દાની મુદત મુકાબલે ટુંકી છે; અને અગરજોકે જે વખતે તે પોતાના હોદ્દાનું કામ બજાવવાને ઘણા લાયક થાયછે, તે વખતે તેને તે હોદ્દો ખસુસ છોડીને જવું પડેછે; તોપણ જે સરકાર (ગવરનમેન્ટ) છે તે બંધ પડતી નથી. મારા પોતાના હોદ્દાની મુદતના દરમ્યાન માહારા કેટલાએક જોડીઆ (કૌન્સીલર) સાહેબો ગએલાછે, ને તેમની જગ્યોએ બીજા સાહેબો આવ્યાછે; અને માહારા વારા પ્રમાણે તેઓને હું માહારી જગ્યોએ થનારા સાહેબોની સાથે રાખતો જાઉંછું; અને એ પ્રમાણે થવાથી એહેવું બનેછે કે, જે વાકેફગારી અમોએ સર્વેએ મેળવી હોય તે એકઠી થઇ ને આગળ જારી રહેછે. અને જે વાકેફગારી મેં પોતે મેળવી છે, તેથી ખરેખર આ દેશમાં કે બીજા કોઈ દેશમાં કાંઇ નુકશાન જવાનું નથી. (ખુશીની તાળીઓ) ખરેખર જે દોસ્તી આંહી મેં કરી છે તે, તથા આ દેશના લોકોને માટે જેવું માન માહારા દીલમાં આવેલુંછે જે કે પ્રતિદિવસ વધતું જાયછે તે તથા તેઓના કલ્યાણને માટે મારી આતુરતા ભરેલી આશાઓ, અને હું ગમે તે જગ્યોયે હોઊં તોપણ ત્યાંહાં મારાથી તેમની જેટલી સેવા બજાવી શકાય, તે બજાવવાની માહારી ચાહના હું જ્યારે તેઓને છેલ્લી સલામ કરીને જઇશ ત્યારે પણ તે સર્વે કાંઇ બંધ પડનાર નથી."

એજ તારીખ ૧૫ નવેમ્બરની રાત્રીએ ખાણાથી પરવાર્યા બાદ, નામદાર ગવરનર સાહેબ, ભાવનગરના બંદર ઉપર સરકારી આગબોટ નામે (મેક્રીયર)માં સ્વાર થઇને, સંસ્થાન ખંભાત તરફ વિદાય થયા; તે વખત બંદર સુધી તેઓ નામદાર સાહેબની છેલ્લી મુલાકતને માટે નેક નામદાર મહારાજા સાહેબ, મુખ્ય દીવાન સાહેબ, તથા બીજા મુખ્ય અમલદારો સહીત પધારેલા હતા, એને નામદાર ગવરનર સાહેબ તે છેલ્લી મુલાકાતના વખતે પોતાનો ઘણો સંતોષ બતાવીને વિદાય થયા હતા.

તારીખ ૭મી નવેમ્બર સને ૧૮૮૫ ને રોજ નામદાર મહારાજાએ શામળદાસ કોલેજ ખુલ્લી મેલવાની ક્રિયા કરી; તે વખતે રાજ્યમાન રાજેશ્રી આજમ લલુભાઈ શામળદાસે, તથા મેહેરબાન જમસેદજી નવરોજજી ઉનવાહળાએ, ઉત્તમ ભાષણ કરી, કેળવણીના ફાયદા, અને તેને મહારાજા તરફનું ઉત્તેજન વિગેરે બાબત કહી મહારાજાનું સ્તુતી ગાન કર્યું હતું; ને પછી મહારાજાએ તે મકાન ખુલ્લું મેલ્યું. જ્યાંથી મહારાજા પોતાના ભાઇના નામથી જુવાનસીંહજી ડીસ્પેન્સરી ખુલ્લી મેલવાની ક્રિયા કરવા ગયા; અંહી પણ દાકતર સાહેબ બરજોરજીએ ઉત્તમ ભાષણ કરીને, મહારાજાના ગુણ ગાયા હતા, અને તે ખુલ્લું મેલી ક્રિયા સમાપ્ત કરી. તેજ વર્ષમાં મહારાજાએ જુવાનસીંહજી પાઠશાળા ઉઘાડી, અને ત્યાં ભણતા વિદ્યાર્થીને અભ્યાસ પ્રમાણે સ્કોલરશીપો આપવા બંદોબસ્ત કર્યો; જેથી આર્ય વિદ્યાને ઉત્તેજન આપ્યું એમ બોલાયું.

તારીખ ૨૨સી એપ્રિલ સને ૧૮૮૫ને રોજ મહારાજાના મધ્યમ પુત્ર ભગવતસીંહજીનો સ્વર્ગવાસ થયો; જેથી ચોપાસ ખેદ પ્રવર્ત્યો. આ વખતે મહારાજાનો ખેદ અપાર હતો, પણ તે કુમારશ્રીના માતુશ્રી વગેરે અન્ય રાણીઓએ પોતાનો શોક સમાવી, મહારાજાને ખેદ ન કરવા વિનંતી કરી; તેમજ અમલદાર વર્ગે પણ મહારાજાનો ખેદ દૂર કરવા યત્ન કર્યો. આ બે જખમથી મહારાજાનું મન વૈરાગ્ય તરફ વળ્યું. પોતે જ્ઞાની તો હતા, તેમાં આવા બનાવથી પોતે આ અસાર સંસારમાં શું કર્તવ્ય છે તે વિચારવા લાગ્યા. હમેશાં ગીતા આદી ગ્રંથોની કથા સાંભળવા લાગ્યા, અને પહેલાં ચિત્તશુદ્ધિ માટે કર્મ માર્ગ તરફ મન લગાડયું; અને યજ્ઞયાગાદી કરવા માંડયા, મહારાજાએ તે પછી એટલા યજ્ઞ કર્યા છે કે તે લખતાં અને લંબાણ થાય, અને તે વાત સૌ કોઇ જાણેછે માટે લખેલ નથી.

તારીખ ૨૨મી એપ્રિલ સને ૧૮૮૫ને રોજ કુમારશ્રી ભગવતસિંહજીનું મૃત્યુ થયું, આ બાળકુંવર હમેશાં મહારાજા પાસે રહેતા, જે વખતે તેમની ભણ-

વાની અવસ્થા માત્ર થઇ હતી; એટલામાં દૈવયોગે આ વખત આવ્યો. "दैवि विचित्रा गति." મહારાજાના આ વખતના ખેદનું વર્ણન કરવું અશક્ય છે. જે બાળકને માટે પોતાને પ્રેમ હતો, તે તો પોતાથી જુદો થયો. આથી મહારાજા અત્યંત ખેદ પામ્યા; પણ પોતે જ્ઞાની હોઈ શોક કરવો તજી દઇ, તેનું સ્મરણ રહે તેવું કાર્ય કરવા ઉત્સુક થયા; અને તે માટે તેમની અવસ્થા ભણવાની શરૂઆતની હોવાથી, આંહીંની તાલુકા સ્કૂલ માટે એક ઉત્તમ પથ્થર તથા લોઢાનુંજ બાંધેલું મકાન તૈયાર કરાવ્યું, તેનું નામ ભગવતસિંહજી વર્નાક્યુલર સ્કૂલ રાખ્યું.

આ ભગવતસિંહજી સ્કૂલના મકાનના વાસ્તુનું મુહૂર્ત તા. ૨૧-૧૦-૮૯ ને રોજ, એક મોટા મેલાવડામાં પાટવી કુમારશ્રી ભાવસિંહજી (હાલના દીર્ઘાયુ મહારાજા), ના હાથથી થયું હતું. આ કાર્ય કરવા મહારાજાએ તેમને આજ્ઞા કરેલી હતી; પોતાના સ્વર્ગવાસી અનુજની યાદગીરી રહે તેમાં પોતે રાજી હતા, પણ તેની નાની વયમાં સ્વર્ગવાસથી આવું કામ કરવું પડ્યું જેથી તે વખતે કુમારશ્રીએ ગદગદીત કંઠે તે કામ કર્યું હતું. પહેલાં એક મોટો મેળાવડો થયો હતો, જેમાં કુમારશ્રી ભાવસિંહજી, દીવાન સાહેબ, જુનાગઢવાળા પ્રખ્યાત નૃસિંહપ્રસાદ હરીપ્રસાદ, રા. રા. મણીલાલ ગોવીંદરામ, રા. રા. બાપાલાલ માણેકલાલ વિગેરે તથા રાજ્યના અમલદારો, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો કેળવણી ખાતાના ઉપરી, મેહેતાજીઓ, તથા આસિસ્ટંટો હાજર હતા. તે વખતે તાલુકા સ્કૂલના મેહેતાજી જાદવજી માવજી ગાંધીએ નીચેના મુદ્દાપર ભાષણ કર્યું હતું:—

૧. નિશાળની સ્થાપનાથી સને ૧૮૮૫ સુધીનો ઇતિહાસ.

૨. નિશાળને વારંવાર ભેટ લઈ ઉત્તેજન આપનાર સાહેબ મેહેરબાનોથી થએલા ફાયદા.

૩. નામદાર મહારાજા સાહેબની કેળવણી તરફની પ્રીતિ, ઉત્તેજન વિગેરેનું પૂર્ણ વિવેચન તથા ઉપકાર.

૪. પોતાના પુત્રની યાદગીરી માટે કરેલ યોગ્ય ગોઠવણને માટે મહારાજાની પ્રશંસા, તથા પોતાના અનુજના સ્મરણમાં થએલ મકાન ખુલ્લું મૂકવા માટે કુમારશ્રીની અંતઃકરણપૂર્વકની લાગણી માટે ઉપકાર.

આ પછી દીર્ઘાયુ કુમારશ્રીએ તે મકાનમાં ભણનાર વિદ્યાર્થીની બુદ્ધિ, તથા આવર્દાની વૃદ્ધિ માટે પ્રભુપ્રાર્થના સહિત, ગદગદ કંઠે તે મકાન ખુલ્લું મેલ્યું, કારણકે તેમને તેમના અનુજનું તે વખતે સ્મરણ થાય એ સહજ હતું.

આ પછી ભાવનગર સંસ્થાનની કેળવણી ખાતાના ઉપરી મેહરબાન પ્રાણ-નારાયણ મયાશંકરે, કેળવાએલી નિશાળોને ટંકશાળનું રૂપક આપી કરેલ ઉત્તમ વિવેચન તથા લાભ, વિગેરેનું સ્ફુટ વર્ણન કર્યું. તે સાંભળી સૌ રાજી થયા હતા. જેના ઉતરમાં કુમારશ્રી વતી દિવાન સાહેબે ઉપકાર પૂર્વક જવાબ આપી સૌનાં મન આનંદીત કર્યાં હતાં.

ત્યારપછી નેકનામદાર મહારાજાશ્રી સર તખ્તસીંહજી જી. સી. એસ. આઇ. એમનો સને ૧૮૮૬ની જાનેવારીની ર૬મીએ જન્મ દિવસ હોવાથી તે બાબતનો તે સવારે મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. તે વખતે મહારાજા સાહેબના પાટવી કુમારશ્રી ભાવસીંહજી, તથા મુખ્ય દીવાન આજમ મેહેરબાન વીઠલદાસ, તથા આસીસ્ટંટ દીવાન આજમ મેહેરબાન વિજ્યશંકર ગવરીશંકર વગેરે મુખ્ય અમલદારો, તેમજ દરબારના ભાયાતો તથા કેટલાએક મૂળ-ગરાસીયાઓ, અને આ શેહેરના મુખ્ય વ્યાપારીઓ, ઇત્યાદિ આવેલા હતા. તે વખતે નામદાર મહારાજા સાહેબને જી. સી. એસ. આઇ.નો ઘણા ઊંચા દરજાનો માનવંતો ઈલકાબ મળ્યો, તે બાબે વ્યાપારીઓએ આ પ્રસંગની ઘણા આનંદની સાથે મુબારકી જાહેર કરી હતી, ત્યારપછી બીજા સર્વેએ નામદાર મહારાજા સાહેબની હજુરમાં, તેમના જન્મ દિવસની ખુશી બતાવીને તે બાબતનો દસ્તુર પ્રમાણે નજરાનો કર્યો. ત્યારબાદ મેહેરબાન મુખ્ય દિવાન સાહેબે નિચે મુજબ ભાષણ કર્યું:—

"સદ્ ગૃહસ્થો,

"નેક નામદાર મલ્લીકા માજ્જમા કૈસરેહિંદ સાહેબના તરફથી આપણા નામદાર મહારાજાશ્રીને હાલમાં ઘણા ઉંચ્ચા દરજ્જાનો ઇલકાબ જી.સી.એસ.આઇ.નો મળ્યો તેથી મહારાજાશ્રીના નોકરોને, તેમજ તેમની પ્રજાને, ઘણી ખુશી થાય એ સ્વાભાવિક છે; અને તે બાબતમાં મહારાજાશ્રી પોતે મહારાણી સાહેબના ઘણાજ આભારી થયા છે; તેમજ આપણે સર્વે એ મહારાણી સાહેબનો થોડો ઉપકાર માનવાનો નથી; શાથીકે પોતાની પ્રજાના કલ્યાણને અર્થે આપણા મહારાજાશ્રીએ, જેજે લોકોપયોગી કામો કર્યાં છે, તેથી આપણે કાંઈ અજાણ્યા નથી, પણ જ્યારે આવી સુધરેલી અને સખાવતવાળી રાજ્યકારકીર્દીની ખુજ તે નામદાર મહારાણી સાહેબના તરફથી થઈ છે, તેથી આપણને વધારે સંતોષ પામવાનું કારણ છે, અને મહારાજાશ્રીની ઉપર પ્રમાણે રાજ્ય ચલાવવાની રીતભાતની બીના, મુંબઈ સરકારે અને હિંદુસ્થાનની સરકારે, નામદાર મહારાણી સરકારના ધ્યાન ઉપર નાંખી, તેથી તેમનો પણ ઉપકાર માનવાનો છે. આવા

ઉંચ્ચા દરજ્જાનો ઇલકાબ મળવાથી, મહારાજાશ્રીને કુદરતી રીતે ખુશી થાય; એમાં કાંઈ નવાઇ જેવું નથી. હવે તેવી ખુશીને પ્રસંગે આજ પોતાનો જન્મ દિવસ છે, તેનો લાભ લઇને પોતાના ગરીબ સ્થિતિના નોકરોનું ભલું કરવાની તેમની ઇચ્છા થવાથી, પોતે તેવા ગરીબ નોકરોના પગારમાં વધારો કરવા બાબત જે ઠરાવ કર્યોછે, તે હમણાજ વાંચી બતાવવામાં આવશે, અને તે કેવો સ્તુતિપાત્ર અને સખાવત દીલનો છે, તે સર્વે કોઇ સહેલાઇથી સમજી શકશે; એટલે એ વિશે કાંઈ વધારે કહેવા પણું રહેતું નથી. આ ઠરાવ થયાથી દરબારશ્રીને ચલુને માટે મોટી રકમનો ખર્ચમાં વધારો થશે ખરો, પણ તે રકમ ગરીબ લોકોમાં વહેંચાશે તેથી પોતે ખરેખરો સંતોષ માનેછે, કેમકે એક તરફ જોતાં તે પુન્યનું કામ છે, અને વળી તેની સાથે તેવા નોકરોને પોતાની નોકરી બજાવવામાં વધારે કાળજી રહેશે, પોતાના ગરીબ નોકરોનું એકલાનું ભલું કરીને, આપણા મહારાજાશ્રી બેસી રહેતા નથી, પરંતુ આ તકનો લાભ લેઇને પોતાની વ્યાપારી વર્ગની પ્રજાને પણ એક નવો હક આપવો જે તેમણે ઉંચ્ચો વિચાર કર્યોછે; કે જેથી ભાવનગરના તમામ મહાલોના મૂખ્ય કસ્બાની, વ્યાપાર કરનારી કોમના, ઘરો વિગેરે ઇમારતી મકાનો, તેમની માલીકીના ઠરાવ્યાનો હુકમ પણ આજેજ આપેછે, આજ દિવસ સુધી તેવા મકાનો જેનો કે દરબારથી લેખ કરી આપેલો નહીં હોય, તેવા ઘર નીચેની જમીન દરબારી ગણવામાં આવતી હતી, અને તેના વેચાણ બાબતના રૂપૈયા દરબારશ્રી લેતા હતા; તે હવેથી વગર કિંમતે તેમની માલીકીનાં મકાનો થયાંછે."

"સિવાય ભાવનગરના બીજા તમામ મહાલોમાં ડીસ્પેન્સરી છે, મગર એક લીલીઆ મહાલમાં તે નહીં હતી, ત્યાં પણ આજથી નવી ડીસ્પેન્સરી ઉઘાડવાનો ઠરાવ કર્યોછે કે જેથી તે મહાલની વસ્તીને પણ હવે મફ્ત દવા સહેલાઇથી મળશે, વળી પોતાના જન્મ દિવસે અમુક ગરીબ નિરાશ્રીત વિધવાઓને જીવાઈ બાંધી આપવાનો જે રીવાજ ગઇ સાલથી પોતે રાખ્યોછે, તે મુજબ આ સાલ પણ પાંચ તેવી વિધવાને ગુજરાન ચલાવવા સારૂ, તેમને આજીવીકા કરી આપેલીછે; એટલુંજ નહી, પરંતુ ગઇ સાલની માફક, આજ સાંજે શેહેરના તમામ છોકરા તથા છોકરીઓને "પબલીક ગાર્ડન"માં મીઠાઈ વિગેરે વેહેંચવામાં આવશે, તેથી પણ એ છોકરાઓ ઘણા ખુશી થવાના. લોકોના સુખને માટે તો ઉપર બતાવ્યા પ્રમાણે ધારણા કરીછે; તેની સાથે આ ભાવનગર શેહેરમાં વ્યાપારીની વૃદ્ધી થવાથી બળદો, ઘોડાં પોઠીઆ, વિગેરે ભારવાહક જાનવરો જે કે તદન અશકત યાને કામ કરવાને લાયક રહ્યાં નહીં હોય, તેવાં જાનવરોને તે સારી સ્થિતિમાં થાય, ત્યાંસુધી વાપરવાં નહીં જોઈએ; તેટલા સારૂ એ બાબતમાં એક

જાહેરનામું પ્રસિદ્ધ કરવા ધાર્યુંછે, કે જેથી તેવા છેક અશકત અને મુંગાં જાનવરોને કોઇ ઘાતકી રીતે વાપરી શકે નહીં, અને તેમને સુખ મળે, કેટલાએક કેદીઓ જેકે તેમને જમાન નહી મળી શકવાથી કેદ ભોગવેછે ને કેટલાએક દંડ બદલ સજા ભોગવેછે, તેમજ કેટલાએકોની સજા થોડા દિવસમાં, અથવા મહિનામાં પુરી થાય તેમ છે, ને વળી તેઓ કેટલીએક મુદ્દત કેદ પણ ભોગવી ચુકયાછે તેવા ૨૪ કેદીઓને છોડવાનો આજ વિચાર રાખ્યોછે; તથા ચાર કેદી લાંબી સજાવાળા તેમને ઓછી સજા કરવી ધારી છે; એકંદર અઠાવીશ કેદીઓને સજા ઓછી થાશે, કારણ મહારાજાશ્રીની ઊંમરનાં ૨૮ વર્ષ પુરાં થયાં છે, તેથી ૨૮ સંખ્યાનો આંક કેદીઓના છુટકારા વાસ્તે રાખ્યોછે, પોતાની પ્રજા તથા નોકરો વિગેરેને જેમ સુખ આપવું ધાર્યુંછે, તેજ પ્રમાણે પોતાના ભાયાતોના ઉપર પણ મેહેરબાની કરી તેઓની પાસેથી સુધારા વરાડની રકમ લેવાનો જે પ્રથમ ઠરાવો કર્યોછે; તેમાંથી કાંઇ રકમ ઓછી કરવાની ધરાણા કરીછે, જેથી તે ભાયાતોને વંશ પરંપરાનો ફાયદો કરી આપ્યોછે, એક વખત ઠરાવ થઇ ગએલ હોય તેમાંથી આવી બાબતમાં ઓછી રકમ કરવી, ને ભાયાતોને કાયમનો ફાયદો કરી આપનારા રાજાઓ આપણે વધારે જોતા નથી; એ વાત સહુ કોઇ કબુલ કરે તેવી છે, છેવટ એટલું કહેવા માગુંછું કે ઘણાઓ પોતાના જન્મ દિવસે ફકત ગમત રમત કરીન તેમાંજ માત્ર ખુશી માનેછે, મગર આપણા મહારાજાશ્રી તો તે દિવસે પોતાની પ્રજાનું ભલું કેમ કરવું તેમના સુખમાં વધારો શીરીતે થાય, તેવા સખાવત દીલના અને પરોપકારી વિચારો કરી, તે પ્રમાણે અમલ પણ કરેછે; તેથી આપણે સર્વેએ મગરૂર થવાનું કારણછે, માટે પરમેશ્વર પાસે માગવું જોઇએ કે, આવા માયાળુ અને સખી દીલના મહારાજા સાહેબને તે લાંબી જીંદગી બક્ષે, તથા તેઓ હમેશાં તેવાં લોકોપયોગી કામો કરી પોતાની પ્રજાને સુખમાં રાખે."

એ પ્રમાણે ભષણ કરી રહ્યા બાદ સર્વેએ આનંદની તાળીઓ પાડી, અને તમામ વ્યાપારી તથા મૂળગરાસીઆઓ વિગેરેએ નામદાર મહારાજા સાહેબની આટલી બધી ઉદારતા અને રહેમ નજરને માટે ઘણોજ આભાર માની, અંતઃકરણપૂર્વક સર્વએ પોતાની ખુશાલી જાહેર કરી હતી, અને નામદાર મહારાજા સાહેબની તરફથી સર્વને સાકર તથા પાનસોપારી આપ્યા બાદ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો હતો.

નામદાર મલીકા માજ્જમા કૈસરેહીંદ સાહેબના તરફથી, નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીને સ્ટાર ઑફ ઇંડીયાના, સર્વોત્કૃષ્ટ પદ્વિના નાઇટ ગ્રાંડ કમાન્ડરનો માનવંતો ખીતાબ ઇનાયત કર્યો, તેનો ચાંદ વિગેરે આપવાની શુભ

ક્રિયા, મુંબઇના નેક નામદાર ગવરનર લોર્ડ રે સાહેબ બહાદુરના હાથથી રાજકોટ મુકામે થવાની હોવાથી, તેના ખબર કાઠિયાવાડ પ્રાંતના આકટીંગ પોલિટિકલ એજંટ મેહેરબાન કર્નલ સી. વુડહાઉસ સાહેબના તરફથી લખાઇ આવતાં; નામદાર મહારાજા સાહેબ, મુખ્ય દિવાન આજમ વીઠલદાસ શામળદાસ, વિગેરે અમલદારો સહીત તારીખ ૧ ડીસેમ્બરના રોજ ભાવનગરથી રેલવેની સ્પેશીયલ ટ્રેનમાં વિદાય થયા, તે જેતપુરને સ્ટેશને ઉતરીને તે રાત્રી ગોંડલ મુકામ કર્યા બાદ, તારીખ ૨ ડીસેમ્બરની સવારે નામદાર મહારાજ સાહેબ રાજકોટ ખુશીની સાથે પહોંચ્યા; તે વખતે રાજકોટથી સુમારે ૧ માઇલ સુધી ઇસ્તેકબાલી સારૂ મેહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસ સાહેબ, તથા હાલાર પ્રાંતના આસીસ્ટેન્ટ પોલિટિકલ એજન્ટ મેહેરબાન ફીટજીરૉલ્ડ સાહેબ ઘોડેસ્વાર વગેરે સહીત પધાર્યા હતા. એ જગ્યોએ મોસુફ અમલદાર સાહેબોની મુલાકત લઇ, તેઓ સાહેબો સહીત સ્વારી સાથે રાજકોટ શેહેરના તથા સ્ટેશનના કેટલાક ભાગમાં થઇને, રાજકુમાર કોલેજ નજીક જ્યાં આગળથી મુકામ કરવાના તંબુઓ ઉભા કરેલા, તે મુકામની અંદર દાખલ થયા, ત્યારે નામદાર બ્રીટીશ સરકાર તરફથી ગાર્ડ ઑફ ઓનરનું અને પંદર તોપનું માન આપવામાં આવ્યું હતું.

નામદાર ગવરનર લોર્ડ રેને મળવા રાજકોટમાં ઘણા રાજા તથા પ્રખ્યાત પુરૂષો આતુરતાથી વાટ જોતા હતા, પણ રસ્તામાં લોકોપયોગી કામમાં ભાગ લીધા વિના તેમનાથી આગળ જવાય તેમ નહોતું. આ નામદાર ગવરનર તથા તેમના પત્નિ લેડી રે પ્રજાના માતા પીતા સમાન હતાં, તેનું કારણ તેમની રીતી તથા વાત્સલ્ય હતું, તેથી તેને વધાવવા ઠાર ઠાર તૈયારી હતીજ; પહેલ વેહેલાં વઢવાણ મુકામ થયું, આંહી કર્નલ વુડહાઉસે તેમને વધાવ્યાં અને ત્યાંથી નામદાર ગવરનર ગરાસીયા સ્કૂલ જોવા પધાર્યા, જ્યાંના વિદ્યાર્થીઓએ તથા પ્રીન્સીપાલ સાહેબે તેમને મોટા માનપત્રથી વધાવ્યા અને તેમનો ઉપકાર માન્યો. તેના ઉત્તરમાં નામદાર ગવરનરે ખુશાલી સહીત તેમને બોધ વચનો કહ્યાં હતાં. ત્યાંથી પોતે મોરબી સ્ટેટ રેલવેમાં બેસી રાજકોટ તરફ સીધાવ્યા. આ વખતે મોરબીના ઠાકોર સાહેબ તથા રેલવેના મેનેજર વ્હાઇટ સાહેબ તેમની સાથે હતા. વાંકાનેર આગળ તેમને ઉતરવું પડયું, કારણકે વાંકાનેરમાં એક દવાખાનું ઉઘાડવાનું હતું. આ દવાખાનું મોરબીના ઠાકોર સાહેબનાં બેન તથા વાંકાનેરનાં પટરાણી મોતીબાની ઉદારતાથી તૈયાર થયું હતું, જે નામદાર ગવરનરે ખુલ્લું મેલ્યું હતું. આ કાર્ય કરીને પછી પોતે રાજકોટ પધાર્યા. રાજકોટને રસ્તે આવતાં, લાલપુરાના પુલ આગળ, રાજકુમારો તેમની ભેગા થયા, જેઓ સુંદર પોશાક પેહેરી, ઘોડેસ્વાર થઇ સામા આવ્યા હતા.

આ સુંદર મંડળ ત્યાંથી એક શમીયાનામાં ગયું, જે નામદાર ગવરનરને વધાવા માટે ઉભો કર્યો હતો. આંહી એજન્સીના અમલદારો તથા રાજાઓ નામદાર ગવરનરની સામા આવ્યા હતા; તેઓનો આનંદદાયક ભેટો થયો; સૌની ઓળખાણ પાડ્યા પછી લીંબડીના ઠાકોર સાહેબે, સૌની વતી એક ભાષણ કરી નામદાર ગવરનર તથા તેમના પત્નિનો આભાર માન્યો હતો તેનો સાર નીચે પ્રમાણે :—

**નામદાર ગવરનર સાહેબ,**

"અમે કાઠિયાવાડના રાજાઓ, તથા કુમારો, જીગરના આનંદની લાગણીથી આપ લોર્ડ રે તથા લેડી રેને, આ સૌરાષ્ટ્ર ભુમીપર પધારવા માટે, અંતઃકરણ પુર્વક માનથી વધાવીએ છીએ. અમારામાંના ઘણાને આપ ઓળખતા નહીં હશો, છતાં જે અમુલ્ય વખત રોકી, તસ્દી લઇ, આપે આંહી પધારી અમને માન આપેલછે, તેનું શુભ પરીણામ એ આવશે કે, અમે તમારી તરફ સદા મિત્રતા ધરાવશું. પણ હમણાં અમે તમને જે સ્વાગત આપીએ છીએ તે ખરા કસાએલા ભલું ઇચ્છનાર તથા મિત્ર તરીકેના માનમાં આપીએ છીએ. કારણકે જાહેર તથા આંગીકકામ અને શબ્દો, જેથી આપ નામદારની કારકીર્દી હિંદુસ્તાનમાં વખાણાઇ છે, તેથી અમને ખાત્રી થઈ છે કે, આપના રાજ્યકારભારનું ધોરણ ન્યાઇ અને ઉદાર રાજનીતી પર છે. જરૂર હોય ત્યાં યોગ્ય ઉપાય લગાડવાની આપની ખંતથી, તમારી તરફનું અમારૂં માન વૃદ્ધિ પામેછે. હુન્નરની કેળવણીની ખીલવણી માટે જે ઉદાર હાથ આપે વાપરેલ છે, તેથી તથા જે લોકો દેશનું ભલું કરવા માટે ખંતીલા છે, તેમની સલાહ લેવાની આપની નીર્ભય રીતીથી, આપની તરફ લોકો પીતા દ્રષ્ટિથી જુએછે. દરેક ખરી અરજપર આપ શુદ્ધ અને ઉદાર નજર કરીને અમલ કરોછો, તેથી અમારો અંતઃકરણનો આભાર તમારી તરફ વૃદ્ધિ પામેલછે. આવા કારણોથી આપ નામદારને જ્યારે અમે જીગરથી માન આપીએ છીએ ત્યારે નામદાર લેડી રે—આપનાં પત્નિને—સાથે જોઇ અમને બેહદ આનંદ થાયછે. સર્વોપરી સરકારના પ્રતિનીધી પોતાની પત્નિ તરીકે આ દેશમાં આવેલા તેમાં આપ પ્રથમ છો, તેથી તેમજ તે નામદાર બાનુ અમારા દેશની સ્રીયોનું ભલું કરવામાં સદા ઉત્સુક મુરબી તરીકે જે જે ઉપાય યોજેછે, તથા મુખ્યત્વેકરીને સ્રીવૈદને માટે જે લાગણી તેમને છે, જેની જરૂયાત તથા ઉદારતા માટે તેના અમે અભીવંદનપૂર્વક અત્યંત આભારી છીએ, જેથી તેઓ નામદાર અમને ઘણાજ માનનીય છે."

"વળી આપનું આ આવાગમન અમને ઘણોજ હર્ષ ઉપજાવે છે, તેનું કારણ એ કે, અમારા કાઠિયાવાડમાં રાજકર્તા ભાઇઓમાંના એક ભાવનગરના માહારાજા

તખ્તસિંહજી, કે. સી. એસ. આઇ. ને ગ્રાંડકમાન્ડરઑફ ધી સ્ટારઑફ ઈન્ડીઆનો ચાંદ આપવા આપ પધાર્યાછો. જે માટે અમે મગરૂર થઇએ છીએ. આ દેશમાં આ પદ્વી પેહેલી અપાયછે ને વળી અમારા ભાઈ સર તખ્તસિંહજી જે ઉત્તમ ઉદાર કામો તથા સારી રાજનીતીથી પ્રખ્યાત છે, તેને સરકારે ચુંટી કાઢયાછે; જે આ પદ્વી માટે ખરેખર લાયક છે. વળી અમો વધારે ખુશી એટલા માટે થયા છીએ કે, સત્તા તથા અમલમાં તેમજ ચાંદ તથા પદ્વીમાં, હિંદુસ્તાનના ઉચ્ચ રાજ્ય કુટુંબો સાથે, કાઠિયાવાડના રાજકર્તાને સરકાર ગણે છે; છેવટે વિનંતી કે આપ નામદારની આ વારની તથા પરિજનો સહીતની આંહીની પધરામણીથી જેટલો અમને આભાર તેટલોજ આનંદ થાયછે" વગેરે.

આના ઉત્તરમાં નામદાર ગવરનરે કહ્યું કે—

"તમે જે અંતઃકરણના માનથી અમારૂં તથા લેડી રેનું આવાગમન વધાવ્યું તે માટે તમારો આભારી છું. તમારી તથા મુંબઇ સરકારની વચ્ચેનો સંબંધ હમેશાં મિત્રાઈ ભર્યોછે. પણ તે સંબંધ તો તે સરકાર તથા તમો દરબાર વચ્ચેનો છે. એથી ન ધરાતાં મારી એમ ઇચ્છા છે કે, તમે કહ્યું તેમ જો તમે મને તમારો વધારે નીકટનો મિત્ર ગણશો તો, તે મને આભાર ભર્યું થવાનું. આમાંના કેટલા સાથે તો મારે તે સંબંધ છે, પણ આ વખતે બીજા સાથે તે સંબંધનાં બીજ રોપવા મારી ઇચ્છા છે, જે કામમાં હું રોકાયો છું તેજ કામમાં તમે પણ મગ્ન છો. તે પદ્વીના હક તેમજ તેની ફરજ તથા જોખમ તમો જાણોછો. નામદાર મહારાણી સરકારની હિંદુસ્તાનની પ્રજા પર અમલ કરવો, તેની આબાદી વધારવી, તેઓ ઉંચી સ્થિતિએ પોહોંચે તેવા ઉપાય વધારવા, તે એક અગત્યનું અને ખરૂં કામ છે. આ કાર્ય પૂર્ણ કરતાં લોક સત્તા વચ્ચે પડવાનું અમારાથી થોડું થાય, એમ અમારી ઈચ્છા છે. મારા કાઠિયાવાડના પત્ર વ્યવહારમાં વારેવારે જે ખબર આવેછે, કે નવું ઇન્સ્ટીટયુશન, નવી નિશાળ, નવું દવાખાનું ખુલું મેલાયું, કે પાયો નંખાયો, તેના જેવું મને બીજું કાંઈ આનંદદાતા થતું નથી. આવાં કામ કાંતો તમો પોતાના રાજ્યમાં કરોછો, કાંતો એકઠા થઈ રાજકોટ જેવા સ્થળમાં સમસ્તને ઉપયોગી થાય તેવું કરોછે, તે ખરેખર આનંદદાયક છે; જેમાંનું એક કામ મેં વઢવાણમાં જોયુંછે. આ શુભ દિવસે મારે તમને કહેવું જોઇએ કે; મારી ઘણી ફરજોમાંની એકે, આ નાના રાજકુમારોની કેળવણી જેવી, અગત્ય અને ચીંતા ભરેલી મને લાગતી નથી, જે કુમારો કે હાલમાં મારી સંભાળ નીચે છે મારી ધારણા તેમને એવી કેળવણી આપવાની છે કે, જ્યારે તેઓ ગાદીપર આવે, ત્યારે તેઓનો અમલ શુભ નીવડે, અને તેઓની પ્રજાની આબાદી સદા વદ્ધિ

પામે; આના ઉમદા સાધન તરીકે તમારી ખંત તથા ઉદાર કૃત્યોથી સ્થપાએલી કોલેજ સમાન બીજું એકે નથી. અને તેના સારા પરીણામનો તાજો દાખલો આ તમારા પુત્રો તથા સગાઓ જે મને લેવા આવેલા તેઓ પ્રત્યક્ષ છે). હવે તમારી જે હું સ્પર્ધા કરવા ધારૂં, તે માત્ર એકજ બાબત છે. (આશ્ચર્ય)? કે જ્યારે તમો તમારી જીંદગી તમારા સંસ્થાનની સુધારણા તથા કાઠિયાવાડના લોકોના કલ્યાણમાં ગાળવા નશીબવાન છો ત્યારે મને તો માત્ર પાંચજ વર્ષની નિમણુક છે" (હસાહસ.)

"આ પાંચમાંથી બે વર્ષ તો પુરાં થયાંછે, અને બાકીનાં ત્રણ ઇશ્વર કૃપાથી આ ઇલાકાની પ્રજાની સ્થિતિ સુધારણામાં તથા તમને સોંપેલ કામમાં એક મત થવામાં જાય, એમ મારી ધારણા છે. જે અમુલ્ય વારસો તમને મળેલોછે, તેમાં સૌથી ઉમદા વારસો તો તમારી પ્રજાની સારી મરજી-પ્રીતિ-નોછે; તમે તેની પુરતી કિંમત આપી શકવાના નથી. તે લોકપ્રીતિ એક છોડ છે, જેને ઉગતાં કાંઇ વખત લાગેછે; તે એવો નાજુક છોડ છે, કે તે હજારો વર્ષ સુધી ખીલેછે; પણ તેને નાબુદ થતાં વાર લાગતી નથી. સારા અમલથી જેનાં વખાણ તમો સેહેલાઇથી મેળવી શકો, તે લોકોની પ્રીતિ તમો તમારા પોતાના ખરાબ દાખલા તથા ખરાબ પરીજનોથી તમારે તથા તમારા પછી આવનાર માટે ખોઈ બેસો પણ ખરા. કાઠિયાવાડના વંશ પ્રમાણે, ઉતરતા રાજાઓ લોકોપ્રીય છે અને લોકોની મરજી છે કે, તેમને માન આપવું - તેમને ચાહાવા. તમારા અમલનાં સંસ્થાન તથા તમારા તાબાના મુલકોમાં આપણી ખાનગી તથા જાહેર વર્તણુંકમાં હીંદી-પ્રજાના મનપર જે આભાર છે, તે વધારવામાં આપણે એક સંગ થવું જોઇએ."

"છેવટે લેડી રે જે કાઠિયાવાડમાં આવવા ઘણાંજ ઉત્સાહવાન છે; તેને જે માનનીય શબ્દોથી તમે માન આપેલછે, તે માટે તેની તરફથી હું તમારો ઉપકાર માનુંછું. તે જાણેછે કે, કાઠિયાવાડ તથા મુંબઈ ઇલાકાની સ્રીયોને વૈદક મદદ આપવાની તેની ઇચ્છાને તમે સારી આશાથી વધાવોછો; એટલુંજ નહીં પણ તેને તમારી મદદની પણ જરૂર છે, તે માટે તમે પુર્ણ રીતે તૈયાર થયેલા છોજ. મારા આ ટુંક પ્રવાસમાં આ મુલકના લોકોની જરૂરીયાતો જાણવાની મારી ઇચ્છા છે; મને ખેદછે કે, હું દરેક સંસ્થાનમાં જઇ શકીશ નહીં; હું કહું છું કે હું ફરી આ મુલકની ભેટ લેવા આવું અને ફરી આવોજ આનંદ થાય."

"આ આનંદ થયા પછી પોતપોતાની ગાડીમાં સવાર થઇ, સર્વ મંડળ રાજકોટ પધાર્યું. રસ્તે હજારો માણસો આ દેખાવ જોવા ઉભા હતા. જેઓ જય-

નાદ તથા પુષ્પથી આ સવારીને વધાવતા હતા. બીજી સવારે નામદાર ગવરનર, "વેસ્ટ મેમોરીયલ હોસ્પીટલ" નો વધારાના ભાગનો પાયો નાખવાની ક્રિયા કરવા પધાર્યા. સાડાઆઠ વાગતે નામદાર ગવરનર તથા લેડી રે પધાર્યાં. આ વખતે કાઠિયાવાડના રાજાઓ તથા સરકારી અમલદારો હાજર હતા. નવાનગર, ભાવનગર, તથા ધાંગધ્રાના મહારાજા, નામદાર ગવરનરને લેવા સામા ગયા. સૌ મંડળે બેઠક લીધા પછી, વેસ્ટ મેમોરીઅલ ફંડ કમિટિ તરફથી, મી. એમ. એ. વાડીયાએ નામદાર ગવરનરની સ્તુતિ કરીને આ ક્રિયા કરવા વિનંતિ કરી જેથી એક સુંદર ભાષણ કરીને તે ક્રિયા કરવામાં આવી; જે પછી દાકતર બારકરે નામદાર ગવરનર તથા લેડી રેનો આ કામ કરવા માટે ઉપકાર માન્યો.

બપોરે રાજકુમાર કોલેજમાં ઈનામ વહેચવાની ક્રિયા કરવા નામદાર લોર્ડ રે પધાર્યા હતા; આ વખતે કાઠિયાવાડના રાજ્યકર્તા ત્યાં પધાર્યા હતા; જેઓમાંના ઘણા આ શાળાના શિષ્ય હોઈ, આનંદથી ભાગ લેતા હતા. આ સિવાય મહેરબાન પોલિટિકાલ તથા બીજા સરકારી અમલદારો પોતાની પત્નિ સહિત ત્યાં આવેલા હતા. અને એક ઉત્તમ આનંદદાયક દેખાવ થયો હતો. પહેલાં રાજાઓ પોતાના બાળકોને વિદ્યાગુરૂને સોંપી, વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી પરીક્ષા લેતા, તેવો દેખાવ થયો હતો. આ કોલેજનું નામ કીટીંજ રાજકુમાર કોલેજ છે; કારણકે તે કીંટીજ સાહેબ જેઓ આંહીના પોલિટિકલ એજન્ટ હતા, તેમની પ્રથમ યોજનાથી તૈયાર થઇ હતી. આ કીટીંજ સાહેબ પોતાના કાઠિયાવાડી મિત્રોની મુલાકાતે આ વખતે આવ્યા હતા; જેઓ આ ક્રિયામાં આનંદપૂર્વક બીરાજ્યા હતા. પહેલાં પ્રીન્સીપાલ મી. મેકનોટન સાહેબે એક સુંદર ભાષણ કરી નામદાર ગવરનરને ઇનામ વહેંચવા વિનંતિ કરી હતી. આ ભાષણમાં આ મહાન પુરૂષે મહારાજા તખ્તસીંહજીની રાજકુમાર કોલેજ તરફની ઉદારતા સંભારી હતી, જેથી સૌ કોઇ જાણીતાછે. આ પછી નામદાર ગવરનરે સુંદર ભાષણ કરી તે ક્રિયા કરી હતી, અને પછી ત્યાંથી બધું મંડળ બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં પધાર્યું હતું. કારણકે, નામદાર લેડી રે ત્યાં ભણતી સ્ત્રી વિદ્યાર્થીઓને ઇનામ વહેંચવાનાં હતાં. ઇનામની ગોઠવણ મહારાજા સાહેબ તખ્તસિંહજી તરફથી હતી. પહેલાં એક ભાષણ કરીને વિનંતિ થતાં, ઈનામ વહેંચાણા પછી, નામદાર ગવરનરે કેળવણી સંબંધી બોધદાયક ભાષણ કરીને, સૌને હર્ષિત કર્યા હતા. જેમાં મહારાજા સાહેબ તખ્તસિંહજીને પણ તેના ઉત્તમ કાર્ય માટે અભિનંદન આપ્યું હતું. આ પછી મહેરબાન કર્નલ વુડહાઉસ સાહેબે, નામદાર ગવરનર તથા તેમનાં પત્નિનો આ કાર્ય કરવા માટે ઉપકાર માન્યો હતો, તેમજ મહારાજા સાહેબનો ઉપકાર માનતાં

કહ્યું કે, "મહારાજા કોઈ ઉદાર કામ માટે એક લાખ રૂપિયા આપે અથવા તો ઇનામ માટે બંદોબસ્ત કરે, યાતો ગમે તે બીજું કાર્ય કરે, તેમાં તેની મુખ્ય લાગણી તો to do good for others "બીજાનું ભલું કરવું" એજ છે, અને તેથીજ તેમની ઉદારતા પ્રખ્ય ત થઇછે વિગેરે", આ પછી તે મંડળ બરખાસ્ત થયું હતું.

તારીખ ૧૦મી ડીસેમ્બર સને ૧૮૮૬ શુક્રવારના રોજ, રાજકોટમાં એકઠા થયેલા રાજાઓ તથા સરદારોની મુલાકાત નામદાર ગવરનર સાહેબે મધ્યાનોત્તર કલાક ૩–૩૦ ના વખતે જાહેર દરબાર ભરી લીધી હતી, સઘળા સીવીલ અને મીલીટરી ખાતાના સરકારી અમલદારોને તે દરબારમાં આવવાનું આમંત્રણ કરેલું હતું. પહેલા અને બીજા વર્ગના રાજાઓ સિવાય સર્વ દેશી દરબારીઓ અને યુરોપિયન અમલદારો તથા મીજમાનો જેમને નીમંત્રણ કરવામાં આવેલ, તેમને મધ્યાનોત્તર બે કલાક અને ચાળીસ મીનીટ સુધીમાં દરબાર ભરવાના તંબુમાં બેસારવામાં આવ્યા હતા. રાજસ્થાનિક કોર્ટના તાબાના સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ, જેમને કે આ પ્રસંગને માટે સરકારના અન્ડર સેક્રેટરી સાહેબના તરફનું કામ ચલાવવાની સપુરત કરવામાં આવેલી હતી, તેમણે તથા કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબના સીનીયર આસિસ્ટેન્ટ સાહેબ, એ બંને સાહેબે એ ત્રીજા, ચારમા, પાંચમા, છઠા, અને સાતમા વર્ગના તાલુકદારો, સરદારો અને દેશી અમીરોને, પોતપોતની બેઠકની જગ્યોએ બેસારેલા હતા, તે પછી

| | | | | |
|---|---|---|---|---|
| મધ્યાનોત્તર કલાક | ૨–૪૫ | ના વખતે | ...... | વઢવાણના ઠાકોર સાહેબ. |
| ,, | ૨–૫૦ | ,, | ...... | રાજકોટના ઠાકોર સાહેબ. |
| ,, | ૨–૫૫ | ,, | ...... | લીંબડીના ઠાકોર સાહેબ. |
| ,, | ૩–૦ | ,, | ...... | મોરબીના ઠાકોર સાહેબ. |

એ દરબારમાં પધાર્યા હતા. તેમને દરબારના તંબુના દરવાજા આગળ, કાઠિયાવાડના મહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ તરફથી હાજર રહેલ એક અમલદાર મળ્યા બાદ, દરબારના તંબુની અંદર મહેરબાન સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે, તેમને લઈ જઇને પોતપોતાની બેઠકની જગ્યો ઉપર બેસાર્યા હતા, અને તેમની સાથેના માણસોને તેમની પાછળ બેસાર્યા હતા. પહેલા ત્રણ રાજાઓમાંથી દરેકના પધારવા વખતે, નવ નવ તોપો મુજબ અને મોરબીના ઠાકોર સાહેબ પધાર્યા તે વખતે અગીઆર તોપોની સલામતી આપવામાં આવી હતી, તથા તે દરેકના પધારવાની વખતે "ગાર્ડ ઑફ ઑનર" નું માન આપેલું હતું. મધ્યાનોત્તર કલાક ૩–૫ ના વખતે ધાંગધ્રાના મહારાજા રાજ સાહેબ,

કે. સી. એસ. આઈ., મધ્યાનોત્તર કલાક ૩–૧૦ના વખતે નવાનગરના મહારાજા સાહેબ, કે. સી. એસ. આઈ. આ દરબારમાં પધાર્યા હતા, અને તે વખતે તે તે પ્રાંતોના આસિસ્ટન્ટ પોલિટિકલ એજંટ સાહેબો ઘોડેસ્વારો સહીત તેમની સાથે હતા; તથા તંબુના દરવાજા પાસે કાઠિયાવાડના મહેરબાન પોલિટિકલ-એજંટ સાહેબ તરફથી નીમાએલા અમલદાર, અને તંબુની અંદરના ભાગમાં મહેરબાન સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ તથા નામદાર ગવરનર સાહેબના એક એડીકેંપ સાહેબ, તેમને સામા લેવા ગયા હતા. તેમને તેની બેઠકે બેસાર્યા અને તેમની સાથેના માણસોને પોતપોતના દરબારોની પાછળ બેસારવામાં આવ્યા હતા.

મધ્યાનોત્તર કલાક ૩–૧૫ ની વખતે ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ, ગોહિલવાડ પ્રાંતના મહેરબાન આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ, તથા ઘોડેસ્વારોની જલેબ સાથે પધાર્યા હતા. તેમની સામા મહેરબાન પોલિટિકલ-એજંટ સાહેબ તરફથી નીમાએલા અમલદાર, તથા મહેરબાન સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ અને નામદાર ગવરનર સાહેબના એડીકેંપ ગયા હતા. અને દરબારના તંબુની જોડે એક બીજો તંબુ ઉભો કરવામાં આવેલો, ત્યાં તેમને લઈ ગયા, અને મહારાજા સાહેબની સાથેના માણસોને દરબારના તંબુમાં તેમની નીમેલી જગ્યો ઉપર મહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ તરફના અમલદારે બેસાર્યા હતા. ઉપરના ત્રણે પહેલા વર્ગના રાજાઓ પધાર્યા તે દર એક વખતે પંદર તોપોની સલામતીનું તથા "ગાર્ડ ઑફ ઑનર"નુ માન આપવામાં આવ્યું. દરબારના તંબુની અંદર નામદાર ગવરનર સાહેબની જમણી બાજુએ, તે તંબુના દરવાજા સુધી, એક લાઈનમાં ગોઠવી રાખેલી બેઠકો ઉપર આ નીચેના અનુક્રમ પ્રમાણે સર્વ બેઠેલા હતા, ને તે મધ્યેની ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબની ખુરસી તેમને માટે બાકી રાખી હતી.

સંસ્થાન નવાનગરના મહારાજા જામ સાહેબ, કે. સી. એસ. આઈ.
,, ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ, કે. સી. એસ. આઈ.
,, ધાંગધ્રાના મહારાજા રાજ સાહેબ, કે. સી. એસ. આઈ.
,, મોરબીના મહારાજા ઠાકોર સાહેબ.

| | |
|---|---|
| લીંબડીના ઠાકોર સાહેબ. | રાજકોટના ઠાકોર સાહેબ. |
| વઢવાણના ઠાકોર સાહેબ. | લખતરના ઠાકોર સાહેબ. |
| સાયલાના ઠાકોર સાહેબ. | વળાના ઠાકોર સાહેબ. |
| જસદણના તાલુકદાર. | માણાવદરના તાલુકદાર. |

મુળીના ઠાકોર. માળીયાના ઠાકોર.
ગીદડના તાલુકદાર. ગવરીદડના તાલુકદાર.
પાલના તાલુકદાર. કોઠારીઆના તાલુકદાર.
વીંછાવડના તાલુકદાર.

નામદાર ગવરનર સાહેબની જમણી બાજુએ, સિંહાસનની પધોરે, મેહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબ, સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ, અને કેટલાએક પોલિટિકલ અમલદારોને, તેમના પોતપોતના દરજ્જા પ્રમાણે બેસારવામાં આવ્યા હતા. નામદાર ગવરનર સાહેબની ડાબી બાજુએ, નામદાર ગવરનર સાહેબના મીજમાનો, અને કોલ્હાપુરના રાજા, જેમને નીમંત્રણ કરવામાં આવ્યું હતું તેઓ, અને નામદાર ગવરનર સાહેબની સાથેના અમલદારો, તથા બીજા સીવીલ અને મીલીટરી ખાતાના અમલદારો, તેમના પોતપોતાના દરજ્જા પ્રમાણે બેઠા હતા.

મધ્યાનોત્તર કલાક ૩–૩૦ ના વખતે નામદાર ગવરનંર સાહેબ પધાર્યા; તે વખતે સતર તોપોની સલામતીનું, તથા બ્રીટીશ પલટનના માણસોએ "ગાર્ડ ઑફ્ ઑનર"નું માન આપ્યું હતું. અને મહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબ તથા પોલિટિકલ સાહેબ અને નામદાર સાહેબના મીલીટરી તથા પ્રાઇવેટ સેક્રેટરી સાહેબો, વગેરે તેમની સાથેના અમલદારો તથા એજન્સીના અમલદારો સહિત નામદાર સાહેબ દરબારના તંબુ તરફ ચાલ્યા, અને તંબુની અંદર દાખલ થતાં બેન્ડ વાગ્યું ને સઘળાઓ પોતપોતાની બેઠક ઉપરથી ઉભા થયા તે નામદાર સાહેબ પોતાની સિંહાસનની બેઠક ઉપર બીરાજ્યા ત્યાંસૂધી ઉભા રહેલા હતા. સ્ટાર ઑફ્ ઇંડીયાના આરડરના જે મેમ્બરો આ દરબારમાં હાજર હતા, તેઓ સર્વે તેમની જગ્યોએથી ઉઠીને બીજી ખાસ બેઠકની તેમને માટે ગોઠવેલી ખુરસીઓ ઉપર બેઠા. ત્યારબાદ મહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબે, નામદાર ગવરનર સાહેબને જાહેર કર્યું કે, ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ રાઓળશ્રી સર તખ્તસિંહજી જસવંતસિંહજી, કે. સી. એસ. આઇ., સ્ટાર ઑફ્ ઈંડીયાનો ઉંચા દરજ્જાનો નાઇટ ગ્રાન્ડ કમાન્ડરનો ચાંદ, તથા એ પદ્વી, તેઓ મહારાજા સાહેબને આપ્યા બાબતનો નામદાર મહારાણી કૈસરેહીંદ સાહેબ તરફનો પત્ર, (ગ્રાન્ટ) લેવા માટે આવેલા તૈયાર છે. મહેરબાન સેક્રેટરી સાહેબને નામદાર ગવરનર સાહેબનો હુકમ મળ્યાથી, તેઓ બીજા તંબુમાં ગયા અને મહારાજા ઠાકોર સાહેબને સિંહાસનની પાસે લઈ આવ્યા.

ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબે, નામદાર ગવરનંર સાહેબને માન-

પૂર્વક સલામ કરી; ત્યારે નામદાર મલીકામાજ્જમા મહારાણી કૈસરેહીંદ સાહેબના તરફનું પત્ર (ગ્રાન્ટ), મહેરબાન સેક્રેટરી સાહેબે વાંચી સંભળાવીને તે તથા એ પદ્વીનો સોનાનો "કોલર," તેમણે નામદાર ગવરનર સાહેબના હાથમાં સોંપ્યો. નામદાર ગવરનર સાહેબે તે વખતે મહારાજા ઠાકોર સાહેબ પ્રત્યે નીચે પ્રમાણે કહ્યુંકે "નામદાર મલીકામાજ્જમા મહારાણી કૈસરેહીંદ સાહેબના તરફથી મહેરબાની કરીને, આપ મહારાજા સાહેબને સ્ટાર ઑફ ઈંડીયાના જે ઉંચા દરજ્જાનો નાઈટ ગ્રાન્ડ કમાન્ડરનો માન મળેલો ખેતાબ આપવામાં આવેલોછે, તે સંબંધીનો મલીકામાજ્જમા સાહેબનો પત્ર (ગ્રાન્ટ), તથા ચાંદ, આપને હું આ જાહેર દરબારમાં આપુંછું." એ પ્રમાણે બોલ્યા બાદ નામદાર સાહેબે, મહારાજા ઠાકોર સાહેબની કોટમાં કોલર નાંખ્યો, અને તેના મધ્ય ભાગમાં મેહેરબાન સેક્રેટરી સાહેબે, મહારાણી સાહેબના તાજનું ચગદું લગાડી દીધું; બાદ જુનીઅર નાઈટ કમાન્ડર, જે (ધ્રાંગધરાના મહારાજા રાજ સાહેબ) હાજર હતા તેમને મેહેરબાન સેક્રેટરી સાહેબે તે દરજાનો ચાંદ આપ્યો, તે તેમણે તેની યોગ્ય જગ્યોએ લગાડયો ને પછી તેઓ તેમની બેઠક ઉપર ગયા. એ ક્રિયા થઈ રહ્યાનંતર ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ, જી. સી. એસ. આઈ., એઓએ નામદાર ગવરનર સાહેબને માન ભરેલી સલામ કરી અને દરબારમાં જ્યાં તેમની બેઠકની જગ્યો હતી ત્યાં સેક્રેટરી સાહેબ તેમને લઈ ગયા, અને તે દરજ્જાના મેમ્બરો પછી સલામ કરીને દરબારમાં પોતપોતાની જગ્યો ઉપર જઇ બેઠા. જે રાજાઓ સ્ટાર ઑફ ઈંડીયાની પદ્વીના મેમ્બરો હતા તેઓ તથા મેજર જનરલ આર. એચ. કીટીંજ સાહેબ, પોતપોતાની બેઠકે જઈને બેઠા. બાદ મેહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબે, તથા સર્વે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે, દરબારોને એક પછી એક તેમના દરજ્જા પ્રમાણે નામદાર ગવરનર સાહેબ પાસે લઈ જઈને મેળવ્યા હતા; તે એવી રીતે કે પહેલા તથા બીજા વર્ગના રાજાઓને મેહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબે, તેમની બેઠક ઉપરથી લઈ જઇને નામદાર ગવરનર સાહેબને મેળવ્યા હતા; અને એજ અમલદાર તેમને પાછા પોતપોતાની જગ્યો ઉપર બેસારી આવ્યા હતા. ત્રીજા, ચારમા અને પાંચમા વર્ગના તાલુકદારોને, મહેરબાન સરવે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ નામદાર ગવરનર સાહેબ પાસે તેમની જગ્યો ઉપરથી મેળવવા લઇ ગયા હતા, અને પાછા તેમની જગ્યો ઉપર બેસારી આવ્યા હતા. દરેક રાજા તથા તાલુકદારે નામદાર ગવરનર સાહેબને મળતી વખતે એક કપડા ઉપર ખુલ્લો દેખાય તે રીતે નજરાણો કરેલો; અને તે નામદાર સાહેબે સ્પર્શ કરી પાછો આપ્યો હતો. કારણકે આ પ્રસંગે ખીલત આપવામાં આવી નહીં હતી. છઠા વર્ગના તાલુકદારને પહેલા આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ

સાહેબ, નામદાર ગવરનર સાહેબની પાસે લઇ ગયા; અને તેઓએ નજરાણો રજુ કર્યો, તે પછી સલામ કર્યા બાદ, તેઓ પોતાની જગ્યો ઉપર જઈને બેઠા, અને નજરાણો હાથ અડકાડી પાછો આપવામાં આવ્યો હતો. એકઠા થયેલા દરબારીઓને નામદાર ગવરનર સાહેબે નીચે પ્રમાણે ભાષણ કહી સંભળાવ્યું હતું; તેનું ગુજરાતી ભાષાન્તર મહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબે વાચ્યું હતું:—

"કાઠિયાવાડના રાજાઓ,

"આ પ્રાંતમાં મારૂં આ વખતે પહેલુંજ આવવું થયું, તે પ્રસંગે નામદાર મલ્લીકામાજ્જમા મહારાણી કૈસરેહિંદ સાહેબના તરફથી, ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબને, નાઇટ ગ્રાન્ટ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એકઝોલ્ટેટ ઑરડર ઑફ ધી સ્ટાર ઑફ ઈંડીયાનો, મ.નવંતો ખીતાબ, આપ્યા બાબતનો પત્ર (ગ્રાંટ) ઇનાયત કરવાનું ખુશકારક અને માન ભરેલું કામ, મને સુપ ત થયેલુંછે; તેથી મને અતિ ઘણો સંતોષ થાયછે. નામદાર મલીક્કામાજ્જમા સાહેબની મહેરબાનીના આ પ્રસિદ્ધ દાખલાથી, મહારાણી કૈસરેહિંદ સાહેબ પોતાની હિંદુસ્તાન ી શહેનશાતના, રાજ્યકારભારના કામો, ઉપર જે ખરા દિલથી શોખ ધરીને નજર રાખેછે; તે વાત, તેમજ હિંદુસ્તાનના જે રાજાઓના રાજ્યકારભાર એવી રીતે ચાલેછે, કે જે તેઓને પોતાનેજ માન પમાડનાર દેખાઇ આવેછે તથા તેઓની વફાદારીની બાબતમાં અને સર્વોપરી સત્તા (સરકાર) ની સાથેના તેમના કરારોને તેઓ વળગી રહેલાછે, તે બાબતમાં તેમના ઉપર સરકારથી જેવો ભરોંસો રાખેલોછે, તેને ઘણી માન ભરેલી ને પ્રસિદ્ધ પ્રીતિથી મજબુતી આપેછે; તેવા રાજાઓને માન આપવાને માટે પોતાની પ્રસિદ્ધ પ્રસન્નતા બતાવીને ચુંટી કાઢવામાં આવેછે; તે વાત આપણા જોવામાં આવ્યા વગર રહેશે નહીં. હિંદુસ્તાનના રાજાઓના હકો અને માનમરતબા જળવાઇ રહે, તથા તેઓની સંભાળ નીચે રહેલા મુલકોમાં સુલેહસંપ રહેવાથી, તથા ઇનસાફ આપવાથી, અને તે મુલકની સર્વ પ્રકારની આબાદી વિગેરેથી, તેઓના રાજ્યકારભારની મજબુતી થયેલી જોવાને મલીક્કામાજ્જમાની આતુરતા ભરેલી ઇચ્છા છે. હર કોઈ રાજ્યકર્તાની આબાદીનો આધાર પોતાની પ્રજાની આબાદી ઉપર છે."

"ભાવનગરના ઠાકોર સાહેબ,

આપને ભાવનગરનો સ્વતંત્ર અધિકાર આઠ વર્ષ ઉપર પ્રાપ્ત થયો, ત્યારથી રાજ્ય ચલાવવાના જે પુખ્ત નિયમને આપ મજબુતીથી વળગી રહેલાછો; તે

જોવાથી મારા પૂર્વનશિન સાહેબોને તથા મને પોતાને ખરા દિલનો સંતોષ ઉત્પન્ન થવાનું બન્યુંછે. રસ્તાઓને માટે સુધરેલા સાધનોના ફાયદાઓની આપની જે કદર છે, તેથી આપે પોતાના પાયતખ્તશહેરને હિંદુસ્તાનની રેલવે સાથે મુંબઇ, વડોદરા, અને સેંટ્રલ ઈંડીયા રેલવેના વઢવાણના સ્ટેશને જોડી દીધેલછે; એટલુંજ નહીં મગર રજપૂતાણા માળવા રેલવેની સાથે, એ રેલવે જોડાઇ જવાની એક લાઇન, મેસાણેથી કરવામાં પણ ખરચની મદદ આપવાને આપનું દિલ થએલુંછે; અગરજો તે રેલવેનો કટકો આપના પોતાના મુલકની, એક યાર્ડ પણ જમીનમાં થઇને જાય તેવું નથી તોપણ તેથીકરીને દેશી રાજ્યોના હિત બીજાઓના હિતની સાથે એટલાં મળી ગએલાં છે કે તે દરેકના તરફથી પોતાના પડોશીને ઉદારતાથી મદદ કરવાની તથા પ્રાંતની સમગ્ર આબાદી થવાથી આખરે પોતાનાજ મુલકનો ફાયદો શોધવાની જે ઘણીજ ડહાપણભરેલી રાજ્યરીતી છે તે બાબતની પક્કી ખાત્રીની સાબીતી આપ મહારાજા સાહેબે બતાવી આપીછે. લોકોપયોગી જાહેર બાંધકામો ઉપર આડત્રીશ લાખ રૂપિયાનો ખરચ કરેલોછે તેથી તથા આપના રાજ્યની અંદર કેળવણીને આપ ઉદારતા ભરેલો આશ્રય આપોછો તેથી અને રાજકોટ પાસે પૂલ બાંધવાને માટે એક લાખ રૂપિયા ઉપરાંતની રકમ તથા રાજકુમાર કૉલેજને માટે દોઢ લાખ રૂપિયાની રકમ અને બીજા એક લાખ રૂપિયાની રકમ નોર્થબ્રુક કલબમાં આપી એ સર્વ બક્ષિસોએ આપની સખાવતને ઘણા વિસ્તારમાં પ્રસિદ્ધ પમાડેલછે. આપના પોતાના શેહેર મધ્યેની હોસ્પીટલ તથા જળાશયના બાંધકામો અને આપનું બંદર સુધારવાની જે યોજનાઓ આપ કરોછો તે સર્વ મારે પોતાને જોવાની હું અપેક્ષા રાખુંછું. આપ મહારાજા સાહેબના અને આપના કુટુંબના ફટાયા ભાયાતોના દરમીયાનના સ્નેહ ભરેલા સંબંધ વિષે, તેમજ આપના પાટવી કુમારને આપ જે સંભાળ યુકત કેળવણી આપોછો તે વિષેનું જાણીને પણ હું ખુશી થાઉંછું. આપે ખાત્રી રાખવી કે મલીકામાજમા જેમણે કે આજ રોજે પોતાની બાદશાહી મેહેરબનીનો આવો જાહેરાંત દાખલો બતાવી આપ્યોછે તેઓ આપની રાજ્યકારકીરદી તરફ શોખથી જોવું બંધ રાખશે નહીં અને તે આપની રાજ્યકારકીર્દીથી આપને જે માન ભરેલી પદ્વિમાં દાખલ કરેલાછે તેને ઘણી જેબ મળશે એવો મને પ્રત્યેક રીતે ભરોસો છે."

"કાઠિયાવાડના રાજાઓ,

"આ પ્રસંગે આપ સર્વેની ખુદની સાથે પીછાન કરવાનો તથા આપના તરફથી થતી કોશીસોને ઉત્તેજન આપવાની અને આપના રાજ્યોની આબાદીમાં

વધારો કરવાની તથા બ્રિટિશ સરકારે આપની સાથે જે કરારો કરેલાછે તે કરારો પ્રમાણે આપના હકો જાળવવાની મુંબઈ સરકારની ચાહના હોવા સંબંધીની આપની ખાત્રી કરી આપવાનો આ પ્રસંગ મળવાથી મને ખુશી થાયછે. આ જોવા લાયક પ્રાંત મધ્યેની મારી મુસાફરીમાં મારા પૂર્વનશીન સાહેબ જે છેવટે આપને મળી ગયા, ત્યારપછીથી જે જે સુધારાની વૃદ્ધિ થયેલી હશે તે મારા જોવામાં આવશે એવી ઉમેદ રાખુંછું. મલીક્કામાજમા સાહેબે આપ મધ્યેના એક રાજકર્તાને જે માન આપેલુંછે, તે આપ સર્વેને એક સૂચના તરીકે છે. તથા એથીકરીને આપના અખ્તીયારની, અને બ્રિટિશ સરકારની સાથેના આપના સંબંધની, જવાબદારી પ્રમાણે વર્તવાની જાથુકની વધારે કોશીસો કરવા તરફ આપનું લક્ષ રહેવાને આપને ઉત્તેજન મળશે, એવો હું ભરોંસો રાખુંછું."

એ ભાષણનું ગુજરાતી ભાષાન્તર મેહેરબાન પોલિટિકલ સેક્રેટરી સાહેબે વાંચ્યા નંતર, તેઓ સાહેબે પેહેલા વર્ગના રાજાઓને, અને મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે બીજા વર્ગના રાજાઓને, તથા મેહેરબાન ફર્સ્ટ આસિસ્ટેંટ પોલિટિકલ એજંટ સાહેબે ત્રીજા અને ચારમા વર્ગના રાજાઓને, અને મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબના એસ્ટાબ્લીશમેન્ટનાં માણસોએ બાકીનાઓને, અત્તર અને પાન આપ્યાં; અને યુરોપીઅન અમલદારો તથા મીજમાનોને મેહેરબાન જ્યુડિશિયલ આસિસ્ટેંટ સાહેબ તથા સેકન્ડ આસિસ્ટેંટ પોલિટિકલ એજંટ સાહેબે અત્તર અને પાન સોપારી આપ્યાં હતાં. નામદાર ગવરનર સાહેબ ત્યારપછી તેમની સાથે દરબારમાં દાખલ થતી વખતે જે અમલદારો વિગેરે હતા, તેઓ સહિત સતર તોપોની સલામતીથી દરબારના તંબુમાંથી રવાને થયા; તે વખતે બેન્ડ વાગ્યું, અને ગાર્ડ ઑફ ઑનરનું માન આપવામાં આવ્યું હતું. ત્યારબાદ ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ પંદર તોપોની સલામતી સાથે રવાને થયા, તેમની સાથે પ્રથમની માફક ગોહિલવાડ પ્રાંતના મેહેરબાન આસિસ્ટેંટ પોલિટિકલ એજંટ સાહેબ ઘોડેસ્વારોની ટુકડી સાથે તેમના મુકામ સુધી ગયા હતા. પહેલા તથા બીજા વર્ગના રાજાઓને તેમના દરજ્જા પ્રમાણે તેમનું આવવું થતી વખતે જે સલામતી વગેરેનું માન આપેલું, તેજ પ્રમાણેની ક્રિયા તથા સલામતીની સાથે તેઓને પોતપોતાની ગાડી સુધી પહોંચાડવામાં આવ્યા હતા તે શરૂઆત મહારાજા જામ સાહેબથી થઈને છેવટે વઢવાણના ઠાકોર સાહેબ પધાર્યા ત્યાં તે ક્રિયા સમાપ્ત થઇ હતી. પહેલા વર્ગના રાજાઓને તેમની સાથે જે આસિસ્ટેંટ પોલિટિકલ એજંટ સાહેબો આવેલા હતા, તેઓ પ્રથમની માફક ઘોડેસ્વારો સહિત તેમના મુકામ સુધી પહોંચાડી આવ્યા હતા. સરકારના સીવીલ અને મીલીટરી ખાતાના અમલદારો, તથા એ

દરબારમાં આવેલા બીજા સર્વ ગૃહસ્થો વઢવાણના ઠાકોર સાહેબ રવાને થતાં સુધી તેમની જગ્યો ઉપરથી ઉઠયા નહીં હતા. ફુલડ્રેસ યુનીફોર્મ આ વખતે પેહેરવામાં આવ્યો હતો; અને યુનીફોર્મ પેહેરવાના જેઓ હકદાર નહીં હતા તેમણે ઈવીનીંગ ડ્રેસ પેહેરેલો હતો.

ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ, જી. સી. એસ. આઈ.ના તરફથી સાંજે મોટું ખાણું આપેલું, ત્યાં નામદાર ગવરનર સાહેબ પધાર્યા હતા. તારીખ ૧૧ની સવારમાં જુનાગઢ (ગોંડળ રસ્તે) જવાને માટે નામદાર ગવરનર સાહેબ રાજકોટથી રવાને થયા, અને જુનાગઢમાં નવી જુનાગઢ રેલવે બાંધવાનું, માટી કામ શરૂ કરવાની ક્રિયા, નામદાર ગવરનર સાહેબના હાથથી કરવામાં આવેલી; તથા મદ્રેસાની ભેટ લીધી હતી. જુનાગઢ છોડયા બાદ નામદાર ગવરનર સાહેબ પાળીતાણે અને ભાવનગર પધાર્યા, અને તે દરએક જગ્યોંએ ત્યાંહાંના રાજાઓની સાથે અરસપરસ મુલાકાતો કરવામાં આવેલી તથા માનપત્રો લીધાં હતાં. આ ક્રિયા વખતે પાર્લામેન્ટના એક મેમ્બર હાજર હતા, જેઓ આ મહોત્સવ જોઈ આનંદ પામ્યા હતા. તેજ દિવસે નામદાર મહારાજા સાહેબને આ માન મળ્યું તેથી ખુશી થઇ ઘણા હિતૈષીઓએ માનપત્રં આપ્યાં હતાં તેમાંનાં ઉત્તમ આ સ્થળે ટાંકેલાંછે.

ભાવનગરના નાગર ગૃહસ્થો જેઓ તે વખતે તે રાજ્યની નોકરીમાં નહોતા. તેઓએ એક માનપત્ર આપ્યું હતું તેનો સાર નીચે પ્રમાણે :—

**નામદાર મહારાજા સાહેબ,**

"આપની નાગર પ્રજા જેઓ હાલ આપના રાજ્યની નોકરીમાં નથી, તેઓની વતી અમો નીચે સહી કરનારા, આપને ટુંક પણ વિનંતિ ભર્યું, માનપત્ર આપવાની રજા માગીએ છીએ, આપને આ વખતે જે ઉત્તમ જી. સી. એસ. આઇ.નો ખીતાબ આપવામાં આવેલછે, તે માટે આપ મહારાજાને અમે વફાદાર તથા અંતઃકરણનું અભિનંદન આપીએ છીએ. આપની વફાદાર પ્રજા તરીકે અમને જે આનંદ આ વખતે થયેલછે, તે ખરેખર અનુપમ છે, અને આ ઉત્તમ વખત માટે અમે જેટલા મગરૂર છીએ, તેટલા મગરૂર બીજા કોઈ ન હોય. કારણકે અમારી જ્ઞાતિપર આપનો તથા આપના વડીલોનો મોટો ઉપકાર છે. અમે જે ખ્યાતિ મેળવીછે, તે આપ તથા આપના વડીલોએ અમારી જ્ઞાતિના જે જે પુરૂષો આપના રાજ્યમાં મોટી નોકરીએ હતા, અને છે, તેમનાપર વિશ્વાસ તથા કૃપા રાખી તેથી પામ્યા છીએ. આપની પ્રજાના સુખ માટે આપે હજારો રૂપિયા ખર્ચી, જાહેર કામો કરેલાંછે; તે એટલાં બધાં છે કે આ વખતે તેઓની ગણના

કરી આપનો અમુલ્ય વખત રોકવો અમને ઠીક લાગતો નથી, છતાં તેમાંના બે વિષે તો આ સ્થળે અમે કહેશું, એક રેલવે, તથા બીજું કોલેજ, આપે આપના પોતાના ખજાનામાંથી શીતેર લાખ રૂપિયા ખર્ચી વઢવાણ સુધી રેલવે કરી તેને, બી.બી. એન્ડ સી. આઇ., રેલવે સાથે જોડી દીધીછે. જેથી વ્યવહાર અત્યંત સુગમ થયોછે. આ કાર્ય આપના રાજ્યના આરંભમાંજ થએલછે; બીજું, કોલેજ આપના બે હેતુથી બંધાઇ છે, એક તો આપની પ્રજા જે તે વિદ્યાલયની કેળવણી લેવા આમ તેમ રખડતી, તેને પોતાના શેહેરમાં તે કેળવણી આપવાનો આપનો ઉમદા વિચાર, તથા બીજો વિચાર, તમારા સ્વર્ગવાસી દિવાન તથા અમારા શોચનીય બંધુ, શામળદાસની યાદ રાખવાનો વિચારએ બેથી થયેલછે. આ બે તથા બીજા અગણિત ઉત્તમ જાહેર કામોથી ભાવનગર, દેશી રાજ્યમાં મોખરે ગણાયછે; અને હિંદુસ્તાનના રાજ્યની તવારીખમાં, તે મુખ્ય જગ્યા રોકેછે. ઉદાર પ્રતાપી મહાન રાજ્યકર્તા, આપની અમે પ્રજા હોઇ, મગરૂર થઇએ તે વ્યાજબી અને નીતિ ભર્યુંછે". આ પછી કેટલુંક વિશેષ વિવેચન કર્યું હતું તેના ઉત્તરમાં નામદાર મહારાજાએ કહ્યું હતું કે,—

"જે માનપત્ર તમે હમણાં વાંચ્યું તે માટે તમને ધન્યવાદ ઘટેછે, મને આ ચાંદ મળ્યો તેથી મારી પ્રજા આનંદ પામે તે જોઈ મને પણ આનંદ થાયછે" વિગેરે.

બીજું માનપત્ર લેંગ લાઇબ્રેરીની તરફથી હતું તેનો સાર નીચે પ્રમાણે:—

**"નામદાર મહારાજા સાહેબ,**

"આ મહાન તથા શુભ દિવસે, લેંગ લાઇબ્રેરી વતી, આપને મળેલ માનથી ખુશી થઈ, અમે અમારૂં જીગરનું અભિનંદન આપવા રજા લઇએ છીએ. પાંચ વર્ષ અગાઉ આવાજ શુભ દિવસે જ્યારે આપને અમે વધાવ્યા હતા, ત્યારે અમે ભવિષ્ય કહેલું હતું કે, તેથી વિશેષ ચાંદ આપને માટે હજીપણ સંગ્રહીત છે, અને આપ નામદારના વિશેષ ઉદાર તથા પ્રખ્યાત કામો અને જાહેર ગુણોથી ખુશી થઇને, મહારાણીની સરકારે આપને આટલા ટુંક વખતમાં, બીજું ઘણું ઉત્તમ માન આપી અમારી વાણી સત્ય કરી, તે બાતે અમને બેહદ આનંદ થાયછે. આપને આ ઉત્તમ માન આપી આપણી સર્વોપરી સત્તાએ આખા કાઠિઆવાડ તથા ગુજરાતને માન આપેલછે. આ લાઇબ્રેરી પણ આ પૃથ્વીપર પથરાએલી ખુશીમાં ભાગ લેછે, એટલુંજ નહીં પણ ખરા આનંદથી ભાગ લેછે; કારણકે આપ મહારાજા પોતે ઉત્તમ મનુષ્ય તરીકે, તથા મોટા રાજ્યના

રાજ્યકર્તા તરીકે, અમારા ઉદાર મુરબ્બી અને ઉત્તેજક છો. છેવટે અમે ઘણીજ નમ્રતાથી, પ્રભુ પાસે પ્રાર્થના કરી માગીએ છીએ કે, તે કૃપાળુ આપ નામદારને, આ ઉત્તમ પદ્વીનું સુખ મહાલવા, તથા આવાં બીજા ઘણા માનપત્ર પામવા, તથા આપની પ્રજાની અંતઃકરણની લાગણીના શુભ આશિરવાદ લેવા દીર્ઘાયુષ્ય આપો."

"આના ઉત્તરમાં નામદાર મહારાજાએ કહ્યું કે—

"આ મહોત્સવ પ્રસંગે તમારા અભિનંદન દાતા શબ્દોથી, મને આનંદ તથા ઉપકાર સ્પુરે છે, લૅંગ ઇન્સ્ટીટયુટ માટે મને ઉંચો મત છે; અને તે ખીલતું જોઈ મને આનંદ થાયછે. તમારી પ્રીતિના સંદેશા (માનપત્ર) સહિત તમો આ વખતે મને અભિનંદન આપોછો, તેથી તમને જીગરથી ધન્યવાદ આપુંછુ" વિગેરે.

ઉપર મુજબ ઘણી ખુશાલીની સાથે, નામદાર મહારાજા સાહેબ, જી. સી. એસ. આઈ.,નો માનવંતો ચાંદ ધારણ કરી, તારીખ ૧૧ શનિવારના રોજ, રાજકોટથી સરકાર તરફના રીતસર માન સહિત વિદાય થયા; તે સાંજે ગોંડળ પહોંચ્યા. ત્યાં તે સંસ્થાનના પાટવી કુમારશ્રી દાદાસાહેબ ઉર્ફે ભોજરાજજી, તથા તેમના મુખ્ય કારભારી આજમ બેજનજી મેરવાનજીએ, સવારી સહિત ઘણા ઉત્સાહની સાથે, ઇસ્તેકબાલી કરીને, સલામતીની તોપોના, બાહાર વિગેરેથી યોગ્ય માન આપેલું હતું તારીખ ૧૨ રવિવારના રોજ, ગોંડળથી વિદાય થઇને, જેતપુરના રેલવેના સ્ટેશનેથી સ્પેશિયલ ટ્રેનમાં સીધાવ્યા. તે સાંજે પાંચ કલાકે ભાવનગર સીટી સ્ટેશને આવી પહોંચ્યા. સદરહુ સ્ટેશન ઉપર, એક સમીયાણાની અંદર, ખુરશીઓ વિગેરેની બેઠક ગોઠવેલી હતી; તે જગ્યોએ દરબારના ભાયાતો તથા મુખ્ય મુખ્ય અમલદારો, અને દેશી તથા યુરોપીઅન વેપારી વિગેરે પ્રજાના મુખ્ય મુખ્ય ગૃહસ્થો, અગાઉથી આવેલા હતા. તેમણે નામદાર મહારાજશ્રી પ્લેટ ફોર્મ ઉપર ઉતર્યા, તે વખતે પોતપોતાના તરફની મુબારકી જાહેર કરી, અને ત્યાં તેઓની ખુશી ભરેલી રીતે મુલાકાત લઇને, નામદાર મહારાજશ્રી સવારી સહિત શેહેરની અંદર બજાર ાં થઇને પોતાના મેહેલ (મોતીબાગ)માં પધાર્યા; ત્યારે સલામતીની તોપોના પંદર બહાર કરવામાં આવ્યા, અને શેહેરના મુખ્ય રસ્તા ઉપર કમાનો તથા વાવટા વિગેરેની રચના સાથે, સર્વ પ્રજાએ તે બજારના મોટા રસ્તા ઉપરના, પોતપોતાના મકાનોમાં, રોશનીથી દીપોત્સવીની માફક દેખાવ કરેલો, અને ઠેકાણે ઠેકાણે લોકોએ પોતાના હર્ષીત મનથી પુષ્પવૃષ્ટીઓ કરીને, નેક નામદાર મહારાજાશ્રી તરફ પોતાના અંતઃકરણનો

પ્યાર, તથા રાજ્યભક્તિ, ઉત્સાહપૂર્વક જણાવી હતી. તારીખ ૧૨ સોમવારના રોજ સાંજે, ભાવનગર શેહેરની પ્રજા તથા પારસી ગૃહસ્થો, અને રેલવે ખાતામાં નોકરી કરનારા દેશી ગૃહસ્થો, તેમજ મહુવા, સીહોર કુંડલા, બોટાદ, ઉમરાળા, ગઢડા, તળાજા, અને લીલીયા પ્રગણાની પ્રજાના તરફથી, નેક નામદાર મહારાજા સાહેબને ઘણા ઉત્સાહપૂર્વક માનપત્ર આપવા સારૂ વિનંતી થતાં નામદાર મહારાજા સાહેબે મોતીબાગના મેહેલમાં મોટો દરબાર ભરી, તેઓનાં માનપત્રો લીધાં. તે મધ્યેનાં પ્રથમ જણાવેલાં ત્રણ માનપત્રો, તેમજ એ સર્વ માનપત્રોના જવાબ, નામદાર મહારાજા સાહેબ તરફથી, તથા મેહેરબાન મુખ્ય દીવાન સાહેબ તરફથી આપવામાં આવ્યાં, તેનો સાર નીચે પ્રમાણે :—

**"નેક નામદાર મહારાજાધીરાજ મહારાજશ્રી તખ્તસીંહજી, જી. સી. એસ. આઈ., સંસ્થાન ભાવનગરના મહારાજા સાહેબની હજુરમાં.**

"અમો સંસ્થાન ભાવનગરની, આપની વફાદાર પ્રજા, અમારા ખરા અંતઃકરણના ઉમંગથી આ શુભ અવસરે જાહેર કરવાની રજા માગીએ છીએ કે—

આપ નામદાર સાહેબને, નેક નામદાર મલીકામાઅજમા કૈસરેહિંદ સાહેબના તરફથી, જે ઘણો માનવંતો, જી. સી. એસ. આઇ., નો, ઇલિકાબ મળેલોછે, અને જે ચાંદ કે આપને મુંબઈ ઇલાકાના નામદાર ગવરનર લોર્ડ રે સાહેબ બહાદુરના હાથથી હાલમાંજ રાજકોટ મુકામે આપવામાં આવ્યોછે, તે બાબત અમારા અંતઃકરણના ઉત્સાહથી, આપ સાહેબને મુબારકબાદી આપીને નીચે મુજબની થોડીએક હકીકત નીવેદન કરવા ધારીએ છીએ.—આપના અતિ ઉદાર રાજ્યના આશ્રય નીચે, અમો સર્વ પ્રજાને સર્વ પ્રકારના સુખ ભરેલાં સાધનો મળવાની, આપ નામદાર મહારાજા સાહેબના દીલની ઉલટ, તથા અમારી ઉપર આપના અંતઃકરણનો પ્યાર, અને મમતાનાં ચિન્હો સહુ કોઇને જાહેર દેખાઈ આવેછે. અને તેવી સર્વોત્કૃષ્ટ રાજ્યરીતીથી, આપ નામદાર સાહેબની ઉત્તમ કીર્તી અને ખ્યાતી એટલી તો પ્રસરી ગયેલીછે કે, તે વિષે વધારે બોલવાની જરૂર નથી. તોપણ જેમ બને તેમ સંક્ષેપમાં થોડી એક બીના જાહેર કરવાની, આ પ્રસંગે અમારા દીલની ઉલટ થતાં; તેને સારૂ આપના અમુલ્ય વખતનો થોડો ભાગ રોકવાની મેહેરબાની માગીએ છીએ. "રાજા" એ શબ્દના ખરા અર્થ પ્રમાણે, આપ નામદાર સાહેબે વર્તવાને આપના ખરા દીલથી નિયમ કરેલોછે, એવું સૌ કોઇના જોવામાં આવેછે. હરેક ધર્મના શાસ્ત્રોમાં, રાજાએ પોતાની પ્રજાનું પ્રતિપાલણ કરવાનો તેમનો ધર્મ છે, એટલે પોતાની પ્રજાને હરેક પ્રકારે જે રીતે સુખ મળે, અને તેમનાં દુઃખ હોય તે ટળે, યાને તેઓનાં

દુઃખ દૂર થાય, એવાં પ્રત્યેક સાધનો કરવા તરફ, આપના દીલનું સ્વાભાવિક વળણ જણાઇ આવેછે. કેમકે આપની પ્રજાને ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં સાધારણ કેળવણી મળવાની શાળાઓ, (નિશાળો તથા હાઇ સ્કુલ વગેરે) તો સ્થાપન થયેલી છેજ, અને તેમાં આપની કારકીર્દીમાં વખ્તો વખ્ત વૃદ્ધિ થઇને, ઉત્તમ રીતનું ઉત્તેજન મળતું જાયછે. જેથી કે આપની પ્રજાના સંખ્યાબંધ બાળકો કેળવણીનો લાભ પામેછે. તે ઉપરાંત એક કેળવણીજ બાબતમાં આપ નામદાર સાહેબની, સર્વ પ્રજાના ઉપર ઉદારતા તથા દયા ભરેલી નજરનો તાજેતર દાખલો એ છે કે, તેઓને ઊંચી કેળવણીનો લાભ મળવાને માટે, એક મહાન "વિદ્યાલય" એટલે "કોલેજ"નું સ્થાપન ચાલુની મોટી રકમના ખર્ચથી કરેલુંછે જેનો લાભ કે આપના રાજ્યની તેમજ હરેક બીજા રાજ્યની પ્રજાને, પણ નજદીકમાં અને થોડા ખરચે મળી શકે તેવું સાધન કરી આપ્યુંછે, ને તેથીકરીને, તેવી ઉંચી કેળવણી લેનાર શખ્સને તેની જીંદગીપર્યંતનો, કેવી રીતનો અમુલ્ય ફાયદો મળે, તેનું બ્યાન કરવું એ કાંઇ સહેલું નથી. વળી આપણા દેશની પ્રાચીનકાળની જે સંસ્કૃત ભાષા, તેનો અભ્યાસ કરવાનું હરકોઇને સુગમ પડે, તે સારૂ આપ નામદાર સાહેબના તરફથી સંસ્કૃત પાઠશાળા સ્થાપી, ને તે બાબતની પણ ખામી રહેવા દીધી નથી."

"ઉપરની હકીકત આપની પ્રજાના મનની કેળવણીના સાધન સંબંધીની છે, અને તેજ પ્રમાણે શરીરની આરોગ્યતાને, માટે પણ ઘણી જગ્યોએ આપ નામદાર સાહેબના તરફથી મફ્ત દવા મળે, તેવાંજ દવાખાનાંઓ ઉઘાડેલાંછે, તથા તેમાં પ્રતિવર્ષ વધારો કરવામાં આવેછે. તે સાધનથી વર્ષોવર્ષ હજારો દર્દીઓને સુખ મળેછે; એટલુંજ નહીં પણ આ શેહેરની સર્વ પ્રજાને પોતાના ધંધા રોજગારની મેહેનતને અંતે, કેટલીએક આશાએશ મળે, ને તેમની તંદુરસ્તીમાં સુધારો થાય, તેને માટે આપ નામદાર સાહેબના તરફથી મોટો ખર્ચ કરીને એક "પબ્લીક ગાર્ડન" એટલે "સાર્વજનિક બાગ"નું સુંદર, અને રમણીય સ્થળ, કરેલુંછે. તે પણ આપ નામદાર સાહેબની પ્રજા ઉપરની ખરી પ્રીતીનું ચિન્હ જણાઇ આવેછે. સિવાય હરેક ગરીબ નીરાશ્રિત લોકોના ઉપર, પણ જુદા જુદા પ્રકારે અન્નવસ્ત્રાદિકની મદદથી, આપ નામદાર સાહેબની સખાવત જારીછે."

"અમો મધ્યેની વ્યાપારી પ્રજાને, વ્યાપારની સુગમતાના સાધનોમાં મુખ્ય, જે રેલવે તે લાખો રૂપીઆના ખર્ચથી આપે બંધાવીછે; એટલુંજ નહીં પણ બંદરની ખાડી સુધારવાને માટે હાલમાં મોટો ખર્ચ કરીને, "ડ્રેજર" વગેરેનું મહાભારત કામ ચલાવેલુંછે, તથા હરેક રસ્તાઓની સડકો અને પૂલો તથા બંદરના ડંકા ઇત્યાદિ કામો તરફ પણ, હજારો રૂપીઆનો ખર્ચ આપના તરફથી

વર્ષોવર્ષ કરવામાં આવેછે. તેની સાથે વસ્તી ઉપર હરેક જાતના કરોનો બોજો પણ બીજા રાજ્યોના મુકાબલામાં ઘણોજ થોડોછે; તેથી હરેક વ્યાપારી વગેરેને આપના રાજ્યમાં પોતાનો ધંધો રોજગાર ચલાવવાનું ઘણું સુગમતા ભરેલું થાયછે."

"અમારા જાનમાલના સંરક્ષણને અર્થે, પોલીસનો બંદોબસ્ત તથા ન્યાયની કોર્ટો, અને શેહેર સુધરાઈ (મ્યુનિસિપાલીટી) ખાતા વગેરેથી અમો—આપની સર્વ પ્રજા—જે ઘણી સુખી હાલતમાં છીએ, તે જાણીને બીજા ઘણાએ શેહેરની વસ્તી, આપના રાજ્યમાં પોતપોતાના ધંધા રોજગારને સારૂં લલચાઇને આવેછે, તથા આપની પ્રજાને મળતા સુખોના લાભોમાં, જાથુ ભાગ લેવાને માટે અને તે પરાયા રાજ્યની પ્રજાને કાયમ આપની પ્રજા થવાને ખુશી થાયછે, તેનો દાખલો કે આપના રાજ્યની વ્યાપારની તથા શેહેરની આબાદીની, દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જાયછે, તેથી પ્રત્યક્ષ જોવામાં આવેછે. વળી આપ નામદાર સાહેબની ખુબી ભરેલી કદરદાનીની એક વાત આ પ્રસંગે જણાવવાની જરૂર ધારીએ છીએ કે, આપ નામદાર સાહેબે આપના રાજ્યના નિમકહલાલ પ્રધાન મરહુમ મેહેરબાન શામળદાસ ભાઈની, રાજ્યભક્તિ અને ખરા દિલની સેવાની બુજ જાણીને તેમની પાછળ તેમના લાયક પુત્ર મેહેરબાન વીઠલદાસ ભાઇને, આપના પ્રધાનની પદ્વીએ નિમેલા છે. તેથી અમો સર્વ પ્રજાને ઘણો સંતોષ છે, ને હાલ સુધી તેમણે રાજ્યકારભારનું કામ તેમના પુજ્ય પીતાની સુરીતીને અનુસરીને ચલાવેલુંછે. તે આપ નામદાર સાહેબની સુનીતી અને સારા વિચારોનુંજ પરિણામ અમો ગણીએ છીએ. અને અમો ખરા અંતઃકરણથી ચાહીએ છીએ કે, આપનું નીતી ભરેલું રાજ્ય સુખ ઘણી મુદ્દત સુધી અમો ભોગવી શકીએ, તેવી રીતે આપ નામદાર સાહેબને સર્વ શક્તિમાન પરમેશ્વર લાંબુ આયુષ બક્ષે, અને સુખાકારીમાં રાખે, તે સાથે આપના રાજ્યની નિરંતર ચડતી સ્થિતિ તથા આપના માનમરતબા અને સતકીર્ત્તીમાં વૃદ્ધિ થયા કરે."

"છેવટે આ બોલવું સમાપ્ત કરવાનો અગાઉ આપ નામદાર સાહેબની હજુરમાં, માનપુર્વક જાહેર કરવાની રજા માગીએ છીએ કે, આ શુભ અવસરની હમેશની યાદગીરી રહેવાની, થોડી નિશાની તરીકે, અમો પ્રજાના તરફથી નિરાશ્રિત રખડતા દિવાના લોકોને રાખી, તેમની બાવજત કરી શકાય તેને લાયકનું એક મકાન શેહેર ભાવનગરમાં બંધાવવાની અમારી ખુશી છે; તે આપ મેહેરબાની કરી મંજુર રાખશો."

અમો છીએ, આપ નામદારના,

રાજ્યભક્ત શેવકો.

બીજું માનપત્ર બી.-જી. રેલવેના નોકરો, જેઓ ભાવનગરમાં રહેતા હતા, તેમના તરફથી હતું તેનો સાર નીચે પ્રમાણે :—

**નેક નામદાર મહારાજાધિરાજ સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ. ની હજુરમાં.**

અમે નીચે સહી કરનાર ભાવનગર-ગોંડળ રેલવેના દેશી નોકરો, જેઓ આપના રક્ષણ તળે ભાવનગર શેહેરમાં રહેછે તેની વતી ઘણીજ નમ્રતાથી આ શુભ મહોત્સવ જેમાં કે આપ નામદારને, આપણા ચક્રવર્તિ કૈસરેહિંદના હાથથી ઉત્તમ માન તરીકે, જી. સી. એસ. આઇ. નો ખીતાબ મળેલોછે; તે દિવસે અમારી અંતઃકરણની ખુશ લાગણીવાળું અભિનંદન આપવાને આપ નામદારની હજુર આવવા રજા લઇએ છીએ. જે ઉદાર રાજનીતિએ આપના અમલને પ્રખ્યાત કરેલછે, તે માટે તેમજ સર્વ શક્તિમાન પ્રભુએ જેઓને તમારી સંભાળ તથા રક્ષણ તળે મુકેલછે, તેઓનું ભલું કરવાની તમારી ઉદાર ધારણા માટે, તેમજ ઘણાં લોકોપયોગી કામો, જેમાનું મોટું રેલવે છે, જેની સાથે અમે જોડાયા છીએ, અને જેને લીધે હિંદુસ્તાનના બધા ભાગમાં જવા તમારા શેહેર-ની પ્રજાને સુલભ છે, તેવાં લોકોપયોગી કામ માટે, દયાળુ મહારાણી કૈસરેહિંદ તરફથી, કદર તથા વખાણની ઉત્તમ નિશાની તરીકે, જે આ ખીતાબ મળેલછે; તેને અભિનંદન તથા માનપત્ર આપવા અમે આવ્યા છીએ, તે કાંઈ સામાન્ય આનંદ તથા પ્રસંશાને લીધે નથી, પણ અસાધારણ આનંદ છે. આપ મહારાજાના ઉત્તમ રક્ષણ તળે, જે સુખશાન્તિ અમે ભોગવીએ છીએ, તે માટે અમોપરની આપની દયા તથા આભારની લાગણી ઉછળી આવેછે; અમારા જાનમાલનું રક્ષણ જે આપ મહાન રક્ષક પ્રમાણે કરોછો; તેથી અમે ઉપકારમાં મગ્ન થયા છીએ, જે ઉપકાર અમે શબ્દોથી બતાવી શકતા નથી. તેમજ આ સ્થળે આપના દિવાન આજમ વિઠલદાસ શામળદાસ જેઓ તેમની પહેલાના દિવાન પ્રમાણેજ આપની પ્રજાના લાભમાં, તથા ભલામાં, ભાગ લેછે, તેનો પણ ઉપકાર પ્રદર્શીત કરીએ છીએ. છેવટે આ માનપત્ર સ્વીકારવાની આપની અપાર કૃપાને માટે, ઉપકાર માનતાં, અમે પ્રભુની પ્રાર્થના કરીએ છીએ કે, તે સર્વ શક્તિમાન, સર્વ સુખનો દાતા પ્રભુ તમારી પ્રજાના હિતમાં મચેલા તમને, લાંબી આયુષ્ય બક્ષે, અને તેના દૈવી ડહાપણમાં, એક ઉ-તમ વિશ્વાસ તરીકે, તમને સોંપેલ રાજ્યની પ્રજાનું કલ્યાણ, તથા આબાદીમાં, વૃદ્ધિ કરવામાં, તમે મચ્યા રહો, તે માટે તમને આરોગ્યતા તથા શક્તિ અરપે."

**"દયાળુ અને કૃપાળુ ખોદાના નામથી આલીદરજ્જાના, મોટા મરતબાના, સખી દીલના, આદેલ તબેના, બુલંદ સેતારાના, મુબારક કદમના, ગરીબ નવાજ, ગરીબપરવર, નામદાર અને નામવર ભાવનગર શેહેરના મહારાજ સાહેબ, રાઓળશ્રી સર તખ્તસિંહજી મહારાજ, જી. સી. એસ. આઇ.**

"પાક પરવર દેગારના બેહદ શુકરાના અને અગણીત વખાણો કરવાં જોઇએ કે આ જમાનામાં આ રાજના તખ્ત ઉપર, અને આ સંસ્થાનની ગાદી ઉપર, આપ જેવા એક હાકેમની જગ્યા કીધીછે કે જેઓએ જુલમ અને સીતમ દૂર કરવાનાં, અદલ અને ઇનસાફ વધારવામાં, અને વિદ્યા હુન્નરને ઉત્તેજન આપવામાં પરાક્રમો કીધાંછે, અને દુઃખીઓનાં દીલોને દીલાસો આપવા, અને મુફલેસોની જરૂર પુરી પાડવા સારૂ, દુનીયામાં મશહુર છે."

"આપ નામદાર એવા એક રાજાછો કે, આપના ધાક અને ત્રાસથી બદકારો અને બદમાશોના દીલમાં બીક તથા ધાસ્તી બેસેછે. અને આપની માયા અને સખાવતથી લાયક માણસોનાં મન ખુશ અને તાજાં થાયછે. આપના હાથને વાદળાં સાથે સરખાવવો એ ભૂલ છે. કારણકે વાદળાંઓમાંથી વર્ષાદ ફકત દેખીતો પડેછે. પણ આપના મુબારક હાથની બક્ષીસ તો દેખીતી અને છુપી બેઉ છે. આપના જમણા હાથથી સખાવતની ખબર ડાબા હાથને પડતી નથી, અને આપનાર લેનાર સિવાય બીજા કોઇને તેની બાતમી મળતી નથી. આપ નામદાર પોતાના મોટા દીલની ખુબીથી, આફતની જાળમાં ફસેલા મોટા માણસોની આબરૂનો પડદો જાળવી રાખોછો અને જમાનાને વશ થએલા ગૃહસ્થોની શરમ ઢાંકોછો. આપ નામદારની સખાવત બહોળી અને બધે પથરાએલીછે, તેની અસર ફક્ત આપના આબાદ રાજમાં અને સુખી રૈયતમાં દેખાયછે, એટલુંજ નહીં પણ આ દુનીયાના દરેક ખુણામાં તેની નિશાનીઓ જણાયછે. આપ જનાબની ખાનગી દોલતમાંથી મોટી મોટી રકમો નાચાર બચ્ચાંઓ, અને નિરાધાર વિધવાઓના ગુજરાનને માટે ખરચાયછે, અને આપની રહેમ અને કરમ બક્ષીસથી ભૂખ્યાંઓને ખોરાક અને વસ્ત્ર વગરનાંઓને પોશાક, ફેરાની મહેનત અને માગવાની નામોશી વગર, તેઓના પોતાના દરવાજા આગળ પહોંચાડવામાં આવેછે. અગર આપ નામદારના સખી હાથમાં સોનાં અને જવાહીર બે કીમત થઇ પડયાંછે, તો આપના ઇનસાફની નજરમાં સગાંઓ અને પારકાંઓ, જાણીતા અને અજાણ્યા, ગરીબ અને માલદાર બધાં સરખાં છે. જેમ આપની બક્ષીસથી કોઈ નિરાધાર રહ્યું નથી; તેમ આપના અદલથી કોઈ નાઉમેદ થયું નથી.

અગર આપ **નામવર** સખાવતની સફમાં હાતમતાઈ સાથ બરાબરીનો ઝુંડો ઉઠાવોછો, ને ઈનસાફના રાહમાં નોશેરવાન આ દેલની દમોદમ પગલાં ભરોછો. આપ નામદારની ભલી રાજનીતિથી, અને આપના ચાલાક અને બાહોશ દીવાન સાહેબની, તથા ખુબી ભરેલા સલાહકારોની, મદદથી આ મુલકની આબાદાની એટલી વધીછે કે, કીમીઆ અને સમુર્ગની માફક જુલમ અને મુફલેસીનું ફક્ત હવે નામ રહ્યુંછે. અને આ ભાગો "બાગેઅરમ" જેવા થયાછે, રેલવે અને ટ્રેજરો જે આપ નામદારના ડહાપણ અને દુરબીનીના પરિણામછે, તેઓ આપ નામવરના મુલકનો વેપાર વધારેછે, અને આપની રૈયતના સુખ અને આસાએશમાં ઉમેરો કરેછે. કુવા અને તળાવોથી ખેડુતો મોંઘવારી અને દુકાળની ધાસ્તીમાંથી છૂટા થયાછે; અને પૂલો અને રસ્તાઓથી સવારો અને પગે ચાલનારાઓને મુસાફરી સહેલ થઈ પડીછે. આપ નામદારે ઘણા ન્હાના વેરા અને કરો પરથી હાથ ઉઠાવી, દરેક જાતના ધંધા રોજગારને આગળ વધવાને તક આપીછે. દરેક માણસને દરદ અને બીમારી લાગુ પડવાનો ઘણો સંભવ રહેછે, તેથી આપ નામદારે દીલ આજાર દુઃખો અને દરદનો ઇલાજ માટે દવાખાનાઓ સ્થાપ્યાંછે; અને સખત મરજોના સંભાળ ભરેલા ઈલાજ અને ગરીબ દરદીઓની બરદાસ્ત માટે, એક મોટી હોસ્પીટલ બાંધવાનો હુકમ આપ્યોછે. જે માણસો વિદ્યા અને એલમના શીંગારથી ખાલીછે, તેઓ પોતાના બદખવાસની સૂચનાઓને તાબે થઇ, તોફાન મસ્તી ઉઠાવેછે; અથવા બેહુદી અને બકવાટમાં પોતાનો વખત ગુજારેછે, તેથીકરીને તમો નામદારે તમારા રાજમાં છોકરા તેમજ છોકરીઓ માટે, નિશાળો, કૉલેજ, લાઈબ્રેરી અને ખેતીવાડી શિખવવાના વર્ગ ઉઘાડયાછે. અને ત્યાં કેળવણીનું દરેક સાધન પક્કા પાયા ઉપર પૂરૂં પાડયુંછે, અને જેઓને એલમનો શોખ અને હુન્નરનો ઉમંગ હોય, તેઓને જાણે કે આ કીમ્મતી જીઆફતનું આમંત્રણ મોકલ્યુંછે. જો એજ પ્રમાણે આપ નામદારના સર્વે કામો જેવાં કે બાગો, વાડીઓ, પરબો વિગેરે જેથી દેશના શીંગારમાં અથવા રૈયતના સુખચેનમાં વધારો થાયછે, તે વિષે બ્યાન કરીએ તો, વગર જરૂરનું ગણાય, કારણકે સર્વે કોઈ એ બાબતથી વાકેફ છે અને દરેક જણ એઓની વખાણ ગાયછે. આપ નામદારના સદગુણો એવા છે કે, તેઓની પુરતી રીતે તારીફ થઈ શકે નહીં, તેઓના પુરેપુરા બ્યાનમાં જબાન નાતવાન, અને કલમ લાએલાજ છે; તોપણ એ ગુણોમાંથી કેટલાએકની ખબર, દુનીયાના પાદશાહોને, તાજ બક્ષનાર, અને પરી તથા ઈનસાનને રોજી પુરી પાડનાર, અકબર અને ઔરંગઝેબના તખતના ઝેબ, અને આલફ્રેડ અને ઈલીઝાબેથના ગાદીના શીંગાર, નામદાર ઇંગ્લંડના મહારાણી સાહેબ, કૈસરેહિંદ,

(જેનું રાજ અમર રહેજો, અને જેના ઉપર હમારો જાન ફેદા હોજો,) તેઓના મુબારક કાનપર પડવાથી, એવો હુકમ થયો કે, તમો નામદારને જી. સી. એસ. આઈ. ના માનવંતા ખેતાબની નવાજેશ થાય."

"એ ઉપરથી આ બહેસ્ત સરીખાં શેહેરમાં રહેનારા જરથોસ્તીઓ, પોતાના એકાંતવાસ અને દુવા કરવાના ખૂણામાંથી, બહાર આવી, નિમકહલાલી અને વફાદારીથી આપ નામદારને મુબારકબાદી આપવા અને લાંબી જીદંગી ઇચ્છવા બહાર નિકળ્યાછે. ગ્રંથ કર્ત્તાઓ અને ઈતિહાસ લખનારાઓએ સાબેત કીધું છે કે આગલા જમાનામાં, ઇરાનના રહેવાશીઓ અને રજપૂતોને ઘણી રીતે એક બીજા સાથ સંબંધ હતો. જ્યારે હજરત જરથોસ્તની પાક દીન કબુલ કરનારાઓને પોતાના વતનમાં રહેવું મુશ્કેલ થઈ પડયું ત્યારે પોતાના પવિત્ર મજબ અને આબરૂની જાળવણીને માટે, તે છોડી હિંદુસ્તાન તરફ તેઓએ પોતાનાં પગલાં ભર્યાં; અને કાઠિયાવાડ પ્રાંતની નજદીકમાં આવેલા દીવ ટાપુ ઉપર, પેહેલો ઉતારો લીધો. કેટલીક મુદત ગુજરવા પછી તેઓ એ જગ્યા છોડી સનજાન તરફ ચાલ્યા; જ્યાં જાડીરાણા નામના એક રજપૂત રાજા રાજ કરતા હતા. મોટા દીલના માણસોની રીત પ્રમાણે આ નેક બખ્ત રાજાએ આ હિમ્મતવાન ટોળાંની પરોણાગત કીધી; અને તેઓની અરજ કબુલ રાખી તેઓને પોતાના રાજમાં આશરો લેવા દીધો. આ મુઠીભર પણ વફાદાર શખ્સોએ; જો કે જમાનાના હાદેસાઓથી આજેજ થયા હતા, તોપણ પોતાની જાતી હિંમત અને કુદરતી જોસ છોડી દીધો નહીં હતો. અને નિમકહલાલી અને ઉપકાર માનવામાં ચુસ્ત હોવાથી જ્યારે જાડીરાણાની ગાદી ઉપર બેસનારા એક રાજા પોતાના દુશ્મન સાથ લડવાથી અશકત થયો, ત્યારે આ બહાદુર નરો પહેલવાની અને બહાદુરીની કમર બાંધી, તેની ખીદમતમાં પોતાના કીમતી જાનો આપી, એ રાજાના વડવાએ જે ઉપકાર કીધો હતો, તેનો પોતાની તાકાત મુજબ બદલો વાળી આપ્યો. બીજું એકે જ્યારે આબાદ ભાવનગર શેહેરનો પંહેલે પાયો નાંખવામાં આવ્યો ત્યારબાદ, તુરત કેટલાક નામીચા પારસી વેપારીઓએ, આ શહેર સાથ ચાલુ વહેવાર કીધો, અને આજરોજે એકથી વધારે પારસી કુટુંબો ભાવનગરીની ઓળખથી મશહુર અને મગરૂર છે. આપ નામદારના સુખી રાજની શરૂઆતમાં, ત્રણ ચારથી વધારે પારસી કુટુંબો, આ શહેરમાં નહીં હતા, પણ જેમ લોહચુંબક લોખંડને અને કેરબો ઘાસને ખેંચેછે, તેમ આપ નામદારના ગુણો અને કામોની કીર્તિએ, આ સાહસિક લોકોને એટલાં ખેંચ્યાંછે કે, તેથી પચીશગણા પારસી કુટુંબો આપના રાજમાં ઘરબાર માંડી આપના ડહાપણ અને દીલસુઝીનો ફાયદો લેછે. ઉપર લખેલી બીનાઓનો

વિચાર કરતાં માલમ પડશે કે, અગર પારસીઓ રજપૂતોની મોટાઈ, સખાવત અને ઈનસાફથી, અને એ નામવર ફીરકાની જાહોજલાલી વધવાથી, મગરૂર અને ખુશી થાય તો તેમાં કશી નવાઈ નથી; તેથીકરીને ભાવનગર શહેરમાં રહેનારા પારસીઓ આપ નામદારના માનમાં જે વધારો થયોછે, તે વિષે પોતાનો ખાસ હરખ અને આનંદ આ વફાદાર માનપત્રની મારફતે બતાવવાને હિમ્મત કરેછે, અને તે સર્વે શક્તિવાન કીરતારની જનાબમાં દુવા ચાહેછે કે, જ્યાંસુધી ઉપકાર વખણાય અને અપકારને દોષ દેવાય, ત્યાંસુધી સત્ય ચહાવામાં, અને જુઠું ધિક્કારવામાં, આવે ત્યાંસુધી આપ નામદાર સાહેબ ભલાઇ અને ઈનસાફ-માં કોશેસ કરો, અને બુરાઇ અને જુલમથી દુર રખાવો, રૈયતના દિલ ખુશી રાખો, અને મનની મોટાઈનો રસ્તો પકડો; અને જ્યાંસુધી બાગને બાગબાન વગર, અને પાકને વરસાદ વગર, ચાલે નહીં ત્યાંસુધી વિદ્યા હુન્નરના બાગ-ના બાગબાન, અને ગરીબ નાચારના પાળનાર થાઓ, અને ઈંગ્લાંડના જોરમંદસિંહની ગોદમાં માનવંત શેર બચ્ચા તરીકે, આરામ લઇ ઉપર જણાવેલા નેક કામો કરવાને આપ નામદારને લાંબી ઉમ્મર અને તંદુરસ્તી સાથે હમેશાં તક મળે માટે પાકયઝદાન, ગયેલા યુગોને પાછા બોલાવી આપ નેકના-મની ઉમરમાં વધારો કરે આમીન, આમીન."

તેનો ઉતર મહારાજાએ નીચે પ્રમાણે આપ્યો :—

"ગ્રહસ્થો,

"નામદાર કૈસરેહિંદ સાહેબના તરફથી, અમોને જી. સી. એસ. આઈ.નો જે માનવંતો ખીતાબ ઇનાયત થયો, તેની ખુશાલીની મુબારકબાદી, આપવા સારૂ તમો સઘળા આંહી આવ્યાછો તેથી અમોને ઘણી ખુશી થાયછે. મહારો પોતા-નો પ્યાર મહારી સઘળી પ્રજાની ઉપર જેહેવો છે, તેજ પ્રમાણે તમારી સહુની ચાહાના મારા તરફ છે, તેની નિશાની તમારી હાલની વફાદારીથી જણાઇ આવેછે. રાજાનો ધર્મ હમેશાં પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો તેમજ તેઓને વ્યાજબી ઈનસાફ આપવાનોછે, તેથી મહારી પ્રજાને વ્યાજબી ન્યાય આપવાને તથા તેમના સુખમાં વધારો થઈ શકે, તેવાં કામો કરવાની હું હમેશાં ચાહના રાખુંછું. અને તેજ પ્રમાણે વર્તવા સંબંધીની વખ્તે વખ્ત મહારા સઘળા અમલદારોને સૂચના આપવામાં આવેછે."

"તમોએ મહારા મુખ્ય દિવાન વીઠલદાસની જે તારીફ કરી, તે જાણીને અમોને ઘણો સંતોષ થાયછે. તેમના ઉપર મહારો સંપૂર્ણ વિશ્વાસ છે, અને તેઓ હમેશાં લોકહીતકારી કામો કરવામાં તથા લોકોને વ્યાજબી ન્યાય આપ-

વામાં, મ્હારા વિચારોને બરાબર સમજેછે, તથા તે વિગેરે સર્વ બાબતમાં પુરતી મદદ આપેછે, તેથી તેમના તરફ મારી પ્રીતિ થવીજ જોઇએ એ સ્વાભાવિક છે. શેહેર ભાવનગર તથા મ્હારા મુલકના જુદા જુદા મહાલોની પ્રજાએ જેવી રીતે આ ખુશાલીના પ્રસંગે આંહી આવી, મ્હારા તરફનો પોતાનો પ્રેમ દેખડાવેલોછે, તેજ પ્રમાણે રેલવે ખાતાના જે નોકરોએ તથા પારસી કોમના ગૃહસ્થોએ પણ અમોને આ શુભ અવસરે માનપત્રો આપી પોતાનો વફાદારી ભરેલો ઉત્સાહ બતાવેલોછે, તેથી મ્હારા સંતોષમાં ઘણો વધારો થયોછે."

"આ ખુશીના સમયે મ્હારી પ્રજાને જકાત વિગેરે બાબતમાં જે જે છુટ આપવાનો મેં હુકમ કરેલોછે તેની વિગત કહેવાને મેં માહારા દિવાનને ફરમાવ્યું છે; અને તમો સર્વ ગૃહસ્થો પ્રત્યે મ્હારી ખુશી ફરીથી પણ બતાવીને મ્હારૂં બોલવું સમાપ્ત કરૂં છઉં." (રેલવેના નોકરોને સંબોધીને કહ્યું કે.)—

"મી. તુકારામ અને ગૃહસ્થો,—

"જે માનપત્ર તમે વાંચ્યું તે મેં ઘણાજ આનંદથી સાંભળ્યુંછે; આ શુભ દિવસે જે સારી આશા ભર્યા શબ્દોથી મને માન મળેલછે, તેને આજે હું વધારે કીમતી ગણુંછું કારણકે, તમારી જેવા બુદ્ધિમાન પુરૂષોના મારા અમલ માટેનાં વખાણ, તથા આશીરવાદ મને અમુલ્ય છે. મારા દિવાન માટે જે તમે કહ્યું તેને હું મળતોછું, તમારા આ માનપત્ર માટે તમને ધન્યવાદ આપુંછું."

આ પછી મેહેરબાન દિવાન સાહેબે નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

"સદ્ગૃહસ્થો,

"નેક નામદાર મહારાજા સાહેબના ફરમાનથી આ મોટી ખુશાલીના સમયે, મ્હારે જે બોલવાનું છે, તે હું સર્વને કહી સંભળાવું છઉં. નામદાર મહારાજા સાહેબ સારી રીતે જાણેછે કે, જે રાજ્યની વસ્તી આબાદ અને સુખી છે, અને જે રાજ્યમાં વસ્તીના ઉપર કરોનો બોજો જેટલો બની શકે તેટલોજ હોય, તે રાજ્ય વખણાયછે, અને હમેશ પોતાની એવીજ ખાયેશ છે કે, પોતાની પ્રજાના ઉપર હાલ જે જે જકાત વિગેરે બાબતનું લેવાણછે, અને જે કે ઘણું કરીને આ કાઠિયાવાડ પ્રાંતના બીજાં રાજ્યોને મુકાબલેતો ઘણું ઓછું છે, તેમાં પણ આ શુભ પ્રસંગની યાદગીરી રહેવા દાખલ, કેટલોએક ઘટાડો કરવાનો, તથા કેટલાએક કરોતો તદ્દન કાઢી નાખવાનો, હુકમ આપેલોછે; તેની વિગત હમણા કહેવામાં આવશે તેથી ઉમેદ રાખવામાં આવેછે કે, સર્વ વસ્તીને સંતોષ થશે. ભાવનગરના વેપારીઓ એટલા બધા હિંમતવાન અને શાણા છે કે, તેઓ મોહોટો જથ્થાબંધ

રોજગાર દૂર દેસાવર સુધી કરેછે; અને તેમાં વધારે ખુશી થવાનું એ છેકે, પરાયા મુલકના વ્યાપારીઓ પણ આ શેહેરમાં આવીને ઓહોળો વેપાર કરેછે; અને નામદાર મહારાજા સાહેબને પોતાની પ્રજાના હિંદુ તથા મુસલમાન અને પારસી કોમના લોકોની સાથે, ઇંગ્રેજી તેમજ બીજા યુરોપીયન ગૃહસ્થોએ પણ આજરોજ માનપત્ર આપવામાં ભાગ લીધોછે, તેથી મહારાજા સાહેબને કાંઇ થોડી ખુશી થતી નથી. નામદાર મહારાજશ્રીને પ્રથમ જે વખતે કે. સી. એસ. આઇ. ના ખીતાબનો ચાંદ મળેલો, તે વખતની ખુશાલીની યાદગીરી દાખલ, શેહેર ભાવનગરની પ્રજાના તરફથી, રેલવેના સ્ટેશન નજીક, મુસાફરોને માટે, એક મોટી ધર્મશાળા બાંધવામાં આવેલીછે, જેનો ખર્ચ કે, પ્રથમની ધારણા કરતાં ઘણો વધી જઇને, તે ધર્મશાળાના મોટા કુશાદગીવાળા મકાન ઉપર, કુલ પચાસ હજાર રૂપિયા ઉપરાંત ખર્ચ થએલોછે, જે વિષે કે તમો સર્વને ઘણું માન ઘટારત છે, વળી તે એકજ કામ કરીને તમો બેસી રહેલા નથી; પરંતુ હાલમાં પણ તમોએ જે ભટકતા ગાંડા લોકોને રાખવાનું એક મકાન, તમારા પોતાના તરફથી બંધાવવાનો ઉત્તમ ધારણા બતાવી, તે સાંભળીને મહારાજશ્રીને ઘણી ખુશી થાયછે, અને એવું સારૂં કામ કરવાની તમોએ કરેલી ધારણાને વાસ્તે, તમોને પુરી સાબાસી આપવામાં આવેછે. એ કામ ખરેખરૂં ધર્મનું અને પરોપકારીછે; અને શહેરની મોટાઇ જેમ જેમ વધતી જાયછે તેમ તેમ એવાં મકાનની જરૂર પણ લાગેછે. એટલે એ તમારી માગણી મહારાજશ્રી ઘણી ખુશીની સાથે પસંદ કરેછે. અને તે મકાન જ્યારે તમો પ્રજાના તરફથી બંધાવવાનું છે, ત્યારે તેને લગતો સઘળો હમેશી ચલુનો ખર્ચ, અને તે કામની દેખરેખ, દરબાર તરફથી રાખવામાં આવશે. એટલેકે તેનો કાયમનો ખર્ચ તમારા ઉપર રાખવાને નામદાર મહારાજશ્રીની ચાહના નથી. મહુવા શહેર જેકે હાલમાં રૂ વિગેરેના વેપારમાં ભાવનગરનું બચું ગણાય તેવું થઇ પડેલુંછે, તે પણ ત્યાંના સારા અને વભાદાર વ્યાપારીઓના રોજગારને લીધેછે, ને તેથી એ શહેરની આબાદી પણ પ્રથમના કરતાં ઘણી વધેલી જોવામાં આવેછે, તેથી તથા સીહોર, બોટાદ, કુંડલા, વિગેરે મુખ્ય કસ્બાના ગામોમાં પણ વ્યાપાર સારો ચાલેછે તે જાણીને નામદાર મહારાજશ્રીને સંતોષ થાયછે; અને તે વેપાર કોઇ ઠેકાણે વધારે ને કોઈ જગ્યોએ તેને મુકાબલે ઓછો ચાલે, તોપણ નામદાર મહારાજશ્રીના તરફ સર્વ વસ્તીની ચાહના તથા પ્યાર અને વફાદારી તો એક સરખી રીતની જોવામાં આવેછે; તેથી વધારે ખુશી થવા પણુંછે. નામદાર મહારાજશ્રીએ જે જે લેવાણોમાં ઘટારો કરવાનું ફરમાવ્યુંછે તેની વિગત હવે તમો સર્વને કહી સંભળાવુંછું:—"

૧. "તમો સહુ ગૃહસ્થોના જાણવામાં હશેજ કે, પેસ્તરદરબારશ્રીના મુલ-

કમાં વસ્તીની માલીકીના જે મકાનોનું આમન સામન વેચાણ થતું, તે વેચાણની કીંમત ઉપર સેંકડે પચીસ ટકા મુજબ અને પાછળથી સાડાબાર ટકાના દરથી, દરબારના ચોથ હકનું લેવાણ કરવામાં આવતું હતું. અને મહેરબાન જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબોના વખ્તથી, તે દરમાં ઘટાડો કરીને દર સેંકડે સવાછ ટકા એટલે એક રૂપિયાની કીંમતે, એક આના મુજબનું લેવાણ થાયછે, તે લેવાણમાં પણ હાલ ઘટાડો કરી, એવા મકાનોના વેચાણની કીંમત ઉપર ફકત દર સેંકડે ત્રણ ટકા મુજબ એટલે ચાલતા લેવાણથી અરધના કરતાં પણ કમી લેવાનો મહેરબાની કરી નામદાર મહારાજશ્રીએ હુકમ આપ્યોછે. તે પ્રમાણે ચાલતા ડીસેમ્બર માસની તારીખ ૧૦ ના રોજ કે જે તારીખે નામદાર મહારાજશ્રીને જી. સી. એસ. આઇ. નો ખીતાબ મળ્યો તે તારીખથી વસ્તીની માલેકીના જે મકાનો વિગેરેનું માંહોમાંહે વેચાણ થશે, તેની કિંમત ઉપર દર સેંકડે ત્રણ ટકાના દરથી લેવામાં આવશે.

૨. કન્યા ચોરીની બાબતનો, જે દરેક કન્યા પરણે તેનો દરબારથી એક રૂપૈયો લેવાયછે, તથા બીજો એક રૂપૈયો શ્રીનાથજીના ધર્માદાનો લેવાયછે, તે મધ્યેથી દરબાર ભાગનો રૂપૈયો માફ કરી હવેથી નહીં લેવાનું ઠરાવ્યુંછે.

૩. મહાલોના મુખ્ય કસ્બાના ગામોમાં કાચી, તથા પાકી કેરી વેચાણ થવા આવે, તે ઉપરનું દરબારશ્રીની જકાતનું લેવાણ બીલકુલ મોકુફ કરવાનું ઠરાવ્યુંછે.

૪. તળાજાના સુલતાનપુરને બંદરે, આમદાની તથા રવાનગી થતી માલની ઉપર તરી જકાતનું લેવાણ, કેટલુંક જાસ્તી છે, તે કમી કરીને તે જકાતનું લેવાણ મહુવા બંદરના તરી જકાતના લેવાણ પ્રમાણે કરવામાં આવશે.

૫. ભાવનગરના તરી જકાતના લેવાણમાંથી, ખાંડ ઉપરની આમદાની જકાત, જે કે કીંમત ઉપર દર સેંકડે ટકો ૦ાા છે તેમાં ઘટાડો કરી ટકો ૦। મુજબ લેવાણ કરવું, તેમજ નાળીએર ઉપરની આમદાની તરી જકાત દર હજાર એકના ત્રણ આના છે તેમાં ઘટાડો કરી દર હજાર એકના બે આના મુજબ લેવાણ કરવું ઠરાવ્યુંછે."

તારીખ ૧૬ ડીસેંબર

પોતાના પ્રીય રાજ્યકર્તાને ચાંદ આપનાર, તથા પોતાની રાજનીતિથી પ્રીય થએલા, નામદાર લોર્ડ રે તથા લેડી રેને ભાવનગરની પ્રજાએ જેટલા હર્ષથી વધાવેલ, તેવા હર્ષથી કદાચ કોઈ એજ સરકારના પ્રતિનીધીને વધાવ્યા હશે. મહારાજાએ ખુદ પોતે તેની સરભરા માટે બંદોબસ્ત કર્યો હતો; પાનવાડીના

સુંદર બંગલામાં તેમને ઉતારો આપવાની ગોઠવણ કરી, મહારાજા તરફથી સામા લેવા માટે સોનગઢ સુધી એક ડેપ્યુટેશન ગયું હતું. બરોબર સાડાચાર વાગતે સ્પેશીયલ ટ્રેન યાર્ડમાં આવી; અને તે અટકી કે તુરત, તોપોના અવાજથી ગવરનરની પધરામણી થયાની ખબર, શહેરના સ્ત્રી તથા પુરૂષમંડળમાં ફેલાણી. મહારાજા પોતે પોતાના રસાલા તથા પરિજનો અને શહેરના સંભવિત ગૃસ્થો સહીત, નામદાર ગવરનર સાહેબ તથા તેમનાં પત્નિને વધાવવા આવ્યા હતા. મહારાજા નવા ચાંદ જી. સી. એસ. આઈ. થી આ વખતે દીવ્ય પુરૂષ સમાન શોભતા હતા, ટ્રેનમાંથી તે દંપતિ ઉતરતાંવેતજ, મહારાજાએ તેમને સ્વાગત કરી, આનંદ ખબર પૂછ્યા; પછી સ્ટેટના મોટા અમલદારોની પિછાન મહારાજાએ પાડી તેથી તેઓની સાથે તથા મી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક (જેના ખેદકારક મૃત્યુથી હજી આપણે દીલગીર છીએજ તથા જેઓ તે વખતે પધાર્યા હતા) વિગેરે બીજા જેઓને પોતે ઓળખતા હતા, તેઓ સાથે શેકહેન્ડ કરી ઘોડાગાડીમાં બેઠા. તે વખતે બે લસ્કરી ટુકડીએ આપેલ માનથી નામદાર ખુશી થયા; એક ટુકડી ગઢેચીએ રહેતા વોલન્ટીઅર્સની હતી; જેના કેપ્ટેન મી. મેકફરસન હતા, અને બીજી મહારાજાની કેળવાએલી આર્મ્ડ પોલીસ યાને ઇન્ફન્ટ્રી હતી. પહેલી ગાડીમાં ગવરનર સાહેબ, મહારાજા સાહેબ, કર્નલ વુડહાઉસ, અને કપ્તાન ફ્રેયર હતા; તેની પછીની બીજી ગાડીમાં નામદાર લેડી રે મીસ વુડહાઉસ, દિવાન સાહેબ વીઠલદાસ, તથા પોલિટિકલ સેક્રેટરી મી૦ લીવોરનર હતા; તેની પછી એક મોટી હાર ગાડીની હતી, તેમાં પણ યોગ્ય ગોઠવણ થઇ હતી. આ સવારી એક કલાકે પાનવાડીએ પહોંચી. આ વખતે દસેરા તથા બળેવની સવારી પ્રમાણે શોભા હતી. આ દેખાવ જોવા લોકો જથાબંધ ભેગા થયા હતા; દરેક ઘરમાં માણસો માતા નહોતા, જેથી છાપરાં, ઝાડ વિગેરે પર ચડી લોકો આ આનંદી દેખાવ જોતા હતા; આ દેખાવ જોવા ગૃહસ્થોજ ભેગા થયા હતા એટલુંજ નહીં પણ સાધુ, સન્યાસી, વિગેરે તથા જૈન સાધુઓ પણ હતા, જેઓ પોતાના મોઢાપર બાંધેલ મુમતી સહિત, આ દેખાવ જોતા હતા; કારણકે મહારાજા તથા ગવરનર સાહેબ માટે તેઓના મનમાં પણ માન હતું; દરેક ઘરપર સુંદર વાવટા ઉડી રહ્યા હતા; અને રસ્તાપર કારીગરો વિગેરેનાં ચિત્ર આપીને, સુંદર દેખાવ કર્યો હતો, રસ્તામાં લોકોએ પુષ્પના વર્ષાદથી તેમને વધાવ્યા હતા; અને સ્થળે સ્થળે જયનાદ થતા હતા; મહારાજા માટે પ્રજાને કેટલું માન છે તે તો તે વખતે સ્પષ્ટ જણાઇ આવતું હતું. બંદરને દરવાજે થઇ, મોતીબાગ તરફ થઇને આ સવારી પાનવાડીએ પહોંચી; નામદાર ગવરનરને સુખરૂપ ઉતરેલા જોઈ, મહારાજાએ રજા લીધી.

બીજે દિવસે સવારમાં નામદાર ગવરનરને સાથે લઇને મહારાજા પેડોક, ગગાતળાવ વિગેરે જોવા પધાર્યા હતા. બપોર પછીના ભાગમાં નામદાર લેડી રે, તથા રાજ્યરાણીઓની આનંદી મુલાકાત થઈ હતી. આ વખતે થયેલ બીજી મુલાકાતોમાં સ્વામી સચ્ચિદાનંદ (માજી દિવાન ગવરીશંકર ઉદેશંકર, સી. એસ. આઈ.)ના આશ્રમની મુલાકાત ગણનીય છે. તે પ્રખ્યાત પુરૂષ તે વખતે ચતુર્થાશ્રમમાં હતા; જેથી તેઓ શેહેર બહાર વાડીમાં રહેતા હતા. (આ વાડીમાં તેના નામથી એક વેદશાળા છે જેમાં વેદમાં ઘન સુધી ભણેલા વિદ્વાન ગુરૂને રાખવામાં આવેલ, જેથી તે એક ઉત્તમ સ્થળ ગણાયછે) તેને આશરે ૮૩-૮૪ વર્ષ થયાં હતાં; અને તે પ્રખ્યાત પ્રધાન વીર ગ્લેડસ્ટન સમાન વૃદ્ધ હતા; છતાં તેની મનશક્તિ તો તેવીજ તીવ્ર હતી; અને તેની વાતચિત અનુભવ અને ત્રણ આશ્રમના પોણોસો વર્ષમાં મેળવેલ ડહાપણથી, બોધદાતા હતી. તેઓએ ચાર પેઢીનું કારભારૂં કરેલું; તેથી તેને ઊચ તથા નીચ, પૈસાદાર તથા ગરીબ, રાજકુમાર તથા ખેડુત, સહુ માનથી જોતા હતા; આ મુલાકાત વખતે તેમનો સન્યાસાશ્રમનો પહેરવેશ જોઈ, નામદાર ગવરનર તથા લેડી રેએ પણ માનથી જોયા. એક કલાક સુધી નામદાર લેડી રેએ પાસેનાજ ભાગમાંનું સંગ્રહસ્થાન તપાસ્યું, તેટલા વખત સુધી નામદાર ગવરનરે આ વિરક્ત મનુષ્ય સાથે વાતચિત કરી હતી; પછી તેઓ જુદા પડયા હતા. સાંજરે મોતીબાગમાં ખાણું આપવામાં આવ્યું હતું, અને પછી બધુ મંડળ માજીરાજ છત્રીમાં દારૂખાનું જોવા પધાર્યું હતું. આ પછી શેહેરનાં બીજાં બાંધકામ વિગેરે તથા બંદરનો સુધારો નિરખી નામદાર ગવરનર સાહેબ અત્યંત હર્ષિત થયા હતા.

તે દિવસે બપોરે નામદાર ગવરનરે, એક ઉત્તમ કાર્ય કર્યું, જે કાર્ય તેમની વૃત્તિને અનુસરતુંજ હતું. શામળદાસ કોલેજનો પાયો નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસને નાંખ્યો હતો; મહારાજાએ તે ઉઘાડી હતી; પણ હજી તે કોલેજ બીજા મકાનમાં બેસતી હતી; જેથી તે કામ તથા તેનો લેકચર હોલ ખુલ્લો મુકવાની ક્રિયા કરવા માટે વિનંતિ થવાથી, તે કામ તેઓએ આનંદપૂર્વક કર્યું હતું. આ વખતે ઘણો મોટો મેળાવડો થયો હતો, મેહેરબાન દીવાન સાહેબ આજમ વીઠલદાસ શામળદાસે, મહારાજાની વતિ એક ભાષણ વાંચી વિનંતિ કરી; તેનો સાર નિચે પ્રમાણે:—

**"નામદાર ગવરનર સાહેબ,**

"જ્યારે મારા માનવંતા મિત્ર સર જેમ્સ ફરગ્યુસને, આ મકાનનો પાયો

બે વર્ષ પહેલાં નાંખ્યો હતો; ત્યારેજ મને મુંબઇની યુનિવરસીટી સાથે જોડાયેલ એક કોલેજની કાઠિયાવાડમાં ખોટ છે, એમ ખરે પાયે જણાયું હતું; તે ખોટ એટલી અગત્યની હતી કે, આ મકાન બંધાયું નહોતું, તોપણ બીજા મકાનમાં ગોઠવણ કરીને, મેં તે ખાતું શરૂ કર્યું હતું, જે ખાતું મુંબઈ યુનિવરસીટીમાંથી આવતા પરિણામ તથા વિદ્યાર્થીની સંખ્યા જોઇ, અમને ખાત્રી થાયછે કે તે ફતેહમંદ છે; તેટલા માટે આ મકાન ખુલ્લું મુકવાની વિનંતિ વખતે, તમને જાહેર કરતાં સંતોષ થાયછે કે, આપ આ મકાનની દિવાલોમાં એક તૈયાર તથા નિયમિત ચાલતી કોલેજને ગોઠવોછો; જે કોલેજ હાલ નાની છે, પણ આગળ જતાં વધવાનો ખાત્રી છે. મારા રાજ્યમાં કેળવણી ખાતાની વૃદ્ધિ સંબંધી હકીકત કહેવાનો આ વખતે વખ્ત નથી, પણ હું જાણુંછું કે જ્યારે તમને મારી સંસ્થાનની પ્રજાવર્ગની કેળવણી વિષે જાણવાની ઇચ્છા થાય, ત્યારે તે બાબત, મારા પ્રશંસનીય મિત્ર કર્નલ વુડહાઉસને પૂછવાથી બધી ખબર મળશેજ. અને મને ખાત્રી છે કે તેથી આપને અસંતોષનું કારણ મળશેજ નહીં, એમ છતાં મારે કહેવું પડે છે કે, જે કોલેજને આપ આ મકાનમાં લાવો છો, તે આ દેશમાં સૌથી પ્રથમજ છે, પણ આમ વૃદ્ધિ પામતાં લોકોનાં ભલા માટે, ઉંચી કેળવણીની ગોઠવણ સાથે, સ્ત્રી કેળવણી તથા ધંધાની કેળવણી પણ ભુલાઇ નથી. જેના દાખલા તરીકે હાઇસ્કૂલમાં એક ખેતીનો વર્ગ હમણાજ ઉઘાડયો છો આપ નામદારને જાણુછે કે, આ મકાનનું નામ શામળદાસ કોલેજ મારા સ્વર્ગવાસી દિવાન શામળદાસના નામપરથી રાખ્યુંછે. તેના મૃત્યુથી મને એક સાર. મિત્રની તથા મારા રાજ્યને સારા દિવાનની ખોટ પડીછે, તે ઊંચી રીતે કેળવાએલા હોવાથી તેનું સ્મરણ રાખવા માટે, જે ખાતું સ્થપાએલું જોવા તે આતુર હતા, તે ખાતા સાથે તેમનું નામ જોડવા જેવું બીજું મને ઉત્તમ લાગ્યું નહીં. અને જે રીતે તે આજમ શામળદાસ કેળવાએલા હતા, તેવાજ ઉત્તમ તથા માનસિક ધોરણની કાબેલીયતમાં કુશળ થવાને, "આ નામ આ કોલેજમાં ભણનારને ઉસ્કેરશે (હર્ષનાદ) આ પથ્થરનું બાંધેલ હિંદી કારિગરીનું મકાન છે. તેમાં ૬ વર્ગને માટે ઓરડા છે, તે ઉપરાંત એક લાઇબ્રેરી, તેમજ કેમીસ્ટ્રી તથા ફીઝીકસ વિગેરે વિદ્યા માટે એક લેબોરેટરી (પ્રયોગશાળા) અને એક લેકચર હોલ છે; મારા એકઝીકયુટીવ એન્જીનિયર મી. આર પ્રોકટર-સીમ્સે જે કુશળતા તથા શકિતથી આ મકાન બાંધેલુંછે; તે માટે જાહેર રીતે આ સ્થળે સંતોષ બતાવુંછું. તેમજ આ સ્થળે આ કોલેજના પ્રીન્સીપાલ ડૉકટર ગનીયન, તથા વાઇસ-પ્રીન્સીપાલ પ્રોફેસર જમસેદજી નવરોજજી ઉનવાળા, તથા કોલેજના બીજા પ્રોફેસરો જેઓ આંહી શિક્ષણ આપેછે, તેઓ જે ખંત તથા ઉદ્યમથી

આ શાળામાં અધિકતા દર્શક કાર્ય સાધન ફતેહમંદ રીતે કરેછે, તે માટે તેઓને ધન્યવાદ આપુંછું." વિગેરે વિગેરે કહીને મકાન ખુલ્લું મુકવા વિનંતિ કરી, જેના ઉત્તરમાં એક સુંદર ભાષણ કરીને નામદાર ગવરનરે તે કાર્ય કર્યું તેનો સાર નીચે પ્રમાણે :—

"નામદાર ઠાકોર સાહેબ, કર્નલ વુડહાઉસ, બાનુઓ અને ગૃહસ્થો,

"મુંબઇ યુનીવરસીટી જેને માટે પશ્ચિમ હિંદુસ્તાન વાસ્તવિકરીતે મગરૂર છે, તે યુનીવરસીટીમાં ચુંટી કાઢેલા વિદ્યાર્થીઓ પસાર થવા માટે મોકલે, એવું આ બીજું મંદીર ખોલવાથી, તે યુનીવરસીટીના ચાન્સેલર તરીકે મને ખરેખરો આનંદ થાયછે. જ્યારે આ જાતની કોલેજ સરકારના (રેગ્યુલેશન ડીસ્ટ્રીકટ) ખાલસા મૂલકમાં સ્થાપવામાં આવેછે, ત્યારે આપણે આપણી મેહેનતને માટે પોરસ ધરાવીએ છીએ. પરંતુ જ્યારે એવી કોલેજ દેશી રાજ્યમાં બહારની મદદ સિવાય, સ્વતંત્ર રીતે સ્થાપવામાં આવે ત્યારે આપણે તેને બેવડો આવકાર દઇએ છીએ. આપ નામદાર જે વિદ્યા અને હુન્નરમાં નીપુણછો, તેમના તરફથી આ કોલેજને સઘળો આશરો મળશે; તથા આ કોલેજના પ્રીન્સીપાલ તરીકે મહારા પોતાના દેશ ભાઈ ડૉકટર ગનીયનને રાખેલા છે; તેથી મને ઘણો આનંદ થાયછે. એ ડૉકટર ગનીયન કાંઈ બે અથવા ત્રણજ ઉમેદવારોમાંથી પસંદ કરવામાં આવ્યા નથી; પણ જ્યારે એ જગ્યો માટેની અરજીઓ મંગાવી ત્યારે ભાવનગરના ઉદાર દિલના રાજ્યકર્ત્તાની કીર્તિ એવી હતી કે, એ કોલેજમાં પ્રીન્સીપાલ નિમાવા માટે એકસોને ત્રીશ અરજીઓ દાખલ થઇછે. જે કોઈ એમ ધારતા હોય કે અંગ્રેજ વિદ્વાનો ફક્ત અંગ્રેજ સરકારના વિદ્યો-તેજક મંડળમાં નોકરી કરવા માગેછે તેને માટે ઉપરનો દાખલોજ પુરતો જવાબ છે. જ્યારે જ્યારે મારે કાને એવી વાત આવશે, ત્યારે ભાવનગરની એ જગ્યો માટે ઉપર કહેલા એકસો ત્રીશ, ડોક ઉંચકી આતુરતાથી જવાબની રાહ જોતાં, ઉમેદવારો તરફ હું આંગળી બતાવીશ. વળી આવી તરેહના પ્રીન્સીપાલ મેળવ્યાની સાથે, ભાષાજ્ઞાન અને સાયન્સમાં પ્રવિણ એવા ઘણી ભાષા જાણનાર વાઇસ-પ્રીન્સીપાલ મેળવવાને આપ સારા ભાગ્યે શકિતવાન થયાછો, અને હું દરેક પ્રોફેસરોને માટે આંહી નથી બોલતો, તે એટલાજ માટે કે આ કોલેજનું કામ સારી રીતે આગળ ચાલી, તેમાં હું આશા રાખુંછું તેમ, ફતેહ મેળવતાં પહેલાં, આ તકે તેઓ પોતાની યોગ્યતા જાહેર કરાવવા નહીં માગતા હોય."

"વળી આંહી આપણે સર્વને ધ્યાન આપવા લાયક એક બાબત છે કે, કાઠિયાવાડમાં આવી, મેં રાજાઓના નજીકના સગાની યાદગીરી રાખવા માટે બનાવેલા

મકાનો ખોલ્યાંછે; પોલિટિકલ એજંટોની યાદગીરી રાખવા માટે બનાવેલાં મકાનો ખોલ્યાંછે; પરંતુ એક માજી દિવાનના સ્મરણાર્થે બનાવેલું મકાન આજે પ્રથમજ હું ખોલુંછું. હું ધારૂંછું કે આપના માજી મુખ્ય દિવાનની યોગતાને કદર બુજવાનો આ સારો દાખલો, આપ નામદારે બતાવી આપ્યોછે. અને આ કોલેજનું કામ ખરેખર તેમની ઇચ્છાને અનુસરતું, આપની પ્રજાની આબાદીની કર્તા થશે. તેઓ સંસ્કૃત અને ફારશી ભાષાનું ઉંચા પ્રકારનું જ્ઞાન ધરાવનાર હોવાથી, જ્યાં કેળવણીના મુખ્ય ફાંટા તરીકે એ બન્ને ભાષા શિખવાય એવા આ કામથી તેઓ બેશક ખુશી થાત."

"હવે આ રાજની આબાદીનો ભાગ જે એક પછી એક થયેલા નામીચા દિવાનોની કારકીર્દીને લીધે થયેલોછે; તે ઉપર થોડું બોલવાની મને રજા મળવી જોઇએ. જ્યારે મી૦ શામળદાસનું નામ લઇએ છીએ, ત્યારે આપણને યાદ આવેછે કે તેમનું કુટુંબ સને ૧૮૧૭થી આ રાજ્યની સાથે જોડાયેલુંછે. જે વખતે કે મી૦ પરમાણંદદાસ આસિસ્ટંટ દિવાન થયા હતા; અને ત્યારબાદ સને ૧૮૨૬માં મુખ્ય દીવાન થયા હતા. તેમના શુભ કૃત્યોમાં કુંડલાના કાઠી, તથા મહુવાના ખસીયાનો જુલમ બેસારી દીધા બાબતેની આપણે ગણતરી કરવી જોઇએ; તેમજ પડતર જમીનનું તેણે ખેડાણ પણ કરાવ્યું. જે છેલ્લી બાબત જાણવાની હું ઘણી હોંશ રાખુંછું, કારણ તે જેટલી ૧૮૨૬માં તેટલીજ ૧૮૮૬માં ઉપયોગની છે. મને સાંભળીને આનંદ થાયછે કે, આપ નામદારે બીજા બધાં કરતાં પડતર જમીનનું ખેડાણ થાય તેવું એક પગલું ભરેલું છે, તે એકે જ્યારે સને ૧૮૮૫ના જાન્યુઆરી માસમાં આપે આ કોલેજ સ્થાપી, ત્યારે તે પછીના સપ્ટેમ્બર સને ૧૮૮૬માં એક ખેતીવાડી શિખવવાનો કલાસ સ્થાપ્યોછે, જે કરતાં વધારે જરૂરનું હિંદુસ્તાનના દરેક પ્રાંત તથા પરગણામાં બીજું કાંઈ મહારા માનવામાં નથી. મને સાંભળીને ખુશી થાયછે કે, આ કલાસ શિખવવા માટે જેણે પોતાનું જ્ઞાન પુના કોલેજ ઑફ સાયનસમાં મેળવી, એટલાથી સંતોષ નહીં માનતા પાછળથી મદ્રાસ ગયેલ, એક એવા ગૃહસ્થને નિમેલ છે. (આ ગૃહસ્થ હાલના રેવિન્યુ કમિશનરના શિરસ્તેદાર જાનાં દુર્લભરામ રામજી છે,) આથી નાના પાયા ઉપર બીજી એગ્રીકલચર કલાસ ગોંડળમાં સ્થાપેલી જોઈ મને ઘણોજ સંતોષ થયોછે. અને હું આનંદ માનુંછું કે, જેવી રીતે ભાવનગર અને ગોંડળ રેલવેથી આપ જોડાયેલાછો, તેવીજ રીતે ખેતીવાડી સંબંધી કેળવણી વધારવામાં પણ આપ એક સરખી રીતે જોડાઓ. આ ખેતીવાડી સંબંધી બોલતાં મારે આપ નામદારને વિનંતિ કરવાની કે, પૃથ્વીના સઘળા ભાગ ઉપર જે એક અગત્યની બાબતપર આપણે તપાસ ચલા-

વીએ છીએ, અને જે વિષે ઇંગ્લાંડ, સ્કોટલાંડ, કાઠિયાવાડ, અને દક્ષિણમાં આપણે અખતરા કરવાનું શરૂ કર્યુંછે; એવા (એનસ્લેજ) લીલા ખડને ખાડામાં ડાટી રાખવાના પ્રયોગનું પરિણામ મને જણાવતાં રહેશો. એ ખેતીવાડીના કલાસના ઉપરી આવતા એપ્રિલ માસમાં (સીલો) ખડનો ખાડો ઉઘાડતાં શું પરિણામ જુવેછે, તે મને લખી જણાવશે, તો હું તેને ઘણોજ ધન્યવાદ આપીશ. વળી એ સિવાય મારી ખાત્રી છે કે, આપની ખેતીવાડીની કલાસથી કાઠિયાવાડની ઝાડની સંખ્યામાં વધારો થશે. આ બાબત હું ઘણોજ શાંતીથી બોલું છું, કારણ મારી ખાત્રી છે કે કોઇ મારી ઉપર જંગલ ખાતાના આગ્રહીનો દોષ મુકે તેમ નથી; તોપણ એટલી વાત જણાવી હું અટકુંછું કે, કોઈપણ વાત કાઠિયાવાડ વિશે મારા વિચારમાં ફેરફાર કરશે, તો તે કાઠિયાવાડમાં ઝાડની ગેરહાજરી સંબંધી કરી શકશે. આટલી વાત ફોરેસ્ટ કમિશન આપણી નજર પાસે નથી એટલે હું આપને કહી દઊંછું.

હવે માજી દીવાન જેના માન અર્થે આપણે અહીંઆં એકઠા થયા છીએ, તેમના સંબંધમાં ફરીથી બોલવા આપ નામદાર મને રજા આપશો. જે જે તેમને જાતે ઓળખતા અથવા તો જેઓ તેમની નામનાથી વાકેફ હતા, તેઓનું લક્ષ આજે તેમના તરફ ખેંચાય છે. તેઓ ન્યાય તથા રાજ્યદ્વારી કામના અઢાર વર્ષની ઉમરે આ રાજ્યના નોકર નિમાયા; તે વખતથી તેમની કારકીર્દી શરૂ થઈ. અને ત્યારબાદ સને ૧૮૬૪માં તેઓ સર ન્યાયાધીશ અને પછી આસિસ્ટંટ દીવાન થયા. દીવાની તથા ફોજદારી કાયદાને માટે એમણે શું શું કર્યુંછે તે આપણે જાણીએ છીએ. એકસો ને સોળ ગામ ઉપરની હકુમત આ રાજ્યના હાથમાંથી છીનાવી લીધેલી, તે પાછી મેળવવામાં અગાઉના દીવાન સાથે રહી, તેમણે કેવી રીતે ફતેહ મેળવી, તે આપણે જાણીએ છીએ. વળી આપણે જાણીએ છીએ કે, આપ નામદાર સાહેબની સગીર ઉમરમાં, તેઓ રેવિન્યુ ખાતાના આસિસ્ટંટ એડમીનીસ્ટ્રેટર, અને ન્યાય ખાતાના જોઈંટ એડમીનીસ્ટ્રેટર હતા. વળી તેમના ઉદ્યમે કરી, ભાગબટાઇની રીત કાઢી નાંખી, તેને બદલે ખાતાબંધીની રીત આપના રાજ્યમાં દાખલ કરીને, એક પ્રાક્રમ ભરેલું કામ કર્યુંછે. વળી તેમની કારકીર્દીમાં, મી૦ ગવરીશંકરની સૂચના થયેલી, ભાવનગર-ગોંડળ રેલવે ઉઘાડવામાં આવી હતી. પણ એ સઘળાં કરતાં તેમની નામના એટલાથી વધી હતી કે, પોતાની અગાઉ થયેલા કારભારીએ, જે જે રીત રીવાજો પ્રથમથી ઘણું ડહાપણ વાપરી દાખલ કરેલા, તે સઘળા તેમણે એવીજ સ્થિતિમાં જારી રાખ્યા હતા. આપ નામદારની રજાથી ગઇ કાલે એ પ્રખ્યાત રાજ્યકારભારી (ગગાભાઇ) ને મેં ઑફીસીયલ રીતે મુલાકાત આપી. બ્રિટીશ

સરકાર અને તેના પ્રતિનીધીઓ આવા શક્તિવાળા અને ડાહ્યા દેશી રાજ્યના દીવાનોને માટે કેટલું મહત્વ જણાવેછે, તે બતાવી આપ્યું હતું. ખરેખર હિંદુસ્તાનમાં આવી જે જે આનંદદાયક વખત મેં સુભાગ્યે વાપર્યો છે, તેમાંનો એ નામીચા ગૃહસ્થની હાજરીમાં મેં વાપર્યો છે. તે વખત મારી સ્મરણશક્તિમાં કાયમ કોરાઇ રહેશે. તેમની જ્ઞાનેંદ્રીની સ્પષ્ટતા, તેમની સાદાઇ, અને તેમની નિષ્કપટ અને વ્યાજબી વિચાર શક્તિ, એ સઘળું જોઇ મને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું. અને જો આપણે ડાહ્યા રાજ્યકારભારીઓને વખાણતા હોઇએ તો, પ્રમાણીક સલાહકાર કે જેઓ તેમના દેશ અને રૈયતની ખરી સ્થિતિ, રાજાઓને ચોખે ચોખી કહી બતાવેછે; તે પણ એટલાજ વખાણને પાત્ર છે. જે ગૃહસ્થે આ રાજ્યને સઘળી તરેહની પીડામાંથી મુક્ત કર્યું, જેણે દીવાની તથા ફોજદારી હકુમત ઉપર કહેલા ગામોની પાછી મેળવી આપી, જેણે જુનાગઢ સાથેના આપના સઘળા તકરારોનું નિરાકરણ કર્યું, જેણે માથા ભારે થયેલા જવાબદારને દૂર કર્યા, એવા એક ગૃહસ્થને મળીને, આગ્રહી રીત અને સાફ દીલથી કરેલા કામ, કેવી રીતે પાર પડી શકાય છે, તે વિચાર મને આવ્યા સિવાય રહેતો નથી. આવા ગૃહસ્થે રાજ્યકારોબાર ચલાવ્યા પછી, આપને રાજ્યની ગાદીએ બેસવાનો વખત આવ્યો, તેથી અમે સર્વ આપ નામદારને મુબારકબાદી આપીએ છીએ. રાજાઓ અને તેમના દીવાનો વચ્ચેનો સંબંધ સ્વભાવિક રીતે ઘણોજ બારીક જાતનો હોયછે. આપણામાંથી કોઇપણ બીજાની આંખથી જોઇ શકીશું નહીં, માટે આપણે આપણી આંખો અને કાન ખુલ્લા રાખી આપણી મેળે વિચાર કરવો જોઇએ; તેમાં પણ જેઓ ઊંચા દરજ્જાની જગ્યા ઉપર હોય તેમને તો આ વાત અતિશય અગત્યની છે કે, જે જે વાત તેમને કાને આવે તે, તેમજ તેમના જોવામાં આવે તે, સઘળી ખરી હકીકત હોવી જોઇએ; જેથીકરીને કે પોતાની રૈયતની જરૂરીઆતો તેમના જાણવામાં આવે. અને વળી પોતાની મોટી જવાબદારી કેવી રીતે વરતી સાચવવી, તે બાબતમાં ખોટે માર્ગે ચડી શકાય નહીં. આપ નામદાર જાણોછો કે, નામદાર મહારાણીના રાજ્યના જે ભાગ ઉપર ગયા થોડા વર્ષથી મને ગવરનર નિમેલો છે; તે હોદ્દામાં મળેલા જાતી અનુભવ ઉપરથી, હું એ પ્રમાણે બોલવા હિમ્મત ધારૂંછું. ઉપર કહેલા દીવાનને પોતાના રાજ્યનું મહત્વ વધારવાથી, અથવા તો શહેરને શોભાયમાન કરવાથી, એટલી ફતેહ મળી નથી; પણ આપ નામદારની રૈયતની સ્થિતિ સુધારવા પાછળ તેમણે જે શ્રમ લીધોછે, તે હકીકતથી ફતેહ મળીછે. મુલક સુધારવા પાછળ તેમણે આ રાજ્યની માપણી કરાવી, જમીનની નીપજ તથા તેના લેવાણની રીતી એએવી દાખલ કરીછે કે, રાજ્યકારોબારની લાયકી તરીકે હિંદુસ્તાનમાં એક

નમુના દાખલ આ રાજ્ય ગણાયછે. એટલે રૈયતને પોતાની મહેનતનું ફળ રહે તેવી રીતે વ્યાજબી કરો તેમના ઉપર નાખવામાં આવેલાછે. મને સાંભળી ખુશી થાયછે કે, આપ નામદાર એ માપણીને આધારે ખેડુતોની વર્ગવારી કરો છો; કોઇપણ માણસે એક ક્ષણભર એમ નહીં માનવું કે, આપ નામદારને બ્રિટીશ સિસ્ટમ આપના રાજ્યમાં દાખલ કરવા હું લલચાવું છઊં; એ સિસ્ટમની કાંઇ જરૂર નથી; જરૂર છે તે એ છે કે, આપની રૈયતે તેમની ઉપર શા ધોરણ પ્રમાણે મહેસુલ લેવાય છે, તે તથા ત્રીજોરીની જરૂરીઆતનો તે કેટલે દરજ્જે દેવાદાર છે, તે તેને સમજાવવું જોઇએ. તે નીપજેલા અનાજ વિગેરેનો અમુક ભાગ આપે અથવા તો રોકડ નાણાં વસુલ આપે. પણ જ્યાંસુધી તે લેવાણ બાદ જતાં તેનું ભરણપોષણ કરવાને તેમજ પોતાના છોકરાંઓને કેળવણી આપવાને બસ થાય, તેટલું તેની પાસે રહે, ત્યાંસુધી તેમના ઘરવહેવારની તથા રાજ્યની ભવિષ્યની આબાદાની રહેછે."

"હું જાણુંછું કે કાઠિયાવાડ બીજી કેટલીએક બાબતોમાં આગળ વધેલું છે, પીડાકારી દેશ દાણના લેવાણથી, તે વેગળું રહેલું છે. તોપણ જમીનના મહેસુલ બાબતમાં હજી તે પછાત છે; અને હું ભરોંસો રાખુંછું કે, આપના સમોવડીયા રાજાઓ, આપ નામદારનો તથા આપના સલાહકારોનો સારો દાખલો લેઇ, તે પ્રમાણે વરતશે. હું આ પ્રમાણે એટલા ખાતર બોલુંછું કે, મહારા દોસ્ત મહારાજા ગાયકવાડ, જેઓ હાલ તુરત આ પ્રાંતમાં આવેલાછે, તેઓ પોતાની વસ્તીની સુખાકારી માટે જમીનના મહેસુલ તથા લેવાણ બાબતમાં ઘણા કિમતી સુધારાઓ દાખલ કરેછે. તેમ આપ દેશદાણમાં તથા જકાતમાં સુધારો કરોછો; અને તે સુધારો હું કહુંછું કે, વડોદરા કરતાં ઘણોજ આગળ વધેલો છે. જમીનના મહેસુલની બાબતમાં વડોદરા ઘણું આગળ વધેલુંછે, અને હું આશા રાખુંછું કે વડોદરા તથા કાઠિયાવાડ, ઉપરની બંને ટીકાઓમાંથી મુક્ત થશે એવો દિવસ હું જોવાને શક્તિવાન થઇશ."

"આ પ્રસંગે રાજ્યના નશીબનો જેની સાથે અતલગનો સંબંધ છે, એવા શામળદાસના પુત્ર અને તેમના કુટુંબના ત્રીજી પેઢીએ થયેલા દીવાનને હું મુબારકબાદી આપું છઊં. સુભાગ્યે તેની નોકરીની મુદત ટુંકી છે, અને તે પોતે હજુ જુવાન છે, તેના કૃત્યોનો હજુ દફતરમાં નોંધ લેવાયો નથી. અને એટલા માટે હું તેને કાંઇ કહેતો નથી. કારણ નોકરીના પ્રથમ ભાગમાં આસપાસ નજર નાંખી અનુભવ મેળવવો એ ઘણુંજ ફાયદા ભરેલું છે. જો તે પોતાના માનવંતા પીતા, અને ગઈ કાલેજ હું જેમને મળી આવ્યો એવા પુજ્ય રાજ્યકારભારીની કારકીર્દીમાં, જે જે ડહાપણ ભરેલાં અને નીતિનીપુણ કૃત્યો થયેલાં હોય, તેનો

દાખલો લેઈ, તે પ્રમાણે વરતે, તો હું આશા રાખુંછું કે, તે લાંબો વખત જીવી ઉપયોગી જીંદગી ભોગવશે; અને બાશી વર્ષની ઉમરે કદાચ મી. ગવરીશંકરની માફક, પોતાની કારકીર્દીની હકીકત સ્પષ્ટતાથી કહી શકશે; જો તે તદન વ્યાજબીપણે વરતશે, જો તે પોતાના છેક નજીકના દોસ્તોને સઘળી તરેહનો આશરો અપાવવાની લાલચ, ને ભય ભરેલી સ્થિતિ, કે સઘળા રાજ્યકારભારીઓ ઉપર હુમલો કરેછે, તેની સામે થશે; અને જો તે મુલકની સ્થિતિ જેવી છે તેવીજ નામદાર દરબારશ્રીને જાહેર કરશે, તો અને જો સઘળાથી વિશેષ તેમની ઇચ્છા ન્યાયથી વરતવાની હશે તો, મને ખાત્રીછે કે આપ નામદારે એવી અતી જોખમ ભરેલી જગ્યા ઉપર એમને નિમ્યા બાબત કદી આપને પસ્તાવું પડશે નહીં."

"બેસી જતાં અવલ મને ખાત્રીછે કે, ખરેખરા અને અંતઃકરણપૂર્વકના ફક્ત સલામ નહીં, પણ માન અને મુબારકબાદીને પાત્ર, એક ગૃહસ્થ જેઓ કે વ્યાજબી રીતે ભાવનગરમાં લોકપ્રિય છે અને જેનું નામ કે ભાવનગરની હદની બહાર પણ સંભળાય છે, એવા મી૦ પ્રોકટર-સીમ્સને એ દેવું અદા કરવા મને આપ નામદાર રજા આપશો. જ્યારે હિંદુ કારીગીરીના ભવ્ય મકાનો પછી, તે કોલેજ હોય કે હોસ્પીટલ હોય તે તરફ હું નજર કરૂંછું, ત્યારે હું એ ગૃહસ્થની ચપળતા કે જેથી તે પ્રાતઃકાળમાં એક વછેરાની લાયકી વિષે, તેમજ બંદર ઉપર ભરતી ઓટના રજીષ્ટર રાખવાની રીતી વિષે સમજણ આપે, તેથી હું તદન અજાયેબ થયોછું."

"ભાવનગરમાં આવી અમે જે જે જોયું તેથી, મારી તથા લેડી રેની ખાત્રી થઇ છે કે, આપ નામદારની પ્રજાની સુખાકારી માટે, તથા આબાદાની વધારવા માટે, આપ આપની શક્તિ પ્રમાણે સ્વાર્થ રહીત વૃત્તિથી કામ કરોછો. આ કોલેજને મ્હારો આશિરવાદ આપવા આપ માગણી કરોછો; પરંતુ મને કહેવાની રજા મળવી જોઇએ કે, અગરજો વિદ્યા એ મનુષ્યનું પરમભૂષણ છે, અને જે વિદ્યા આ મંદિરમાં શિખવવામાં આવશે તે મનુષ્યની શકિતમાં વધારો કરશે, તથાપી સર્વથી મહાન શકિતવાનના આશિરવાદ સિવાય આ દુનિયામાં કાંઈ પદાર્થનું સાર્થક થતું નથી."

"આપણે ગમે તે જાતના હોઇએ, અને હું ધારૂંછું કે આજે અહીં સઘળી જાતના પ્રતિનીધીઓ હાજર છે, તે સઘળાની સમક્ષ બોલતાં કોઇને માઠું નહીં લાગે કે, આ સુંદર મકાનમાં જે મોટું કામ આરંભવાનું છે, તે તથા આપ નામદારના વખણાએલા રાજ્યમાં બીજાં જે જે કામો સ્થપાએલાં છે, તે સઘળા ઉપર સર્વ શકિતમાન પરમેશ્વરનો આશિરવાદ હજો."

તે ક્રિયા પછી મેજરમેન્ટની ડીઝાઇન પ્રમાણે બંધાવેલ આલફ્રેડ હાઈ સ્કૂલમાં, ભાવનગરમાં ભણતી બાળિકાઓને ઇનામ વહેંચવાને માટે એક મેળાવડો થયો હતો. કોલેજનું કામ પૂર્ણ કરી બધું મંડળ ત્યાં આવ્યું. નામદાર લેડી રે ઈનામ વહેંચવાનાં હતાં; સ્કૂલ કમિટી તરફથી મી૦ લલુભાઈ શામળદાસે નિશાળનો હેવાલ કહી બતાવ્યો, તેનો સાર નીચે પ્રમાણે :—

"ભાવનગરમાં ભણતી કન્યાઓને ઈનામ વહેંચવા માટે, અમારા મુરબ્બી મહારાજા, નામદાર લેડી રેને વિનંતી કરે તે પહેલાં, ભાવનગરની સ્ત્રી કેળવણી સંબંધી કાંઈક હકીકત આ મંડળને નિવેદન કરવા કમિટીનો વિચાર વ્યાજબી ગણાશે. ભાવનગરમાં સ્ત્રી કેળવણીનો આરંભ થવાને ઓછામાં ઓછા ત્રીશ વર્ષ થયાં છે; ૧૮૫૭માં એક નિશાળ ઉઘાડી જે સાદા મકાનમાં બેસતી હતી. ઘણાં વખત સુધી તેમાં વધારો થયો નહીં, કારણકે દરબારશ્રીના ઉદાર આશ્રય છતાં, લોકો તેનો લાભ લેતા નહોતા. તેનું કારણ સ્ત્રીને ન ભણાવવાની તેમની ખોટી જક હતી, તે પછી દસ વર્ષ સુધી પચાસથી વધારે સંખ્યા થઈ નહીં. પણ દરબારશ્રીએ તેથી ન કંટાળતાં વડવામાં એક બીજી કન્યાશાળા ઉઘાડી; આ કન્યાશાળા મુસલમાન તથા ગરીબ વર્ગ જે તે લતામાં રહેતાં, તેના લાભ માટેજ ઉઘાડી હતી. છતાં ઘણા વર્ષ સુધી બન્ને નિશાળોમાં એકસો પંચોતેર કરતાં વધારે સંખ્યા થઈ નહોતી. અગરજોકે વસ્તીના પ્રમાણમાં આ સંખ્યા ઓછી લાગે છતાં, તેપરથી એમ નકી થયું કે લોકોનો થોડો ભાગ આ સ્ત્રી કેળવણીને ઉત્તજન દાતા થયોછે ખરો; આથી મહારાજાને કન્યાશાળા માટે મકાન બાંધવાની મરજી થઇ. આગલે વર્ષે પોતાના પાટરાણી (દીર્ઘાયુ કુમારશ્રી ભાવસિંહજીભાઇના માતુશ્રી) સ્વર્ગવાસી થયાં હતાં; તેઓના સ્મરણાર્થે કાંઈ કરવું એવી મહારાજાની જીજ્ઞાસા હતી; કારણકે તેઓ તેમને અત્યંત પ્રિય હતાં. તેનાજ નામથી તે મકાન બંધાવવા યોજના કરી; અને તેનું નામ "માજીરાજબા કન્યાશાળા" રાખ્યું. અને તેની હેડ મીસ્ટ્રેસ તરીકે વીઠાબાઈ નામની એક પૂના ટ્રેનીંગ કોલેજમાં કેળવાએલી સ્ત્રીને નીમી; જેથી નિશાળની સ્થિતિ દિનપ્રતિદિન સુધરતી ચાલી. તે પછી કેટલાક સુધારા થયાછે. હાલમાં તે બન્ને શાળામાં કુલ સંખ્યા ૨૮૫ છે; અને આપ નામદાર આંહી આવેલી કન્યાની હુશીઆરી, ચપળતા, આદિથી જોશો કે, મહેનત વ્યર્થ ન જતાં લાભદાયક થાયછે. અને સારા લોકોની તે તરફ અભિરૂચી છે. ભાવનગર સંસ્થાનમાં આવી બીજી પણ કન્યાશાળાઓ છે તેથી સ્ત્રી કેળવણીને આ સંસ્થાનમાં ઉત્તેજન છે; તે આપને વિદિત થશે. આટલી વૃદ્ધિ થવામાં ઘણી અડચણો

નડીછે; લોકોની અનભિરૂચી હોવાથી જો દરબારશ્રીએ ઉદારતાથી આશ્રય ન આપ્યો હત, તો કમિટીની મહેનત સારો લાભ આપત નહીં. નામદાર મહારાજા તખ્તસિંહજી હમેશાં અનુપમ ઉદારતાથી મદદ કરેછે; તેઓએ સંખ્યાની વૃદ્ધિ માટે ઈનામ આપવા, તથા તેના અભ્યાસમાં સુધારા માટે ઈનામ આપવામાં બહોળો ખર્ચ આપવા કદી આનાકાની ન કરતાં, તેથી વધારે આપવા ઉત્સાહ બતાવ્યો છે. તેઓ કમિટી નીમીને તેની માગણી તરફ ધ્યાન આપી કેળવણી વધારવા મદદ કરેછે; અને પોતાની બન્ને રાજકુમારી કુંવરીશ્રી રામબા તથા કેશાબાને આ નિશાળમાં મોકલીને, તેને ઉત્તેજન આપ્યું છે. તે વાત આ હિંદુસ્તાનમાં કેટલેક દરજ્જે નવી છે. આ બન્ને દીર્ઘાયુ કુમારી, આ કન્યાઓમાં આ વખતે છે. અને તેમની હાજરીથી સ્ત્રી કેળવણીને માટેના પ્રતિકુળ વિચારો, તદન નાબુદ થયાછે, જે માટે મહારાજાનો ઉપકાર આ સ્થળે પ્રદર્શીત કરીએ છીએ," વિગેરે.

તેના ઉત્તરમાં નામદાર લેડી રે વતી નામદાર ગવરનરે કહ્યું, તેનો સાર નીચે પ્રમાણે:—

**"મહારાજા સાહેબ તથા ગૃહસ્થો,**

"મી૦ લલુભાઇ શામળદાસે તેના આનંદદાયકવર્ણનમાં, જે હેવાલ નિશાળ સંબંધી આપ્યો; તેથી એમ સ્પષ્ટ છે કે, મુશ્કેલી ઓળંગી અત્યારે સ્ત્રી કેળવણી સુધારાપર આવીછે. અને આજના જેવો આનંદી દેખાવ મને કદી લાગ્યો નથી. અને દીલગીરી છે કે મારી પહેલાના કોઈ ગવરનર અત્યારે આહીં હાજર નથી. ૧૮૫૭ માં થએલ સ્ત્રી કેળવણી સંબંધી હીલચાલ આપણે સાંભળી, જેથી આપણને મારા જાતિભાઇ લોર્ડ એલ્ફીન્સટનનું સ્મરણ થઈ આવેછે. ભાવનગરની બાળિકાને આવા મેળાવડામાં ઈનામ મેળવતી જોઈ તેને બેહદ આનંદ તથા આશ્ચર્ય થાત (જો તે આંહી હોય તો). તેવોજ મને આ વખતે અત્યાનંદ થાયછે. જ્યારે રાજ્યકર્તા, લોકપ્રીય કામ કરવા લલચાય ત્યારે તે સહેલું થાયછે; તે ડહાપણ ભરેલી રીતે પોતાની પ્રજાના પ્રતિકુળ વિચાર મટાડી શકેછે; આપ મહારાજાએ તે કાર્ય કર્યુંછે. હિંદુસ્તાનની કન્યાને ઉત્તમ કેળવણી આપવાની જ્યારે દેશની આબાદી માટે જરૂર છે તે વખતે તમે ખંતથી આગળ પડ્યા; અને અગરજોકે તમે જાણતા હતા કે, તે વિરૂદ્ધ ઘણા વિચારો છે; છતાં બધી અડચણ ટાળવાની હિંમતથી તમોએ દાખલો આપ્યો; અને નિશાળ સ્થાપી; અને જ્યારે એક નિશાળમાં ફતેહ ન મળી, ત્યારે "તે ખાતું બંધ કરવાની જરૂર છે" એમ કહેવાને બદલે,

"શહેરના બીજા ભાગમાં યત્ન કરવાની જરૂર છે", એમ શબ્દો કહ્યા. (ધન્ય છે ધન્ય છે.) આથી તમે એકલા હિંદુસ્તાનમાંજ નહીં પણ આખા જગતના રાજ્યકર્ત્તાને અનુકરણીય દાખલારૂપ બન્યા છો. કારણ અર્વાચીન કાળમાં મોટી ધાસ્તી એ છે કે, રાજ્યકર્ત્તાઓ દીર્ઘદ્રષ્ટિથી કદાચ જોતા નથી, કે આગળ જતાં લોકોને કયું વધારે ફાયદાકારક અને ઉપયોગી છે, અગરજોકે તે કાંઇ હાલ તે લોકપ્રીય નથી. આમ વિચાર ન કરતાં તેને બદલે તેઓ તુર્ત લોકપ્રીય કરવાનેજ લલચાય છે, આંહી આપની બે કુમારીને ભણતી જોઇને હું નિશાળ તેમજ તે બન્ને કુમારીને અભિનંદન આપું છું, ઘણા લાંબા કાળ પહેલાં, ઈંગ્લાંડમાં પણ સ્ત્રી કેળવણી વિરૂદ્ધ અભિપ્રાય હતા ; હું પૂર્ણ રીતે જાણુંછું કે ઈંગ્લાંડમાં સ્ત્રી કેળવણીની વૃદ્ધિ હમણાંજ થઇછે, તમારી કન્યાઓ આ નિશાળમાં અભ્યાસ કરેછે તેથી એમ થવાનું કે, પ્રજાની કન્યાઓ સાથે આપેલા સુખના દિવસનું, તે કુમારીઓને ચિરકાળ સ્મરણ રહેશે ; અને તેથી તમારી પ્રજા તથા કુટુંબ વચ્ચે સારી લાગણી બંધાશે. તમારા પોતાના રાજ્યમાં જે કરો છો, તે માટેજ નહીં, પણ પૂના હાઇસ્કૂલ, સિંધની હુન્નરશાળા, વિગેરે એવા ઘણા ખાતાને તમો જે કીમતી મદદ આપો છો, તે માટે તમોને ધન્યવાદ ઘટેછે." તે પછી સાંજરે નામદાર ગવરનરને, પીલ ગાર્ડનમાં ખાણું આપવામાં આવ્યું હતું. જેમાં અરસપરસના ઉમદા વિચાર તથા સદ્‌ગુણોના વિવેચનપૂર્વક, આરોગ્તા ઇચ્છી હતી. તે પહેલાં આપણાં મહારાણી વિકટોરીઆ તથા તેમના વડા પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ તથા તેમના કુટુંબનું આરોગ્ય, હર્ષનાદ સાથે પ્રાર્થવામાં આવ્યું હતું, તેમજ મીજમાનોમાંના એક પાર્લામેન્ટના મેમ્બર તથા જનરલ કીટીંન્જ તથા કર્નલ વુડ હાઉસ વિગેરેનું આરોગ્ય ઇચ્છવામાં આવ્યું હતું. તેમાંના ભાષણો લંબાણ ભયે અત્રે ટાંકવામાં આવ્યાં નથી. બીજે દિવસે તેઓ સ્પેશીઅલ ટ્રેનમાં બેસીને વિદાય થયા. તેમને વળાવા મહારાજા ગયા હતા. અને માનપૂર્વક વિદાય કરીને સસ્નેહ વિચારે પાછા ફર્યા હતા. સને ૧૮૮૭ ના ફેબ્રુઆરી મહિનામાં, નામદાર મહારાણીના પુત્ર ડયુક ઑફ કોનોટ હિંદુસ્તાનમાં પધાર્યા. મહારાજા આ વીર નરની મુલાકતે ગયા હતા. જ્યાં અત્યંત માન પામી, સ્નેહ વધારી, પાછા ભાવનગર પધાર્યા હતા. તે પછી જુબીલીની હકીકત નીચે પ્રમાણે છે :—

નામદાર મલીકા માજમા, મહારાણી વિકટોરીયા, કૈસરેહિંદ સાહેબની, રાજ્યકારકીર્દીને પુરાં પચાસ વર્ષ ચાલતી સાલમાં થાયછે ; તેથી તે બાબતની ખુશાલી તથા મોહોત્સવની ક્રિયા, ચાલતા માસની તારીખ ૧૬ ના રોજ, આ સંસ્થાનના ખુદ પાયતખ્ત શેહેર અને મુખ્ય મુખ્ય કસ્બાઓમાં

કરવામાં આવી હતી. તારીખ ૧૬ ફેબ્રુઆરી બુધવારના રોજ સહવારના ૯ વાગતે શેહેર ભાવનગરની અંદરના રાજ્યમેહેલમાં, નેક નામદાર મહારાજ સાહેબે, મોહોટો દબદબાવાળો દરબાર ભર્યો હતો; જેમાં કે યુરોપીયન તથા દેશી અમલદારો; વ્યાપારીઓ અને બીજા ગૃહસ્થો, તથા યૂરોપીયન લેડીઓ, તેમજ મૂળગરાસીયાઓ, અને દરબારી સીબંદીના અમલદારો, જેઓને આમંત્રણ કરવામાં આવેલ, તેઓ સહુ સવારના ૮॥ વાગતાની અંદર, દરબારમાં આવી પોતપોતાની જગ્યોએ બેઠા હતા થોડીવાર પછી નામદાર મહારાજા સાહેબ દરબારમાં પધાર્યા બાદ, તેઓ નામદાર સાહેબની આજ્ઞાથી મુખ્ય દીવાન મેહેરબાન વીઠલદાસ, તથા આસિસ્ટંટ મુખ્ય દીવાન મેહેરબાન વિજયશંકર, ગોહિલવાડ પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેહેરબાન કપ્તાન ફેરીસ સાહેબને, સદરહુ દરબારમાં લઈ આવવા સારૂ, નામદાર મહારાજા સાહેબ તરફના ડેપ્યુટેશન તરીકે, પાનવાડીને બંગલે ગયા; અને બરાબર ૯વાગતે સાહેબ મોસુફને લેઇને દરબારમા આવ્યા; નામદાર મહારાજા સાહેબ દાદરના પગથીયા પાસે સાહેબ મેહેરબાનને મળ્યા; એટલે તુરતજ દરબારી બેન્ડ વાજાએ "નેશનલ એનથમ" (રાજયગીત) બજાવ્યું હતું. એક કોચ ઉપર નેક નામદાર મહારાજા સાહેબ, અને તેમની જમણી બાજુએ મેહેરબાન ફેરીસ સાહેબનું બેસવું થયા બાદ, દરબાર ભરવાના હેતુ સંબંધીનાં ઇંગ્રેજી તથા ગુજરાતી ભાષણો નેક નામદાર મહારાજ સાહેબ તરફથી મુખ્ય દીવાન સાહેબે વાંચી સંભળાવ્યાં હતાં:—

**"મેહેરબાન કપ્તાન ફેરીસ સાહેબ તથા લેડીઓ અને ગૃહસ્થો,**

"નેક નામદાર મલીકામાઆજમા મહારાણી કેસરેહિંદ સાહેબના કૃપાળુ, અને ઉદારરાજ્યની કારકીર્દીનું, આ પચાસમું વર્ષ, પૂર્ણ થયા બાબતની ખુશાલી બતાવવાના પ્રસંગે, તમો સર્વને અત્ર વખત મળવાથી મને અતિ ઘણી ખુશી થાયછે. તે મોટાં અને રૂડા ગુણવાળાં દેવી વિકટોરિયા જે રાજ્યનાં અધિષ્ઠાત્રી છે, તે રાજ્યની સાથે દોસ્તીના સંબંધથી ત્નેડાયાને લીધે, માહારા અંતઃકરણની અંદર, આ વખતે ઘણો પોરસ તથા મોટી ખુશાલી પેદા થયેલીછે. અને તે પોરસમાં એટલી વાતથી ઘણો વધારો થાયછે, કે એ દોસ્તીનો સંબંધ આ પ્રાચિન પ્રાંત સૌરાષ્ટ્ર મધ્યેનાં બીજાં સંસ્થાનોના કરતાં, માહારા રાજ્યની સાથે પચાસ વર્ષ પૂર્વેથી શરૂ થયાનો હક ધરાવી શકાયછે; આ ખુશાલીનો ચિતાર જેવો માહારા અંતઃકરણથી બતાવવાને ઉત્સાહ થાયછે, તેહેવો તથા એવા મોટા પ્રસંગને સારૂ જેટલો ઘટે તે પ્રમાણે બરાબર તો બની શકતો નથી; પરંતુ માહારાથી અને માહારી પ્રજાથી જે કાંઇ બની શકે તે કરેલુંછે

તથા કરવામાં આવશે, અને આજરોજે આખા હિંદુસ્તાનની અંદર જે જયજયકાર શબ્દના ખરા દીલના અવાજ થઇ રહેલાછે ; તેમાં ઉમેરો કરવામાં તથા આ દુનિયામાં હાલ સુધી થઇ ગએલા રાજ્યાધિકારીઓ મધ્યે, સર્વોત્કૃષ્ટ રાજ્ય સત્તાધીશ જે આપણાં પ્યારાં મહારાણીજી છે ; તેમના પ્રત્યે ઘણું ઊંચું માન અને પ્રીતિ ધરાવવામાં આપણે કોઇ રીતે પાછળ રહેલા નથી ; ને તેઓ મહારાણીજી હજી લાંબી મુદ્દત સુધી રાજ્ય કરો એમ ચાહીએ છૈયે. આપણે જે ખુશાલીનો ઉત્સવ કરવો, તે બાબતનું પ્રોગ્રામ તમારી પાસે આવેલછે. પરંતુ આજની ખુશાલીના પ્રસંગની નિશાની દાખલ, ઓરત અને મરદ એ બન્ને જાતના મળીને કેદીઓ જણ ૧૫, કે જેઓને છોડવાથી લોકોની સલામતીને ભયકારી નહીં થાય તેઓની બાકીની કેદની શિક્ષા માફ કરીને, તેઓને છોડી દેવાનો અમોએ ઠરાવ કરેલોછે ; તે એવી આશાથી કે જે, મહારાણીજીના માનની ખાતર આપણે આજે ખુશાલી કરીએ છૈયે, તેમને પ્યારી જે સુનીતિ છે, તેનો રસ્તો તે કેદીઓ હવેથી પકડીને પોતાની વર્તણુક નવેસરથી શરૂ કરે. બીજું અમોએ એવું ધારેલુંછે કે, ત્રીશ હજાર રૂપૈયાની રકમના વ્યાજ જેટલા ખર્ચથી જુદી જુદી કોમની ૨૫ વિધવાઓને કાયમની જીવાઈ કરી આપવી, અને તેઓને "વિકટોરીયા જુબીલી પેન્શનરો" કહેવામાં આવશે. ત્રીજું ઈમારતી કાઠ કે જેહેની બજારને માટે કાઠિયાવાડ મધ્યે માહારૂં ભાવનગર બંદર મુખ્ય ગણાયછે ; તેના ઉપરની જકાતના લેવાણમાં ઘટાડો કરીને, તે જકાત એકસરખા દરથી તે માલની કીંમત ઉપર દર સેંકડે ટકા પોણા મુજબની લેવાનું ઠરાવવામાં આવ્યુંછે. આપના જાણવામાં છે કે રાજકોટમાં "વિકટોરીયા જુબીલી મ્યુઝીયમ" એવું એક સંગૃહસ્થાન બંધાવવાનું છે, તેમાં આ પ્રાંતના બીજા રાજાઓની સાથે અમોએ રૂ. ૨૫,૦૦૦ ની રકમ આપવી ઠરાવીછે ; મગર આ ખુશી ભરેલા વર્ષની યાદગીરી આ શહેરમાં પણ ઉત્તમ રીતે રેહેવા સારૂ, પરમેશ્વરની મોહોટામાં મોહોટી બક્ષીસ જે સ્વચ્છ પાણી, તે શેહેર સુધી નળદ્વારાએ લાવીને, લોકોને પોતાના ઘરને આંગણે પાણી મળે તેવું કરવામાં આવશે, અને તેને "વિકટોરીયા જુબીલી વોટર વર્કસ" એહેવું નામ આપવું ધારેલુંછે.

મેહેરબાન ક્યાપટન ફેરીસ સાહેબ,

આપને એટલી વિનંતી કરૂં છઊં કે, આપ મેહેરબાની કરી આપણા લાયક પોલિટિકલ એજંટ સાહેબને લખી જણાવશો કે તેઓ સાહેબ, નામદાર મુંબઇ સરકારની મારફતે, નેક નામદાર મલીક્કામાજ્જમા સાહેબને માહારા ખરા દીલની મુબારકબાદી, તથા તેમના પ્રત્યે મારી ઘણીજ ચાહેના, અને તેમના પ્રતાપી

રાજ્ય તરફ માહારી દ્રઢ પ્રીતિની ખાતરી લખી જણાવે; અને રાજાઓના રાજા (ઇશ્વર) તે મહારાણી સાહેબને તંદુરસ્તી અને લાંબી મુદ્દતની જીંદગી બક્ષે."

સદરહુ ભાષણના જવાબમાં, મેહેરબાન ફેરીસ સાહેબે ઇંગ્રેજીમાં નીચે પ્રમાણે ભાષણ કર્યું, અને તેનો ગુજરાતી તરજુમો સાહેબ મેહેરબાનની ખાયેશથી આજમ લક્ષ્મીશંકર વિ. હરીપ્રસાદે વાંચ્યો હતો:—

**"મહારાજા સાહેબ, તથા લેડીઓ અને ગૃહસ્થો,**

"તમો સારી રીતે ધારી શકશો કે, જેહેવી સ્થિતિમાં આજરોજે હું આવેલોછું, તે જોઇને તથા આપણાં પ્રિય મહારાણી સાહેબની જાત પ્રત્યે જે વફાદારી, તથા રાજ્યભક્તિ, અને મમતના વિચારો આપ મહારાજા સાહેબની તરફથી બતાવેલા હમણા મેં સાંભળ્યા, તે તેમને યોગ્યદ્વારાએ લખી જણાવવાનું, મારે હાથે થવાથી મને ખરા અંતઃકરણની ઘણી ખુશી સાથે આનંદ થાયછે. જ્યારે કોઇ બનાવથી આપણી ખુશી, અને આનંદમાં, વધારો થઇને શીર ટોચે પોહોચેછે; ત્યારે તે દિવસને આપણી જીંદગીમાં મોહોટી ખુશાલીનો ગણીએ છીએ. પણ આ શુભ પ્રસંગે જે દિવસને આપણે મોહોટી ખુશાલીનો નોંધીએ છીએ, તે ફક્ત આપણી જીંદગીમાંજ નહીં, પણ તે બ્રિટિશ શેહેનશાહતની ઉજ્વળ તવારીખમાં નોંધીએ છીએ. કેમકે અમારી પ્રજાના નોંધમાં જે રાજ્ય સત્તાધિશે પચાસ વર્ષ સુધી રાજ્યાધિકાર ભોગવેલો, તેનો આ માત્ર ચારમો દાખલો છે; તેનો શું અર્થ તે વિચારો, કેમકે આપણા મધ્યેના ઘણાએકને તો પોતાની હયાતીના પણ તેટલાં વર્ષ યાદ આવી શકતાં નથી.

હવે આપણે આ આનંદ ભરેલા પ્રસંગે, મોહોટામાં મોહોટી ખુશાલી અને મોહોત્સવની ધામધુમ કરવાનું શું કારણ, તે વિચારીએ તો, તેને માટે પાછલાં પચાસ વર્ષોની મુદ્દત ઉપર નજર કરી જોઇએ. ઈ. સ. ૧૮૩૭માં આપણાં પ્રિય મહારાણી સાહેબ, જ્યારે કે પોતે બચપણ કરતાં ભાગ્યેજ વધારે ઉમરનાં હતાં, તે વખતે મનુષ્યોના નશીબમાં જે ઘણુંજ જુમેદારીવાળું, અને ભારે બોજા ભરેલું કામ આવી પડેછે, તેવું કામ કબુલ કરવાનું તેમને માથે આવ્યું હતું, અને તે વખતે તેમના ઉપર જે ભરોંસો રાખવામાં આવેલો, તે તેમણે કેવી રીતે પરીપૂર્ણ કરેલોછે; એ સવાલનો જવાબ બીજો કાંઇ નહીં, પણ એકજ અવાજે એહેવો મળશે કે, "ઘણી ઉમદા રીતીથી, તથા એક નિષ્ટાથી, અને ફતેહમંદીથી." તેમના ઉદાર અને કૃપાળુ રાજ્યના વખતમાં સુધારો મોહોટા પગલાંથી આગળ વધેલોછે; કેળવણી, વ્યાપારની છુટ અને રાજ્યકિય તથા ધર્મ સંબંધીની સ્વતંત્રતા, એ સઘળાની વૃદ્ધિ થઇને, તેમને ઘણું ઉત્તેજન તથા પુષ્ટી મળેલ

છે; અને છેલ્લું પરંતુ તે જરા પણ ઓછું નહીં તે, એ જે પ્રજાની નીતિ સંબંધીની સ્થિતિ પણ ઉંચામાં ઉંચે દરજ્જે ચડેલીછે. એ વર્ષોમાં શેહેનશાહતના તાબાના મુલકને, કાંઈ ભુલી જવામાં આવ્યા નથી; હિંદુસ્તાન તો સુધારામાં એટલું આગળ વધેલુંછે, કે તેનો તવારીખમાં મુકાબલોજ નથી. અને બીજા નાનાં નાનાં સ્થળો કે જ્યાંહાં માત્ર ઘણા થોડાજ દેશાંતર કરી ગયેલા લોકો જઈવસેલા ત્યાંહાં તેઓ વૃદ્ધિ પામીને મોટી મોટી કોમનો જથો બંધાતા હવે તે જાણે કે એક એક જુદી પ્રજાની સ્વતંત્રાને દરજ્જે પોંહોચેલછે; અને તેની સાથ ગુલામગીરી તો ઘણુંકરીને સમગ્ર રીતે નાબુદ થયેલી આખી દુનિયાના જોવામાં આવેલછે; આ સઘળા સુધારા તથા તેની જે આગળ વૃદ્ધિ તે શાથી થઇ તેનો શોધ કરતાં, તેમાં આપણા માનવંતા મહારાણી સાહેબની પોતાની ઇશ્વરી બક્ષીસવાળી પ્રેરણા આપણને માલમ પડી આવશે."

**"મહારાજા સાહેબ,**

"આપની વફાદારી ખરી રીતે કરી બતાવ્યા બાબતની મારા ખરા દીલથી આપને મુબારકબાદી આપુંછું. અને મને ખાત્રી છે કે, આ જુબીલીના પ્રસંગની ધામધુમ ગમે તેવા સારા વિચારથી હોય તોપણ કોઇ રીતે નીરર્થક ખર્ચથી કરવાની મહારાણી સાહેબની ચાહેના નથી. મગર તે બાબતની આપ મહારાજા સાહેબે જે જે ધારણાઓ કરીછે, તે સઘળી મહારાણી સાહેબને ખાસ રીતે પસંદ આવે એવીજ મને માલમ પડેછે. હિંદુસ્તાનની સ્ત્રી જાતીની સ્થિતિ સુધારવામાં, તેમને જે કાંઈ ઉત્કંઠા અને શોખ છે, તે આપણે સહુ જાણીયે છીએ, એટલે નિરાશ્રીત ૨૫ વિધવાઓને તેમની જીંદગી સુધી "વિકટોરીયા જુબીલી પેન્શન" આપીને તેમની દુઃખી હાલત સુધારવાનું, જે આપે કર્યુંછે, તે મહારાણી સાહેબના હૃદયને અસર કર્યા વગર રહેશે નહીં, તેમજ જે કેદીઓને અને તેમાં પણ વિશેષેકરીને અબળા જાતી કે જેઓના ગુનાહ રાજ્યની વિરૂદ્ધ હોવાના કરતાં, તેઓના પોતાનાજ વિરૂદ્ધ હતા, તેઓને મહારાણી સાહેબના માનની ખાતર છોડવાથી બાદશાહોનો મોહોટામાં મોહોટો ગુણ જે દયા તેહેનો બરાબર ઉપયોગ કરવામાં આવેછે. ઇમારતી લાકડાં ઉપરથી જકાતમાં ઘટાડો કરવાથી, ઘણા લોકોને લાભ મળશે, અને વસ્તીને પોતાના ઘરને આંગણે પાણી પુરૂં પાડવાથી તેઓની પેહેઢીઓપર્યંત આ "જુબીલી"ના વર્ષને, તથા જે મહારાણી સાહેબના માનની ખાતર તેઓને એ સુખનો લાભ મળ્યોછે તેમની યાદગીરી હમેશ તેઓના દીલમાં ઉપકારીપણાથી અને પ્રીતી ભરેલી રીતે રેહેશે. મહારાણી સાહેબના રાજ્ય પ્રત્યે આપ મહારાજા સાહેબની

વફાદારી અને એકનિષ્ટા સારી પેઠે જાણીતીછે, એમ છતાં આપના દીવાનદ્વારાએ જે વિચારો આપે બતાવ્યાછે, તે મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબની મારફતે મલીક્કામાઆઝમા સાહેબને લખી મોકલાવવાથી મને ઘણો આનંદ અને પોરસ થશે. આ વખ્ત હજી સવારના પોહોરનો છે ને રાત્રી અગાઉ આપણા દીલની અંદરની ખુશાલી ખરી રીતે કરી બતાવવાને માટે ઘણું કરવાનું છે; ને મને ખાત્રી છે કે રાજાઓ કે ખેડુતો, શ્રીમંત કે ગરીબ, વૃદ્ધ કે જુવાન, એશિયાખંડના કે યુરોપખંડના એ સઘળા લોકોના દીલમાં, એકજ ચાહેના છે કે પરમેશ્વર પોતાની કૃપાથી, હજી ઘણાંએક વર્ષો સુધી, આપણાં પ્રીય મહારાણી સાહેબને આપણા ઉપર તેમનું ઉદાર રાજ્ય ચલાવવાને માટે કાયમ રાખે."

ઉપર મુજબ ભાષણ વંચાઇ રહ્યા બાદ, દેશી નાચ તથા ગાયન કરાવવામાં આવ્યું હતું, ને તે પછી સાકર તથા પાન સોપારી અને અત્તર ગુલાબજળ વગેરે આપવામાં આવતાં, દરબાર સમાપ્ત થયો, એટલે તુરતજ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેહેરબાન ફેરીસ સાહેબ, ડેપ્યુટેશન વગેરેની જેવી ક્રિયાથી દરબારમાં પધાર્યા હતા, તેવીજ ક્રિયાથી પાછા પોતાના મુકામ તરફ વિદાય થયા; તે વખતે પણ દરબારી બેન્ડ વાજાએ "નેશનલ એનથમ" (રાજ્ય ગીત) બજાવ્યું હતું, અને તે પછી બાદશાહી સલામતીની ૧૦૧ તોપોના બાહાર થયા હતા. નામદાર મહારાજ સાહેબના ભાષણમાં જણાવ્યા પ્રમાણે, ૧૧ મરદ અને ૪ ઓરત કેદીઓ, જેઓની કેદની શિક્ષાની મુદ્દત જે બાકી રહેલ હતી, તે માફ કરી કુલ ૧૫ કેદીને છોડી દેવામાં આવ્યા હતા. મધ્યાનોતર ત્રણ વાગતે પબ્લીક ગાર્ડનમાં શેહેર વગેરેની તમામ નિશાળોમાં સુમારે પાંચ હજાર ઉપરાંત છોકરાંઓ, એકઠાં થયાં હતાં; અને દર એક નિશાળના મેહેતાજીની મારફત તેઓ સર્વને મીઠાઈ વેંહેંચી આપવામાં આવી હતી, તેમજ તેઓ સર્વને કીંમતી ચોપડીઓનાં ઇનામ પણ આ ખુશાલી નીમી-તે, આપવામાં આવ્યાં હતાં, તેને "Bhavnagar Jubilee rize" યાને "ભાવનગર જ્યુબીલી ઇનામ" નામ આપવામાં આવ્યું હતું. સાંજના પાંચ વાગતે નેક નામદાર મહારાજ સાહેબે, મોતીબાગના મેહેલમાં "ગાર્ડન પાર્ટી" આપી હતી; ત્યાંહાં સઘળા મીજમાનો આવેલા હતા અને તેઓ સર્વેને યોગ્ય ગમત રમતથી ખુશી થઇ હતી. ગાર્ડન પાર્ટીમાં આવેલા સર્વ મીજમાનો સહિત, નેક નામદાર મહારાજ સાહેબ ઘોડાગાડીની સવારીથી, શેહેરની અંદર તથા બાહારના મુખ્ય મુખ્ય મોહોલાઓમાં, આ હર્ષોત્સવની નીમી-તે કરેલી રોશની જોવા સારૂ પધાર્યા હતા, અને તે પછી ગંગાજળીયા તળાવ ઉપર આતશબાજી જોવા સારૂ સર્વ પધારેલા હતા; જે જોવાઈ રહ્યા પછી સર્વે ગૃહસ્થો વગેરે ઉત્સાહપૂર્વક પોતપોતાને ઘેર ગયા હતા.

પ્રભુ ગાદીએ રાણી આબાદ રાખો,
સદા સૌ પ્રજા લક્ષધા લાભ ચાખો;
રહો સર્વ ઊંચે રવે એમ ગાતા,
જીવો હિંદની કૈસરે હિંદ માતા.

પ્ર. શિ. મોકડ.

તારીખ ૫મી જુલાઇ સને ૧૮૮૭ને દિવસે, મહારાજાએ પોતાના દીવાનને હુકમ કર્યો કે, આપણી મ્યુનિસિપાલીટીનો ખર્ચ આપણે આપીએ છીએ; અને આપણા અમલદારો તેનો વહીવટ ચલાવેછે; તેથી પ્રજાને તે સંબંધી કાંઇપણ અડચણ હોવાનો સંભવ છે; અને મારો વિચાર હિંદનાહિતસ્વિ નામદાર વૉઈસરૉય લોર્ડ રીપનની જેમ સ્થાનિક સ્વરાજ્ય આપવાનો છે; તો તે બાબતમાં લોકોનો મત જાણવો. આથી મેહેરબાન દીવાનસાહેબે પ્રતિષ્ઠીત ગૃહસ્થોને બોલાવી મત લેતાં બહુ મતે તે બાબત પસાર થઇ; અને સંવત ૧૯૪૪ના પોષ વદી ૭ને રોજ, પોતાના જન્મદિવસની ખુશાલી પ્રસંગે, જાહેર ગેઝેટમાં મ્યુનિસિપાલીટી ખાતાનું કામકાજ સ્થાનિક સ્વરાજ્ય રીતે ચલાવવાનો ધારો મંજુર કર્યાનું પ્રગટ કર્યું; જેથી લોકોના મનપર અપાર આનંદ ફેલાયો. એજ વર્ષમાં મહારાજાએ સંન્યાસીઓ તથા નીરાશ્રીતો માટેનાં બોર્ડીંગ (અન્નક્ષેત્ર) ખુલ્લાં મેલીને અપાર આશીશ મેળવી. તારીખ ૨૧મી નવેમ્બર સને ૧૮૮૭ને રોજ નામદાર ગવરનર લોર્ડ રેની મુલાકાતે મહારાજા પધાર્યા. જ્યાં આદરમાન પામી, આનંદ મગ્ન બની પાછા ભાવનગર પધાર્યા, આ વખતે નામદાર ગવરનરે તેમનું સારૂં આતિથ્ય કર્યું. મુંબઇથી પાછા ફરતાં સુરત મુકામે મહારાજાને ત્યાંની પ્રજાએ એક માનપત્રથી વધાવ્યા; કારણ સુરતમાં અતી ભયંકર આગ વખતે, નીરાધારના બચાવના ફંડમાં મોટી રકમ મહારાજાએ ભરી હતી; જેથી ત્યાંના રહેવાશીઓનો અંતઃકરણનો પ્યાર આ વખતે ઉછળી આવ્યો હતો.

મહારાજાએ સ્થાનિક સ્વરાજ્ય આપીને ભાવનગરવાસીને, ઉત્તમ રાજનીતિ બતાવી હતી; અને કમિશનર તથા મેમ્બરની ચુંટણી વખતે એક આનંદી દેખાવ થયો હતો; આથી વધારે ઉત્તમ રાજ્યકાર્ય નિપુણતાનું દૃષ્ટાંત મહારાજાએ સને ૧૮૮૮ના માર્ચ મહિનાની નવમી તારીખે બતાવ્યું; કારણકે તે દિવસે સ્ટેટકાઉન્સીલ સ્થાપીને પોતે સૌના મુરબ્બી રહી નીષ્પક્ષપાત ન્યાય આપવા લાગ્યા, દરેક ખાતાના જુદા જુદા ઉપરી ઠરવાથી, તે તરફ પુરતું ધ્યાન અપાયું, વિગેરે સુખ થયું. આ બાબત જે સાલમાં બની તે સાલ એટલે સને ૧૮૮૭-૧૮૮૮ના મુંબઇ સરકારના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં, મહારાજાની

રાજનીતિ માટે પસંદગી બતાવી હતી, જેનો ભાવાર્થ નીચે મુજબ:—

"આ વર્ષમાં ભાવનગરના રાજ્યકારભારમાં, એક અગત્યનો સુધારો કરવામાં આવ્યોછે. એક કાબેલ માણસ કરી શકે તે કરતાં વધારે રાજ્ય દરબારી કામનો બોજો પોતાના દીવાન ઉપર છે, એમ ઠાકોર સાહેબ સર તખ્તસિંહજીની ખાત્રી થવાથી, તેઓએ એક ઉત્તમ યોજના (સ્ટેટ કાઉન્સીલ) રચી; અને જુદાં જુદાં ખાતાં, ચાર કાઉન્સીલરોમાં વહેંચી નાખ્યાં; અને તેઓને દરેકને ઠાકોર સાહેબનો બારોબાર હુકમ મેળવવાનો હક બક્ષ્યોછે. વળી ઠાકોર સાહેબે પોતાના એકત્રીશમા વર્ષની ખુશાલીની યાદગીરીમાં, ભાવનગર શહેરને સ્થાનિક સ્વરાજ્યનો હક બક્ષેલો છે; અને બીજા કેટલાક સુધારા કરેલાછે.

એ કાઉન્સીલનું બંધારણ કેવું છે તે બાબત લોકોની જાણ માટે ગેઝેટમાં પ્રસિદ્ધ કરેલ, તેનો ઉતારો નીચે આપેલછે:—

અમો મહારાજા રાઓળશ્રી તખ્તસીંહજી, જી. સી. એસ. આઇ., ઠાકોર સાહેબ, સંસ્થાન ભાવનગરના તરફથી હુકમ ફરમાવવામાં આવેછે કે—

૧. અમારા મુલકના રાજ્યકારભારનું સઘળું કામકાજ, આજની તારીખથી બીજો હુકમ થતાં સુધી, અમારા હુકમ નીચે, ચાર સભાસદ (કાઉન્સીલરો)ની એક રાજ્યસભા (કાઉન્સીલ)ના હસ્તક ચલાવવામાં આવશે.

૨. એ સભાસદોની નિમનોક કરવાનું અમારા અખત્યારમાં રહેશે, અને તેઓના દરેકના હોદ્દા નીચે મુજબ લખવામાં આવશે:—

૧ દીવાન અને વડા સભાસદ (સીનીયર કાઉન્સીલર),
૨ જાહેર બાંધકામો ખાતાના સભાસદ (પબ્લીક વર્કસ કાઉન્સીલર,)
૩ ન્યાય ખાતાના સભાસદ (જુડીશીયલ કાઉન્સીલર),
૪ નાણાપ્રકરણી ખાતાના સભાસદ (ફીનેનશીયલ કાઉન્સીલર),

અને તે દરેક સભાસદોનો અમારી સાથે પરબારો સંબંધ રહેશે, તથા તેઓ અમોનેજ જવાબદાર ગણાશે.

૩. અમારી હજુરથીજ હુકમ આપવાનાં કામો, અમારા અખત્યારમાં રાખેલાંછે; તે સિવાય દરએક સભાસદના તાબામાં જે જે ખાતાનાં કામો સોંપવાનું ઠરાવવામાં આવ્યુંછે, તે પ્રમાણે તેઓના હોદ્દાનાં કામો સમજવાં.

૪. સદરહુ સભાસદોના ખાતાઓ મધ્યેના કોઈ ખાતામાં સમાવેશ નહીં થાય, તેવું હરકોઇ પ્રકારનું કામ હશે, તે અથવા જે કામની વ્યાખ્યા સંબંધી કાંઈ સંદેહ કીંવા તકરાર હશે, તેહેવું કામ, અમો પોતે ચલાવશું;

અથવા અમો જે સભાસદ અથવા સભાસદો (કાઉન્સીલરો)ને સોંપીએ તેહનાથી તે કામ ચાલશે.

૫. સભાસદોને પોતપોતાના ખાતાના સામાન્ય કામો તે બાબતમાં પોતાના સહકાર્યબંધુ (કોલીગ્સ)ને પરબાર્યું લખાણ કરવાની છુટ છે.

૬. સભાસદોને હરકોઇ કામ બાબત અમારી મંજુરી અથવા સંમતી મેળવવાનું જરૂર અથવા યોગ્ય લાગે તે, તેઓએ લખીને અમારી હજુરમાં મોકલાવવું, એટલે તે ઉપર અમારી મરજી પ્રમાણે હુકમ આપવામાં આવશે.

૭. અમારી પાસે એક હજુર સેક્રેટરી નિમવામાં આવશે, ને તે અમારા પરબારા હુકમને તાબે રહેશે, તથા જે જે દરબારી કામો તેના હવાલામાં સોંપવામાં આવશે, તે ચલાવવાને માટે અમોને ખુદનેજ જવાબદાર ગણાશે.

દરેક સભાસદના તાબામાં જે જે ખાતાં સોપવામાં આવેછે તેની વિગતઃ—

૧. દીવાન અને વડા સભાસદ—
- ૧ રાજ્યપ્રકરણી ખાતું (પોલિટિકલ).
- ૨ વસુલાત ખાતું (રેવન્યુ).
- ૩ રાજ્યખર્ચ ખાતું.
- ૪ વૈદક ખાતું (મેડીકલ).
- ૫ કેળવણી ખાતું (એજ્યુકેશન).

૨. જાહેર બાંધકામો ખાતાના સભાસદ—
- ૧ સઘળાં જાહેર બાંધકામો, રેલવે સુદ્ધાંત,
- ૨ સઘળી શેહેર સુધરાઇનાં ખાતાં (મ્યુનિસિપાલીટી).
- ૩ ઘોડાની જાત સુધારવાનું ખાતું (હોર્સ બ્રીડીંગ).

૩. ન્યાય ખાતાના સભાસદ—
- ૧ ન્યાય ખાતું, દીવાની તથા ફોજદારી.
- ૨ પોલીસ શેહેરની તથા પ્રગણાની.

૪. નાણાપ્રકરણી ખાતાના સભાસદ—
- ૧ નાણાપ્રકરણી ખાતું (ફીનેન્સ).
- ૨ હીસાબ ખાતું.
- ૩ ટ્રેઝરી.
- ૪ આરમ્ડ પોલીસ.
- ૫ જુનાં દફતરો તથા જુના શોધ ખાતું.
- ૬ દરબારી છાપખાનું.

એક અમલદારને હજુર સેક્રેટરી નિમવામાં આવેલછે.

આમાં પછીથી ફેરફાર એટલોજ થયોછે કે લશ્કરી કાઉન્સીલ જુદી નિમી છે, જેના કાઉન્સીલર તરીકે આજમ દીવાન અને વડા સભાસદ તથા બીજા એક અમલદારને નિમેલછે તેના હાથમાં—

૧ ઘોડાની જાત સુધારવાનું ખાતું (હોર્સ બ્રીડીંગ).

૨ આરમ્ડ પોલીસ.

૩ ઈમ્પીરીઅલ લાન્સર્સ.

આ સિવાય વધારાના સભાસદ પણ નિમેલાછે.

તારીખ ૨૪મી મે સને ૧૮૮૮ને ગુરૂવારને રોજ, આપણા પરમ કૃપાળુ મહારાણી કૈસરેહિંદ દીર્ઘાયુ વિકટોરીઆ રાજ્ય માતુશ્રીના વર્ષગાંઠનો દિવસ હતો; મહારાજા દર વર્ષે આ મહોત્સવ વખતે મોટી ધામધૂમ કરતા હતા; આ વખતે મહારાણીની યાદમાં કાંઇ વધારે કરવા વિચાર થયો; અને ગોઠવણ પ્રમાણે ગવરીશંકર તળાવની પાસેના વિશાળ ભાગમાં, विक्टोरिया पार्क ખુલ્લો મેલવાની ક્રિયા કરવામાં આવી હતી; આ પ્રસંગે કર્નલ નટ તથા મીસીસ નટ પધાર્યા હતા. આ કાર્ય કરવા મહારાજાએ મીસીસ નટને વિનંતી કરી, અને અત્યંત ખુશાલી તથા ઉપકારના શબ્દો વચ્ચે, મીસીસ નટે એક ઝાડ રોપવાની ક્રિયા કરી હતી; અને મહારાણીના માનમાં ૧૦૧ તોપોના અવાજ થયા હતા; અને તે મોટા મેળાવડામાં મહારાણીશ્રી તથા મહારાજા તથા કર્નલ નટ અને મીસીસ નટને માટે જયનાદ થયા હતા. આ પછી તેજ સાંજે મોટું ખાણું હતું જેમાં એકબીજાની આરોગ્ય ચાહતી વખતે મહેરબાન કર્નલ નટે, નીચે પ્રમાણે મહારાજા માટે ઉત્તમ શબ્દોમાં કહ્યું હતું:—

"મહારાજા સાહેબ,

"આજ દસ વર્ષ થયાં આપ પોતાનું રાજ્ય ચલાવોછો; તે અરસામાં ભાવનગરના રાજ્યની આબાદી ઘણી વધીછે; તથા મહેસુલ પણ વધીને ૩૫ પાંત્રીસ લાખ ઉપરાંત થઇછે; આખા રાજ્યમાં બધાં મળીને ૧૧ દવાખાના છે અને કોલેજ, હાઇસ્કુલ, બ્રાંન્ચ સ્કુલ, કન્યાશાળા વગેરે ઉપરાંત ૧૬૯ બીજી નિશાળો છે. તેમજ બીજા સઘળા ખાતાનું કામ ઘણી સારી રીતે ચલાવોછે; આપના રાજ્યકારભારથી પ્રજા સર્વ રીતે સંતોષ પામેલી જણાયછે; મહારાજાએ આપણી મહારાણીની શાલગીરીનો દિવસ જે રીતે આજે પાળેલોછે, તે કરતાં વિશેષ સારી રીતે તે કેવી રીતે પાળી શકે તે હું કહી શકતો નથી. વળી એટલું પણ

કહેવું જોઇએ કે, એવો કોઇપણ રાજા મુંબઈ ઈલાકામાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં નથી, કે આપણા મહારાજાશ્રી તખ્તસિંહજી કરતાં ચઢીયાતા ગણાય." એ રીતે મહારાજા દર વર્ષે પોતાની તથા મહારાણીની સાલગીરીના મહોત્સવ પ્રસંગે ઘણા ઉત્તમ દાન કરી, આશીશ લેતા; એ દર વર્ષે જાહેર થતા ગેજેટપરથી જણાએલુંજ છે; દર વર્ષે કેટલાક કર ઘટાડતા, વિધવા તથા નિરાશ્રીતને પેન્શન આપતા; વિગેરે કાર્યો સ્પષ્ટ છે. ઇ. સ. ૧૮૮૮નું વર્ષ ગુજરાત-કાઠિયાવાડમાં દુકાળનું હતું; વરસાદની તંગીને લીધે અન્ન પાકયું નહોતું; મહારાજાએ આ વખતે પોતાની ઉદારતાથી હજારો જીવ બચાવ્યા હતા; દુકાળ ફંડમાં મોટી રકમ મોકલી એ ઉપરાંત પોતાના સંસ્થાનમાં પણ, દરેક સ્થળે અન્નક્ષેત્ર ચાલુ કર્યાં હતાં; અને દુકાળ માટે બાંધકામ ખુલ્લાં મેલ્યાં હતાં; વિકટોરીઆ પાર્કનું કામ ચલાવા માંડયું; અને અપંગને અન્નવસ્ત્ર આપવા લાગ્યા; તે વખતની ઉદારતા માટે એમજ કહેવાતું કે—

ગીતિ.

દુકાળના દરિયામાં, દીન પ્રજા ડુબતી હતી જ્યારે;
તખ્ત પતિગોહિલના, ઝાઝ થયા તારવા તુર્ત ત્યારે.

નર્મદાશંકર દામોદર.

સને ૧૮૮૯ની સાલમાં મહારાજાએ પોતાના જન્મદિવસ ઉપર અત્યંત ઉદારતા કરી; પોતાના રાજ્યના ખેડુતો પાસેથી આશરે ૩૯,૦૦૦ રૂપીયાની લેણી રકમ, માફ કરી તથા નિરાશ્રીત અને રોગીને અને લાચાર વિધવાઓને મદદ કરવા રૂ. ૧૧,૦૦૦ની રકમ વાપરી હતી; એ ઉપરાંત નીચે પ્રમાણે કાર્ય કર્યાં હતાં :—

અમારા (મહારાજાના) જન્મદિવસની ખુશાલીના પ્રસંગની યાદગીરી દાખલ કરેલા હુકમો વગેરે જેકે તે તારીખના દરબારી ગેજેટના વધારામાં પ્રસિદ્ધ કરેલાછે તે સિવાય નીચે મુજબના ઠરાવો કરવામાં આવેછે :—

૧. શેહેર ભાવનગરમાં જે લોકોપયોગી બાગ "પબ્લીક ગાર્ડન" છે તેનું નામ અમારા જુના દોસ્ત સર પીલ સાહેબને નામે "પીલ ગાર્ડન" ઠરાવ્યુંછે માટે હવેથી તે પ્રમાણે નામ લખવું તથા કહેવું.

૨. આ સંસ્થાનમાં સણોસરા ગામેથી તે કથીવદરના બંદર સુધી માઇલ ૫૯નું જે સડકનું કામ ગરીબ મજુર લોકોને મજુરી મળવાને માટે ("રીલીફ વર્કસ" તરીકે) ચલાવવામાં આવ્યુંછે તે સડકનું નામ અમારા માનવતા દોસ્ત

લોર્ડ રે સાહેબને નામે "રે રોડ" એ રીતે લખવું તથા કહેવું.

મહારાજાએ સંવત ૧૯૪૫ની સાલમાં, પાણીની પુરતી તંગાસ પડવાથી ભાવનગરના લોકોનું તે દુઃખ મટાડવા માટે નિશ્ચય કર્યો હતો, કારણ જીવન (પાણી) વિના જીવાઇ શકાતું નથી, એમ આપણે સૌ કોઇ જાણીએ છીએ; આગલા ચોમાસામાં વરસાદ ઓછો થવાથી. આ દુઃખ પડયું હતું; દુર્ભાગ્યે કુવા પણ સૂકાઇ ખાલી થયા હતા, માત્ર એકાદ બે કુવા હતા; આથી લોકોને અત્યંત દુઃખ પડવા સંભવ હતો; પણ મહારાજાએ પોતાની ઉદાર વૃત્તિથી તે દુઃખ મટાડયું; ગવરીશંકર તળાવમાં ભીકડાનો બંધ બાંધી પાણી લાવતા તો હતા; હવે ત્યાંથી માત્ર નળ લાવવા એમ બંદોબસ્ત થાય તો લોકોને આનંદ મંગળ થાય તે કામ કરવા મહારાજાએ પોતાના ઇજનેર ખાતાના અધિકારી મી. સીમ્સ સાહેબને ફરમાન કર્યું; આ બાહાદૂર નરે તે આજ્ઞા આનંદથી માન્ય રાખીને, તે કામની ગોઠવણ કરી; સને ૧૯૪૫ના ચૈત્ર મહિનો બેસતાં તો તે કામ પૂરૂં કર્યું પછી મી. ટી. એ. બલ્કલી(જેઓ તે કામ કરતા હતા) તથા મી. આર. પ્રોકટર-સીમ્સ, ચૈત્ર બેસતાં સઘળું કામ તપાસી મહારાજાની હજુરમાં જઇને, તે કામ પૂરૂં થયાના ખબર આપ્યા. મહારાજાએ તે ઉઘાડવાની ક્રિયા રામનવમિ ચૈત્ર શુદ ૯ને દિવસે આનંદથી કરી. ૧૮૮૭ની જ્યુબીલીમાં ભરાએલ દરબાર વખતે મહારાજાએ જાહેર કર્યું હતું કે, આ જ્યુબીલીની ભાવનગરના લોકોને સદા યાદ રહે એવી યુકિત કરવાની હું ગોઠવણમાં છું;અને તે કામ તેમને પાણી નળ માટે મળે તેજ છે; તેથી આ નળ વિગેરેનું નામ "ભાવનગર જુબીલી વોટર વર્કસ" રાખ્યું હતું; આ ક્રિયાની નોંધ બોમ્બે ગેઝેટમાં લખેલછે તેનો સાર નીચે પ્રમાણે:—

જે મનુષ્યો પૂર્વ દેશ સંબંધી થોડું અથવા કાંઇ જાણતા નથી; તેઓને કાલિફ્ હારૂનઅલ રસીદ, જે ગમે તે રીતે વારંવાર લોકોમાં ભળી જઇ, દુષ્ટને દંડ દેતો, તથા પવિત્ર પણ ગરીબ સ્થિતિમાં રહેલને સુખી કરતો, તે વિષેની જે વાતો લખાએલીછે, તે વાતો અતિશયોક્તિવાળી લાગશે, પણ આ વાતો સાચીજ હતી; અને અગરજો તે મહાન કાલિફ્ને ગૂજરી ગયાં ઘણાં વર્ષ થઈ ગયાં; તોપણ તે ઉદાર કાર્યો નાશ પામ્યાં નથી. અને સારા રાજાની દેશી પ્રજા હજી-પણ આવા ઉત્તમ દાખલા અનુભવે છે. . સંવત ૧૯૪૫ની રામનવમીનો દિવસ ભાવનગરની પ્રજાને ચીરકાળ સ્મરણીય થયોછે. આનું કારણ પાણીનો મોટો જથ્થો તેમને પૂરો પાડવામાં આવ્યો તેટલાજ માટે નહિં પણ તે ક્રિયા કરતી વખતે મહારાજા તખ્તસિંહજીએ જે ખૂબી તથા ઉદારતા બતાવી, તેથી તે વધારે

સ્મરણીય છે; આ ક્રિયા આમ થશે એમ ધારવામાં નહોતું; આ ક્રિયાનું વર્ણન આપ્યા પહેલાં તે વોટર વર્કસ સંબંધી થોડું વર્ણન આપશું તો અનુચીત નહીં લાગે.

સને ૧૮૮૭ની સાલમાં ભાવનગરમાં ભરવામાં આવેલ જ્યુબીલી દરબાર વખતે મહારાજાએ કહ્યું હતું કે, આપણા દયાળુ મહારાણીની આ પચાસમા વરસની ખુશાલીની યાદ રાખવાના, સાધનોમાં મારી પ્રજાને પુષ્કળ પાણી સહેલાઇથી મળે એવું કામ કરવું એ છે. અને તે પાણી ભાવનગરથી બે માઇલ દૂર ગગાતળાવમાંથી લાવવાનું હતું. તરતજ આ કામ સ્ટેટ ઈજીનેર મી. પ્રોકટર-સીમ્સને સોંપાયું; અને ઉતાવળથી આરંભ થયો, કારણ આ વર્ષે પાણીની તંગાશ હોવાથી લોકો દુઃખી થવાની ધાસ્તી હતી. અને તે વખતે પણ ગઢેચીના નળ સૂધી સ્ત્રીઓ મોટાં પાણીનાં ઠામ લઇ આમ તેમ પાણી માટે રખડતી હતી; જે જોઇ મહારાજાએ ઉતાવળથી આજ્ઞા કરી. એપ્રિલની ૯મી તારીખને મંગળવારે કંટ્રાકટર મી. ટી. એ. બલ્કલી તથા મી. પ્રોકટર-સીમ્સ સાહેબ બધું કામ જોઇને પૂરૂં થયાનું નકી કરી આવ્યા. આ કામ ખૂલ્લું મૂકવા માટે જોશીને પુછતાં શુભ મુહુર્ત માટે કાંઈ વિલંબ થવાનો સંભવ હતો; મી. સીમ્સનું હૃદય લોકોના દુઃખથી એટલું પીગળ્યું હતું કે, તેઓ આ કામ જલદીથી થએલું જોવા ઇચ્છતા હતા; લોકો પાણી ભરવા ઉતાવળા થયા હતા, પાણી આવેલું છતાં લેવાતું નહોતું; તેથી તેઓ આતુર ચિત્તથી આ ક્રિયા જોવા ઉત્સુક હતા. આથી રામનવમીને દિવસે પોતે મહારાજાની હજુરમાં ગયા; અને તેમને વિનતિ કરી કે, "આમ મુહુર્તની વાટ ન જોતાં આપ પધારો, અને તે કામ ખુલ્લું મેલો, તો સારૂં; લોકો પાણીના તરસ્યાછે, મહાત્મા રામચંદ્રનો અવતાર થયો હતો તો આજનો દિવસ શુભજ છે; માટે બીજી વાટ ન જોતાં આપ પધારો;" મહારાજા આ વચન સાંભળીને તૂર્ત ઉઠયા; જે મહારાજા પ્રજાપાલન માટે તૈયાર તેને બીજી શી વાટની જરૂર હતી; તેઓએ કહ્યું કે, પાણીની અત્યંત તંગી મટાડવાની જરૂર છે; તો હું તૈયાર છું. એમ કહી એક રૂપાનો ઘડો લઇને પોતે તથા સીમ્સ સાહેબ ગંગાજળીઆ કુવા પાસે જ્યાં આઠ નળો જળથી ભરેલા ઉભેલાછે; ત્યાં પધાર્યા. હજુર સેક્રેટરી આજમ રતીલાલ માણેકલાલ તથા સાકરલાલ સવાઇલાલ (પ્રાંત વકીલ) પણ ત્યાં આવ્યા હતા; તે પછી રાજ્યના અમલદારોને બોલાવ્યા હતા; મહારાજા નળ ફેરવી પાણીનો ઘડો ભરીને નળ ખુલ્લો મૂકેલો જાહેર કરવાનાજ હતા. તે ઘડો પાછો દરબારમાં મોકલવાનો હતો. પણ તે વખતે તે ઉદાર કાલિફ જેવોજ ઉમદા વિચાર મહારાજાને થયો. (કેમ ન થાય તે પણ મહાત્મા

કાલિફ્ની જોડજ હતા) તે ઘડો પાછો ન મોકલતાં પોતાની પાસે રાખ્યો, અને આસપાસ જોવા લાગ્યા. (આ વખતે હાજર થએલા સૌ વિચારમાં પડયા કે, આ શું સૂચવેછે). આસપાસ જોતાં એક ગરીબ બ્રાહ્મણી જે એક સૂકાઇ ગયેલા કુવામાંથી, થોડું થોડું પાણી ભરતી હતી, તેને પોતા પાસે લાવવા હુકમ કર્યો; તૂરતજ હજુરના નોકરો દોડી ગયા; બાઇને મહારાજાની પાસે લાવ્યા; બાઇ તો આ વખતે ગભરાટમાં પડી હતી કે મને શું શિક્ષા થશે; પણ તેમ ન થતાં તેનો વિચાર હર્ષરૂપે ફેલાઇ ગયો. તે થોડીવાર તો કાંઈ ન સમજતાં દીગમૂઢ બની ગઈ; તે વિચારવા લાગી કે મારો માટીનો ઘડો રૂપાનો કયાંથી થયો; આવા વિચારમાં હતી અને જો પાસેના માણસોએ ખુલાસો ન કર્યો હત તો, હર્ષ ઘેલી થઈ જાત, પણ જ્યારે તેને કહેવામાં આવ્યું કે આ મહાન પુરૂષે (તખ્તસિંહજી) આ નળ ઉઘાડવાની ક્રિયા કરીને, આ રૂપાનો ઘડો તેને બક્ષિસ આપેલોછે, ત્યારે તે ઘણીજ હર્ષમાં આવી; અને પોતાના રાજ્ય પિતાના આવા ઉદાર કામથી ખુશી થઈ, તેનાં દુખણાં લીધાં; અને હજારો આશિરવાદ આપવા લાગી. આ વખતે એક બીજી છોડી તે ક્રિયા જોઈ રહી હતી, તેને બોલાવી મહારાજાએ અમુક રૂપિયા આપ્યા; આમ સૌના મુખથી વાહ વાહ કેવરાવી, પોતાનો જયનાદ ગજાવતા, મહારાજાએ આ વિકટોરીયા જ્યુબીલી વોટર વર્કસ ખૂલ્લું મૂકવાની ક્રિયા કરી.

**रविश्चंद्रो घना वृक्षा,**
**नदी गावश्च सज्जना:**
**एते परोपकाराय,**
**युगे देवेन निर्मिता:**

રવિ, ચંદ્રમા વરસાદ, વૃક્ષો, નદી, ગાય, તથા સજ્જનો દરેક યુગમાં દેવે પરોપકાર માટે સર્જેલછે.

તારીખ ૯ મી ફેબ્રુઆરી સને ૧૮૮૯ ને દિવસે, મેલ ટ્રેનમાં લોર્ડ જરસી પોતાના કુટુંબ સહિત ભાવનગર પધાર્યા હતા; આ લોર્ડના માનાર્થે મોટી ધામધુમ કરી હતી; અને એક ગાર્ડન પાર્ટી આપી, તેમને માન આપ્યું; જેથી લોર્ડ જરસીએ મહારાજાની પરોણાગતના ઉચ્ચ વખાણ પોતાની સ્વભુમીમાં કર્યાં હતાં. તારીખ ૨૪મી મે સને ૧૮૮૯ના રોજ મહારાજા મહાબળેશ્વરમાં હતા; આ વખતે મહારાજા ઉનાળો ત્યાં વીતાવવા આવ્યા હતા; આ વખતનો

મહારાણીનો જન્મદિવસ પાળવા પોતે પોતાના દીવાન વિગેરેને હુકમ કર્યો હતો, ઉપરાંત વધારે હર્ષ ઉપજવાથી મહારાજાએ નામદાર સરકારપર અરજ પત્ર લખીને રૂ. ૩૦,૦૦૦ની મોટી રકમ સર જમસેદજી જીજીભાઈ હોસ્પીટલ અથવા ગ્રાંડ મેડિકલ કોલેજ સાથે સંબંધ ધરાવનારી બીજી કોઈપણ હોસ્પીટલમાં, સારવાર કરનારી સ્ત્રીઓને કેળવીને રાખવા માટે નીચેની શરતે આપવા વિનંતિ કરી :—

(એ). નીચેના ટ્રસ્ટીના નામપર એ રકમ મુકવી.

૧ ગ્રાંડ મેડિકલ કોલેજનો પ્રિન્સિપાલ.

૨ મુંબઈની ચેમ્બર ઑફ કૉમર્સના પ્રમુખ,

૩ કામા હોસ્પીટલની વડી તબીબ.

૪ ભાવનગરના મહારાજાના એક પ્રતિનિધી.

(બી). નાણાંનો સઘળો વહિવટ ટ્રસ્ટીઓની દેખરેખ અને મુનસફી-પર રાખવો.

(સી). ટ્રસ્ટીઓને યોગ્ય લાગે એવી અંગત સિવાય સઘળી સધર જામીનગીરીઓમાં થાપણ રોકવી અને તેનું વ્યાજ ફક્ત ખર્ચવું.

તેમજ વળી વિકટોરિયા જ્યુબીલી ટેકનિકલ ઈન્સ્ટીટયુટમાં મોખરે પડતા સ્થાને મહારાણીનું બાવલું મેલવા માટે પણ રૂ. ૫,૦૦૦ આપવાની વિનંતિ કરી હતી, આથી સરકારે પ્રસન્ન થઈને તે બાબતમાં સંતોષ બતાવ્યો; અને મહારાજાની મરજી મુજબ બંદોબસ્ત કરી આપ્યો.

સને ૧૮૯૦ના વર્ષના માર્ચ મહિનામાં ભાવનગરમાં મોટી ધામધુમ થઈ રહી હતી, કારણકે નામદાર શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સના વડા પુત્ર શાહજાદા પ્રિન્સ આલબર્ટ વિકટર ભાવનગર પધારવાના હતા; તેઓ હિંદની મુસાફરીએ આવ્યા હતા; તેમને મહારાજાએ નિમંત્રણ કર્યું હતું; જેથી તેઓ ભાવનગર પધારવાના હતા. તે પ્રસંગે જે પ્રોગ્રામ બહાર પડયું હતું; તેપરથી તે વખતની ખુંશાલીનું આપણને દીગદર્શન થશે, એમ ધારી આ સાથે ટાંકેલ છે.

(આ શાહજાદો ૧૮૯૨ની સાલમાં સ્વર્ગવાસી થતાં, ભાવનગરમાં અત્યંત ખેદ ફેલાયો હતો; કારણ તેમના નાજુક શરીરને જોઈ પ્રજા હરદમ તેને યાદ કરતી હતી; તે કુમળી વયે ગુજરવાથી લોકોના મનપર અત્યંત ખેદ ફેલાયો હતો; અને ખુદ મહારાજાશ્રીએ પોતાના જન્મદિવસ વગેરે ધામધુમ બંધ કરી શોક પાળ્યો હતો.)

નેક નામદાર મલીકામાઆજ્જમા મહારાણી કૈસરેહિંદ સાહેબના વડા શાહજાદા નામદાર પ્રીન્સ ઑફ્ વેલ્સ સાહેબના શાહજાદા પ્રીન્સ આલબર્ટ વિકટર સાહેબ, તારીખ ૧૫ માર્ચ સને ૧૮૯૦ ને શનિવારે ભાવનગર પધારશે, તેથી નામદાર મહારાણી કૈસરેહિંદ સાહેબના તરફ અમારી વફાદારી ભરેલી ચાહના પ્રમાણે, નામદાર પ્રીન્સ સાહેબને જે માન આપવા સંબંધની ક્રિયાની ગોઠવણ કરવી તે નીચે પ્રમાણે:—

અમારા તરફથી નામદાર પ્રીન્સ સાહેબને ખાસ આમંત્રણ કરી તેડી લાવવાને સારૂ આજમ વીઠલદાસ શામળદાસ, દીવાન અને વડા સભાસદ સાહેબ વઢવાણને સ્ટેશને સ્પેશિયલ ટ્રેનમાં જઈને નામદાર પ્રીન્સ સાહેબની સાથે સ્પેશિયલ ટ્રેનમાં ભાવનગર આવશે; તે સ્પેશિયલ ટ્રેન ભાવનગર શેહેરને સ્ટેશને તારીખ ૧૫મી ને શનિવારે સાંજે મદ્રાસ ટાઇમના સુમારે ૬ કલાકે આવી પહોંચશે.

નામદાર પ્રીન્સ સાહેબ રેલવે સ્ટેશને ઉતરે તે વખતે ત્યાંહાં નજીકમાં રાખેલી તોપોના બાદશાહી સલામતીના બાહાર ૩૧ કરવામાં આવશે. તથા દરબારી આરમ્ડ પોલીસ અને બેન્ડને રેલવે સ્ટેશન ઉપર હાજર રાખીને લશ્કરી માન આપવામાં આવશે; અને ચાડીકાની ધારે વાવટાની કાઠી ઉપર વાવટો ચહડાવવામાં આવશે.

અમો, નામદાર પ્રીન્સ સાહેબને રેલવેના સ્ટેશન ઉપર મળીશું; તથા અમારી રાજ્યસભાના આજમ સભાસદોને, અને ભાયાતોને નામદાર પ્રીન્સ સાહેબને મેળવવામાં આવશે.

તારીખ ૧૫, ૧૬, ૧૭ એ ત્રણ દિવસોએ આ સંસ્થાનમાં સર્વ ઠેકાણે દરબારી ઑફીસો તથા કોર્ટો વગેરેમાં તેહેવારની માફક રજા પાળવામાં આવશે; રેલવેને સ્ટેશનથી મોટી સવારીની ધામધુમ સહિત ચાલવું થશે; તેમાં નામદાર પ્રીન્સ સાહેબને અમારી સાથે હાથીના હોદ્દા ઉપર અમારી જમણી બાજુની બેઠક આપવામાં આવશે; અને આજમ દીવાન અને વડા સભાસદ ચમર કરવા સારૂ એજ હાથીના હોદ્દામાં ભેળા બેસશે. અને તે સવારી અમારી હમેશની મોહોટી સવારી પ્રમાણે નગારાં, નિશાન, તથા હાથીઓ વગેરે રસાયત અને દરબારી રીસાલાના તથા બીજા સઘળા સીબંદી સવારો અને ભાયાતો તથા ગરાસીયા અને જીવાઇદારો વગેરેના સવારો, સારો પોશાક અને શોભાયમાન હથિયારોના દેખાવથી આગળ ચાલશે. પાનવાડીને બંગલે પોહોંચવું થાય તે વખતે ત્યાંહાં દરબારી આરમ્ડ પોલીસ તથા બેન્ડ અગાઉ જઇ પહોંચીને ત્યાંહાં માન

આપશે. અને તે વખ્તે ત્યાંહાં નામદાર પ્રીન્સ સાહેબની સાથે અમારી મુલાકાત કરવાની ક્રિયા દસ્તુર પ્રમાણે કરવામાં આવશે.

રાત્રીના સુમારે ૮ કલાકે મોતીબાગ મેહેલની સામેનો ચોક, જેહને કે "આલ્બર્ટ વિક્ટર સ્કવેર" આવું નાંમ આપવાનું ઠરાવ્યું છે, તે જગ્યોએ નામદાર પ્રીન્સ સાહેબને તથા બીજા આમંત્રણ કરેલા મીજમાન સાહેબોને, મોહટું ખાણું આપવામાં આવશે; જે વખતે કે શેહેર તથા રાજ્યમેહેલો અને નજીકના બગીચા તથા તળાવ ઉપર રોશની કરવામાં આવશે.

ખાણા પછી નેક નામદાર મહારાણી કૈસરેહિંદ સાહેબની તંદુરસ્તી બાબતની અમો દરખાસ્ત કરીશું; જે વખતે કે નામદાર મહારાણી સાહેબની સલામતીનું બેન્ડ બજાવવામાં આવશે.

ત્યારબાદ અમો અનુક્રમે નામદાર પ્રીન્સ ઑફ્ વેલ્સ સાહેબની તંદુરસ્તીની અને તે નામદાર પ્રીન્સ આલબર્ટ વિક્ટર સાહેબની તંદુરસ્તી બાબતની દરખાસ્તો કરીશું અને ત્યાંહાં અમો થોડું ભાષણ કરીશું.

એ પ્રમાણે સર્વ ક્રિયા થયા બાદ ત્યાંહાંથી ગંગાજળીયા તળાવ ઉપર આતસબાજી ફોડવામાં આવશે; તે જોવા સારૂ નામદાર પ્રીન્સ સાહેબ તથા અમો સર્વ મંડળી સહિત જઇને બેસશું, અને તે આતસબાજી છોડી રહ્યા પછી નામદાર પ્રીન્સ સાહેબ વાડીએ પધારશે.

તારીખ ૧૬ માર્ચ રવિવાર.

સવારે સુમારે સાડાસાત કલાકે અમો પાનવાડીને બંગલે જઇને, ત્યાંહાંથી નામદાર પ્રીન્સ સાહેબની સાથે તેમને જોવા લાયક સ્થળો દેખાડવા જઇશું. તે નીચે પ્રમાણે:—

પેડોક (ઘોડા ઉછેરવાની જગ્યો) ગવરીશંકર સરોવર, શામળદાસ કોલેજ માજીરાજ છત્રી, તખ્તસીંહજી હોસ્પીટલ, માજીરાજ કન્યાશાળા, આલ્ફ્રેડ હાઇ સ્કૂલ, હાઇ કોર્ટ વગેરે.

બપોરે સુમારે સાડાબાર કલાકે નામદાર પ્રીન્સ સાહેબ અમારી મુલાકાત (રીર્ટન વિઝીટ) માટે મોતીબાગ મેહેલમાં પધારશે; અને ત્યારબાદ માનવંતા સ્વામીજી (આજમ ગવરીશંકર ઉદેશંકર, સી. એસ. આઇ.)ના મુકામ ઉપર જઇને મળશે.

સાંજે ૭ કલાકે ક્રિશ્ચયન દેવળમાં પ્રાર્થના કરવા સારૂ જશે. રાત્રે ૧૧

કલાકે સરકારી સ્ટીમર "લોરેન્સ"માં નામદાર પ્રીન્સ સાહેબ તથા અમે સાથે બેસવા જશું, તે વખતે શેહેરમાં તથા બંદર ઉપર રોશની કરવામાં આવશે.

સવારમાં ઘણાં વહેલાં સ્ટીમરોનાં લંગર ઉઠાવી હંકારવામાં આવશે, તે કથીવદરનું બંદર કે જેહેનું નામ "પોર્ટ આલબર્ટ વિકટર" રાખવાનું ઠરાવવામાં આવ્યું છે ને તે મુબારક નામ કાઠિયાવાડના નકશામાં કાયમ રહેશે; તે બંદર નજીક (શીયાળ બેટ) સવારે સુમારે ૧૦ કલાકે પહોંચી, તે ૧૧ વાગતે સદરહુ પોર્ટ આલબર્ટ વિકટર" બંદરની ઉપર વીશ ટનની એક હાઇડ્રોલીક ક્રેન ઉભી કરવાની છે; તેનો પાયો નામદાર પ્રીન્સ સાહેબને હાથે નાખવામાં આવશે.

ત્યારબાદ નામદાર પ્રીન્સ સાહેબ સ્ટીમર "લોરેન્સ"માં બેસીને વેરાવળ તરફ પધારશે.

મહારાજા સર તખ્તસિંહજી, નાઇટ ગ્રાંડ કમાન્ડર ઑફ્ ધી મોસ્ટ એકઝો-લ્ટેડ ઓરડર ઑફ્ ધી સ્ટાર ઑફ્ ઈન્ડિયા, એઓ સાહેબને જાતના માનની ખાતર મહારાજાનો ઇલિકાબ આપવાની સનદ સાથે, ખરીતો આપવા માટે "આલબર્ટ વિકટર સ્કેવર" નામના ચોગાનમાં સમીયાનો ખડો કરેલ તેમાં ભાવનગર મુકામે મેહેરબાન એકટીંગ પોલિટિકલ એજંટ સાહેબે તારીખ ૧૯મી માર્ચ સને ૧૮૯૧ ગુરૂવારને રોજ સાંજના મદ્રાસ ટાઇમના ૫ કલાક ૩૦ મિનિટે દરબાર ભર્યો હતો. સઘળા યુરોપીયન અને દેશી અમલદારો અને હાજર થયેલા સદ્‌ગૃહસ્થોને પોતપોતાની જગ્યોએ સાંજના ૫ બજે બેસારવામાં આવ્યા હતા. મહારાજા સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ. એઓ સાહેબ સાંજના ૫ કલાક અને ૨૫ મિનિટે પધાર્યા હતા, તે વખ્તે તેઓ સાહેબને ૧૫ તોપનું માન આપ્યું હતું, તથા ગાર્ડ ઑફ્ ઓનરે (બેન્ડ તથા નિશાન સહિત સંસ્થાન ભાવનગરે પુરી પાડેલ) સલામતી આપી હતી અને સ્ટેટ કાઉન્સીલર લેવા ઉભા હતા. મહારાજા સાહેબ સમીયાનાની બાહેરની બાજુએ એક તંબુ ખડો કરેલ તેમાં રોકાયા હતા. ભાવનગર સ્ટેટના રીસાલાની એક ટુકડી સાથે મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ ૫ કલાક અને ૩૦ મિનિટે પધાર્યા હતા, તે વખતે તેઓ સાહેબને ૧૧ તોપનું માન અને બેન્ડ નિશાન સહિત માન આપવાને હાજર થયેલ ગાર્ડે સલામતી આપેલ હતી; બાદ મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ તથા મહા-રાજા સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ. તેમની પાછળ કાઉન્સીલરો સહિત સમીયાનામાં પધાર્યા. મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ અને મહારાજા

તખ્ત ઉપર બિરાજ્યા બાદ, મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે ઉભા થઈને નીચે મુજબ ભાષણ કર્યું :—

"મહારાજા, બાનુઓ અને સદ્‌ગૃહસ્થો,

"મહારાજા સર તખ્તસિંહજીના ઉત્તમ રાજ્યકારભારની, સરકારની કદર, તથા તેમની તરફની નિરંતર કૃપા, અને ચાહેનાની કદરની નિશાની તરીકે મહારાજા સર તખ્તસિંહજીને પોતાની જાતના માન તરીકે, મહારાજાનો ઇલકાબ ઈનાયત કર્યાની સનદ સાથે ખરીતો આપવા માટે, પોલિટિકલ એજંટ તરીકેના અમારા હોદ્દાની ટુંક મુદ્દતમાં આ દરબાર ભરવાનો પ્રસંગ આવવાથી, અમને ઘણો આનંદ અને સંતોષ થયોછે. મહારાજાના રાજ્યકારભાર માટે થોડા વખત ઉપર ખોટું કામ કરતાં આંચકો ન ખાય તેવા માણસોએ બદબોઈ કરી હતી, પણ તે લોકો પોતાના કાવતરામાં કેવળ નિષ્ફળ ગયાછે, અને તેમણે મુકેલા તમામ આરોપોનું જે ધૈર્ય અને દૃઢતાથી ફતેમંદી સાથે મહારાજા તરફથી ખંડન કર્યુંછે, તે જોઇ નામદાર સરકારને પરિપૂર્ણ સંતોષ થયોછે, તેનું અનુમોદન કરતાં મને ઓર વધારે આનંદ થાયછે. કેટલાએક હજી પણ એમ ધારતા હોય કે દેવતા વિના ધુમાડો નિકળે નહીં, અને ભાવનગરનો રાજ્યકારભાર નામદાર સરકાર જેટલો ચોખ્ખો અને નિષ્કલંક માનેછે તેવો નથી, પણ હું ખુશીથી કહુંછું કે, આમ ધારવું ભુલ ભરેલું છે. અને જો કે અમને ખુશામત કરવાની ટેવ નથી, (કુશળ રાજદરબારી એલચીએ જોઇએ એટલી પણ નહીં,) તોપણ અમારા પોતાના અનુભવ ઉપરથી અમે ખરેખરી રીતે એમ કહી શકીએ છીએ કે, હિંદુસ્તાનમાંના દેશી સંસ્થાનોમાં ભાવનગરનો રાજ્યકારભાર ઉત્તમ પ્રકારનો છે એમ અમે માનીએ છીએ. લોકોમાં સામાન્ય સંતોષ અને હરીફાઇ ન થઈ શકે તેવી તેમની આબાદી ઉપરથી, આ અમારા કેહેવાની ખાત્રી થાયછે, અને જ્યારે હું તમને સહુને એમ કહી શકુંછું કે, મહારાજા સાહેબે પોતાના તેર વર્ષના રાજ્યકારભારમાં એક કરોડ ત્રીશ લાખ રૂપીયા (એટલે દર વર્ષે દસ લાખ રૂપીયા ઉપરાંત) સાર્વજનિક ઉપયોગના બાંધકામોમાં ખરચ્યાછે, અને ભાવનગરમાં કોઇ પણ ફરીને જોશે તો કાંઇ નવું ધર્માદાખાતું, અથવા કાંઈ નવું સુશોભિત સુધારાનું કામ જોયા વગર રહેશે નહીં; ત્યારે મારી સાથે એમ કહેવામાં તમે મળતા આવશો કે લોકોને સુખી થવાને જોઇએ તેટલાં કારણો છે. બીજી તરફથી પણ અમે ખાત્રી સિવાય બોલતા નથી, કેમકે રાજ્યસ્થાનિક કોર્ટના અધ્યક્ષ તરીકેના અમારા હોદ્દાને લીધે, લોકોનું દીલ જાણવાને એક આધાર અમારા હાથમાં છે. અમે જાણીએ છીએ કે દરબારની શુદ્ધ દાનત વિશે તેમને પુરેપુરો ભરોંસો ન હત તો ગરાસીયાઓ અમને તરતજ તે જણાવત, હાલની હકીકત

જોઇએ તો ભાવનગર તાબાની, અમારી પાસે ભાગ્યેજ ફરિયાદ આવેછે; અને ગરાસીયાઓની ગમે તેવી ફરિયાદ હશે; (હજીસુધી એવો કોઈ ગરાસીયો નથી કે જેને ફરિયાદ કરવાની ન હોય) તોપણ દરબાર તરફથી તેમને તરત ઇનસાફ આપવામાં આવેછે; એમ અમે જાણીએ છીએ. ખાત્રીપૂર્વક અને ભુલ થઇ શકે નહીં તેવાં બીજાં ચિન્હો ઉપરથી પણ અમારા જાણવામાં છે કે, મહારાજા સાહેબ ઈનસાફી અને ભલા છે; તેમની બાલ્યાવસ્થાથી અમે તેમને ઓળખીએ છીએ; અને તેમના કાબેલ અને સારા સલાહકારોને પણ અમે લાંબી મુદતથી ઓળખીએ છીએ; તેઓ માંહેના કેટલાએકને આજરોજ અહીંયાં જોઇ અમે ખુશી થઇએ છીએ; અને અમે આશા રાખીએ છીએ કે તેમના હમેશના ડહાપણ અને વફાદારીથી મહારાજાની નોકરી કરે જવા તેમનું દીર્ઘાયુષ થાઓ. મહારાજાના બીજા સદ્‌ગુણો જે સહુ કોઇ સારી રીતે જાણેછે, તે વિશે વિશેષ વિવેચન કરવાની અમે જરૂર ધારતા નથી; અને ઈનસાફ આપવામાં પોતે રહેમીયત કેવી રીતે કરી શકેછે તેનો દાખલો હમણાજ થોડા દિવસ ઉપર જાણવા જોગ રીતે બતાવેલ છે; અને તેમની હદ ઉપરાંતની અને સારી સમજ ભરેલી ઉદારતાઓથી તેમનું નામ પોતાના દેશ બહાર બીજા દેશોમાં પણ પ્રખ્યાત થયુંછે. પોતાના જન્મદિવસે દર વર્ષે લોકો તરફ નવી બક્ષીસો અને ઉદારતાઓ પોતે બતાવેછે; અને એવી રીતે જન્મદિવસ ગાળવાની રીત ઘણી આનંદયુક્ત છે અને તેથી દરેક જણ એમ ઇચ્છેછે કે આવા ઘણા સુખી જન્મદિવસો ફરીફરીને આવો; એવા ઘણાં ગરીબો હાલ છે કે જેઓની હયાતીનો આધાર મહારાજાની કૃપાપર છે; અને ઘણી ઓલાદો હજી જન્મ પામી નથી તેવી થશે કે જે મહારાજાની યાદગીરીને શુભ આશીરવાદ આપશે,” પછી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે મહારાજા સાહેબને ખરીતો અને સનદ આપી, ત્યારબાદ મહારાજા સાહેબે નીચે મુજબ જવાબ આપ્યો:—

“કર્નલ હેન્કોક સાહેબ,”

અમોને જે ઉંચી પદ્વીનું માન હમણાં આપવામાં આવ્યું, તેહેને માટે નામદાર મલીકાઆજમા મહારાણી કૈસરેહિંદ સાહેબની સરકારના અમો ઘણા આભારી છીએ. અને આપ કર્નલ હેન્કોક સાહેબે તે બાબતનો ખરીતો તથા સનદ જે મેહેરબાની ભરેલા શબ્દોની સાથે અમોને આપ્યો, તેહેને સારૂ આપના પણ આભારી છીએ. અને તે મેહેરબાની ભરેલા માનને માટે નામદાર સરકારને આપ માહરા ખરા દીલનો આભાર જણાવશો. નામદાર સરકારે જે માન અમોને આપવાની મેહેરબાની કરીછે, તેહેને લગતો આ દરબાર આપને ભરવાનું

બન્યું, તે બાબતની આપે જે ખુશી બતાવી; તે ખુશી તે માન આપના હાથથી લેવામાં અમોને જે ખુશી હાંસલ થઈ તેનાથી વધારે નહીં હોય. અમો જ્યારે સ્કુલમાં હતા, ત્યારથી આપણા દરમ્યાનની ઓળખાણ છે, ને હાલ આપ માહારા જુનામાં જુના દોસ્તો મધ્યેના એક છો, તેથી અમોને લાગેછે કે આપે એટલા માયાળુપણાથી જે કાંઇ કહ્યું તે સઘળું આપે પુર્ણ રીતે મનના ઈરાદાથી કહેલું છે; અને અમારા તરફ જે પ્રસન્નતા બતાવવામાં આવીછે તેથી અમોને ઘણી ખુશી થાયછે. આવા મેહેરબાની ભરેલા માનની ખુશીમાં અમોને જેઓએ તકલીફ આપેલી તેઓને અમોએ માફ કર્યુંછે; અને અમો ઉમેદ રાખીએ છીએ કે, તેઓએ જે કાંઈ કર્યું તે વર્તણુકથી વિસ્મર્ણ કરી દેવાને અમો શક્તિવાન થઇશું. અમારી આ બાબતમાં આપે જે અંતઃકરણપૂર્વક કહી સંભળાવ્યું તેને માટે અમો આપનો ઘણો આભાર માનીએ છીએ." પછી અત્તર અને પાન સોપારી વહેંચાઇ રહ્યા બાદ ક્રિયા પુરી થઈ એટલે મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ અને મહારાજા સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઈ. મહારાજા ઑફ ભાવનગર, એઓ સાહેબ પધાર્યા ત્યારે જે માન મળ્યું હતું તેજ માનથી અનુક્રમે ગયા હતા.

મહારાજાએ કેળવણી ખાતા માટે ઘણીજ મદદ આપેલીછે, તે ઉપરાંત બીજી નિશાળોને મદદ કરવા ગ્રાન્ટ આપવાના વિચારથી ધારો કાઢી અન્ય રસ્તે પણ ઉદારતા દાખવીછે; તે બધા કરતાં ઉત્તમ ઉદારતાનો દાખલો ધર્માદા સ્કુલને મફત જગ્યા આપી તે છે, કારણ કે ગ્રાન્ટ લેનારી નિશાળો કેળવણી ખાતાના ઈન્સ્પેકટરોની દેખરેખ તળે રહેવા બંધાએલીછે; પણ આ નિશાળ તો કશી રીતે સંબંધમાં ન છતાં दानेन पाणीर्नतु कंकणेन એ ભાવથી જગ્યા આપવામાં આવી હતી. કારણકે તે ઉદાર કામને મદદરૂપ હતી, તેનો હેવાલ નીચે મુજબ છે:—

સને ૧૮૯૧ના જાન્યુઆરી મહિનામાં, મહારાજા હાઈસ્કુલના મકાનમાં પધાર્યા હતા.કારણકે ત્યાં એક મોટો મેળાવડો ભેગો થયો હતો. ભાવનગરમાં મહારાજાના પ્રતાપથી ચાલતી ગુજરાતી પ્રાથમીક નિશાળો પાંચ છે; તેની સમાન ગણાતી એક ખાનગી નિશાળ છે. આ નિશાળનો ઉદ્દેશ ઉત્તમ હોઈતે સંબંધી થોડુંક આ સ્થળે લખેલ છે. આ નિશાળમાં ગુજરાતી ચોથા ધોરણ સુધી અભ્યાસ ચાલેછે,જ્યાંથી વિદ્યાર્થી ઇંગ્રેજી ધોરણોમાં કે ગૂ. પાંચમા ધોરણમાં જાયછે; આ નિશાળ ખાસ ધ્યાન ખેંચે એવીછે તેનું કારણ એકે તેમાં બીલકુલ ફી લેવામાં આવતી નથી; ત્યાં ગમે તે વર્ણના બાળકને કાંઈ ફી લીધા વિના ભણાવવામાં આવેછે. આ નિશાળના સ્થાપનાર ગૃહસ્થનું ચરિત્ર ઘણુંજ વિચારવા

જેવું છે, તેનું નામ શેઠ હરજીભાઈ જમાલ જેઓ મુળતો ભાવનગરના રહેવાસી પણ ધંધાખાતર પ્રદેશમાં ગએલા. આ ગૃહસ્થની પ્રથમની સ્થિતિ ખાનદાન કુટુંબમાં છતાં પૈસાદાર નહોતી, પણ પોતાના ઉદ્યમ તથા સાહસથી તેઓ પૈસાદાર પંક્તિમાં આવેલા ; જેથી તેઓએ પ્રાથમીક કેળવણી લેતાં ફી વિગેરેના બાનાથી ગરીબ મા બાપો પોતાના બાળકનું ભાગ્ય, ન ભણાવી બગાડેછે તે બાબત તેમના જાણવામાં આવેલી, જેથી તેઓએ આ કૃત્ય કર્યુંછે. આ ગૃહસ્થ ચીન, જાપાન વિગેરે સ્થળે જઇને વેપાર તથા સાહસથી પૈસાદાર થયા ; તે પછી તેમનો વિચાર કાંઈ ઉત્તમ કામ કરવાનો થયો શોધતાં સૌથી ઉત્તમ કામ વિદ્યાદાન શોધી કાઢયું ; કારણ કે તે અખુટ દાન કદી ખુટતું નથી એ સત્ય છે કે—

**व्ययेकृते वर्धत एव नित्यं ॥** (જેમ વાપરીએ તેમ હમેશાં વધતું જાયછે,)
**विद्याधनं सर्वधन प्रधानम.** (માટે વિદ્યાધન સર્વ ધનમાં શ્રેષ્ટ છે.)

આ સૂત્રથી તેઓ જાણીતા હોઇ વિદ્યાદાન દેવા ઉત્સુક થયા, આ લાભ પોતાની જન્મભૂમિને મળે એમ ધારી તેઓએ ઘણા વર્ષથી આંહી નિશાળ સ્થાપી, તથા કાંઈ ફી લીધા વિના વિદ્યાર્થીને ભણાવવા તથા નિશાળ સંબંધી બધો ખર્ચ પોતે આપવા બંદોબસ્ત કર્યો. જે હજી ચાલુછે, અને અગરજોકે તે ઉદાર પુરૂષનું અસ્તિત્વ હાલમાં નથી છતાં તેના નામની **शेठ हरजीभाइ सेमी नरी य ने धर्मादा निशाळ** હજી ચાલેછે અને બીજી નિશાળોની સમાન પદવી ભોગવેછે ; તેની ઉદારતાની રીતિ જોતાં ખરે તેમને ધન્યવાદ ઘટેછે. તેમની છબી ખુલ્લી મુકતાં વાંચેલી કવિતા પૈકી એક કડી આ સ્થળે ટાંકુંછું:—

નવલી કરી નિશાળ મદ્રેસા મનહર કીધા,
ગરીબ બાળને મફત દાન વિદ્યાનાં દીધાં ;
ઉચરે બાળ અનંત વિજય વાણી નીત જેની,
નિરખો નયને અહો આજ ઉત્તમ છબી એની.

આ ગૃહસ્થ પહેલાં ભાવનગરમાં પધાર્યા હતા ; મેહેરબાન ડોસાભાઇ ફરામજી કડાકા (તે વખતના જ્યુડિશિયલ કાઉન્સીલર) એ મહારાજાને આ નિશાળનો ઉદ્દેશ કહી બતાવ્યો હતો જેથી મહારાજાએ આ કામને વખાણ્યું હતું તેથી તેને માન આપવા માટેજ પોતે આ મેળાવડામાં પધાર્યા હતા, તે વખતે નિશાળ સંબંધી હકીકત વંચાયા પછી સૌએ તેને ધન્યવાદ આપ્યો હતો, તેમજ ત્યાં આવેલા સૌ જનોએ મહારાજાની ઉત્તમ લાગણી માટે અત્યંત આભાર માન્યો હતો, કારણકે મહારાજાની આવી સાદી રીતથી સૌ પ્રસન્ન થયા હતા ; આ વખત પહેલાં તથા તે વખતે મહારાજા આ નિશાળનું ભલું કરવા ઉત્સુક

હતા તેને જગ્યોની ઘણી સંકડામણ હતી જેથી તે શેઠે મહારાજા પાસે વરતેજને દરવાજે નિશાળ બાંધવા માટે જગ્યાની માગણી કરી; આ ઉદાર કામમાં વપરાતી જગ્યાના પૈસા લેવા એ મહારાજાને વ્યાજબી લાગ્યું નહીં. ધન્ય છે દાનવિરતાને કે તેમણે તેજ વખતે તે અરજી ઉપર તેને માટે મફત જગ્યા આપવાને હુકમ કર્યો. જે જગ્યાપર શેઠે પોતાના પદરના ખરચથી સારૂં મકાન બંધાવી નિશાળને ભેટ આપ્યું છે. મહારાજાની આ ઉદારતા માટે શેઠ હરજીભાઈ સદા તેમના ઉપકારી રહેતા અને તેમના સ્વર્ગવાસથી આ નિશાળ તથા તે શેઠને અત્યંત દીલગીરી થઈ હતી. આ નિશાળ ખુલ્લી મૂકવાની ક્રિયા ૧૮૯૨ના અકટોબર મહિનામાં થઇ હતી. મહારાજાથી તે વખત ન પધારાયું, જેથી પોતાના મુખ્ય દીવાન વિગેરેને તે ક્રિયામાં ભાગ લેવા આજ્ઞા કરી હતી જેઓ આ ઉદાર કામમાં ભાગ લેવા આવ્યા હતા અને મોટા મેળાવડામાં મહારાજાશ્રી તથા શેઠના જયનાદ સાથે નિશાળ ખુલ્લી મૂકી હતી. મહારાજાએ જે ઉદાર કામો કર્યાંછે, તે સિવાય બીજાં ઉદાર કામોને જે મદદ આપીછે તેનો આ એક દાખલોછે. આવા તો ઘણા દાખલા મળે એમ છે. મહારાજાની ઉદારતા અગણ્યછે એમ મારે તો કહેવાનુંજ કારણકે કયાં મારી અલ્પબુદ્ધિ અને કયાં ભાવનગરના ભાનુ તખ્તસિંહજીની અપાર ઉદારતા, કે જેઓ સઘળું परमेश्वर प्रित्यर्थम् એ ભાવથી કરતા હતા; જેઓના દાનમાં શ્રેષ્ટતા તથા અભેદતા સ્પુરી આવતી હતી; ધન્ય છે તે દાનવીરને.

મહારાજા પોતાનો જન્મદિવસ કેવી રીતે પાળતા તેના એક નમુનાથી વાંચનારને બધો ખ્યાલ આવશે એમ ધારીને સને ૧૮૯૧ની સાલના ગેઝેટપરથી આ નમુનો આપેલછે તેથી તેમની ઉદારતા વિશે આપણને થોડે અંશે પણ વિચાર આવશેજ.

અમારા જન્મદિવસના પ્રસંગની યાદગીરી દાખલ અમારી પ્રજા વગેરે લોકોને ફાયદાકારક તથા લોકોપયોગી વગેરે બાબતના કરેલા હુકમો નીચે પ્રગટ કરવામાં આવેછે:—

રૂપૈયા.

૧. પ્રગણે ભાલ તાબાનાં ગામોના ખેડુત લોકો પાસેથી સંવત ૧૯૪૫ની સાલમાં તેમની નીપજના પ્રમાણમાં જેટલા રૂપૈયા પંચ કયાસે વસુલ લેવામાં આવ્યા તે જતાં તેઓના ખાતામાં જે બાકી રહ્યા તે, તથા બીજા મહાલોમાં જે કોઈ ખેડુતોએ જમીન પડી મુકેલી તે પૈકી કેટલીક કમી દરે ખેડવા સોંપેલી તેના, તથા જે જમીન પડતર રહેલી તેના ખાતાના જેટલા રૂપૈયા વસુલ થાય તેમ નથી તે વગેરે બાબતના રૂપૈયા માંડી વાળીને જે છુટમાં કાહાટવાનું ઠરાવ્યું તે કુલ ... ૨૪,૬૧૧

રૂપૈયા.

૨. બોટાદ પ્રગણામાં આ વર્ષ વર્ષાદની તંગી સબબે ખેડુત લોકોને કુવાઓ ઉંડા ગળાવવા વગેરેના ખર્ચની મદદ તરી કે આપવાની મંજુરી કરી તે ... ... ... ... ... ... ૨,૦૦૦

૩. આ સંસ્થાનના મહાલોમાં રાહમુસાફર તથા આસપાસનાં ગામોની વસ્તી તથા ઢોરોને પીવાના પાણીને માટે જરૂરીયાતવાળી જગ્યોએ વાવ, કુવા, તળાવ, વગેરે નવાણો કરવા બાબત નંબર ૨૧૯, તારીખ ૨૪ જાન્યુઆરી સને ૧૮૯૧નો હુકમ, જે આ નિચે પ્રગટ કરવામાં આવેછે તે મુજબ એ કામો ખાતે આ વર્ષ મંજુરી કરી તે... ૫,૦૦૦

આ સંસ્થાનનાં મહાલોમાં જ્યાંહાં કે રાહમુસાફર તથા આસપાસનાં ગામોની વસ્તી તથા ઢોરોને પીવાનાં પાણીને માટે પીયાવા કરવાની જરૂરીયાત માલુમ પડે તેવી જગ્યાઓનો તપાસ કરીને તેની હકીકત અમારી હજુરથી ગઇ સાલના નંબર ૬૬૨, તારીખ ૨૪–૪–૯૦ના હુકમથી માગેલી તે પ્રમાણે આજમ દિવાન અને વઠા સભાસદ તરફથી લખાઇ આવી તે સર્વ ધ્યાનમાં લેઈ તે પૈકીની જે ખરેખરી જરૂરીયાતવાળી જગ્યો જણાઈ આવેછે તેવી નિચે જણાવેલી જગ્યોએ વાવ, કુવા કે તળાવ વગેરે જ્યાંહાં જેવું બની શકે તેમ છે તે પ્રમાણે કરવું, તે બાબતના આ વર્ષમાં અમારા જન્મદિવસના પ્રસંગ ઉપર રૂ. ૫,૦૦૦ સુધીના ખર્ચની મંજુરી આપવામાં આવેછે :—

આ ઠરાવ મુજબ અમલમાં લાવવાનો બંદોબસ્ત કરવા સારૂ તેની એક નકલ આજમ જાહેર બાંધકામો ખાતાના સભાસદ તરફ મોકલાવવી.

રૂપૈયા.

૪. અમોને જાહેર થયું છે કે શેહેર ભાવનગરના અમુક ભાગમાં જ્યાંહાં કે ઘણી હલકી કોમના ગરીબ લોકોની રહેણાક છે તેનો સુધારો કરવાની જરૂર છે તેથી તેઓને રેહેવાનાં ખોરડાંની યોગ્ય પ્રકારની ચાલી બાંધવા માટેરૂ. ૧૫,૦૦૦ ના ખર્ચની મંજુરી આપવામાં આવીછે, એટલે તેમાં રહેવાથી તેઓને સ્વચ્છતા તથા સફાઈ રાખવાના નિયમો નીચે લાવી શકાય અને તેથીકરીને શેહેરની સમગ્ર સુખાકારી સચવાય ... ... ... ... ... ... ... ૧૫,૦૦૦

૫. ગરીબ સ્થિતિની જુદી જુદી કોમની વિધવાઓ જણ ૩૩ ને તેઓની હયાતી સુધી નિર્વાહને માટે તેઓને નામે કુલ એકંદર દર માસે રૂ. ૧૦૦

અને કે એકસો રૂપૈયાની રકમ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે તેઓની જુદી જુદી કોમવાર સંખ્યા નિચે મુજબ :—

| | સંખ્યા કુલ. | કુલ દર માસે રૂપૈયા. |
|---|---|---|
| બ્રાહ્મણ જ્ઞાતીની વિધવાઓ ... ... | ૮ ... | ૨૪ |
| નાગર તથા નાગર બ્રાહ્મણ ... ... | ૨ ... | ૬ |
| રજપુત ગરાસીયા જાતની ... ... | ૬ ... | ૨૦ |
| વાણીયા જાતની ... ... ... | ૪ ... | ૧૨ |
| સીપાઇ જાતની આરબ સહિત... ... | ૬ ... | ૧૭ |
| વાળંદ જાતની ... ... ... | ૧ ... | ૩ |
| લુવાણા જાતની. ... ... ... | ૨ ... | ૬ |
| માળી જાતની ... ... ... | ૧ ... | ૩ |
| ભાવસાર જાતની ... ... ... | ૧ ... | ૩ |
| કંસારા જાતની ... ... ... | ૧ ... | ૩ |
| ભોઈ જાતની ... ... ... | ૧ ... | ૩ |
| કુલ વિધવાઓ... ... | ૩૩ કુલ રૂપૈયા... | ૧૦૦ |

૬. શેહેર ભાવનગરમાં મુસલમાન વગેરે કોમનાં છોકરાંને ઉર્દુ ભાષાની કેળવણી લેવાની એક નિશાળ ઉઘાડવામાં આવીછે.

૭. કેળવણી લેવાના ઉત્તેજન તરીકે નિચે પ્રમાણે સ્કોલરશીપોની રકમો આપવાની મંજુરી કરીછે :—

**ભાવનગરમાં વિદ્યાભ્યાસ કરવા બાબત :—**

| અભ્યાસનું સ્થળ. | આસામી સંખ્યા. | સ્કોલરશીપ દર માસે રૂપૈયા. |
|---|---|---|
| ૧ એંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાં ... ... ... | ૧ | ૫ બે વર્ષ. |
| ૧ માજીરાજ કન્યાશાળામાં (સ્ત્રીને)... ... ... | ૧ | ૫ બે વર્ષ. |
| મુંબઈની હુન્નરશાળા (સ્કૂલ ઑફ આર્ટસ) ... ... | ૧ | ૧૫ એક વર્ષ. |
| મુંબઈ વિકટોરીયા જ્યુબિલિ ઇન્સ્ટિટયુટ ... ... | ૧ | ૨૦ એક વર્ષ. |
| અમદાવાદની મેડીકલ કલાસમાં વૈદક ખાતાની કેળવણી લેવા. | ૧ | ૧૦ એક વર્ષ. |

૮. શેહેર ભાવનગરની ઇંગ્રેજી સ્કૂલો તથા ગુજરાતી નિશાળો અને કન્યાશાળાઓમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થી છોકરા તથા કન્યાઓ ને જૂદી જૂદી જાતની ચોપડીયો ૮૪૮, તેની કિંમત કુલ સુમારે રૂ. ૨,૧૩૦ની ઈનામમાં વેહેંચવી તથા તેઓને સીઠાઇ આપવી ; અને તેઓની સરત તથા બીજી રમત

ગમતનો મેળો પીલ બાગમાં કરવો, તથા શેહેર ભાવનગરમાં સર્વ કોમના લોકો-નાં છોકરાંઓને મીઠાઇ વેહેંચવી.

૯. આ સંસ્થાન તાબાના સર્વ ગામોએ નિશાળોમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ છોકરા તથા કન્યાઓને મિઠાઈ આપવી.

૧૧. દરબારી સર્વ અમલદારો તથા બીજા નોકરો અને અમારી પ્રજાનો નજરાણો અમારા જન્મદિવસ વગેરે પ્રસંગે નહીં લેવા બાબતનો જે હજુર નંબર ૮નો ઠરાવ કરવામાં આવ્યો તે નિચે પ્રસિદ્ધ કરવામાં આવેછે:—

ઠરાવ.

અમારી હજુરમાં દરબારી સર્વ અમલદારો તથા બીજા નોકરો અને અમારી પ્રજા જે શુભ પ્રસંગોએ નજરાણો કરેછે તે પૈકી દર વર્ષે ઝારપટોળા એટલે બેસતા વર્ષને દિવસે નજરાણો હમેશના રિવાજ મુજબ લેવામાં આવશે; પરંતુ તે સિવાયનો અમારા જન્મદિવસની બાબતનો કે બીજા કોઇ પ્રસંગે નજરાણો માફ કરી નહીં લેવાનું ઠરાવવામાં આવેછે.

સંવત ૧૯૪૮ના વર્ષમાં મહારાજાએ એક અદભુત કાર્ય કરી લોકોનાં મન રંજન કર્યાં હતાં,, મહારાજાએ પોતાની બાળવયમાં જસવંતસીંહજી ડીસ્પેન્સરીનું મકાન ખુલ્લું મેલ્યું હતું, તે પછી પોતાના અનુજ જુવાનસીંહજીના સ્વર્ગવાસથી તેની યાદગીરીમાં જુવાનસીંહજી ડીસ્પેન્સરીનું મકાન ખુલ્લું મુકયું હતું; જે મકાન ખુલ્લું મેલતાં ગદગદ કંઠે પોતાના બંધુના સ્મરણપૂર્વક ક્રિયા કરી હતી; આજ સુધી જસવંતસીંહજી ડીસ્પેન્સરીમાંજ રોગીષ્ટ (Patients)ને રાખવામાં આવતા, અગરજોકે આંહી પુરતી સગવડતા હતી છતાં માંદા લોકોને એકાંતમાં કાંઇપણ ગડબડાટ ન હોય તેવા શાન્ત ભાગમાં રાખવાનો ઉત્તમ વિચાર મહારાજાને થયો હતો; અને દવા દાન દીધા સમાન અન્ય પુણ્ય નથી એમ પોતે સમજતા હતા; તેથી પોતાને હાથેજ પોતાના નામથી એક દવાખાનું બનાવી; તેનો પાયો નાંખ્યો હતો. આનો નકશો મી. વીલીયમ ઇમરસન, એફ. આર. આઇ. બી. એ. એ બનાવ્યો હતો; મહારાજાનો વિચાર હિંદુ સ્ટાઈલનું મકાન કરવાનો હતો; જે આ હુશિયાર માણસે સંતોષથી પુરો પાડયો હતો. અને મકાન તૈયાર થયું હતું, મકાનની બાંધણી સંબંધી દેખરેખ મેહેરબાન સીમ્સ સાંહેબની હતી; જેઓ આ કાર્યમાં બેવડી લાગણીથી ધ્યાન આપતા હતા; એ મકાન જોઇનેજ આપણને અપૂર્વ લાગણી થાયછે. ચાડીકાની ધારથી કૈલાસ બાગ તરફ જતાં ડાબા હાથ તરફ એક વિશાળ કમ્પાઉન્ડમાં

દૂરથી રક્ત વર્ણનું લાગતું આ મકાન અપૂર્વ દેખાવ છે; તે એમ સુચવેછે કે માંદા તથા લોહી વગરના ફીકાને અમે લોહીવાળા રકતવર્ણના બનાવીએ છીએ. વૈદક ખાતાના ઉપરી મેહેરબાન બરજોરજી બેહેરામજી, આ દવાખાના સંબંધી ગોઠવણમાં અત્યંત તનમનથી ભાગ લે તેમાં તો આપણે કાંઈ નવું કહેતા નથી; આ મકાન ૨૬૦ ફીટ લાંબુ તથા ૫૦ ફીટ પહોળું છે; આમાં ૬૦ માંદાની એક સાથે માવજત થઈ શકે તેવું છે. સ્ત્રીઓ માટે ઈલાયદી ગોઠવણ કરી છે, દરેક વૉર્ડની આસપાસ ગેલેરી તથા રસ્તા છે; જેથી હવા પ્રકાશની ઉત્તમ ગોઠવણ થઇછે; આ રસ્તા વળી નોકરોને માટેની જગ્યા તરીકે ઉપયોગમાં લઇ શકાય તેવા છે; નહાવાની જગ્યા વગેરે મકાનથી દૂર ગોઠવેલ છે; જ્યાં જવા માટે સુંદર રસ્તો છે; વળી ઉડતા ચેપી રોગ માટે નીચે તદ્દન જુદોજ વૉર્ડ રાખેલ છે; તથા ઓપરેશન કરવા વગેરે માટે ઉપર ચાર વૉર્ડ છે; હિંદુ મુસલમાન માટે તદ્દન જુદીજ ગોઠવણ કરીછે; આ મકાન સંબંધી વધારે વર્ણન કરતાં આપણને લંબાણ થાય માટે ટુંકુ આટલુંજ બસ છે. આ મકાનનો ઇ. સ. ૧૮૮૯ના જાન્યુઆરી માસની ૬ ઠી તારીખે મહારાજા તખ્તસિંહજીએ પાયો નાંખ્યો હતો; તથા ઈ. સ. ૧૮૯૨ના એપ્રિલની તારીખ ૧૪મીએ હીઝ એકસલેન્સી ધી ગવરનર સાહેબ નામદાર લૉર્ડ હેરીસે ખુલ્લું મુકયું હતું; આનો કુલ ખરચ રૂ. પાંચ લાખ થયેલછે.

આ હોસ્પીટલ ખુલ્લું મુકવાને માટે નામદાર ગવરનર સાહેબ ભાવનગર પધારવાના હતા; જે માટે બધી તૈયારી થઇ ચુકી હતી. નામદાર ગવરનરને લેવા માટે એક ડેપ્યુટેશન વઢવાણ ગયું હતું, જે તેઓ નામદાર સાથે સ્પેશિયલ ટ્રેનમાં પાછું ભાવનગર તરફ વળ્યું, સાંજરે ૬ વાગતે સ્પેશિયલ ટ્રેન ભાવનગર સ્ટેશનપર આવી; આ વખતે ગવરનર સાહેબને વધાવા નામદાર મહારાજા સાહેબ બેઉ કુમારો, કાઉન્સીલરો, તથા શેહેરના સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે હાજર હતા.

પ્લેટ ફોર્મપર પગ મેલતાંજ તોપોના અવાજ થયા અને બેન્ડે નેશનલ એન્થમ બજાવી માન આપ્યું. મહારાજાએ સૌની ઓળખાણ પડાવી, અને પછી તે સવારી લીલમબાગ તરફ વળી. તારીખ ૧૪મી એપ્રિલે તેઓ તખ્તસિંહજી હોસ્પીટાલ ખુલ્લું મેલવા માટે પધાર્યા. આ વખતે તેમની સાથે પોલિટિકલ એજન્ટ મેહેરબાન ઓલીવંટ સાહેબ હતા. દરવાજા સુધી મહારાજા તેમને લેવા પધાર્યા અને તેઓએ મહારાજાની સાથે જઈને શુભ ક્રિયા કરી. આ ક્રિયાને માન આપવા ઘણા ગૃહસ્થો પધાર્યા જેથી બેઠક માટે એક સમીયાનો ઉભો કર્યો હતો.

આરંભમાં વૈદક ખાતાના ઉપરી ડાકતર બરજોરજી બેહેરામજી, એલ. એમ. વિગેરેએ ભાષણ કર્યું હતું તેનો સાર નીચે પ્રમાણે:—

"નામદાર ગવરનર તથા મહારાજા સાહેબ,

"આપ નામદારની રજાથી આ સંસ્થાનની વૈદક ખાતાની વૃદ્ધિ તથા સુળ વિશે હું બે શબ્દ બોલુંછું. ઈ. સ. ૧૮૭૦ના વર્ષ સુધી તો આરોગ્ય રાખનાર તરીકે વૈદ્ય અને હકીમોનું જોર હતું. પણ હિંદુસ્તાનના બીજા ભાગની પેઠે આ સંસ્થાનમાં પણ યુરોપિયન વૈદકની ફતેહ તથા ગુણ તેના શુભ પરિણામથી સમજમાં આવ્યાં; જેથી વૈદ તથા હકીમોનું જોર ઘટતાં ડીસ્પેન્સરીમાં ટોળાબંધ લોકો આવી તે દવા લેછે. જસવંતસીંહજી ડીસ્પેન્સરી ખુલ્લી મેલ્યા પછી પણ લોકો યુરોપિયન દવાપર અપૂર્ણ વિશ્વાસ રાખતા; જેમાંના કેટલાક હજીસુધી એવા વિચારથી અંતકાળે અમારી દવા કરવા આવેછે; જ્યારે ઘરવૈદું તથા વૈદના ઉપાય રહેતા નથી ત્યારે તેઓ દવાખાનાની દવા સારી આશાથી કરાવેછે. જેનું શુભ પરિણામ આવતાં તેનો વિશ્વાસ બેસેછે. આ દેશમાં યુરોપિયન દવાનો જોઇએ તેટલો ફેલાવો એકદમ ન થયો તેનું કારણ તપાસતાં, સામાન્ય કારણ એ છે કે, લોકોનો ઘણો ભાગ ભુત, રાક્ષસ, પ્રેત અને એવા પીશાચને વિષે એમ માનતા કે આ સર્વ રોગ જેવા કે હીસ્ટીરીયા (ઓષ્ટો) મુર્છા આંચકી તાવ વગેરેના ઉત્પન્ન કરનારા છે; આના ભોગમાંથી બચવાને મંતર જંતર વગેરે કરતા; જેવાં કે માદળીયાં, મંત્રેલા દોરા, ચીઠી તથા બીજાં છુપાં જાદુઓ, વગેરેનો ઉપયોગ કરતા. વૈદો પણ પોતાના ભોળા દરદીઓને આવા ખરાબ ઉપાય લેતા અટકાવતા નહોતાં; આથી જે લોકોપર નજર કે મુઠ વગેરે પડેલી ધારે, અને માંદો પડે તેને માટે દવા નિરૂપયોગી ગણાતી; પણ તે દુઃખ મટાડવા ઊંધા ખરચ કરી ભુવા વગેરેના ઉપાય કરતા હતા. વળી યુરોપિયન દવાને બીજો ધક્કો એ હતો કે તેની ફારમાકોપીયામાં, પરવાળાં, મોતી, અમર, માણક, સોનું, રૂપું, અને તેવાજ કીંમતી હીરા તથા ધાતુ વગેરેની બનેલી દવા જે રામબાણ ધારવામાં આવતી તેવી દવા બિલકુલ જોવામાં આવતી નહી; હજીપણ એવા કેટલાક માણસો છે કે, જેઓ પોતાના શરીર નબળાં પડી જવાથી આવા ઉપાય યોજેછે."

"આટલું છતાં મારે કેહેવું જોઈએ છે કે, કેટલાક ઉચ્ચવર્ણના તથા બુદ્ધિવાન મનુષ્યો રોગ થતાંજ દવાખાનાની ભેટ લેતા જાયછે અને હમણાં તો દરબારશ્રીના ઉદાર આશ્રયવાળા આ ખાતાનો લાભ જથાબંધ લોકો લેછે. મુંબઈ વિદ્યાલય (યુનિવરસીટી)ની વૈદક પરિક્ષામાં પાસ થયેલ ગ્રાજ્યુએટ પહેલ વહેલો

તારીખ ૧૩ એપ્રિલ ૧૮૭૦ ને દિને નિમાયો હતો; અને આ શુભ મુહુર્તનાં થયેલ કાર્યથી વૃદ્ધિ પામતાં આ ઉત્તમ ક્રિયા કરવામાં આપણે ભેગા થયા છીએ."

"સ્વર્ગવાસી મહારાજા સાહેબ જસવંતસીંહજી જેઓ પોતાની ગરીબ તથા તંગીવાળી પ્રજાને, યુરોપિયન દવાનો લાભ આપવા ઘણા ઉત્સુક હતા, તેની ઉદાર ધારણાથીજ પહેલવેહેલી ડીસ્પેન્સરીની શરૂઆત થઈ; પણ દૈવયોગથી તે ઉદારતાની ધારણા ફળીભુત થયેલી જોવા પોતે રહ્યા નથી. પણ તે ડીસ્પેનસરી તેના નામથી જસવંતસીંહજી ડીસ્પેન્સરી કહેવાયછે. ઈ. સ. ૧૮૭૦ના જુન માસની દસમી તારીખે, જોઇન્ટ એડમિનિસ્ટ્રેશનના વખતમાં, સાધારણ મકાનની ગોઠવણ તેને માટે થઇ હતી; પણ તેને લાયક મકાનની ગોઠવણ મેસર્સ પરસીવલ તથા ગવરીશંકરે કરી હતી; અને દરબારશ્રીના ખરચથી શેહેરના સ્વચ્છ ભાગમાં એક સુંદર મકાન તૈયાર કરાવ્યું હતું. આ નવું મકાન ખુલું મુકવાની ક્રિયા ઇ. સ. ૧૮૭૧ના જુનની ૫ મી તારીખે મહારાજા તખ્તસિંહજીએ પોતાની બાળવયમાં કરી હતી. આ ડીસ્પેન્સરી ઉઘાડયા પછી બે વર્ષે મહુવા બંદરમાં અને પછી સીહોર, કુંડલા, બોટાદ અને તળાજામાં દવાખાનાં ઉઘાડયાં હતાં. તેથી જોઇન્ટ એડમિનિસ્ટ્રેશન બંધ થયું, ત્યારે બધાં મળી ૬ દવાખાનાં હતાં, જેવાજ આ ઉદાર મહારાજા તખ્તસિંહજી તખ્તનશીન થયા કે તરતજ તેઓએ ઉમરાળા, ગઢડા, લીલીયા, રાજુલા, અને જેસરમાં દવાખાનાની ગોઠવણ કરી હતી; એ પ્રમાણે પોતાના દરેક મહાલમાં એક એક દવાખાનું કરી, લોકોનો આશીરવાદ લીધો હતો."

"ભાવનગરમાં વસ્તીના પ્રમાણમાં બીજા દવાખાનાની જરૂર લાગવાથી, મહારાજાએ તે માટે મંજુરી આપી; અને તેનું નામ પોતાના શોચનીય અનુજ જુવાનસીંહજીના નામપરથી "જુવાનસીંહજી ડીસ્પેન્સરી" રાખ્યું."

"સને ૧૮૮૫ના વર્ષમાં શેહેરના બીજા ભાગમાં દરબારી મકાનમાં મહારાજાએ, તે ખુલ્લું મેલ્યું હતું; આ પ્રમાણે મહાલમાં ૧૦ તથા ભાવનગરમાં ૨ મળી કુલ ૧૨ ડીસ્પેન્સરીઓછે." (આ પછી મહારાજાએ ભાલ માટે દવાખાનાની મંજુરી આપેલીછે).

"(આ પછી ખાતાના વહીવટ વિષે કેટલીક હકીકત કહી હતી, કુલ ૧૧૫,૫૪૨ દરદીઓએ બધી દવાશાળાઓનો લાભ લીધાનું જણાવ્યું હતું. આ પછી કેટલાક ન મટે તેવા રોગોના ઉપાય કર્યાનું તેમજ વાઢ કાપ ખાતાએ કરેલ કામ પણ બતાવ્યું હતું જે લંબાણના ભયથી સવિસ્તર ટાંકેલ નથી)."

"અમારા ખાતામાં ચાર ગ્રેજ્યુએટ તથા ૧૪ હોસ્પીટાલ આસીસ્ટંટ છે, આ બધાની નીમણુક જરૂર પડે તેમ થએલીછે; તેમાંનો એક ગ્રેજ્યુએટ આંહીની પ્રજા હોઈ કોલેજના અભ્યાસ વખતે મહારાજાના ઉદાર આશ્રય નીચે સ્કોલરશીપ લઇને ભણેલછે. હોસ્પીટલ આસીસ્ટંટને ઘણીજ સંભાળથી પસંદ કરવામાં આવેછે. ખરી રીતે તો મહારાજાના ઉદાર આશ્રયથી સ્કોલરશીપ મેળવીને અમદાવાદની શાળામાં ઘણા પાસ થયેલાછે; જેને આંહી નીમેલાછે. અમારા ખાતામાં ૨૯ કંપાઉન્ડરો છે; જેમાંનાં ૨૭ આંહીની પ્રજા છે; તેઓ જસવંતસીંહજી ડીસ્પેન્સરીમાં કામ શીખીને પછી પરીક્ષા આપેછે; અને તે પ્રમાણે પસંદ કરાયછે. ઈ. સ. ૧૮૭૫ના વર્ષથી એક સારી મીડવાઈફને નીમેલછે, તથા રાજકોટ સીવીલ હોસ્પીટલમાં હુશીયાર થયેલી એક નર્સને પણ આ ખાતામાં રાખેલીછે; દરેક દવાખાનું એક ગ્રેજ્યુએટ અથવા હોસ્પીટલ આસીસ્ટંટના તાબામાં હોયછે. આ ઉપલા ચાર ગ્રેજ્યુએટમાં પછીથી બીજા બે વધેલાછે, તથા એક ત્રીજાને શીતળા ખાતું સંસ્થાનને સોંપાવાથી, તેના ઇન્સપેકટર તથા ફરતા ડાકતર તરીકે વધારેલછે; આથી બે કામ થાયછે; એક તો તે પોતાનું શીતળા ખાતાનું કામ કરેછે; અને તે ઉપરાંત જ્યાં દવાખાનાં નથી, ત્યાં તેની આવજા થવાથી, તે લોકોના રોગ મટાડવાને પણ ઉપાય સૂચવે એ સ્વાભાવીક છે વિગેરે." (હોસ્પીટાલ આસીસ્ટંટ પણ તે પછી વધીને આશરે ૧૬ થયેલાછે.) દવા વગેરે ખરીદવા માટે ગયા વર્ષમાં રૂ. ૪૯,૫૩૦નો ખર્ચ થયેલછે. અને દરેક દરદીને માટે સાડાસાત અના લેખે રૂ. ૪૯,૪૨૪–૬–૧૦નો વ્યય થયેલછે. આપ નામદાર સાંભળીને ખુશી થશો કે, આ બધો વૈદક ખાતાનો ખરચ દરબારશ્રી આપેછે; અમને બેહદ સંતોષ તથા આભાર ઉપજેછે કે અમારી એકે ખોટ મહારાજાશ્રીએ પુરી ન પાડી એવું કદી બનેલું નથી. હજુ જે બાબત મારે કહેવાની છે તે એકે, આ બધો ખરચ મહારાજા આપેછે; તે ઉપરાંત મુંબઇ શેહેરની હોસ્પીટલોમાં પણ મહારાજાનો ઉદાર હાથ ચળકી રહેછે. અને મહારાજાના પોતાના ખાનગી ખરચમાંથી માંદાં તથા ગરીબને ઘણીવાર ખોરાક, લુગડાં તથા ઘરે જવાનું ભાડું વગેરે મળેછે."

"હવે જે હોસ્પીટલની પાસે આપણે એકઠા થયા છીએ, અને જેનું નામ મહારાજાના નામપરથી "તખ્તસિંહજી હોસ્પીટલ" છે, તે વિષે બે બોલ કહેવાના છે. આ ખાતા માટે મહારાજાએ પેહેલેથીજ લાગણી બતાવીછે. જ્યારે મહારાજાને માટે એક સારૂં મકાન (Country house) તથા હોસ્પીટલ સંબંધી બાબત મહારાજા પાસે મંજુરી માટે મોકલાઈ ત્યારે તે ઉદાર પુરૂષે આ હોસ્પીટલની મંજુરી પેહેલી આપી હતી, જે લાગણી માટે પ્રજા તેની આભા-

રી છે." (આ પછી કેટલુંક વિવેચન કર્યું હતું તેમાં મકાનનું વર્ણન તથા મી. ઇમરસનનું નામ નકશો કરનાર તરીકે તથા મેહેરબાન આર. પ્રોકટર-સીમ્સ સાહેબ (સંસ્થાન ભાવનગરના જાહેર બાંધકામ ખાતાના ઉપરી સભાસદ)નું નામ એ મકાન બંધાવનાર તરીકે આપ્યું હતું. અને છેવટે મહારાજા માટે જયનાદ કર્યો હતો)."

આ પછી મહારાજાએ ઉભા થઇને કહ્યું કે—

"નામદાર ગવરનર સાહેબ,

"મારી જીંદગીમાં આ ક્ષણ હુ સૌથી શ્રેષ્ટ ગણુંછું; આ દુનિયામાં પોતાની યાદગિરિ રાખવા મનુષ્યજાતી જેવી આતુર હોય તેમ મને પણ લાગ્યું કે મારે પણ આ ઉત્તમ કાર્ય કરવું; જેથી આ મકાન બંધાયું. મારા મનને તો આ એક ઉત્તમ મકાન છે; મને તે માટે આનંદ છે, અને તે આનંદ આપ નામદારે આટલે દુર અને ગરમીના વખતમાં આંહી પધારી ખુલ્લું મેલવાની કૃપા કરી તેથી હજારગણો વધારેલ છે. આ ક્રિયા માટે હું આપ નામદારનો આભાર માનુંછું; અને વિનંતી કરૂંછું કે આ મિત્રો તથા હિતેચ્છુના મોટા મંડળની વચમાં, તે ખુલ્લું મેલાએલું જાહેર કરશોજી."

તે પછી નામદાર ગવરનરે તે મકાન ખુલ્લું મેલતાં ભાષણ કર્યું તેનો સાર નીચે પ્રમાણે:—

"આ તખ્તસિંહજી હોસ્પીટલ ખુલ્લું મેલતાં મને અત્યંત આનંદ થાયછે; પણ તે ક્રિયા કરવાની તમારી માગણી સ્વીકારતાં તમારા ભાષણમાં આ સ્મરણ સ્તંભરૂપ મકાન તમારી પોતાની જાત જેટલો અમુલ્ય ગણાય એમ હું ઇચ્છુંછું. તેમજ તમારા ઉદાર વિચાર, જીગરની દયા, તથા તમારા સુખ અને જરૂરીઆત કરતાં પ્રજાનાં સુખ તથા જરૂરીઆતને માટે તમારી લાગણીવાળા ઉત્તમ વિચારો જેમ ચીરકાળ સ્મરણમાં રહે તેવું આ મકાન સ્મરણીય થાય એમ મારી ઇચ્છા છે. ડાકતર બરજોરજીએ કહ્યા પ્રમાણે પંદર વર્ષ પહેલાં જયારે તમારે માટે એક મહેલ અથવા લોકોના સુખ માટે (જે બાબત આ હોસ્પીટલથી સાબીત થશે) નું મકાન બાંધવાની મંજુરીની વાત તમો આગળ લાવવામાં આવી, ત્યારે તમે પહેલા કરતાં બીજી બાબત વધારે પસંદ કરી; તેથી મને ખાત્રી થાયછે કે, તે બાબતથી તમારી જીંદગીપર્યંત, અને તે પછી પણ સેંકડો વર્ષ પછી પણ, આપ નામદાર મહારાજાના ઉત્તમ વિચાર માટે જીગરના આભારની લાગણી લોકોના મનપર આવશેજ. ડાકતર બરજોરજીએ કહ્યું તે પ્રમાણે, હિંદુસ્તાનમાં જે વધારો યુરોપીઅન વૈદકનો આ સેંકડામાં થએલછે તેની વૃદ્ધિના કારણમાં

આ દેશના ડાહ્યા લોકોએ એમ માન્યું કે, યુરોપીઅન ડાકતરોએ દાખલ કરેલ રીતીના જ્ઞાનથી, જુની રીતી હઠી જાયછે એવી આ ખાતાની પીછાન તેઓએ કરી, તેના જેવું બીજી એકે આભાર માનવા જેવું નથી. તેણે કહ્યું તે પ્રમાણે જે ડાહ્યા માણસો એમ કહેવરાતા કે, અમે વનસ્પતિને ઓળખીએ છીએ; તેમજ કેટલાંક કિંમતી હીરા, મોતી, વિગેરે પદાર્થોની ભસ્મથી તથા ગૃહોના ભાવના જ્ઞાન વિગેરે ગુપ્ત-બાબતોથી, ગમે તેવા રોગ મટાડવા સમર્થ છીએ, તેને માટે બંધાએલ મત નાબુદ થતાં વાર તો લાગી ખરી; પણ ધીમે ધીમે અર્વાચીન વૈદક પદ્ધતિના શરૂ થવાથી તેના અનુભવાએલ પરિણામના અનુભવ તથા સામાન્ય બુદ્ધિથી એમ બતાવાયુંછે કે એકંદરે તે જુની રીતિ (જેને આપણે તેને વળગી રહેનારના વિશ્વાસ તથા દ્રઢતા માટે વખાણીએ છતાં આપણે અનુભવથી જાણીએ છીએ કે તે વૈદક સલાહ માટે વિશ્વાસ રાખવા લાયક નથી) કરતાં નવી રીતનો વિશ્વાસ રાખવો પસંદ કરવા લાયક છે; જે મત હાલ સિદ્ધ થએલ છે અને ડાકતર બરજોરજીએ આપેલ આંકડાથી આપણે જાણીએ છીએ કે તમારા સંસ્થાનના જુદા જુદા ભાગમાં ચૌદ કે પંદર ડીસ્પેન્સરીની સ્થાપનાથી મોટી ખોટ પુરી પાડી છે; તે માટે તે રીતિની પુરતી પિછાન તમારા સંસ્થાનમાં થઇછે; અને તમોએ તમારી પ્રજાના સુખ માટે, આ દવાખાના સ્થાપ્યાં તેથી તમારી અગમચેતી તથા ઉત્તમ વિચારને લીધે, તમને ઘણું માન છે; અને લોકોને તેથી સારો નફો છે; પણ હું ધારૂં છું કે, જ્યારે તમો આ દવાખાના માટે મકાન બંધાવતા તથા દવા પુરી પાડતા, તે વખતે તમો એમજ જાણતા કે "હું એક સારૂં કામ કરૂંછું." તે સાથે તમો લોકોના દુઃખ મટાડે એવા સારા હુશીઆર ભણેલા માણસોને નિમોછો; તેથી તમો સ્તુતિપાત્ર છો. મને જણાવ્યું છે કે દરેક ડાક્તર ગમે તે સારી પરિક્ષામાં પાસ થએલ છે: અને આ કેળવાએલી વૈદક સલાહ, તેમજ દવા, મકાનની સગવડ, વિગેરે માટે તમે જે કર્યું, તે માટે તમને જીગરથી અભીનંદન આપુંછું. વળી જોઇને ઘણોજ ખુશી થાઊંછું કે, આમાંના ઘણા તમારી પ્રજા છે; જેથી તમારી પોતાની પ્રજાને ભણાવી તેને પાછી સારી જગ્યાએ ગોઠવવાની તમારી આતુરતા સિદ્ધ થાયછે. અને ઇંગ્રેજ સરકારે દરેક મોટે સ્થળે યુનિવરસીટી તથા વિદ્યાલયો સ્થાપેલ છે; જેમાં સરકારી તથા દેશી રાજાની રૈયત ભણીને સારી ડીગ્રી મેળવે છે; જેથી તેઓ સારી જોખમદાર જગ્યાએ ગોઠવવા લાયક બનેછે. અને જે પ્રમાણે બનવાથી બીજા લોકો તે જોઇને તેમ કરવા ઉશ્કેરાય છે; આવા ફાયદા જોઈ હર્ષિત થાઊંછું. તમોએ કાળજીથી એક સારી મીડ-વાઇફ તેમજ કેળવાએલી નર્સ ગોઠવી છે, તેથી હું બહુ ખુશી થાઊંછું; કારણકે સ્રીવર્ગ જેને તેની

જીંદગીમાં ઘણીવાર સારી હુશીઆર સ્રીવૈદની જરૂર પડેછે; તેવાને માટે સારી વૈદક સલાહ પુરી પાડવા જેવી બીજી એકે બાબત ધ્યાન આપવા લાયક નથી. અને હું અંતઃકરણથી ખુશી થાઉંછું કે, તમોએ તે બાબત સારૂં ધ્યાન આપેલ છે; તમારી રીતિ જોતાં મને ખાત્રી છે કે, તમો જરૂર પડે ત્યારે આ ખાતાની વૃદ્ધિ કરશોછો; અને આ સંસ્થાનનો સ્રીવર્ગ પણ કેળવાએલી સલાહ લેવાને તૈયાર છેજ; શીતળા ખાતા સંબંધીમાં પરભારી સત્તા તથા અમલ તમને સોંપવામાં અમે વ્યાજબી કામ કર્યુંછે; એમ સિદ્ધ કરી આપવાથી આભાર માનવામાં આવેછે. વૈદક ખાતામાં આપે જે ઉદાર મદદ આપેલી, તે જોઇને અમને એમ પૂર્ણ વિશ્વાસ થયો કે: તમો તથા તમારી કાઉન્સીલ એમ ખાત્રીથી જાણશો કે, શીતળા ખાતું જ્યાં સ્થપાય ત્યાંના લોકોને એક રક્ષક તરીકે છે. અમે હમણાંજ મુંબઈ ઇલ્લાકામાં વિરૂદ્ધ અભિપ્રાય (જે અભિપ્રાય મારા ધારવા પ્રમાણે વિના કારણ તથા અદ્રઢ ધોરણપર બાંધેલ)ની દરકાર રાખ્યા વિના વેકસીનેશન બીલ (શીતળા ખાતાનો ધારો) પસાર કરેલછે. અને જે મેં સાંભળ્યું છે તથા જે જે હકીકત મારી પાસે આવેલછે તે ઉપરથી હું કલ્પના કરૂંછું કે ગોશીતળા એ શીતળાના ચેપી રોગ સામે એક મજબુત રક્ષણ છે એમ ઇલ્લાકાના લોકોને નક્કી થયેલ છે. મને ખાત્રી છે કે, જ્યારે શીતળા કઢાવવા લોક મરજીપર આધાર હતો; તે કરતાં જ્યારે આ ધારો પસાર કર્યો, ત્યારથી લોકો શીતળાના ચેપીરોગ તથા તેની ભયંકર અસર સામે ઘણાજ બચાવવાળા બનેલ છે. અને મને વિશ્વાસ છે કે બીજાં દેશી રાજ્યો જેઓ બ્રિટિશ મુલકની હદ પાસેજ આવેલાં છે અને જેઓને તેઓને હતી તે કરતાં ઘણીજ સ્વતંત્રતા મળીછે; તેઓ પણ આ દાખલાને ધીમે ધીમે અનુસરેજ. હું ધારૂંછું કે, ડાકતર બરજોરજીએ તથા આપે કહેલ દરેક બાબત વિશે મેં વિવેચન કરેલછે; કોઈ વાત બાકી રહી નથી; હવે માત્ર મેં તમને આપેલ વચન કે "હું આ સુંદર હોસ્પીટલ ઉઘાડીશ" એ વચન પાળવામાં મારે તમોને ધન્યવાદ પ્રદર્શીત કરવો બાકી રહેછે. આ મકાન ખુલ્લું મેલાએલું જાહેર કર્યા પછી આંહી હાજર થએલા સઘળા, તેમજ જે સઘળા આંહી હાજર નથી પણ તેઓ આ તમારી ઉદારતાનો લાભ તેમના મિત્ર સગા વિગેરેથી લેશે, તેઓની વતી આ સુંદર મકાન બાંધવાની તેમજ વૈદક ખાતાની બધી જરૂરીઆતો પુરી પાડી, તમારા એ સંસ્થાનની પ્રજાને સુખી કરવાની તમારી અત્યંત ઉદાર વૃત્તિ માટેનો તેમનો ઉપકાર પ્રદર્શીત કરૂંછું. વળી તમારા પોતાના સુખ કરતાં પ્રજાનું સુખ તમોએ ઉત્તમ ગણ્યું; તે માટેના દયાવાળા અને ઉદાર વિચાર માટે તમને ધન્યવાદ ઘટેછે."

આ પછી પાન પુલ વહેંચાયાં અને તે સીલાવડો બરખાસ્ત થયો અને મહારાજા સાહેબ, નામદાર ગવરનર સાહેબને સાથે લઇ નિલમબાગ, શામળદાસ કોલેજ, માજીરાજ છત્રી (જે છત્રી પોતાનાં પ્રિય પત્નિના સ્મરણાર્થે કરી હતી, અને મોતીબાગમાં બેઠા બેઠા જે સ્મરણ સ્તંભ દેખાતો હતો તે), કોઠાર તથા જુના દફ્તરનું મકાન, વિગેરે, સ્થળો જોઇ આવ્યા હતા. બપોરે પોતાના કાઉન્સીલરોને લઇ મહારાજા નિલમબાગમાં ગવરનર સાહેબની મુલાકાતે ગયા હતા, અને આનંદથી વાતચિત કરી હતી. પછી સાંજરે એક મોટું ખાણું આપ્યું હતું. જેમાં ભાગ્યશાળી કૈસરેહીંદ, તેમના વડા પુત્ર શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ, તથા પ્રિન્સેસ ઑફ વેલ્સ, અને બીજા તે બાદશાહી કુટુંબના કુમાર કુમારીઓ, વિગેરે, તથા નામદાર ગવરનર લોર્ડ હેરીસ, તથા મેહેરબાન પોલિટિકલ એજંટ, તથા નામદાર મહારાજા માટે આરોગ્યતા તથા સલામતી વિગેરેના હર્ષનાદ થયા હતા; અને નામદાર ગવરનરે સુંદર ભાષણ કરી મહારાજાની ઉત્તમ નીતિ વખાણી હતી; અને પછી બધું મંડળ દારૂખાનું જોવા છત્રીમાં ગયું હતું. બીજે દિવસે નામદાર ગવરનર માજીરાજ કન્યાશાળા, આલ્ફ્રેડ હાઇસ્કુલ તથા હાઈકોર્ટ જોવા પધાર્યા હતા, તે વખતે ન્યાય મંદીરમાં મહેરબાન ડોસાભાઈ ફરામજી કડાકા, સી. એસ. આઇ.એ બધા ન્યાયાધીશોની ઓળખાણ પડાવી હતી, આ પછી તેઓ પેડોક વિગેરે સ્થળો જોઈ સાંજરે શહેરના દરેક ભાગ તથા ગગાતળાવ, તખ્તેશ્વરનું મંદીર, સુંદરાભાસ, વિગેરે સ્થળો જોવા પધાર્યા હતા. તારીખ ૧૬મીએ નામદાર ગવરનર સ્પેશિયલ ટ્રેનમાં બેસી સોનગઢ થઇને પાળીતાણે પધાર્યા હતા.

સને ૧૮૯૩ ની સાલમાં મહારાજા ઇંગ્લાંડ પધાર્યા તે સંબંધી નીચે પ્રમાણે હકીકત ન્યુસપેપરપરથી ઉતારી કાઢીછે: —

गृहासक्तस्य नो विद्या જે ઘરમાંજ ભરાઈ રહેછે તેને વિદ્યા પ્રાપ્ત થતી નથી, કારણકે જે જનો મુસાફરી કરતા નથી તેને બીજા દેશની રૂઢી, હુન્નર વિગેરેનો વિચાર પણ આવતો નથી; માત્ર ઘરમાંજ જગત માની રહેલા આવા જનોનો કોઇ સારા પ્રદેશમાં પ્રવાસ કરનાર, સાથે મુકાબલો કરશો તો તેમાં કેટલો ફેર પડશે તેનો વિચાર વાંચકને સોંપવો એજ ઉત્તમ છે. વળી મારા સ્નેહી શુકલ ભાનુશંકર રણછોડજીએ व्यवहारदर्शन નામનું એક પુસ્તક બહાર પાડેલછે તેના તૃતિય પરિચ્છેદનું ૬૧૭મું સુત્ર "वज्या विना झवेर चळके नहीं तेमज प्रवास विना अजमायश मळे नहीं" આ વાકય ખરે અવર્ણનીય બોધ આપેછે; મનુષ્યને ઝવેર સાથે મુકાબલો કરીને, તેની આ

દુનીયામાંના અન્ય પ્રાણીથી શ્રેષ્ટતા બનાવીછે; અને ઝવેરને ઓપ આપવાથી જેમ તેની કીંમત આવેછે, તેમ પ્રવાસથી મનુષ્યની કીંમત વધતી જાયછે જેથી એ ઓપજ છે. તેમજ એ ગ્રંથમાં દ્રષ્ટાંત આપેલછે કે—

विद्या वित्तं शिल्पं तावन्नाप्नोती मानवः सम्यक्,
यावद्व्रजाति न भूमौ देशाद्देशांतरं हृष्टः.

જ્યાંસુધી મનુષ્ય પ્રસન્ન થઇને પૃથ્વીના એક દેશથી બીજે દેશ જતો નથી ત્યાંસુધી વિદ્યા, ધન, તથા કળાને સારી રીતે પામતો નથી, આમ પ્રદેશ જવું સુખકર છે, તે આપણને સિદ્ધ થઇ ચુક્યું છે

સ્વર્ગવાસી મહારાજા તખ્તસિંહજી પણ પોતાના પરિજનો સાથે મહારાણીના દર્શને પધાર્યા તે વખતનું ટુંક બ્યાન આ સ્થળે ઉચીત ધારી આપવામાં આવ્યું છે. સને૧૮૯૩ના એપ્રિલ મહિનામાં ભાવનગરમાં મોટી તૈયારી થઇ ચુકી હતી; મહારાજાએ સર્વ કારભાર પોતાની કાઉન્સીલને સોંપ્યો હતો; અને પોતા સાથે ચાલવા માટે રાજ્યના મોટા અમલદારમાંથી ડાકતર બરજોરજી બેહેરામજી (ચીફ-મેડીકલ ઑફીસર)ને પસંદ કર્યા હતા; મહારાજાની તબીયત પણ તેઓજ સાચવતા હતા; જેથી આ બાબત આવશ્યક હતી. ડાકતર સાહેબે પણ ઘણીજ ખુશી સાથે આ હુકમ માથે ચડાવ્યો, કારણકે તેઓ મહાત્મા બેકનનું વાકય જાણતા હતા કે "પ્રદેશ એ અનુભવ શાળા છે, ખરી પણ જે દેશમાં જવું તેની ભાષા જાણતા હેએ તો તોજ". આમ પ્રદેશ જવા તૈયાર થએલ મહારાજા પોતે તો આનંદમાં હતા, પણ તેના અમલદારો, નોકરો, પ્રજાજનો, તેમના ત્રણ મહિનાના લાંબા વિરહ (લાંબો એટલા માટે કે મહારાજા એટલા દિવસ કદી સંસ્થાન બહાર ગએલાજનહીં) તેથી તે માટે ચીંતાતુર હતા, પણ તે ચીંતાને આનંદે હઠાવી, કારણકે જવાનું કારણ માનદાયક હતું; આપણા કૃપાળુ મહારાણી વિકટોરિયા તા. ૧૦મી મેને દિવસ ઇમ્પિરિયલ ઇન્સ્ટીટયુટ ખુલ્લું મેલવાના હતા તે ક્રિયાના આનંદમાં ભાગ લેવા તેમને નીમંત્રણ હતું; જે આમંત્રણ હિંદના ઘણાજ મોટા રાજ્યકર્તાનેજ હતું; .તેથી આ કાંઇ તેમને ઓછું માન નહોતું. વળી ચક્રવર્ત્તી દેવીનાં દરશન કરવાં એ મહદ ભાગ્યની નિશાની છે; કારણ सर्वदेव मयो राजा એ વાકયાનુસાર આ મહારાણી તો દીવ્યરૂપજ તેથી તેનાં દર્શન કરવાનું પણ ઉત્તમ પ્રારબ્ધ હતું; આ સુખ માહાલવા તથા પ્રવાસે જવા, તૈયાર થએલા મહારાજાએ, પોતે સીધાવવાના હતા, તે પહેલાંની સાંજે એક ખાણું મોતી-બાગમાં આપ્યું હતું. જેમાં રેલવેના અમલદારો, સ્ટેટના અમલદારો, તથા પ્રતિષ્ટીત ગૃહસ્થોને નોતર્યા હતા, આ વખતે સારી શોભા કરી હતી. ખાણું ખાઇ

લીધા પછી રાયલ ટોસ્ટ લેતી વખતે, બી.-જી.-જે.-પી. રેલવેના મેનેજર મેહેરબાન વ્હાઈટ સાહેબે, નીચે પ્રમાણે ભાષણ કરી, મહારાજાની આરોગ્યતા ઇચ્છી હતીઃ—

**"નામદાર મહારાજા સાહેબ તથા ગૃહસ્થો:**

"મહારાજાની ઉદારતા, અત્યંત દયા, આતીથ્ય વિશે મારો તથા તમારો વિચાર મળતોજ છે. તેની ઉદારતાની છાયાઓ ચોપાસ છવાઇ છે; જેની શીતળ છાયામાં ઘણાઓ આનંદ લેછે. પણ હું તો રેલવે ખાતાનો માહેતગાર હોઇને, તે ખાતા તરફ દર્શાવેલ તેમની ઉદારતા બાબત કહીશ, જેથી તેમની સર્વપર સમાન દયા જણાશે. મહારાજાએ રેલવે સ્ટાફને રસુજ આપવા માટે ઘણી રમતો તથા આતીથ્યની ગોઠવણ કરીછે, એ તેમની મદદ ન હત તો આ બધું બનવું અશકયજ હતું, જ્યારે જોઇએ ત્યારે અમારીપર કૃપા કરી તેમના તંબુ ડેરા વગેરે આપેછે; તથા બીલીયર્ડ ટેબલ્સ, આદી કીંમતી વસ્તુઓ પણ તેમની મદદથી મળીછે. અમારે માટે આમ કરેછે તેમ નથી, પણ પ્રજાને માટે તેઓ આમ કરેછે; તેણે હોસ્પીટલ, કોલેજ, નળ વિગેરે લોકોપયોગી કામ કરી પ્રજાના કલ્યાણની દ્રઢ ઇચ્છા બતાવી આપીછે. વળી બીજી પ્રજાને દુઃખમાં જોઇ તેઓનું અંતઃકરણ દયાવાન બનેછે. તેનો એક તાજો દાખલો મને યાદ આવવાથી આ સ્થળે આપુંછું. જ્યારે જેતલસર સ્ટેશન સ્ટાફને રહેવા ઘરની ગોઠવણ કરવાનો વિચાર કમિટિમાં મેલાયો, ત્યારે કેટલાકે તેથી વિરૂદ્ધ મત આપ્યા જેથી તે સ્ટાફને ઘર વિના વગડામાં રહેવું પડે એમ ધાસ્તી હતી; કારણ આ સવાલનો નિવેડો થયા પહેલાં કોણ ખર્ચ આપે એવો વીર હોય! પણ આ વાત મહારાજાને કાને જવાથી તેણે મને બોલાવીને આજ્ઞા કરી કે, આ સવાલનો નીવેડો આવે ત્યાંસુધી લોકો દુઃખી ન થાય તેમ કરો, અને તેનો ખર્ચ મારી પાસેથી લ્યો; પણ લોકોને દુઃખ ન ઉપજવાની અવશ્ય જરૂર છે." (કેવી ઉદારતા! તુલસીદાસે કહ્યુંછે કેઃ—

तुलसी एसी जगतमे को जाने पर पीर,
कां जाने दील आपनो कां जाने जगपीर.

તુળસીદાસ કહેછે કે પારકાની પીડ આ જગતમાં કોણ જાણેછે, કાંતો દુઃખ ભોગવનારનું મન, કાંતો જગપીર (પરમેશ્વર). આમ પરદુઃખની વેદના જાણવાવાળા, જગપીર તખ્તસિંહજીની ઉદારતા માટે, તેને ધન્યવાદ યોગ્યછે). "કેવી ઉદારતા કે, વિરૂદ્ધ અભીપ્રાય પડવાથી કદાચ ખર્ચ ન મળે તો કેમ કરવું એ વિચાર પણ ન લાવતાં, હીમતથી પોતે ખર્ચ આપ્યો. આમ લોકોપયોગી કામ

કરેછે, એટલુંજ નહી પણ સર્વોપરી સત્તા ને વફાદાર રહેવામાં તેઓ પછાત નથી. હાલમાં મોટો ખર્ચ કરીને સરકારની મદદ માટે ઈમ્પીરીયલ લેન્સર્સ નામનું લશ્કર તૈયાર કર્યુંછે, તેમજ રેલ્વેના અમલદારો પૈકી વોલંટીઅર્સ સોલજરોને પુરતી મદદ આપે જાયછે," વગેરે.

આના ઉત્તરમાં મહારાજાએ પોતાની સ્તુતી કર્યા માટે વિનયપૂર્વક તેમને ધનવાદ આપ્યો હતો. આ પછી સર્વ મંડળ બરખાસ્ત થયું. પછી મહારાજાએ મેહેરબાન દીવાન સાહેબ અને વડા સભાસદ તથા જાહેર બાંધકામ ખાતાના સભાસદ તથા ન્યાય ખાતાના સભાસદને બોલાવી પોતાની પ્રજાને જાળવવા ઘણી સુચના કરી; અને છેવટે કહ્યું કે "પ્રજા એ મારૂં ધન છે; તેને સાચવજો, નીરોગી રાખજો" વગેરે, અને ડાક્તર સાહેબને પોતા સાથે આવવા તૈયાર થયેલાછે કે કેમ તે બાબત પુછયું તો તેમણે ઘણીજ નમૃતાથી કહ્યું કે "આપ પ્રભુનો તો હું દાસ છું માટે તૈયાર તો આજ્ઞા છતાંજ થયોછુ" એમ કહીને પોતે સાથે આવવા હર્ષ બતાવ્યો. પછી બીજે દિને સૌ મંડળ મુંબઇ વિદાય થયું. મહારાજા સાથે પંદર માણસો હતાં. આ રસાલો મુંબઇ પહોંચ્યો તે વખતે તેમની સાથે કપ્તાન મેરીવેધર સાહેબ હતા; સર્વ મંડળ કોલાબે ઉતર્યું. જ્યાંથી રીપન કલબમાં રોકાયા; બપોરે કપ્તાન મેરીવેધર તથા મી. ડોસાભાઈ ફરામજી કડાકા, સી. એસ. આઈ. સાથે બેસી નામદાર મહારાજા બંદરપર સિધાવ્યા. ભાવનગરની આંહી રહેતી પ્રજા, તથા બીજા પ્રખ્યાત ગૃહસ્થો, જેઓ મહારાજાના સહવાસમાં આવવાથી તેમનાપર પૂજ્યભાવવાળા હતા, તે સર્વ બંદરપર મહારાજાની સુસાફરીમાં કલ્યાણ તથા આરોગ્યતા માટે, જયની આશીશ દેવા આવ્યા હતા. સ્ટીમરમાં બેઠા પહેલાં સૌએ મહારાજાને વધાવ્યા; પુષ્પમાળા આદિથી મહારાજાનું એ વખતનું સ્વરૂપ વીજયી વીર જેવું લાગતું હતું. સૌના આશીરવાદથી આનંદમાં ને આનંદમાં પોતે પોતાના પરિજનો સહિત, સ્ટીમ લોન્ચમાં બીરાજ્યા, આ વખતે મહારાજાના માનમાં થયેલ તોપોના પંદર અવાજ, તથા લોકોના આનંદ નાદથી બંદર ગાજી ઉઠયું હતું. તા. ૧૨મી એપ્રિલ ૧૮૯૩ના રોજ પોતે મેલ સ્ટીમરમાં સવાર થયા. સ્ટીમર ચાલી તે વખતનો દેખાવ વીગેરે વર્ણનમાં લંબાણ થાય તેથી લખેલ નથી. તે વખતનો રમણીય દેખાવ અપૂર્વ હોયજ. ભરદરિયામાં તો પાણી વિના બીજું કોઈ દેખાતું નથી; જેથી જાણે કે એક ઘર એકલું હોય તેવો દેખાવ લાગેછે. પણ જ્યારે અંદરના ઉતારૂઓની અરસપરસની લાગણીનું દીગદર્શન થાયછે, ત્યારેજ આપણને અનુભવ થાયછે કે "અતિથીને સત્કારની જરૂર છે," એ આર્ય મહાત્માનું કહેલ વાકય ખરે પ્રમાણરૂપ છેજ. આગબોટ આરબી સમુદ્રમાં થઇને એડન આદિ સ્થળો જોતી જોતી

સુવેજની નહેર ઓળંગી ભૂમધ્ય સમુદ્રમાં પહોંચી. આંહી મળતા વહાણો વિગેરે જોઈ મહારાજા આનંદ પામતા હતા. કારણકે વિવિધ દેશના લોકોના વહાણ આવતાં જતાં હતાં. મિસર આદિ દેશમાંના લોકો જે ભાવનગરમાં કદાચજ આવે, તેઓને જોઈ તે સંબંધી હકીકત જાણવાનું બની આવતું. આમ આનંદમાં દિન નિર્ગમન કરતા, બ્રીન્ડીસી આગળ ઉતર્યા; અને ત્યાંથી રેલવેમાં મુસાફરી શરૂ કરી; ત્યાંની રેલવેની ઝડપ, ત્યાંની રીતભાત, ત્યાંના નિયમ, વિગેરેથી પ્રસન્ન થતા મહારાજા પારિસમાં પધાર્યા.

પારિસ જેનું વર્ણન આપણાથી જોયા વિના નજ થાય, તે શહેર જોવામાં તે નામદાર ત્યાં થોડા રોજ રોકાયા હતા. હિંદુસ્તાનમાં જેપુરને લોકો હિંદુસ્તાનનું પારિસ કહેછે; આ શહેર જોઈ આવેલ મારા મિત્રે મને તે સંબંધી હકીકત કહી, તે સાંભળી મને ઘણોજ હર્ષ તથા આશ્ચર્ય થયું હતું; તો આખા જગતનું પારિસ (ફ્રેન્ચ પારિસ) કેવું ઉત્તમ શહેર હશે; તેનો વિચાર આવવો મુશ્કેલ છે. તેના દમામનું કાંઇક ખ્યાન લાવવા માઘ કવિએ કરેલ દ્વારકા વર્ણન વાંચવા હું ભલામણ કરૂંછું. ત્યાંના હોટેલો, લોકોની રીતભાત, (કારણ ફ્રેન્ચો વધારે મિલનસાર તથા વિનયી છે), સુખ, વિગેરે જોઈ મહારાજા હર્ષિત થયા. આ બધા સ્થળોમાં મહારાજાએ હિંદુસ્તાન જેવી કંગાલીયત થોડી જોઇ, જેથી તેઓને પોતાની પ્રજાની કંગાલ સ્થિતિ મટાડવાના વિચારમાં વધારો થયો. આંહીથી પોતે ડોવર પહોંચ્યા; તેમને લેવા માટે મહેરબાન સર જીરોલ્ડ ફીટઝરોલ્ડ તથા કપ્તાન કોકસ પ્રથમથી લેવા આવ્યા હતા. તેમાં તે શખ્સો મહારાજાને પિછાનતા હોઈ વિશેષ પ્રીતિથી સ્વાગત કર્યું. અને તે સર્વ મંડળ નાની ખાડી ઓળંગી લંડન સીધાવ્યું. લંડન શહેર જે કે આપણી સર્વોપરી સરકારનું રાજ્ય શહેર છે, તેમાં તેમને રહેવા માટે પ્રથમથીજ બંદોબસ્ત હતો, મહારાજાના અમલદાર સર મંચેરજી મહેરવાનજી ભાવનગરીએ બધો બંદોબસ્ત કરી રાખ્યો હતો; જેથી તેઓ કવીન્સ ગેટ આગળ ઉતારે ગયા; અને તે દિવસ ત્યાં વિશ્રામ લીધો. બીજે દિવસે એટલે તારીખ ૧૯ મીએ મહારાજા રાજ્યધાની જોવામાં તથા સારા પ્રખ્યાત પુરૂષોની મુલાકાતમાં રોકાયા હતા. પહેલવહેલાં ડાઉનીંગ સ્ટ્રીટમાં બ્રિટીશ રાજ્યના પ્રખ્યાત પ્રધાન વીર નર ગ્લેડસ્ટનની મુલાકાતે પધાર્યા. આ વખતે પણ ફીટઝરોલ્ડ સાહેબ સાથે હતા; જેઓ ઓળખાણ પાડવા માટે હાજર રહ્યા હતા. મહારાજા આ વૃદ્ધ પુરૂષને જોઇને અત્યંત રાજી થયા. (તેમની સાદાઈ તથા હિંદુસ્તાનના ભલા ખાતર એટલુંજ નહીં પણ મનુષ્યજાતિના ભલા ખાતર લાગણી વિગેરે ગુણો

ઉચ્ચ માન અપાવે એ નિઃસંશય છેજ). ત્યાંથી પોતે ઇંડીયા ઑફીસમાં પધાર્યા, આ ભવ્ય મકાન જોઇનેજ મહારાજા આનંદ પામ્યા. લંડન શહેર અગરજોકે ઘરની બાંધણી વિગેરેમાં પારિસની બરોબરી કરી શકે તેવું નથી; પણ ઉદ્યોગ, મહત્તા, વિગેરે બાબતમાં ઘણું ઉત્તમ છે, એમ સૌ કોઈ માનેછે. ત્યારપછી મહારાજાની તથા લોર્ડ રોઝ, લોર્ડ કીમ્બરલી, લોર્ડ હર્શલ, વિગેરેની આનંદી મુલાકાત ઇંડીઆ ઑફીસમાં થઇ. મહારાજાના સદ્ગુણો તેમણે સાંભળ્યા હતા, જેથી તેમને પ્રત્યક્ષ જોઈ તેઓ આનંદ પામ્યા; અને અરસપરસ વાત ચીત કરી ખુશ ખબર પૂછી છૂટા પડ્યા. બીજે દિવસે મહારાજા હેરો સ્કૂલ જોવા પધાર્યા; જ્યાં તેમને સારો આનંદ થયો; કારણ કેળવણી તરફની તેમની લાગણી ઉત્તમ હતી. ત્યાંથી મહારાજા ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ, નેચરલ હીસ્ટ્રી મ્યુઝીઅમ, તથા કેન્સીંગટન મ્યુઝીઅમ જોવા પધાર્યા. આ વખતે તેમની સાથે યુરોપીઅન ગૃહસ્થો સિવાય તેમના અમલદારો પણ હતા. આમાંનું ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટ મહારાણીશ્રી ખુલ્લું મેલવાનાં હતાં. અને બીજા માટે વિશેષ હકીકત ઇંગ્લાંડ પ્રવાસ વાંચવાથી જણાશે. નેચરલ હીસ્ટ્રી મ્યુઝીઅમમાં જાનવરો, પુતળાં, સીક્કા, તથા પુસ્તકોનો સંગ્રહ છે; તેમાં જાનવરોની દરેક જાતી છે; તેમાં પણ પેટા જાતિઓ છે; તેઓમાં મસાલો ભરી રાખી મુકેછે; જેથી છેટેથી જીવતાં જેવાં લાગેછે. આમાં દેશ દેશના પ્રાણી, પુતળાં, સીક્કા, તથા પુસ્તકો વિગેરે જોઈ મહારાજા આનંદ પામ્યા હતા. કેન્સીંગટન મ્યુઝીઅમ ગરીબ રહેવાશીના અભ્યાસ માટે છે; તેમાં દરેક જાતની ઉપયોગી બાબતનો સંગ્રહ કરેલછે, તેમાં બધી જાતની કારીગરી કોતરકામ તથા મનુષ્યના ઉપયોગમાં આવતી દરેક ચીજોનું પ્રથક્કરણ કરીને રાખેછે. તેમજ પુસ્તકો પણ ઉપયોગીજ રાખેછે, અને સાયન્સ શિખવા માટેના યંત્રોનો મોટો સંગ્રહ છે. તેજ સાંજરે મહારાજા In Town નામનો ખેલ જોવા પધાર્યા હતા. રવિવારને દિવસે મી૦ બર્ને કરેલાં મરહુમ ડયુક ઑફ કલેરન્સ તથા દીર્ઘાયુ ડયુક ઑફ યોર્કનાં પોર્ટ્રેટ, જે રાજકુમાર કોલેજ માટે તૈયાર થયાં હતાં તે જોવા પધાર્યા હતા. તારીખ ૨૯ મીએ લોર્ડ રોઝબરી તથા લોર્ડ કીમ્બરલી વિગેરે મહારાજાને રીટર્ન વીઝીટ આપવા આવ્યા હતા. આમ આનંદમાં દીન ગાળતા મહારાજા જ્યાં જાય ત્યાં માનજ પામતા; એ એમના મહદ ભાગ્યની નિશાની છે. મે મહિનો બેસતાં મહારાજા પાર્લામેંટનો મહેલ જોવા પધાર્યા હતા, આ સ્થળ જોનારા ખરે નસીબદારજ છે. રાજા, અમીર તથા પ્રજાની સંમતીથી ચાલતા રાજ્યનો વહીવટ ખરે ઉત્તમજ છે. આ મહેલના બે વિભાગ છે, તથા એક મોટો મિનારો છે; મિનારામાં જૂદા જૂદા રાજાના પૂતળાં

મૂકેલાંછે જે જોનારાને આનંદદાતા છે. આ પાર્લામેન્ટના બે વિભાગ છે, હાઉસ ઑફ કોમન્સ તથા હાઉસ ઑફ લોર્ડઝ, તેના બંધારણ સંબંધી વાંચનારા જાણીતા છે; જેથી તે વિશે લખવું ઉચીત નથી. આમાં જોવા આવનાર માટે સ્ટ્રેન્જર્સ ગેલેરી રાખેલીછે; જેની સામા પ્રમુખની જગ્યા છે. આમાં બધા યુરોપીઅન ટોપી પેરીને બેસે છે; તે દેખાવ તેની રીતભાત પ્રમાણે આશ્ચર્ય ઉપજાવેછે. ભાષણ કરનારની ઝડપ વિગેરે જોઈ, મહારાજા તારીફ કરતા હતા. મહારાજા સાથે તે વખતે ભાવનગર રેલવે ખુલ્લી મુકનાર સર જેમ્સ ફરગ્યુસન હતા, જેઓ આ બધો ભાગ દેખાડતા હતા. તે વખતે મી૦ હેવલોક વેલસન ભાષણ આપતા હતા. જે પછી મી૦ ગ્લેડસ્ટનનું ભાષણ થયું હતું. ત્યાંથી પોતે હાઉસ ઑફ લોર્ડઝમાં ગયા, ત્યાંનો ભપકો જોઇ મહારાજા આનંદ પામ્યા. આ દેશના ધનવાન અમીરોની હુશીઆરી જોઈ, મહારાજાએ પોતાના દેશ માટે પ્રભુને પાર્થના કરીકે ત્યાં પણ ગૃહસ્થો આવા નીપુણ નીવડે તો સારૂં. તારીખ ૫મીએ મહારાજા વીન્ડસર કેસલ જોવા પધાર્યા. આ મહેલ બીજા બધા બાદશાહી મહેલથી ઉત્તમ છે. તે ઈંગ્લાંડના થઇ ગએલા બધા રાજા તથા દીર્ધાયુ મહારાણીનું પ્રીતિનું સ્થાન છે. જ્યારે ત્યાં તે પ્રતાપી દેવી રહેછે, ત્યારની શોભા અનુપમ બનેછે. આ વખતે મહારાણી ત્યાં બીરાજતાં હતાં, જેથી મહારાજા તેમને દર્શને ત્યાં ગયા. મહેલની વીશાળતા, અસંખ્ય ઓરડા, ઝવેરાદી કીમતી નજરાણાં, તથા જીતમાં મળેલ ચીજોનો સંગ્રહ, ખરેખર ચક્રવર્તી રાજ્યપદની શોભા બતાવતો હતો. મહારાણીનાં દર્શને મહારાજા પધાર્યા તે વખતે મહેરબાન ફીટઝરોલ્ડ સાહેબ તથા કપ્તાન કોકસ સાથે હતા; જેઓએ તેમને ઓળખાવ્યા. મહારાણી સાથે તે વખતે નામદાર પ્રીન્સેસ બ્રીટ્રીસ હતાં, મહારાણીએ ઘણાજ સત્કારથી મહારાજાને આનંદીત કર્યા. મહારાણીની નમ્રતા, તેમની ખુબી સાદાઈ વિગેરે ભાવોથી પ્રસન્ન થઈ, મહારાજા તેમનાં વખાણ કરતા ઉપકાર ગ્રસ્ત ચીત્તે રજા લઈ ચાલ્યા, અને ઉતારે આવ્યા. વળી માર્શનેસ બ્રેડાલબન તરફથી, આમંત્રણ હોવાથી, ત્યાં પધાર્યા અને ત્યાં સારો સત્કાર પામ્યા.

બીજે દિવસે મહારાજા સાહેબ બર્કીંગહામ પેલેસ જેકે મહારાણીશ્રીનો રાજ્યમહેલ છે; ત્યાં નામદાર શાહજાદા ડયુક ઑફ કોનોટની મુલાકાત લેવા ગયા હતા. આ વખતે મહારાજા સાથે ડાક્તર વગેરે પોતાના માણસો તો હતાં; તે સિવાય કપરથલાના મહારાજા તથા ગોંડલના ઠાકોર સાહેબ પણ સાથેજ હતા. ત્યાં સારી રીતે આતીથ્ય પામી, બધા માલબરો હાઉસમાં નામદાર વડા શાહજાદા પ્રીન્સ ઑફ વેલ્સ તથા તેમના ચીરંજીવી ડયુક ઑફ યોર્કની મુલાકાતે ગયા; જ્યાં આનંદ આનંદ પ્રસરી રહ્યો હતો.

બીજે દિવસે મહારાજાને લોર્ડ નોર્થબ્રુક તરફથી ખાણામાં નિમંત્રણ હતું. જ્યાં તેઓને નામદાર માર્કવીસ ઑફ રીપન, લોર્ડ રે, લોર્ડ આમ-હર્સ્ટ, સર રીચર્ડ ટેમ્પલ, સર થોમસ વેલ્સ, સર ફ્રેડરીક, સર રેમંડે વેસ્ટ, વિગેરે પ્રખ્યાત પુરૂષોની મુલાકાત થઈ હતી. જેમાંના ઘણા તો તેમને પીછાનતાજ હતા.

તારીખ ૧૦ મી બુધવારે મહારાણી વિકટોરીયા, ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટનું મકાન ખુલ્લું મેલવાની ક્રિયા કરવાનાં હતાં. જે મહોત્સવમાં ભાગ લેવાને માટે મહારાજા નિમંત્રીત હોવાથી તૈયાર થયા; આ ક્રિયાનું ટુંક વર્ણન નીચે પ્રમાણે છે:—

૧૦ વાગતાં પહેલાં સ્ત્રીઓ, લશ્કરી વીર પુરૂષો આવી પહોંચ્યા હતા. તેને સત્કાર મંડળે યોગ્ય જગ્યાએ બેસાર્યા. ૧૦ાા વાગ્યા કે તુર્ત ઇન્સ્ટીટયુટના ફેલોઝ, પ્રદેશ ખાતાના એલચીઓ, પ્રદેશ ખાતાના પ્રધાનો, તથા બીજા પ્રખ્યાત પ્રતિષ્ટીત પુરૂષો આવવા લાગ્યા. ૧૧ વાગતે લંડનના લોર્ડ મેયર તથા શેરીફ આવ્યા. જે જે આવતાં તેમને યથાયોગ્ય માન મળતું હતું. ત્યારપછી ચીફ જસ્ટીસો આવ્યા જેનો દેખાવ ગંભીર હતો. તેઓ બેઠક લીધા પછી થોડીવારે હિંદુસ્તાનના નિમંત્રીત રાજ્યકર્ત્તાઓ આવ્યા; અને સત્કાર સહિત પોતાની જગ્યાએ બેઠા. બપોર થતા પહેલાં આખો હોલ ચીકાર ભરાઈ ગયો; ઠાર ઠાર વિવિધ પોશાક, દેખાવ, રંગ, ચમત્કાર, વિગેરેથી ઉત્તમ દેખાવ લાગતો હતો. ઘણા દેશના મનુષ્યો આમાં હતા, જેથી નવા જીજ્ઞાસુને તે લાભ અહીં મળે તેવું હતું. બધા આવી ચૂકયા હતા, કયાંઈ ખાલી જગ્યા નહોતી. માત્ર બાદશાહી કુટુંબનાં માણસો આવવાં બાકી હતાં. જેમને માટે તખ્તો નાંખ્યા હતાં જેમાં મહારાણીશ્રીનું તખ્ત સૌને નમાવતું હતું.

બાર વાગ્યા પહેલાં બાદશાહી કુટુંબ આવવા લાગ્યું. જેને તે સ્થળે બીરાજેલા જનો હર્ષપૂર્વક માન આપતા હતા. બરોબર બાર વાગ્યા કે તુર્ત, નામદાર શાહજાદા પ્રીન્સ ઑફ વેલ્સ પોતાના પુત્ર સહિત પધાર્યા. જેનો દેખાવ ઇંદ્ર તથા જયંત જેવો લાગતો હતો. જેને સૌએ અથાગ માનથી વધાવી લીધા. અને ડચેસ ઑફ ટેક પધારતાં તો સૌ સ્ત્રીવર્ગે રૂમાલ હલાવીને આવકાર આપ્યો. જે દેખાવ અવર્ણનીય થયો હતો. મહારાણીશ્રીને આવવા માત્ર પા કલાકની વાર હતી, તેમની સ્વારી ચાલી નીકળી હતી; મહારાણી પ્રીન્સેસ બીટ્રીસ સાથે ૭ ઘોડાંની ગાડીમાં બીરાજ્યાં હતાં. તેઓ આવી પહોં-ચતાં બેન્ડે નેશનલ એન્થમ બજાવ્યું. તેઓ આ મેળાવડામાં આવતાં સૌએ નમન કર્યું, શાહજાદી બીટ્રીસ પોતાનો હાથ હલાવતાં હતાં અને મહારાણી નમન

લેતાં હતા. આ વખતે આવેલ કેનેડીઅન, આસ્ટ્રેલીઅન, ઇંડીઅન તથા ઇંગ્લીશ લશ્કરોના દેખાવે અત્યંત શોભા આપી હતી. મહારાણી પધારતાં તેમના વડા પુત્રે ઇન્સ્ટીટયુટ તરફથી તેમને વધાવી લીધાં, અને તેઓ તેમના તખ્તપર બીરાજ્યાં. મહારાણી બીરાજ્યાંનંતર, સૌ નમન કરી રહ્યા પછી, નામદાર શાહજાદા પ્રીન્સ ઑફ વેલ્સે ઇન્સ્ટીટયુટના લાગતા વળગતા વતી, મહારાણીને તે મકાન ખુલ્લું મુકવા વિનંતી કરી; જે તેઓએ ઘણાજ પ્રેમથી સ્વિકારી. પોતાના પુત્રને જાહેર કામમાં ભાગ લેતાં જોઇ કોને અપાર આનંદ ન થાય! એક રત્ન જડીત કુંચીથી પોતે મકાન ખુલ્લું મેલ્યું. અને હર્ષ તથા જયનાદથી આસપાસની જગ્યાએ ગાજી ઉઠી. જે પછી કેન્ટરબરીના આર્ચબીશપે ઇશ્વર પ્રાર્થના કરીને તે ક્રિયા પૂરી કરી. આ મેળાવડામાં એટલા માણસો મળ્યાં હતાં કે તેમને બહાર નીકળતાં ઘણીવાર લાગી; આ મેળાવડામાં આપણા મહારાજા આતીથ્ય તથા માન પામ્યા હતા, અને પોના પિતા યશવંત (યશવાળા)નું નામ આમ યશ રૂપ બની સાર્થક કર્યું હતું.

આ પછી મહારાજાને સર ઓવન બ્રાઉને ખાણામાં નોતર્યા; જેથી ત્યાં પધાર્યા. જ્યાં લોર્ડ કીમ્બરલી, લોર્ડ રોબર્ટસ, સર ડોનાલ્ડ સ્ટુઅર્ટ, વિગેરેની મુલાકાત થઈ હતી. બીજે દિવસે મહારાજાને તથા હિંદના પધારેલા બીજા રાજ્યકર્તાને ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટ તરફથી લોર્ડ હર્શલે ખાણું આપ્યું હતું, જ્યાં તેઓ માન પામ્યા હતા. વળી નામદાર શાહજાદા ડયુક ઑફ યોર્કે અર્લ્સ કોર્ટમાં જઈ ફ્રોસ્ટરી પ્રદર્શન ઉઘાડયું; તે વખતે તેઓ ત્યાં નિમંત્રણ પામવાથી ગયા હતા; આ દિવસે એમ ખબર મળ્યા કે કેળવણીને ઉત્તેજન આપવાની મહારાજાની લાગણીથી ખુશી થઈ, તથા પ્રજાના સુખ માટેના ઉદાર કામોથી પ્રસન્ન થઇને, કેમ્બ્રીજ યુનીવરસીટીએ ઠરાવ કર્યો કે "મહારાજાને એલ એલ. ડી., (Doctor of Laws નો ખીતાબ આપવો." વળી તારીખ ૨૯મીએ નામદાર શાહજાદા ડયુક ઑફ કોનોટે યુનીવરસીટી કોલેજમાં મીકેનીકલ તથા ઇલેકટ્રીકલ એન્જીનીયરીંગ લેબોરેટરી ખુલી મેલી, તેની ક્રિયામાં ભાગ લેવા મહારાજાને નિમંત્રણ હોવાથી ત્યાં પધાર્યા. ત્યાંની રીતી જોઇ મહારાજા આનંદ પામ્યા. મે મહિનો ઉતરતાં મહારાજા મારકવીસ તથા માર્શનેસ ઑફ સોલ્સબરીની મુલાકાતે ગયા. આંહી મહારાજાનું આતિથ્ય કરીને તે પ્રધાન વીરે પોતાનો ચાહ બતાવ્યો હતો. મહારાણીના જન્મ દિવસની ખુશાલીમાં ઇંડીયા ઑફીસમાં અર્લ ઑફ કિમ્બરલીએ આપેલ ખાણામાં મહારાજાશ્રી તથા કપરથલાના મહારાજા તેમજ ગોંડળના ઠાકોર વિગેરે નિમંત્રીત થવાથી પધાર્યા હતા. વળી મહારાણીની ખાસ આજ્ઞાથી બકીંગહામ પેલેસમાં અપાએલ ખાણામાં પણ મહારાજા વિગેરે ગયા

હતા. આમ ચોપાસથી માન અકરામ પામતા આપણા સ્વર્ગવાશી મહારાજાના ઉત્તમ પ્રારબ્ધનું કોણ વર્ણન કરી શકે? કારણકે તે તો એક દેવજ હતા. નામદાર શાહજાદા ડયુક ઑફ યોર્ક તથા પ્રીન્સેસ મેનાં લગ્નની ધામધુમ થઈ, જેમાં મહારાજાને નિમંત્રણ હતું, અને ત્યાં તે રાજકુટુંબને યોગ્ય સંબંધ મહારાજાએ બતાવ્યો હતો. મહારાજાને એલ. એલ. ડી. નો ચાંદ આપવાની તૈયારી થતી હતી, તે અરસામાં નામદાર શાહજાદા પ્રીન્સ ઑફ વેલ્સે, રોયલ યુનાઇટેડ સરવીસનો પાયો નાંખ્યો, ત્યાં આનંદ મંગળમાં ભાગ લેવા નિમંત્રણ થવાથી મહારાજા પધાર્યા હતા. તારીખ ૧૩ મી જુને કેમ્બ્રીજ યુનીવરસીટીએ, મહારાજા તથા લોર્ડ હર્શેલ તથા લોર્ડ રોબર્ટસને એલ. એલ. ડી. નો ખીતાબ આપ્યો. મહારાજા આમ પ્રદેશમાં આનંદ મંગળમાં મગ્ન હતા છતાં તેમની to do good for others ની લાગણી તેનામાં જાગતીજ હતી. વિકટોરીયા નામની આગબોટ બુડી જવાથી તેમાં ડુબેલાના સગાને મદદ કરવા ફંડ થયું હતું. જેમાં મહારાએ પોતાનો ઉદાર હાથ વાપર્યો. એવા વીર પુરૂષને ધન્ય છે. नचधर्मोदयापरः "દયા વિના બીજો ધર્મ નથી." આ સુત્ર તેના મનમાં રમી રહ્યું હતું; તેનું આ સ્વરૂપ હતું. આથી ગમે તે જાત, ગમે તે દેશ, વિગેરેના ભેદ વિના, દુઃખીને મદદ કરવાની તેમની ઉદાર લાગણીનું આપણને દર્શન થાયછે.

મહારાજા હવે પોતાની સ્વભૂમીપર આવવા તૈયાર થયા. પોતાના સ્નેહી વર્ગને પોતાને મુકામે એક ખાણું આપ્યું. આમાં પધારેલામાંના ઘણા તો ગવરનર તરીકે કે વાઇસરાય તરીકે અમલ કરી ગએલા સ્નેહી હતા. તે સિવાય બીજા ઘણા માણસો આવ્યા હતા. તે ક્રિયામાં તે સૌનું આતિથ્ય કરી મુંબઇથી પધારેલા વડા જડજ સર રેમંડ વેસ્ટને માનપત્ર આપવાની ક્રિયામાં ભાગ લેવા મહારાજા ત્યાં ગયા હતા. અને તે પછી પ્રીન્સ ઑફ વેલ્સે ડેનમાર્કના મહારાણીના માનમાં આપેલ ખાણામાં નિમંત્રણ થયું જેથી ત્યાં પણ ગયા હતા. આ પ્રમાણે કાર્ય કરી પોતે પાછા સ્વભૂમી આવવા તૈયાર થયા અને તારીખ ૧૯ સપ્ટેંબરને દિવસે ભાવનગરના પ્રજાજનને દર્શન આપી ખુશી કર્યાં હતા.

મહારાજાના ઈંગ્લાંડના નિવાસ દરમીયાનમાં કેમ્બ્રીજ યુનીવરસીટી, હેરો સ્કૂલ, ડલવીચ કોલેજ, ન્યુસપેપર ફંડ, સ્ટ્રેન્જર્સ હોમ ફોર એસીયાઇટીક્સ, ઑયઝ હોમ, તથા મેટ્રોપોલીટન પબ્લીક ગાર્ડન એસોસીએશન, વિગેરેએ તેની ઉદારતાનો લાભ લીધો હતો. મહારાજા ઈંગ્લાંડથી સ્વદેશ પધારતાં મુંબઈ પધાર્યા, જ્યાં ભૂમીપર પગ મેલતાંજ તેમને મહારાણી તરફની ભેટ તથા પત્ર મળ્યો. આ પત્ર સાથેની ભેટમાં મહારાજાની મુલાકાતથી પ્રસન્ન થએલ મહા-

રાણીએ પોતાની હીરા જડિત્ર નાની છબી મોકલી હતી. જે તેમના તરફના વાત્સલ્યની નિશાની હતી. આથી પ્રસન્ન થઇને મુંબઇથી ચાલી પોતાની કુળદેવીનાં દર્શન કરી ભાવનગર પધાર્યા. મહારાજાની છબી નીરખી પ્રજાજન આનંદ પામ્યા હતા. મહારાજા ઈંગ્લાંડ સિધાવ્યા તેનું સ્મરણ લોકોને રહે તે માટે પ્રજાજને "તખ્તસિંહજી ઈંગ્લાંડ પ્રવાસ ફંડ" નામનું એક જબરૂં ફંડ ઉભું કર્યું હતું; જેમાંના નાણાંથી મહારાજા માટે એક બાવલું તૈયાર કરાવવાનો નિશ્ચય થયો હતો પણ તે બાવલું મહારાજા સ્વર્ગવાસ થવા પછી મેહેરબાન પોલિટિકલ એજન્ટ હેન્કોક સાહેબે ખુલ્લું મેલ્યું હતું. જે પીલ ગાર્ડનમાં પેસતાં દીવ્ય દર્શનરૂપ આનંદ દે છે.

સને ૧૮૯૪માં મહારાજા વાઇસરૉયની મુલાકાતે કલકત્તે પધાર્યા હતા, આ વખતે રસ્તામાં કાશી આદિ તીર્થ સ્થળે થઇ સ્નાન દર્શન આદિ કરી પોતાની ઉદારતાનો ઝુંડો ત્યાંપણ ફરકાવ્યો હતો. મહારાજાને પોતાના પુત્ર ભાવસિંહજી તથા પુત્રી રામબાનાં લગ્નની તૈયારી કરવાની હતી. આ બાબત શોધ કરતાં લગ્ન નકી થયાં. તેની મુબારકબાદી આપવાને માટે મહેરબાન ઓલીવંટ સાહેબ પધાર્યા હતા તેને માન આપી પોતે પોતાના સંતાનપરની પ્રીતી દેખાડી હતી. આ લગ્ન પ્રસંગે મહારાજાએ વળી એક ઉત્તમ કાર્ય આદર્યું હતું. ચાડીકાની ધારપર પોતાનાજ નામથી "તખ્તેશ્વર મહાદેવ"ની પ્રતિષ્ઠા કરવાના હતા. જેના અંગમાં મહારૂદ્ર, સહસ્રચંડી, તથા વિષ્ણુયાગ વિગેરે યજ્ઞોનો પણ આરંભ હતો. આ વખતની શોભા અપાર હતી. ચોપાસથી લોકો આ શુભ પ્રસંગપર દર્શને આવેલા હતા. અને ઘણાજ વિદ્વાન બ્રાહ્મણોને આ યજ્ઞમાં આમંત્રણ હતું, જેથી દુર દેશાવરથી વિદ્વાનો પધાર્યા હતા. મહારાજા હમેશાં આ બ્રાહ્મણોની મુલાકાતે આવતા અને તેમની ચર્ચા તથા બીજી પાસ વેદ ઘોષથી પ્રસન્ન થતા; તે વખતનો દેખાવ સ્વર્ગતુલ્ય થયો હતો. આ વખતે મહારાજાએ એક વિશાળ વંડો "તખ્તસિંહજી ધર્મશાળા" એવા નામથી ખુલ્લો મેલ્યો હતો. જેમાં આ ક્રિયા ચાલતી હતી. કુંવરશ્રી ભાવસિંહજી પોતે ઘણાજ મોટા રસાલા સાથે દેવગઢ બારીયે પરણવા પધાર્યા હતા. મહારાજા આ વખતે આનંદમાં રહેતા. કારણકે પોતાના નશીબદાર પુત્ર તથા પુત્રીને વીવાહીત કરીને પોતાના જન્મનું એક કૃત્ય સફળ થયેલું જોવા કોણ ઉત્સુક ન હોય? યાચકોને તો આ વખતે આનંદ થયો હતો. બ્રાહ્મણોની જ્ઞાતિ તો હમેશાં ભોજન પામતી. આ સિવાય અન્યવર્ણ માટે બંદોબસ્ત હતો. આવો દેખાવ કદી ન થયેલો એમ વૃદ્ધો કહેતા હતા. પોતાના તથા પારકા રાજ્યમાંથી ઘણાજ માણસો આવ્યા હતા, જેને માટે યોગ્ય બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો.

-હદે વ્યાપે ગ્લાની, થરથર ધ્રુજે લેખિની અરે;
ન ચાલે રેવાણી, વિરસ વદને, કંઠ ગદિતે.—(ગૂજરાત શાળાપત્ર.)

મહારાજાના આટલાં કીર્તિ ભર્યાં ઉદાર કામો લખી, અંતે મારે નશીબે તેમના સ્વર્ગવાસ સંબંધી લખવાનું તે મારૂં દુર્ભાગ્યજ; જે વિર નરે આ ફાની દુનિયા ત્યાગ કરીને પરલોક ગમન કર્યું, તે વીર નરનો કૈલાસવાસ થયાના ખબર સાંભળીને તો—

કર કંપત, કલમ ન ચલત, દ્રગ આચ્છાદિત હોત.—(નવલરામ.)

આમ થયા વિના રેહેશે નહીં, કારણકે જેના સદ્‌ગુણોથી આપણને અત્યાર-સુધી આનંદ આનંદ રહેલો, તે આનંદ મૂર્તિના અંતરધ્યાનથી આ કાઠિયાવાડના તો શું, બલકે આ વિશાળ ખંડના, એક દિનમણીના અસ્ત સમાન થયું છે. ઈ. સ. ૧૮૯૬ના જાન્યુઆરીની તારીખ ૨૯મી, સંવત ૧૯૫૨ના મહા શુદી ૧૪ને દીને બપોરે, મહારાજાના સ્વર્ગવાસ થયાના ખબર ચોપાસ ફેલાયા, મહારાજા ટુંકે માંદગી ભોગવીને સ્વર્ગવાસી થયા. ભાવનગરની પ્રજા તો એમજ રૂદન કરવા લાગી કે—

સંકટ સાધુતણા હરીને, ભય પૂર્ણ અસાધુ ઉરે ભરનારો,
ખૂબકરી મત પંડીત મંડીત, ખંડીત સર્વ ખળો કરનારો;
અસ્ત થયો નથુરામ અચાનક, હાકીમ હિંદ તણો શુભ તારો,
પૂર્ણ પ્રકાશ ભર્યો, પ્રભુતામય, આજ ગયો નૃપ તખ્ત અમારો.
વળી—
ચાતુર પુર્ષ ચકોર તણે મુખ, છાઇ રહ્યા કરૂણામય છંદો,
વર્ય વીકાસ વીસારી કરી, અતી કષ્ટીત સંતકુમોદની વૃંદો,
સત્વર સર્વ પ્રકાશ તજી, ગ્રહમંદ બન્યા નથુરામ નરેંદ્રો;
અસ્ત થયો નૃપ તખ્ત અરે, નવનેહપુરી નભનો શુભ ચંદો.
તખ્તવિરહ બાવની.

આ ખબર લખતાં મારો હાથ ધ્રુજેછે, અત્યંત માઠા સમાચાર લખતાં કોને ખેદ ન થાય! આ સંસ્થાનના પ્રસિદ્ધ રાજા, ગુજરાતી પ્રજાના ઉદાર રાજ-કુળ દીપક, પ્રજા સુખને માટે ઉપાય લેનારમાંના અગ્રણી પુરૂષ, સર્વદા પોતાના સમાન ભાવથી અન્યજનોનું હીત કરનાર, દેશોન્નતી તથા સાક્ષર ને મદદ કરવા તત્પર રહેનાર, જાતીભેદ, દેશ ભેદ વગેરે જોયા વિના મનુષ્ય પ્રાણી સર્વને સંતોષનાર, ભાવનગરની પ્રજાના પીતા, યશવંતસિંહજીના યશસ્વી ઉચ્ચ અંશી પુત્રનો સ્વર્ગવાસ થયો તે દિવસ ભાવનગરમાં કળેળાટ તથા દીલગીરી ભર્યો દેખાવ થઈ રહ્યો હતો અને એકદમ નિશાળો, કોર્ટો તથા દુકાનો, બંધ

થઇ; અને ચોપાસ ઉજડ વેરાન જેવું થયું. સ્ત્રી તથા પુરૂષો મોતીબાગ તરફ વળ્યાં. જે મોતીબાગમાં જવા રજા વિના કોઇ પક્ષી પણ હીમત ન કરે, તેજ મોતીબાગમાં હજારો મનુષ્યો, બીન આજ્ઞાએ ચાલ્યા જતા હતા. આ વખતનો કરૂણાજનક દેખાવ -હૃદયને ભેદી નાખતો હતો. એક તરફ પુરૂષોના શોકોદગાર તથા બીજી તરફ સ્ત્રીઓની રડાપીટથી લોકોનાં મનમાં અપાર દુઃખ થતું હતું જેનું વર્ણન અશકયછે, મેં પોતે તે વખતનો દેખાવ જોયો હતો, પણ તે શોક ભર્યા દેખાવનું બ્યાન મારાથી થઈ શકતું નથી; કોઇ સારો વિદ્વાન તેને વધારે શોક ભરી રીતે લખી શકે ખરો પણ મારૂં મન તો આ વખતે ભરાઇ જાયછે. જે ઉદાર રાજાની છાયામાં રહી આનંદ કરેલો તે રાજાની વિદાયગીરી થવાથી પ્રજાજનનું તો ભારે દુર્ભાગ્ય ત્યારે તેના પુત્રોની દીલગીરીની તો શી વાત. રૂતુધ્વજે કહેલ છે કે—

**येतुबाल्यात्प्रभृत्येव विना पित्रा कुटुम्बिनः**
**ते सुखास्वाद विभ्रंशान्मन्ये धात्रेववंचिताः**

"જેને બચપણથી પીતાના સ્વર્ગવાસને લીધે કુંટુંબનો ભાર માથે આવી પડેલોછે તેને સર્વ સુખ કદાચ મળે છતાં તેનો આનંદ તેને મળતો નથી અને મારૂં તો એમ માનવું છે કે વિધાત્રાએ તેને જન્મ આપી ઠગ્યાછે." આ વાત કેટલે અંશે ખરીછે તે જેને પીતા ન હોવાથી કુટુંબ ભાર માથે આવી પડે તેજ જાણેછે તો જે મહા પુરૂષને માટે આપણે સૌ એમજ કહેતા હતા કે—

**जायंतेच म्रीयंतेत्र मव्दीधाः क्षुद्रजन्तवः**
**परार्थबद्ध कक्षाणां त्वादृशा मुद्भवःकुतः**

અમારી જેવા ઘણા બીજા ક્ષુદ્રપ્રાણી જીવેછે ને મરી જાયછે પણ આપ (તખ્તસિંહજી મહારાજા) જેવા પુરૂષ જેઓ પારકાના ઉપકાર માટે કેડ બાંધી તૈયારછે તેઓનો જન્મ આ પૃથ્વી ઉપર કદાચજ થાયછે.. તેવા મહાન પુરૂષ જેવા પીતાની ખોટ તેના પુત્ર તથા કુંટુંબને તેમજ પ્રજાને કેમ નહીં વરતાય! પણ આ સાથેના પદ્ય ગ્રંથના કર્તા કવિએ જેમ કહ્યુંછે તેમ—

જીવશું જ્યાંસુધી અમે જગતમાં જશધારી,
ત્યાંસુધી તમારી તખ્ત વાતના વિસારશું;
કરશું ગુણગાન નિત્ય કીર્તિના કોડે કરી,
સાંજને સવાર છબી ધ્યાન ધરી ધારશું;

કહે નથુરામ કરી ભાવથી પ્રભુની ભક્તિ,
ગોહીલની ગાદીને સુઆશીશ ઉચારશું;
આપનું પ્રતીનિધી સ્વરૂપ ભાવસિંહ ભુપ,
નેહેથી નીહાળી હવે નયનને ઠારશું.

આમ તખ્તસીંહજીના આત્મસ્વરૂપ ગુણીયલ ગોહીલ ભાવસિંહજીને જોઇ નયન ઠારશું એજ અમારો પણ નિશ્ચય છે.

મહારાજા તખ્તસિંહજીના સ્વર્ગવાસથી દીર્ધાયુ મહારાજા ભાવસિંહજીને અત્યત શોક થયો, અને નીચે પ્રમાણે શોકની જાહેર ખબરથી શોક પાળવા હુકમ કર્યો.

"લખવાને અત્યંત દીલગીરી પેદા થાય છે કે, અમારા માનવંતા પીતા મહારાજા સાહેબ સર તખ્તસીંહજી, ગ્રાન્ડ કમાન્ડર ઑફ્ ધી મોસ્ટ એક્ઝોલ્ટેડ ઓર્ડર ઑફ્ ધી સ્ટાર ઑફ્ ઈંડીઆ, એલ.એલ. ડી., મહારાજા સંસ્થાન ભાવનગર, એઓ માત્ર બે દિવસનો મંદવાડ ભોગવી આજરોજ બપોરના બાર કલાક અને પંદર મિનિટે, તેમની ૩૯ વર્ષની વયે આ દુનીયાનો ત્યાગ કરી કૈલાસવાસી થયાછે. આ અત્યંત દુ:ખદાયક અને શોક ભરેલા માઠા બનાવથી, લોકોમાં અત્યંત દીલગીરી પેદા થઇછે. આ રાજ્યની તમામ ખાતાઓની ઑફીસો સાત દિવસ સુધી બંધ રાખવી, અને અમારી પ્રજાએ માસ ત્રણ સુધી શોક પાળવો; તથા શેહેર ભાવનગરમાં દરરોજ બપોર વખતે તોપનો બહાર કરવામાં આવેછે તે, તથા પીલ ગાર્ડનમાં બેન્ડ વાજું અઠવાડિયામાં બે દિવસે બજાવવામાં આવેછે તે, બન્ને તેટલીજ મુદ્દત સુધી બંધ રાખવું; અને મોતીબાગ મહેલની વાવટા કાઠીએ, વાવટો બીજો હુકમ થતાં સુધી, અરધી કાઠીએ ચડાવેલો રાખવો. સંવત ૧૯૫૨ના મહા શુદ ૧૪ બુધવાર, તારીખ ૨૯મી જાન્યુઆરી સને ૧૮૯૬."

આ શોક સમયપર ભાવનગરની પ્રજાએ એકઠા મળી પોતાનો શોક બતાવ્યો હતો. આ મીલાવડો જશોનાથ મહાદેવની જગ્યામાં દીવાન સાહેબ મહેરબાન વીઠ્ઠલદાસ શામળદાસના પ્રમુખપણા નીચે મળેલો હતો, તેમાં નીચે પ્રમાણે શોકોદગાર થયા હતા. તેમાં દિવાન સાહેબે કરેલું ભાષણ—

"સદ્ગૃહસ્થો,

"આ પ્રસંગે આ સભાના અધ્યક્ષ તરીકે મને પસંદ કરીને જે માન આપ્યુંછે તે બાબત ઉપકાર માનુંછું. ગૃહસ્થો આપ જાણોછો કે જ્યારે

માણસનું અંતઃકરણ શોકાતુર હોયછે ત્યારે સ્વાભાવીક રીતે વધારે બોલી શકાતું નથી; અને તે કારણથી કદાચીત આ પ્રસંગે જેટલું મારે બોલવું જોઇએ તેટલું બોલી નહીં શકાય એમ મને લાગેછે. આપણી ઉપર હાલ જે મોટી આફ્ત આવી પડીછે, અને જે કારણસર આપણે અંહી એકઠા થયા છીએ, તે વિષે નગર શેઠે આ સભા બોલાવવાની નોટીસ વાંચી સંભળાવીછે, તે વિશેની લાગણી આપણા સર્વના અંત;કરણમાં તાજીજ છે, નેક નામદાર મરહુમ મહારાજા સાહેબના શોકજનક મૃત્યુ થયા પછી તુરત, આ સંસ્થાનના જુદા જુદા ભાગમાંથી ડેપ્યુટેશનો મારફ્તે તે સખત ઘાથી તેઓ નામદારની સઘળી પ્રજાને અત્યંત દીલગીરી થઇછે તે નામદાર મહારાજા ભાવસિંહજીની હજુરમાં જણાવવા આવ્યાં હતાં અને આજે પણ પ્રગણાના લોકોએ પોતાના તરફ્થી આ સભામાં ભાગ લેવા પોતાના મુખ્ય માણસો મોકલાવેલાછે; અને તેમાં તેઓ હાજર રહી શકે તે હેતુથી સભા બોલાવવાનું મુલતવી રાખવું પડયું હતું. સદ્ગ્રહસ્થો, મરહુમ નામદાર મહારાજા સાહેબ આપણે સઘળાને ખરી રીતે માબાપ તુલ્ય પુજ્ય હતા. આપણા ઉપર એકદમ જે દુઃખ આવી પડયુંછે. તેમાં આ સંસ્થાનના તેમજ બહારના લોકો તરફ્થી, જે ભાગ લેવામાં આવ્યોછે, તે કાંઇ આપણને થોડો દીલાસો નથી. આ પ્રસંગે દરેક જગ્યાએથી, દીલગીરીના તારો તથા કાગળો આંવ્યાછે. તેથી મરહુમ માનવંતા મહારાજા સાહેબને વાસ્તે સર્વ જગ્યાએ કેટલી પ્રીતી તથા માન હતું, તેમજ તેઓ નામદારના કવખતમાં થએલ મૃત્યુથી કેટલા શોકની લાગણી થઇ છે, તે જણાઈ આવેછે. તેઓ નામદારના સ્વર્ગવાસ થવાથી આ સંસ્થાન તથા તેની તમામ પ્રજાએ ઉમદા દીલના, ઉદાર, અને માયાળુ રાજા ખોયાછે. અને સર્વનું ભલુ કરવાની પોતાની પ્રકૃતિથી તથા ઉદારતાથી તેમજ, ન્યાય આપવાની તેમની વૃતીથી અને ગરીબ તથા નિરાશ્રીતને વખતો વખત મદદ આપવાથી, તેમણે જે પ્રીતી અને માન મેળવેલું હતું, તેવા એક મહારાજાના જવાથી આ સ્ટેટની પ્રજાને અને પ્રાંતને તેમજ સામાન્ય રીતે દુનીયાને ખોટ પડીછે. આપણા ઉપર તેઓ નામદારે જેટલા વખત સુધી રાજ્ય કર્યું તે દરમીયાન ઘણા કરો તથા લેવાણ કમી કર્યાં, અથવા કાઢી નાખ્યાં; અને બીજી રીતે પ્રજા ઉપરનો બોજો ઓછો કર્યોછે. સુમારે પંદર વર્ષ અગાઉ લોકોં પાસેથી વેઠ એટલે વગર પૈસે કામ કરાવવાનો રીવાજ તેઓ નામદારે બંધ કરી, હિંદુસ્તાનના દેશી રાજ્ય માટે એક ઉત્તમ દાખલો બેસાડયોછે. પોતાની પ્રજાને સુખી અને સંતોષી જોઈને તેમને જે આનંદ મળતો, તેવો બીજી કોઈ બાબતથી મળતો નહીં હતો. કાઠિયાવાડમાં પહેલી રેલ્વે કરવાનું, તેમજ ભાવનગરને હિંદુસ્તાનના દેશી

રાજ્યોમાં સૌથી સારા રાજ્યકારોબારવાળું, તેમજ નમુનો લેવા લાયક રાજ્ય બનાવવાનું માન પણ તેઓ નામદારને છે. તેમની નીરંતરની ઉદારતાથી ઘણા જાહેરાત તથા ઉપયોગી કાર્યોને મદદ, માત્ર આ રાજ્ય તથા પ્રાંતસાંજ નહીં, પણ હીંદુસ્તાન અને બીજા દેશોમાં પણ મળેલીછે. અને હજારો ગરીબ માણસોને ભુખમરામાંથી તેમણે બચાવ્યાછે. તેમના ઉદારતાવાળા ઉમદા કાર્યો, તેમના અતીશે ધર્મના કામો, તેમનું માયાળુ અંતઃકરણ, તથા લોકો ઉપરની દયા, અને મમતા, પોતાના કરતાં પ્રથમ દરજ્જે, પ્રજાની જરૂરીયાતો ઉપર લક્ષ આપવાનો તેમનો નિશ્ચય, તેમની અપુર્વ ન્યાય વૃત્તી, તેઓએ આ રાજ્યમાં દાખલ કરેલા જુદા જુદા સુધારાઓ, અને શેહેરને શોભા આપે તેવા તેઓ નામદારે બંધાવેલાં ઉમદા જાહેર બાંધકામો, એ વિગેરે સઘળાં કૃત્યોથી તેઓ નામદારશ્રી પોતાની અમર કીર્તી કાયમને વાસ્તે મુકી ગયા છે. અને હવે પછીના જમાનાવાળાઓ પણ, તે ઉમદા કૃત્યો વિષે ઉપકાર સાથે યાદ રાખશે આવા ઉદાર અને યશસ્વી રાજાની યાદગીરી યોગ્ય પ્રકારે કાયમ રાખવાની ઇચ્છાથી, તેમની આભારી પ્રજા તેમના પવીત્ર માનની ખાતર જે કરશે તે ઓછુંજ છે. આપ સાહેબોનો જાસ્તી વખત નહીં રોકતાં મી. પ્રોકટર-સીમ્સ સાહેબને પહેલી દરખાસ્ત આપની પાસે રજુ કરવાની વિનંતી કરૂંછું."

જે પછી મી. સીમ્સ સાહેબ તરફથી મી. લલ્લુભાઇ શામળદાસે નીચે પ્રમાણે ભાષણ વાંચી સંભળાવ્યું હતું :—

**ગૃહસ્થો,**

"નીચેની દરખાસ્ત આપની પાસે પસંદ કરવાનું કામ મને સોપાયેલુંછે. કે આ સંસ્થાનના મરહુમ રાજ્યકર્તા નામદાર મહારાજા સર તખ્તસિંહજીના સ્વર્ગવાસથી જે મોટી ખોટ સંસ્થાનને, તેની પ્રજાને, તેના વ્યાપારીઓને, અને મુલકને પડી છે, તે બતાવવા તથા તેની નોંધ લેવાને, ભાવનગર સંસ્થાન અંદરની દરેક જાત, અને કોમ સર્વ રીતે મળેલીછે તેના પ્રતિનિધિરૂપ આ સભા ઇચ્છા જણાવેછે; અને જેઓ સઘળાને આટલા બધા પ્રીય હતા, તેમની યાદગીરી યોગ્ય અને છાજતી રીતે કાયમ કરવાના ઉપાયો યોજવાની પણ ઇચ્છા જણાવેછે. ગૃહસ્થો, મને હદ ઉપરાંત સંતોષ ઉપજેછે કે, આ સભામાં "દરેક જાત અને કોમના" લોકોમાંથી આ ઠરાવ આપની પાસે પસંદ કરાવવાની દરખાસ્ત મુકવાનું માન મને આપવામાં આવેલુંછે. એ કામ માટે મને પસંદ કરવાનું કારણ હું એમ માનુંછું કે આ સંસ્થાનમાં યુરોપિયનો છે, તે પૈકી મરહુમ નામદાર મહારાજા સાથે મારે લાંબા વખતથી ઓળખાણ હતી. અને વળી નામદાર મહારાજા સાહેબની જીંદગી, અને કામોની મને અતલગની વાકેફ-

ગારી હતી. ગમે તેવું પણ સદરહુ જ્ઞાન એજ ફકત મ્હારી યોગ્યતા છે, અને તે ખરી રીતે સારાથી વપરાય કે નહીં, ને તેમાં કાંઇ ખામી રહેતી હોય, તે દર ગુજર કરવાનું આપની રેહેમીયત ઉપર રાખુંછું. આ દરખાસ્ત હું ફકત ઘણાજ સામાન્ય રૂપમાં આપના ટેકા માટે મુકી શકીશ; છતાં તેમ કરતે મને લાગેછે કે, આવી દરખાસ્ત કરવાનું મને હોંષથી પસાર કરાવવામાં, ફકત એક સાદા બ્યાનનીજ જરૂર છે, અતિશયોકિતની કાંઈ જરૂર નથી. કારણ આપણા દીલ એટલાં ભરાઈ આવેલાં છે કે, મ્હારા તરફથી કાંઇ પણ અપૂર્ણતા આ દરખાસ્તને અંતઃકરણથી સ્વીકારી લેવામાં આડે આવશે નહીં, એમ મારી ખાત્રી છે."

"આપણે સર્વે જાણીએ છીએ, અને વારંવાર કહીએ છીએ કે, જીંદગીમાં મૃત્યુ એજ ફક્ત નિશ્ચીત વાત છે. નિયંતાના કાળચક્ર પ્રમાણે તે રાજા તથા રંકને એક સરખી રીતે આવેછે, પરંતુ જેણે તેનો દરવાજો પસાર કરેલોછે, તેને જેમ તે બે પ્રકાશીત દિવસો વચ્ચેના એક ઘેરા રંગના સાયંકાળ સમાન છે, તેમ જેઓ પાછળ રહેલાછે તેમને તે, શોકજનક છે; અને બીજે વખતે તીવ્ર શોકજનક થાયછે, કે જે વખતે આપણે દીલાસો પામી શકતા નથી. તેવીજ સ્થિતિમાં જે શોક જાહેર રીતે પ્રદર્શીત કરવા આજે એકઠા મળેલા છીએ, એમા હું જાણું છું કે, આપણે પણ છીએ. આ બનાવથી સર્વેને ઓચિંતો, અને ભારે ધક્કો લાગ્યોછે. આપણમાંથી દરેક જણ એક માયાળુ અને દીલસોજીવાળા મિત્ર કે જેનું નામ સદાને માટે પુજાશે, તેનો શોક કરીએ છીએ. આ અકાળીક સ્વર્ગવાસથી રાજ્યને, તેની પ્રજાને, તેના વ્યાપારીઓને, અને મુલકને જે ખોટ પડેલીછે, તેને વીશે હવે મારે બોલવાનું છે ગૃહસ્થો, — મરહુમ મહારાજા સાહેબે હમેશાં રાજ્યની સ્વતંત્રતા તથા હકો જાળવી રાખ્યા હતા, અને તે કરવામાં ઉત્તમ અને જે સંભવીત રીતે ફકત એકજ સમર્થ માર્ગ છે, તેમ રાજ્યની નેકી વાળા રસ્તે એકલા પડી ચલાવવાની શકિતઓ બતાવી સાપી કર્યું હતું. કેટલાએકના મનમાં રાજ્ય કરવાનો હર્ષ હોયછે, તેવી અસ્વસ્થ વાત મરહુમ મહારાજાના અંતઃકરણમાં કદી વસેલીજ નહોતી. કોઇ કોઈ વખતે પોતાની રાજ્ય ચલાવવાની સત્તાથી પોતે કંટાળો પામેલા; પરંતુ પોતાની ચાર લાખ પ્રજાના રાજ્યકર્તા તરીકેની પોતાની સ્થિતિ સ્વીકારી, તમામ વખતે વિવેકપૂર્વક પણ દ્રઢતાથી, ઉત્કંઠાથી, માયાળુપણાથી અને હીંમતથી તમામ કાર્યો કરવા માટે તે પ્રખ્યાતી પામેલછે. અને એ પ્રમાણે કરેલાંને લીધે આપણે સર્વેના મન પુરતી રીતે સાક્ષી પુરેછે કે, વિદ્યા, હુન્નર, અને વ્યાપારની વૃદ્ધી થએલી છે. નરમાશના ગુણોથી તેઓની મહાન પુરૂષ તરીકે ગણના થએલીછે. નકામી બારીકીમાં ફાંફાં મારે તેવી કદી તેઓની વૃતિ નહીં હતી, તેઓ "ગઈ કાલના કરતાં આજે કાંઈ વધારે

જાણવા પામ્યાછે," તેમ કહેવામાં કદી શરમાતા નહીં અને કોઇના હકની બાબતમાં પોતાના મનોવીકારને કદી આડે આવવા દેતા નહીં. અઢાર વર્ષ તેઓ નામદારે રાજ્ય કર્યું તેમાં પોતાની રૈયતની હાજતો તરફ, સાવચેતીથી લક્ષ આપવાની જવાબદારીની, વધારે સારી વ્યવસ્થા કરવા, મેહેસુલ સંબંધી નાણાં સંબંધી, અને ન્યાય ખાતાના આ રાજ્ય માટેના કાયદાનો સંગ્રહ કરાવવાથી, કેળવણીનો વિસ્તાર વધારવાથી, દવાખાનાં અને હોસ્પીટલો સ્થાપવાથી અને જાહેર બાંધ કામો પાછળ એકંદર સવા બે કરોડ રૂપૈયા, (જે પૈકી લગભગ એક કરોડ અને સાડીત્રીશ લાખ રૂપૈયા નવા કામો અને યોજના પાછળ ખર્ચ કરેલોછે,) ખર્ચવાથી આ રાજ્ય આબાદીમાં વધારે સારી સ્થિતિએ પહોંચ્યુંછે. દુષ્કાળ, આગ અને રેલના વખતમાં આપ જાણોછો કે આપણે ત્રણેનો અનુભવ કરેલો, તેમાં તેઓ તત્પરતાથી પુરતો નિભાવ કરવા માટે તૈયાર જોવામાં આવતા અને આપણ સર્વે જાણીએ છીએ કે, તત્પરતાથી મદદ આપવાથી શું ફાયદો થાયછે, તેમ મ્હારા દેશી મીત્રો જાણેછે કે, મરહુમ નામદાર મહારાજા સાહેબની આજ્ઞાથી એવા ઉપાયો કામે લગાડેલા તેથી શું ફાયદા થએલાછે. આ રાજ્યના વ્યાંપારીઓ તેઓશ્રીના રાજમાં વાંધા ભરેલાં લેવાણો કાહાડી નાખવાથી, અને બીજા લેવાણોમાં સુધારો કરવાથી, તેમજ એકસો વીશ માઇલની રેલવે, અને બીજા સો માઇલની સડક બંધાવવાથી, બંદરના સુધારા, અને તેઓશ્રી ગાદીએ બીરાજ્યા તે વખતે સ્વપ્નનું પણ નહીં આવેલું, તેવી વેપારની જણસો સસ્તી રીતે લાવવા લઇ જવાની સગવડતા કરી આપવાથી, વધારે સારી સ્થિતિમાં આવેલાછે. અને છેલ્લે તેમના રાજ્યથી મુલકની આબાદી, તેઓશ્રીની નિઃસ્વાર્થ બુદ્ધિના ઉમદા દાખલાથી ભાયાતો તથા ગરાસીઆ સાથે સ્નેહભાવથી વર્તવાથી મુલકની સમાધાની, જાળવવા માટે સાધનો વધારવામાં મ્હોટે અર્થે તેઓશ્રીએ મદદમાં ભાગ લીધો તેથી, બહારવટીઆઓ સામે અતી દ્રઢતાથી પગલાં ભરવાથી, ચોરી તથા લૂટફાટ બંધ પાડવા માટે અડગરૂપ ધારણ કરવાથી પોતાના સંસ્થાનની સિમાની બહાર પણ લોક હીતના કામમાં મદદગારી કરવાથી, મોટામાં મોટા સાર્વજનીક સુખમાં પોતાના સ્થાનીક હીતને ભેળવી દેવાની ખુશીથી, બ્રિટીશ પાયતખ્ત સાથે વફાદારીની ઘાડી લાગણી થએલીછે. સુમારે એક વર્ષ ઉપર તેઓશ્રીનો રાજ્યકારોબાર "પોતાની પ્રજાને સ્પષ્ટ રીતે લાભકારક અને નામદાર હિંદુસ્તાનની સરકારને સ્પષ્ટ રીતે પુષ્ટીકારક છે," એમ મુંબઇના નામદાર ગવરનર સાહેબે વિવેચન કર્યું હતું. શરૂઆતથી તેઓ શ્રીનો વિચાર હતો તે અનુસાર મલિકામાજજમા કૈસરેહિંદને જાતે અભિવંદન કરવા માટે ત્રણ વર્ષ ઉપર વિલાયત પ્રવાસ કર્યો હતો. અને તે પ્રવાસની

સફળતા, અને નામદાર મહારાણીશ્રીએ તથા વિલાયતની રૈયતે તેઓશ્રીને દીધેલો આવકાર, કે જે માટે તેઓશ્રીની પ્રજા ઘણીજ વાસ્તવીક રીતે મગરૂર છે, તેના સ્મરણથી હમેશાં તેઓ નામદાર આનંદ માનતા. નામદાર મહારાણીશ્રીના હસ્તાક્ષરનો પત્ર અને ન્હાની તસબીર મરહુમ નામદાર મહારાજા સાહેબ હિંદુસ્તાન પાછા ફર્યા બાદ આવેલાં હતાં તે હું જાણુંછું જેકે તેઓશ્રી પોતાની પાસે એક મ્હોટામાં મ્હોટો ખજાનો છે, એમ માનતા."

"ગૃહસ્થો, મરહુમ મહારાજા સાહેબ સખાવત દીલના, અને દાતાર હાથવાળા હતા તે કાંઈ મ્હારા તરફથી આપને પહેલીવખત કહેવાતું નથી, તેમનું દાનધર્મ, સાર્વજનીક હતું; ભલમનસાઇના ઉછાળા આવે તે વખતેજ કરીને અટકી રહેતા એમ નહોતું. પરંતુ નીરંતર એક સરખી રીતે તેઓ કર્યે જતા હતા. ગમે તે જાત કે કોમમાંથી મદદ કરવાની માગણી કરવામાં આવે, તેમને માટે સદા તત્પર રહેતા. અને અગરજોકે તે પોતાના દેશ માટેજ આદર કરેલા છતાં, ત્યાંહાંજ અટકેલ નહીં. ગરીબ ક્રિશ્ચીયનોના ઉદ્ધાર માટે નામદાર મહારાણીશ્રીના જન્મ દિવસે તેમજ ક્રિસ્ટમસને દિવસે જે સખાવત કરવામાં આવતી, તેનો હું દાનાધ્યક્ષ હતો. ગરીબોને માટે તેઓશ્રી હમેશાં કાળજી ધરાવતા. ગૃહસ્થો, તેઓશ્રીની પરોણાગત તો લોક પ્રસિદ્ધ છે. અને તેઓશ્રીના મીલનસારી ગુણો એવા હતા કે, તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સર્વના માનીતા થયા હતા. નામદાર લોર્ડ હેરીસ સાહેબ અહીં પધારેલા તે વખતે તેઓશ્રીના "આનંદી અને અંતઃકરણની પ્રીતિવાળા રહેવા" વીશે બોલ્યા હતા, અને ખરે તેમજ હતું તેઓ શું મ્હોટી કે સાધારણ પંક્તિના માણસોની સાથે એક સરખી રીતે હસમુખા ચ્હેરાથી વાત કરતા હતા. કારણ તેઓશ્રીનો સ્વભાવ ખરી રીતે શુદ્ધ અને નીખાલસ હતો. ગૃહસ્થો, આપણા જાતભાઇઓનો પ્યાર આ જીંદગીમાં ઉપયોગી અને જરૂરનો ગણવામાં આવેછે, અને તેને સર્વ કોઈ કીંમતી ગણેછે. પરોપકાર બુદ્ધિની કદર મરહુમ નામદાર મહારાજા સાહેબમાં ઘણી ઉગ્ર હતી. અને આપણે સર્વ જાણીએ છીએ કે, તેઓ નામદારની હયાતીમાં પ્રેમયુક્ત માનપ્રતિષ્ઠા તેઓશ્રીએ પુષ્કળ રીતે પ્રાપ્ત કરેલાં હતાં, તેઓશ્રી વીશે નામદાર સરકારે તથા ગવરનર સાહેબોએ તેમજ તેમના મિત્રમંડળ અને જાહેર વસ્તીએ શું શું કહેલું છે, તે જો જણાવવા માગું તો આપ સાંભળી થાકી જશો; પણ ટુંકામાં એટલુંજ કહુંછું કે સર્વે તરફથી માન પામી તેઓએ સ્વર્ગવાસ કર્યોછે. અને તેઓશ્રીની યાદગીરી તેમની પ્રજામાં ચીર સ્થાયી રહેવાની છે. એટલું છતાં મને ખાત્રી છે કે દયાળુ, ઉદાર અને હેતાળુ દીલના મહારાજા તખ્તસિંહજી પ્રત્યે આપણી મમતા ભરેલી યાદગીરીને છાજતી રીતે કાયમ રાખવાનું આપણું રૂણ અદા કરવાની આપણી નમ્ર ઇચ્છા છે."

જે પછી વૈદક ખાતાના ઉપરી અધિકારી સાહેબ મી. બરજોરજી બહેરામજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું :—

"મીસ્તર ચેરમેન અને ગ્રહસ્થો,

"મ્હારા હાથમાં જે દરખાસ્ત સોંપવામાં આવીછે, તે રજુ કરતાં જણાવવા રજા લઉ છઉં કે—

નામદાર મહારાજા તખ્તસિંહજી, જેમના દુ:ખદાયક મરણ વીશે આપણે સઘળા આટલા દિવસ થયાં અત્યંત વીલાપ કરીએ છીએ તેમના ઉમદા ગુણો અને કીર્તીવંત કામો વિશે, મી૦ ચેરમેનસાહેબ તથા મી૦ સીમ્સ સાહેબે જે વાસ્તવિક વિચારો કહી બતાવ્યાછે, તેથી વધારે વખત નહીં રોકતાં થોડાક શબ્દો કહેવા હું ચાહુંછું. મરહુમ મહારાજા સાહેબની કીર્તી તમામ જગમાં પ્રસિદ્ધ છે. જેમ સૂર્યનાં કિરણો કાંઇપણ તફાવત રાખ્યા વિના દરેક જગ્યાને એક સરખી રીતે પોતાના પ્રકાશનો લાભ આપેછે, તેવીજ રીતે મહારાજા તખ્તસીંહજીનાં ઉદાર દિલનાં ઉમદા કામો, જેથી જાત અને જ્ઞાતિનો તફાવત રાખ્યા વિના, સર્વને લાભ મળેલો, તે દેશ પ્રદેશમાં પ્રસિદ્ધ પામેલાંછે, તેનું ધ્યાન વાસ્તવિક રીતે તવારીખ લખનાર અથવા કવિથી થઇ શકે તેવું છે, તેમના ઉમદા ગુણો યાદ કરતાં ગરીબ દરદીઓ માટે તેમની દયાળુ લાગણી કેવી તીક્ષણ હતી, તે વિષે માહારી જાતી માહીતી ઉપરથી બે શબ્દો કહેવા મને દુરસ્ત લાગેછે. હરેક કોમના ગરીબ ગુરબાઓનું સંકટ ટાળવું એ તેમની હમેશાંની ખાએશ હતી; અને દરદીઓનાં દુ:ખનું નિવારણ કરવું એ તેમની સદાની કાળજી હતી. સુમારે સત્તર વર્ષ ઉપર પોતાને રહેવા લાયક ખાસ મકાન બનાવવાનો વિચાર થયેલો હતો, તે વખતે હોસ્પીટલ બાંધવાની વાત પણ ચાલેલી હતી. આ બેમાંથી કયું કામ પહેલું કરવું તે વિષે સવાલ નિકળતાં પોતે ખુશીની સાથે પોતાની સગવડતા અને સુખનો વિચાર છોડી દઇ, રોગથી પીડાતા ગરીબ દરદીઓનાં દર્દનું નિવારણ કરી, તેમને સુખ આપવાની સગવડતા કરી આપવા માટે, હોસ્પીટલ બાંધવાનો વિચાર વધારે પસંદ કર્યો. અને તે મકાન સારૂં સુશોભિત તથા દરદીઓની સગવડતા સાથે, સારી રીતે માવજત રહી શકે તેવી તમામ સોઇવાળું ઉપયોગી બનાવતાં, ખર્ચની કસર નહીં રાખવા પોતાની ખાસ ઇચ્છા ઘટતે ઠેકાણે જણાવી હતી. એ હોસ્પીટલનું સુંદર અને સોઇદાર મકાન આજે તેમના કીર્ત્તીવંત કામોની યાદગીરીના કાયમના સ્મર્ણસ્થંભ દાખલ ઉભેલુંછે. દર સાલ પોતાના જન્મદિવસના પ્રસંગ નિમીત્તે માહાલોમાં નવાં દવાખાનાં ઉઘાડવા કેટલી હોંશ અને ઉદારતા તેઓ નામદાર બતાવતા હતા, તે સર્વને જાણીતું છે.

પોતાના મુલક બાહારના પાસેના પરાયા મુલકમાં વખતે તાવની બિમારી જ્યારે ઘણી જોરમાં ફાટી નિકળતી, અને તેમાં કવીનાઇન જેવી કિંમતી પણ ઉપયોગી દવાની જરૂર જણાતી, તો તે વખતે તે પુરી પાડવાને તુરત મને હુકમ થતો હતો. હોસ્પીટલ તથા દવાખાનાઓ બનાવવાની ઉદારતા ઉપરાંત ખાનગી ખીસામાંથી મોટી રકમો પોતાના દરેક જન્મદિવસના અને બીજા પ્રસંગો ઉપર, મારા તરફ મોકલાવવામાં આવતી હતી, જેથી કે દરદીઓ માટે કાયમનું એક "એન્ડોમેન્ટ ફન્ડ" થયું હતું, અને એ ફન્ડમાંથી ગરીબ દરદીઓ સારા થઇને પોતાને વતન જાય, ત્યારે પણ તેમને વસ્ત્ર તથા તુરતના ગુજરાન માટે પૈસા અને મુસાફરીનો ખરચ વિગેરે જરૂરી મદદ આપવામાં આવતી હતી; એ રીતે તમામ કોમના લાચાર દરદીઓને લાભ મળતો હતો. એવા દયાળુ દિલના મહારાજાની યાદગીરી રાખવા માટે આપણે આજે આંહી ભેળા થયા છીએ, તેમાં આપણી અદના ફરજ બજાવવાની છે, માટે હું દરખાસ્ત કરવાની રજા લઉં છું કે:—જે ઠરાવ હાલ પસાર કરેલો છે તેનો હેતુ બરાબર અમલમાં લાવવા માટે એક કમિટી તુરતજ નિમવી, જેમાં મેસર્સ વિઠ્ઠલદાસ શામળદાસ, આર. પ્રોકટર-સીમ્સ, જે. જે. ગજદર, લેફ્ટેનન્ટ કર્નલ ટી. હેરીસ, ડબલ્યુ. એચ. વ્હાઇટ, ડાકતર બરજોરજી બેરામજી, રાઓળશ્રી હરીસીંહજી, રાઓળશ્રી જેઠીભાઈ, જે. ફીનીબરો, સી. એસ. સ્પોલડીંગ, રતીલાલ માણેકલાલ, ઘેલાભાઈ જગજીવનદાસ, લલુભાઈ શામળદાસ, હરીલાલ સવાઇલાલ, જે. એન. ઉનવાલા, ટી. બી. શેઠના, ભુપતરાય વીઠલદાસ, હરીસીંહ જેસાભાઈ, વજેશંકર ગવરીશંકર, શંકરપ્રસાદ હરીપ્રસાદ દેસાઈ, ભગવાનદાસ ભવાનભાઇ, પ્રભાશંકર વેણીશંકર, દીનશા બમનજી, ગીરજ્યાશંકર વજેશંકર, રઘુભાઈ ડાયાભાઈ, ઇશ્વરદાસ રામદાસ, મોતીલાલ નાનાભાઈ, દ્વારકાદાસ ત્રીભોવનદાસ, સવાઈલાલ ગીરજ્યાશંકર, બેચરલાલ કરશનજી, દામોદરદાસ હીરાચંદ, પરભુદાસ મોતીચંદ, ગીરધર ઝીણા, ખીમજી પરશોતમ, ત્રીકમજી વીરજી, અમરચંદ જસરાજ, કુંવરજી આણંદજી, હઠીશંગ ઝવેર, તારાચંદ ઠાકરશી, મોનદાસ ત્ર્ંબક (મહુવાના), મુળજી શેઠ (કુંડલાના), હરીલાલ સવાઈલાલ (બોટાદના), ભાઈચંદ શામજી (સીહોરના), અભેચંદ ગુલાબચંદ, અલાદીન દેવજીભાઈ, ઓશમાન શેખ, મુસા અબદલા, તારમહમદ હબીબ, એદલજી શાપુરજી, નસરવાનજી જમસેદજી, એઓએ મેમ્બરો તરીકે તથા મેસર્સ લલ્લુભાઇ શામળદાસ, આર. પ્રોકટર-સીમ્સ, જે. એન. ઉનવાલા, અને અમરચંદ જસરાજ, સેક્રેટરીઓ અને ભાવનગરની મુંબઈ બેંકની શાખાને ટ્રેઝરર તરીકે ઠરાવવા. મોસુફ કમિટિને તેમની સંખ્યામાં વધારો કરવાની સત્તા આપવી. એ કમિટિ નાણાં એકઠાં કરવા માટે ઘટતા ઉપાયો

લઇ તજવીજ કરે, અને ભાવનગર ખાતેની મુંબઈ બેંકની શાખામાં "સર તખ્તસિંહજી મેમોરિયલ ફન્ડ" એ નામનું ખાતું રખાવી તેમાં એ નાણાં જમે કરાવવાં. જે પછી વિજયશંકર ગવરીશંકરે નિચે પ્રમાણે ભાષણ આપ્યું :—

સદ્‌ગૃહસ્થો,

"આપણા મરહુમ પ્રીય અને નામાંકિત મહારાજા સાહેબના, ઉમદા સદ્‌ગુણો વિષે મ્હારી અગાઉના બોલનાર મેહેરબાનોએ જે યથાસ્થિત પ્રશંશા કરેલી છે, તે ઉપરથી મારે વધારે બોલવાનું થોડુંકજ રહેલું છે, તોપણ મેહેરબાન ચેરમેન સાહેબે હાલનું કામ જે બાહોશપણાથી કરેલું છે, તે ખાતે તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં મરહુમ નામદાર મહારાજા સાહેબે વિદ્યાની વૃદ્ધિ કરવાના કાર્યમાં જે મદદ આપીછે, તે વિષે સેહજ બોલવા રજા માગુંછું, તેઓ નામદારે ઊંચા પ્રકારની અને સુધરેલી કેળવણી મેળવેલી હોવાથી મરહુમ નામદાર સાહેબ બરાબર સારીપેઠે જાણતા, કે તેવી જાતની કેળવણી પોતાની પ્રજાને આપવાથી તે પ્રજા મનના જ્ઞાનની શ્રેણીએ ચઢી શ્રેષ્ટતા પામશે. આ પ્રાંતના વિદ્વાન જીજ્ઞાસુ, જેઓ "આર્ટસ" સુધીની પદ્વી લેવાની ચાહેના રાખતા હોય, તેઓ તે સેહેલાઈથી મેળવી શકે, તે માટે મરહુમ નામદારે મુંબઈની યુનીવરસીટીના અંગે આંહી "કોલેજ" સ્થાપેલીછે. વળી નામદાર સાહેબે અમદાવાદની "ગુજરાત કોલેજ" અને પુનાની "ફરગ્યુસન કોલેજ"ને તથા સિંધની "દયારામ જેઠમલ કોલેજ"ને પણ ઉદાર દિલથી બક્ષીસ આપીછે, એટલુંજ નહીં પણ પુનાની "કોલેજ ઑફ સાયન્સ"માં "ઓબઝરવેટરી" એટલે તારાગણ વિગેરે ખગોળના પદાર્થો જોઈ શકાય તેવી પ્રયોગશાળા કરાવી આપેલીછે. આવી રીતે એકંદર તેઓની તરફ મરહુમ નામદારે જેમ એટલું બધું કરેલું છે તેમ તેનીજ સાથે સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવામાં તથા વૃદ્ધિ કરવામાં પણ દેશી રાજાઓમાં સૌથી તેઓ અગ્ર ભાગે રહેલાછે. તેઓ નામદારની પરોપકારી મંગળ રાજ્ય કારકીર્દીના દરમીયાન, કન્યાશાળાઓની સંખ્યા વધતી ગઇછે, એટલુંજ નહીં પણ કન્યાઓને અંગ્રેજી જ્ઞાન આપવાની પણ સારી ગોઠવણો કરેલીછે. માજીરાજ કન્યાશાળામાં મરહુમ નામદારે પોતાની કુંવરીઓને ભણવા મોકલાવીને સ્રી કેળવણીને ઘણું ઉત્તેજન આપેલું હતું.

ગૃહસ્થો, હવે હું માત્ર મરહુમ નામદારે લોકોના જ્ઞાનમાં વધારો કરવાના હેતુથી "બાર્ટન લાઇબ્રેરી અને મ્યુઝીયમ" તાજેતર સ્થાપેલછે, તે યાદ દેવરાવી દરખાસ્ત કરવા રજા લઉંછું કે આ મીટીંગનું કામ ઘણી સારી શકિતથી ચલાવ્યું

તે ખાતે ચેરમેન સાહેબનો આંહી સઘળા એકઠા થયેલા ઘણો ઉપકાર માનેછે."
જે પછી મી૦ મગનલાલ બાપુલાલ, જામનગરના માજી દિવાન સાહેબે નીચે પ્રમાણે ભાષણ આપ્યું:—

**મી૦ ચેરમેન સાહેબ અને ગૃહસ્થો,**

"હું દરખાસ્ત કરવા રજા લઊંછું કે, નામદાર મહારાજાશ્રી ભાવસીંહજીની હજુરમાં હાજર થઇ આ મીટીંગમાં ચાલેલા કામકાજની હકીકત નિવેદન કરવા અને તેનું પ્રોસીડીંગ રજુ કરવા સારૂ, મી૦ વીઠલદાસ, મી૦ પ્રોકટર-સીસ્સ મી૦ ગજદર, ડાકતર બરજોરજી, કર્નલ હેરીસ, શેઠ ભગવાનભાઇ, મી૦ પ્રભાશંકર, મી૦ અલાદીન, હું, મી૦ દીનશા, મી૦ અમરચંદ, મી૦ ઉસમાન શેખનું એક ડેપ્યુટેશન નિમવું. આપણા મરહુમ નામદાર મહારાજા સાહેબના સદ્‌ગુણો એટલા બધા ને વિવિધ છે કે, જેનું બની શકયા પ્રમાણે વર્ણન કરવાને અગરજોકે મારી પહેલાં બોલનાર ગૃહસ્થોએ પ્રયત્ન કરેલોછે; તોપણ તેઓ મરહુમ નામદારે આ પ્રાંતના, તેમજ બીજા રાજાઓની સાથે જે સ્નેહ અને દોસ્તીનો ભાવ બતાવેલો તે વિષે તેમજ તેઓ નામદારે અંહીના ભાયાત અને મૂળગરાસીયા ઉપર માયા અને મમતા રાખતા હતા, તે વિષે થોડાએક શબ્દો બોલવાની રજા લઊંછું:—

આ સંસ્થાનની બહાર ઘણે ભાગે નોકરી કરવાનો મને વખત મળેલો, તે ઉપરથી જાણવાને મને ખાસ તક મળેલીછે કે મરહુમ નામદારને તેમના બીજા રાજ્યકર્ત્તા ભાઇઓ ઘણા હેતને માનથી જોતા હતા, એટલુંજ નહીં પણ તેઓ નામદારના તાબાના ભાયાતો અને મૂળગરાસીયાઓ પોતાના હકોનો નિરાકરણ વાજબી રીતે થશે એવો સંપૂર્ણ વિશ્વાસ મરહુમ નામદાર પ્રત્યે રાખતા હતા. આ સ્થળે એ પણ બતાવવું વ્યાજબી ધારૂંછું કે, મરહુમ નામદાર સાહેબને પ્રથમ જ્યારે કે. સી. એસ. આઇનો માનવંતો ચાંદ આપવામાં આવ્યો ત્યારે આ પ્રાંતના રાજાઓ જેઓ કે રાજકોટની રાજકુમાર કોલેજના પ્રથમ વિદ્યાર્થી હતા; તેઓએ માનપત્ર આપેલું, તે ઉપરથી તેઓની મરહુમ મહારાજા સાહેબ ઉપર પ્રીતી અને માયાયુકત ભાવના કેટલીબધી છે તે સહેજ જણાઈ આવેછે. વળી મરહુમ નામદાર મહારાજા સાહેબે જે રાજાઓને આ રાજ્યની સામે પોલિટિકલ દાવા અને કેસો હતા, તેમની સાથે પણ ખરી દિલોજાનીનો સંબંધ રાખેલો હતો. તેઓ નામદારની આવી રીતે સમાધાનીથી આવા સઘળા કેસો ઉકેલવાને ઉત્કંઠા આ રાજ્ય અને વળા તાલુકાની વચ્ચે બનેલા ઘણા કેસોનું સંતોષકારક રીતે આણેલા પરિણામ ઉપરથી જોવામાં આવી જાયછે."

ઉપર પ્રમાણે ભાષણો થઈ રહેવા બાદ આ શોકકારક મેળાવડો વીસર્જન કરવામાં આવ્યો હતો. ઉપરની દરેક દરખાસ્તો સભા સમક્ષ સર્વાનુ મતે પ્રસાર કરવામાં આવી હતી. સદરહુ મેળાવડા તરફથી નકકી કરવામાં આવેલા સર તખ્તસિંહજી મેમોરીયલ ફંડમાં તેજ વખતે લગભગ ૧૫,૦૦૦ હજાર રૂપૈયા ભરાયા હતા, તેમજ પાછળથી બહારના દેશાવરોમાંથી કેટલીએક રકમ આવવા લાગીછે, આ ફંડની રકમ વધીને લગભગ લાખ રૂપૈયા કરતાં પણ વધારે થવાની વકી છે.

આ દુઃખદાયક પ્રસંગે મહારાજા ભાવસિંહજીને દીલાસો આપવાને માટે કાઠિયાવાડના રાજાઓ પધાર્યા હતા. મુંબઈમાં આ ખબર ફેલાતાં એક શોકમય મેળાવડો દેશાઈ હરીપ્રસાદ સંતોકરામની દુકાને મેતા શામજી ભીમજીના પ્રૌત્રના પ્રમુખપણા નીચે ભેગો થયો હતો, કારણકે તે વખતે દેસાઇના પુત્રો ભાવનગરમાં હતા. અને તે મેળાવડામાં તે પ્રમુખ તથા દેસાઇજીના મુનીમે અત્યંત દીલગીરી ભર્યા શબ્દોથી ખેદ બતાવ્યો હતો. તેમજ તેવો મેળાવડો નડિયાદમાં શેઠ મનોરદાસ હરખચંદના પ્રમુખપણા નીચે મળ્યો હતો તે સિવાય ભાવનગરની દરેક જ્ઞાતીએ શોકોદગાર બતાવ્યો હતો, જે બધો લખતાં વિલંબ થાય, તેથી માત્ર ભાવનગરની મોટી પ્રજાના મેળાવડાના શોકોદગાર આ સ્થળે ટાંકેલાછે, જેમાં તે ઉદાર મહા પુરૂષની યાદગીરી માટે યોજના થઇછે, તેનેજ મળતી બીજી યોજના મુંબઇમાં શેઠ સર દીનશાજી માણેકજી પીટીટવાળા હોલમાં સર જમસેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખપણા નીચે મળેલ સભાઓ વિગેરેમાં થઈ હતી. તે સિવાય એજન્સી ખાતામાં પણ ગેજેટમાં શોક બતાવ્યો હતો. તેમજ રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલે અત્યંત શોક બતાવ્યો હતો, અને તે પોતાના વાહાલા શિષ્યના સ્વર્ગવાસ પછી આઠ દિવસે સ્વર્ગવાસી થયા હતા જે આપણે વાંચી ગયા છીએ.

આ સિવાય વર્ત્તમાનપત્રોના આર્ટીકલો વિગેરે સંબંધી લખવું એ તો બહુજ લંબાણ થાય, તેથી તે વિષે અત્રે કાંઇ લખેલ નથી.

મરહુમ મહારાના સ્વર્ગવાસ પર્યંત લખી મહારાજાની રાજ્યકારકીર્દીનું મારાથી બને તેટલું વર્ણન મેં આપ્યું છે. હમેશાં હર્ષ અને વિષાદ સાથેજ રહેછે, તેમજ તેના મિત્રદ્વંદ જન્મ મરણની પણ તેવીજ સંકળના છે. તો મારે પણ મહારાજાના જન્મથી લખતાં હર્ષ અને મરણ લખતાં વિષાદ સહન કરવો પડયો, તે ખાતે મને ઓછું લાગે, તદાપિ નકામુંજ છે. ભાવિ પ્રબળ છે, જેથી ત્યાં આપણું કશું ઉપજતું નથી; તો તે બાબત લખતાં અટકી મહારાજાના ઉત્તમ

જ્ઞાની વિચારોનું થોડું દર્શન કરીને સમાપ્તી કરીએ. આ સમર્થ પુરૂષ પ્રથમથીજ ઉત્તમ જ્ઞાની હતા, અને ગીતામાં કહેલછે તેમ—

**शूचीनां श्रीमतांगेहे योग भ्रष्टो भिजायते.**

એ સૂત્ર પ્રમાણેજ તેમનું હતું, તેમનું મન પૂર્વ જન્મના પુણ્યથી નિર્મળ હતું તેમાં જ્ઞાન થવાને માટે અવસરની જરૂર હતી, પોતાના અનુજ તથા પુત્રના મરણથી તેમાં અસર વહેલી થઇ; મહારાજાનું મન કેટલું ઉત્તમ વિચારશીલ હતું તે સબંધી લખતાં ખરે મારૂં મન ડરેછે; કારણકે મને તેવું ઉત્તમ જ્ઞાન નથી, જેથી તે વિષય લખતાં કદાચ હું કાંઇ ન લખી શકું, માત્ર ટુંકુંજ લખુછું.

રાજા તરીકેની તેમની કારકીર્દી ફતેહમંદ છે તે આપણે જોયું છે; દરેક ગવરનર, દરેક પોલિટિકલ, અથવા અન્ય સજ્જનોએ તેમને તથા તેમની રાજ્ય-નીતિને વખાણેલ છે; જેથી તે બાબતમાં કાંઇ લખવું રહેતું નથી; હવે એક સામાન્ય ગૃહસ્થ તરીકે તેમને આપણે જોઇએ. જેમાં કે આપણા શાસ્ત્રમાં ગૃહસ્થને સુખી કયારે માનવો તે વિષે કહેલછે કે—

**सानंदं सदनं सुताश्च सुधियः कान्ता मृदुभाषिणी ।**
**सन्मित्रं सधनं स्वयोषितिरति श्चाज्ञापरास्सेवकाः ॥**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।**
**साधो संग मुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥**

આમાંની દરેક બાબતમાં મહારાજા પૂર્ણ સુખી હતા, પોતાનું સદન આનંદ યુક્ત રહેતું; મહારાજાના શરીરમાં પ્રાણ હતા ત્યાંસુધી કદી તેમનું ઘર શોકની છાયાતળે પણ આવેલું નથી; તેમના સેવકો પણ શોકની નિશાનીથી કદી મહારાજાના રહેઠાણ નજીક રહી શકતા નહીં; સદા આનંદમાં રહેવું એજ તેનો નિશ્ચય હતો; વળી પોતે હમેશાં નિરોગી રહેતા એજ પ્રથમ સુખ તેમને પૂર્વ પુણ્યથી હતું. સદ્‌બુદ્ધિવાન પુત્રો—આ બબત તો આપણે હાલ પ્રત્યક્ષ જોઇ છે; હાલના મહારાજા ભાવસિંહજીની ચતુરતા હજી ટુંક વખતમાં પણ ઝળકી રહીછે. તેમના નીતિથી લોકો તથા અન્ય સર્વ આનંદ પામેછે; વયે નાના છે છતાં તેઓ જ્ઞાનવૃદ્ધની ગણત્રીમાં છે. બીજા પુત્ર મંગળસિંહજીના આનંદયુક્ત ચ્હેરાપરથી તેમની શક્તિ જણાય છે; તેમની નમ્રતા, સૌજન્યતા,

આદિથી તેમના પ્રસંગમાં આવેલા આનંદ પામ્યાછે. આનંદયુક્ત મૃદુ ભાષણ કરનાર સ્ત્રીઓ—આ સુખમાં બીજા કરતાં મહારાજા તે પદવી શ્રેષ્ટ ભોગવતા હતા સારા મિત્ર—તેમના મિત્રોની ગણત્રી આપણા આગલા લખાણમાં આવી છે. લોર્ડ રે જેવા તથા પરસીવલ જેવા જેના મિત્ર હતા. સધન—તે બાબતમાં તો તેના જેવું સુખ કોઇએ ભોગવ્યું નથી; તથા તે ધનનો ઉપયોગ પણ તેમણે જેવી રીતે ઉદારતાથી સુરસ્તે કર્યોછે; તેવો બીજા કોઇએ કર્યો નથી, કરતો નથી, અને કરશે નહીં. આજ્ઞાપાળક સેવકો—તેના રાજ્યના નોકરો આજ્ઞાપાળક હતા, એટલુંજ નહીં પણ પૂર્ણ વફાદાર હતા, અને છેજ. આતિથ્ય—વિદ્વાન, ગુણી કે બીજો કોઈ અતિથીનું આતિથ્ય મહારાજા સાહેબ એવી રીતે કરતા કે, તે અતિથીને અન્ય સ્થળે કદી ભિક્ષા માગવાની જરૂર પડતી નહોતી; એવું એમનું ઉત્તમ આતિથ્ય હતું. શિવ પૂજન—પોતાના તરફથી હમેશાં ભાવનગર તથા તેની આસપાસના સારાં સ્થળોમાં વિદ્વાન બ્રાહ્મણો રાખી અભિષેકાદિક કાર્ય કરાવતા. તે સિવાય મહારૂદ્ર, સહસ્ત્રચંડી, વિષ્ણુયાગ, શતચંડી, વિગેરે કર્મો તો તેણે એટલાં કર્યાંછે કે, તેનું એક વિગતવાર લીસ્ટ આપવામાં નાની સૂની ચોપડી બને; તે સિવાય પોતે પણ હમેશાં દેવ પૂજન કરી અન્ન લેતા એવો તેમનો નિયમ હતો તે સર્વ કોઇ જાણેછે. મિષ્ટાન્નપાન—આ બાબતમાં તો શું લખું, તેમને ત્યાં કયાં ખોટ હતી તે સાથે તેઓ ભોક્તા હોઈ તંદુરસ્ત પણ હતા. સતપુરૂષોની સંગત—આ બાબત તો સદા તેમને પ્રિય હતી, પોતે હમેશાં કથા વંચાવતા, તે સામાન્ય સાંભળવી એટલુંજ નહીં પણ, શ્રવણ કરી તેમનું મનન અને નિદધ્યાસન પણ કરતા; ગીતાનું એટલું શ્રવણ કરેલું કે આખી ગીતાની ટીકા પણ પોતે જાણતા. કોઈ નવો વાંચનાર જો કાંઈ વધારીને વાંચે તો તૂર્ત પોતે કહી આપતા કે આટલું બાહેરનું છે; તે સિવાય મોક્ષધર્મ આદિ ઉત્તમ ગ્રંથોની પારાયણ શ્રવણ કરતા હતા; તે સિવાય કોઇ માહાત્મા જ્ઞાની કે વિદ્વાન આવે તો તેની લાયકાત મુજબ તેનો સત્કાર કરી, તેનો સંગ કરી તેની પાસેથી પણ કાંઈ બોધદાયક સાંભળતા. આ તેમની ટેવ હતી જેથી તે બાબતમાં પૂર્ણ હતા; આમ તેમનો ગૃહસ્થાશ્રમ ધન્ય હતો. વળી તેઓના જ્ઞાન સંબંધી તો લખતાં મોટો ગ્રંથ થાય; પોતે હમેશાં ઉત્તમ ઉત્તમ વિચારો બતાવતા, અને તેવા ઉત્તમ દૃષ્ટાંતો પોતાને સ્મરણમાં રહે માટે હમેશ ઉપયોગમાં આવતી ચીજોપર કોતરાવી, જમવાના, રહેવાના, બેસવાના, કામ કરવાના સ્થળમાં ગોઠવી રાખતા; જેથી તેનું સ્મરણ રહે. તે સિવાય ગીતા, તથા બીજા ઉત્તમ ગ્રંથોનું ટાંચણ કરી એક અત્યંત નાના પુસ્તકમાં લખાવી સદા પાસે રાખતા હતા; આવો તેમનો નિત્ય નિયમ

હતો. તેઓ હમેશાં કેમ દિવસ નિર્ગમન કરતા તે સંબંધી લખવું યોગ્ય છે, માટે લખેલછે. મહારાજાનો ખરો નિયમ તો એજ હતો કે—

**गेयं गीतानामसहस्त्रं ध्येयं श्रीपतिरुपमजस्त्रं**
**नेयं सज्जनसंगेचित्तं देयं दीनजनायचवित्तं.**

પણ બીજો નિયમ લખીએ છીએ તે વખતનો નિયમ છે. હમેશાં પ્રાતઃકાળ થતાં પોતે ઉઠતા, મહારાજાને જાગૃત કરવા માટે ગીત વાદ્ય વાગતાં એવો નિયમ હતો; છતાં પોતે તે વાદ્યના ઘોષથીજ ઉઠતા એમ નહોતું, પણ ઉઠીને શાંત વખતમાં ઇશ્વર સ્મરણ કરતા જે તેઓ મુખ્ય કર્તવ્ય સમજતા હતા. ત્યારપછી આવેલા કાગળપત્રો વાંચી ચાપાણી લઇને ફરવા નીકળતા; કસરતની કેટલી જરૂર શરીરને છે તે તેઓ જાણતા, જેથી તેઓ તંદુરસ્ત હતા. ત્યાંથી આવી રાજ્યકાજમાં ગુંથાતા; ત્યારપછી સ્નાન કરી દેવ પૂજન કરી નિત્યદાન આપતા; મહારાજાએ દાન આપ્યા સિવાય એક દિવસ તો શું બલકે કોઇ વખત જવા દીધો નથી. અને તે પછી ભોજન લઇને આવેલા અમલદારોને મળી શયન કરતા. જે વખતે માત્ર આરામ વાસ્તે સૂતા. ખરૂં જોતાં પોતાના કામનું એકાંતમાં સ્મરણ ચીત્વન કરતા, ને પછી ઉઠીને ધર્મ કથા શ્રવણ કરતા. ત્યારપછી રાજ્યકાજમાં ગુંથાતા, અને સાંજરે ફરવા નીકળતા; ત્યાંથી આવીને રાજકાજમાં ગુંથાતા. એમાં જેટલો વખત નવરાશનો મળતો તેટલો વખત સરજનહારની શેવામાં તથા ચિત્વનમાં ગુજારતા. રાત્રે પોતાના નીત્ય નીયમથી પરવારતા ત્યારે આનંદ વિનોદમાં યોગ્ય વખત ગાળીને ઇશ્વર ચિંત્વન તથા પ્રજા હિત ચિંત્વનમાં કાળ ગાળતા, કારણ પોતે સમજતા હતા કે,—

**कुरूते गंगा सागर गमनं वृत परिपालन मथवादानं ॥**
**ज्ञान विहिनं सर्व मनेन मुक्तिर्नभवति जन्मशतेन.**

વળી અબુલફજલે કહેલછે કે, આ દુનિયામાં ખરો સાર "કોઇને ઉપયોગી થવું તેજ છે"—આ સૂત્ર મહારાજાશ્રી સમજતા હતા; હરેક પ્રકારે પ્રજાજન અન્ય મનુષ્ય વર્ગ કે બીજા ગમે તેને ઉપયોગી થવામાં કૃતાર્થતા માનતા હતા; જીવનતું એજ તત્વ સમજતા હતા; જે દિવસે કોઇને કાંઈ આપ્યા સિવાય કે કોઇનું ભલું કર્યા સિવાય જતો તે દિવસને પોતે ખરાબ ગણતા; અને તે દિવસને માટે ખેદ બતાવતા. શી તેમની અપૂર્વ ખૂબીકે હરેક પ્રકારે પોતે સૌને સુખી રાખતા; નોકર, ચાકર, પ્રજા, અમલદાર, સર્વને

તેઓ સમાન પ્રેમથી પાળતા હતા; સર્વ કોઇ એમજ સમજતું કે મારી ઉપર મહારાજા પૂર્ણ દયા રાખેછે, અને હતું પણ તેમજ. કોઈનું મન ન દુઃખાય તેવાજ રસ્તા અને શબ્દોમાં હુકમ, સમજ, બોધ, આજ્ઞા, ઠપકો, વિગેરે કરતા. આવી તેમની અપૂર્વ ખૂબી ન્યાળી હું તો તેમને દેવજ માનુંછું. ખરા આનંદની કિંમત તેમને હતી, તેવી બીજા કોઇને નથીજ, પોતાને જો કોઈ આનંદ આપતું, તેને પોતે નવાજતા. એકવાર અંબાજી માતાએ ગયા હતા, ત્યાં ઉતરતા વેંત મહારાજા પોતાના સ્થાનકમાં ગયા, અને ટપાલના કાગળો મંગાવી વાંચવા હુકમ કર્યો; વખત ગરમીનો હતો, એક તો થાક, બીજી ગરમી, તથા ત્રીજો પરદેશ; ગમે તેટલી સોઇ હતી છતાં પોતાને ત્યાં માત્ર ટુંક વખત રહેવાનું; જેથી મહારાજાને પસીનો થયેલ હતો, જેની શાંતિ અર્થે પવન નાંખતા હતા. આ વખતે પત્રો વંચાતા હતા, એટલામાં દૂરથી ઉત્તમ ગાયન સંભળાયું. મહારાજા આ સુસ્વરથીજ શ્રમ નિર્મુક્ત થયા હોય એમ લાગ્યું. કાગળ વાંચનાર અમલદારને કાગળ વાંચવા બંધ રાખવા કહી ઉભા થઈ બારી પાસે ગયા; અને એક ચિત્તથી સાંભળવા લાગ્યા. એક ફકીર ઉત્તમ લેહેથી આનંદમાં આવી મલ્હાર રાગ ગાતો હતો. આ રાગજ વખતને અનુકુળ તેમાં પણ એક ઉત્તમ ગવૈયાના મુખથી ગવાતો હતો, તે પણ આજ્ઞાથી નહીં પણ સ્વમરજીથી, જેથી દિલનો રંગ તેને લાગ્યો હતો. આથી મહારાજા તો શાંત થયા અને આનંદ પામ્યા. નોકરોને હુકમ કર્યો કે જાઓ કોણ ગાયછે તે તપાસો? તપાસતાં એક ફકીર ગાયછે તેમ જણાયું. મહારાજાની આજ્ઞાથી તે ફકીરને ઉત્તમ ભોજન તથા ઇનામ મોકલ્યું. જેથી તે ફકીરે ગાયન ગાઇ રહ્યા પછી તે લીધું; અને તે ઇનામમાંથી માત્ર જોઈતી રકમ લઈ લીધી. મહારાજાએ આગ્રહપૂર્વક તેને લાવી ગવરાવવા કહાવ્યું; પણ તે વિરક્ત મનુષ્યે કહ્યું કે ભાવનગરના મહારાજા તો ઈશ સમાન ઉદાર છે પણ મારે હમેશાં વ્યવસાયથી દૂર રહેવું એજ મારો નિયમ છે; તેથી તેમની ક્ષમા માગુંછે. એમ કહી તે દૂર ચાલ્યો ગયો. તેમજ ઈંગ્લાંડથી આવતાં આગબોટના શ્રમથી થાકેલા તે વખતે એક ઇંગ્રેજ બાળકે મહારાજાને પોતાની નિર્દોષ રમતથી ખુશ કર્યા હતા, જેને પોતે નવાજી નાંખ્યો હતો. આમ આવા આનંદ આપનારને જ્યારે ખુશ કરતા ત્યારે, ખરો આનંદ આત્માનંદની તેમને કેટલી કિંમત હોવી જોઇએ તેનો વિચાર આપણને પોતાને આવી જાયછે; તે હરેક પ્રકારે જ્ઞાનાનંદ મેળવવાને આતુર રહેતા, એમાં કાંઇ સંશય જેવું નથી. આ સિવાય તેમની દીર્ઘ દ્રષ્ટીના અપૂર્વ દાખલા છે; જે લખતાં પુસ્તક ભરાય, ઘણીવાર તેમની દીર્ઘ દ્રષ્ટી ચમત્કાર ઉપજાવતી; અને બીજાને જાણે ભવિષ્યવાણી હોય એમજ લાગતું

હતું. મહારાજાની ખરી કીર્તિનું કારણ ઉત્તમ જ્ઞાનજ છે. વળી ધર્મ કીર્તિ સંબંધીમાં પોતે એમજ સમજતા કે –

**अस्थिरं जीवनं लोके अस्थिरे धन यौवने ।**

**अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्ति द्वयस्थिरं ॥**

આ લોકમાં જીવન અસ્થિર છે, ધન તથા યૌવન અસ્થિર છે, પુત્ર તથા સ્ત્રીપણ અસ્થિર છે, માત્ર ધર્મ અને કીર્તિજ સ્થિર રહેછે. ધર્મ એ શું ચીજ છે તેનું મહારાજાને ખરૂં જ્ઞાન હતું. તેના ધર્મમાં કદી ભેદાભેદ થયોજ નથી. તેઓ બધા પંથને માન આપતા. એક રાજા તરીકેની ધર્મ તરફની વર્તણુકની સરખામણી શાહાનશાહ અકબર સાથે કરતા હું કાંઇ અતિશયોક્તિ કરતો નથી: જેમ તે શાહ મુસલમાન છતાં બધા ધર્મને માન આપતા, તેના તત્વ સાંભળતા, તેમ આ મહારાજા પણ કરતા; તથા દરેક ધર્મના એટલે હિંદુ, મુસલમાન, કે ખ્રીસ્તિ ગમે તે ધર્મના લોકોના ઉત્સવમાં મદદ કરતા; પોતાના જન્મદિવસ આદિ ઉત્સવમાં ગરીબોને દાન આપતા; જેથી તેઓપર સૌ ધર્મવાળા સરખો ભાવ રાખતા; આટલા સાથે પોતાના સ્વધર્મમાં સદા મગ્ન રહેતા, કહેલછે કે—

**विना धर्म मनुष्याणां जायते न शुभं क्वचित् ।**

**यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्म मेवहि ॥**

મનુષ્યનું કલ્યાણ કદી પણ ધર્મ વિના થતું નથી, જેથી પુરૂષે ધર્મને નિશ્ચય યત્નપૂર્વક ધારણ કરવોજ. એથી પોતે ધર્મ પરાયણ રહેતા. અને પોતાના મુખ્ય ધર્મ તરીકે "પરોપકાર"જ સમજતા હતા. આ સાથેના પદ્યગ્રંથના વિદ્વાન કવિએ એક ઠેકાણે કહેલછે કે—

**सारमय सबको विचारमय बेदरुप ।**

**तखत उपासी एक दानबीज मंत्रको, ॥** (જુઓ પાનુ ૧૦૮).

દાન આપવામાં તેમનું મન કેટલું મગ્ન રહેતું તે સંબંધી આ સાથેના પદ્યના વિદ્વાન કર્તાનું એક કવિત આ સ્થળે ટાંકુંછું—

**रात दिन देवे बिन चेननापरतयाते ।**

**तखत नरेन्द्र दान देवोईकरतहै, ॥** (જુઓ પાનુ ૧૧૪).

આ કવિત તેમના ઉચ્ચ વિચારનું ખરેખરૂં વર્ણન છે, તેમાં કાંઈ અતિ-

શયોક્તિ તો નથીજ. આ પ્રમાણે પોતે સદા આનંદ મગ્ન રહેતા હતા, ને પોતે પોતાના પ્રસંગમાં આવેલાને હમેશાં એમજ નવાજતા હતા કે—

**ऐक बेर पावेदान लखत महिप कोतो।**

**मागबेको ममता रहेन रावराणेको ॥** (જુઓ પાનું ૧૦૫.)

આમજ કરતા છતાં કદાચ કોઇ રહ્યો હોય એવી શંકા લાવી પોતે તે માટે ખેદ બતાવતા હતા તે વિષે પોતે વિદ્વાનોને એકવાર એક દુહો કહ્યો કે—

**रंक लोह तरूकीटको, परसत पलटन अंग,**

**कहा नृपति पारश कहा, कहाचंदन कहा भृंग.**

આ બાબત એક ગાયન નાયક વીઠલદાસ સુરજરામનું કરેલછે તે આ સ્થળે ટાંકેલ છે.

પ્યારસે બદલી ક્યોં નજર તોરી.—એ રાહ.
કોણ સમોવડ કરે ગોહિલેશ તણી,
ભલે દ્રષ્ટાંતે કવિ કહે મુખથી ભણી. કોણ.—ટેક.
પારસમણી ચંદનને ભ્રગી, લોહ તરૂકીટ ન્યાય;
પરસતાં પલટાવે અંગપણ, સહુને નહિ સુખદાય;
સમાન બણી. કોણ. ૧.
લોહ વિનાની સર્વ ધાતુને, પારસ કંચન કરે ન;
તરૂમાં તૃણ્ધ્વજ તૃણ વીટપીને ચંદન વાસ ધરે ન;
અસાર ગણી. કોણ. ૨.
પિપીલિકાદિ કીટ જાતિને ભૃંગી, કરે નહિ નિજ રૂપ;
ચાહે તે રંકને કરે, રાવ સમ, ભાવનગરના ભૂપ;
સબળ ધણી. કોણ. ૩.

તે બાબતની શંકા નિવારણ કરે એવું કવિત તખ્તયશ ત્રિવેણીકામાંથી આ થળે ટાંકુછું.

**बनत बसंतमे सपल्लव तमाम तरू,**

**करिर अपत्र कहा दोष रूतुराजको,**

**कवि नथुराम मारतंडके मयुख हुंको,**

**लखत न घुर कहा दोष विधी काजको,**

**चातक तृषातुर फीरत भर पावसमें,**
**पावत न बुंद कहा दोष सुरराजको,**
**तरवत भूपाल लखि दारिद भगे नहि तो,**
**करम कठोर, कहा दोष महाराजको.** (જુઓ પાનું ૧૯૩.)

કારણકે એ વિખ્યાત છે કે **नादत्तमुपतिष्ठति.** જેવું આપ્યું તેવુંજ પમાયછે, માટે મહારાજા તો બધાનેજ આપે તેમાં જે ન પામે તેનાં પ્રારબ્ધ.

આમ મહારાજાના વિચાર કેવા ઉત્તમ હતા તેનું ભવિષ્યના વાચકોને ભાન થાય તે માટે વિશેષ લખવું પડેછે. નહીં તો હાલના લોકોથી તો કાંઈ અજાણ્યું નથી; તખ્ત મહીપતિની કીર્તિતો હાલ ચોપાસ પ્રસરી રહીછે, જેથી તે તો ચીરંજીવી છેજ, કારણકે **कीर्तिर्यस्यसजीवति** "જેની કીર્તિ છે તેજ જીવેછે બીજા તો જીવતે મુઆ સમજવા" એ કહેવત જગ જાહેરજ છે. મહારાજા પોતે પણ કીર્ત સંબંધી કહેતા કે—

**कहां युधिष्टर नरपति, कहां विक्रम भूपाल;**
**कीर्ति जगमे रही गइ, सबको खायो काल.**

આથી પોતે એમજ કહેતા હતા કે, કાળ આવવાનો છે તે સત્ય છે, માટે કીર્તિથીજ જીવવું એ ઉપાય છે. જ્યારે જામશ્રી વિભાજીના સ્વર્ગવાસના ખબર સાંભળ્યા ત્યારે આ મહાત્માએ કહ્યું હતું કે કદાચ મારો પણ આ વખત આવશે તો પછી જામની કીર્તિ છે તો આપણે સંભારીએ છીએ, તેમ તમે મને કીર્તિ-કાર્યથીજ યાદ કરો, નહીં તો કોઇ સંભારે એ નહીં. આ પછી આશરે વર્ષની અંદર પોતે પંચત્વ પામ્યા, કેવું ભવિષ્ય સૂચવ્યું, કેવી જ્ઞાન દ્રષ્ટિ કે જ્યારે બીજા જનો મૃત્યુ શબ્દથી ગુસ્સે થાયછે ત્યારે આ મહારાજા તો મૃત્યુના ડરથી પોતાના કર્તવ્યમાં મગ્ન રહેતા. જનક વિદેહીએ પોતાની પરીક્ષા કરવા આવેલા સપ્તરૂષીને જ્યારે જમવા બેસાર્યા ત્યારે ઉત્તમ ભોજન પીરસ્યાં પણ ઉપર કાચા તાતણાથી બાંધેલી દેખાતી નાગી તરવારો રાખી જેથી તેઓને જમવું ભાવ્યું નહીં જમ્યા પછી તેઓને પ્રશ્ન કર્યો કે "મહારાજ જમવાનો કેવો સ્વાદ હતો?" ત્યારે રૂષીઓએ કહ્યું કે તરવારના ભયથી સ્વાદનું ભાન રહ્યું નથી, માત્ર પેટ ભરવા જમ્યા છીએ ત્યારે તે ઉપરથી તે જ્ઞાની રાજે કહેલ કે, જેમ તમને

તરવારના ડરથી અન્નનો સ્વાદ ન આવ્યો તેમ મને પણ આ રાજ્ય સુખ ભોગ આદિ કરૂંછું પણ આનંદ દાતા નથી. કારણકે મૃત્યુ તલવાર માથે લટકયા કરેછે. એવાજ શબ્દો મહારાજા કહેતા અને પોતે માત્ર ઉપકાર કરવામાં મચ્યા રહેતા.

મહારાજાશ્રીને ગાદીપર બેસારતી વખતે મેહેરબાન પીલ સાહેબે કહેલું હતું કે, "આપે એક માનસિક ધોરણ નકી કરી રાખવું જોઇએ કે જેની સાથે દરરોજના વર્તનના દાખલાઓ આપ સરખાવી શકશો; તે માનસિક ધોરણ ડાહ્યા અને સારા માણસોના જન્મ ચરિત્રોના ઇતિહાસ બરાબર વાંચીને બાંધજો. મોટા દ્રષ્ટાંતો ઉપર આપના મનને રાખજો; જો આપ મારકસ ઓરેલીયસ કે અકબર સરખા ન થઈ શકો તો તેને આપ ધડો લેવા લાયક નમુનારૂપ તો ગણજોજ. યોદ્ધાઓ, રાજ્યદ્વારી પુરૂષો અને તત્વવેતાઓની ઉપેક્ષા, દયાળુપણું, અને હિમતને આપ હમેશા દાખલો લેવા રૂપ ગણજોજ". શો ઉત્તમ બોધ! આવા બોધનુંજ પરિણામ મહારાજાનું ઉચ્ચ વર્તન. પૂર્વ પુણ્યથી શુદ્ધ અંતઃકરણવાળા નૃપતિને જ્યારે આવો બોધ મળે, ત્યારે પછી વર્તનમાં શી ખામી રહે. મહારાજાએ તેજ વચનોને સૂત્રરૂપ માનીને ઉચ્ચ માનસિક ધોરણોમાંથી ઉચતમ ગોઠવીને એક ધોરણ કરેલું, જે તેમને આ લોક તથા પરલોકમાં ઉચ્ચસ્થાન દાતા થયું. અને હું તો એમ કહુંછું કે મેહેરબાન પીલ સાહેબે કહેલું કે "આપ મારકસ ઓરેલીયસ કે અકબર ન થઇ શકો તો" એ વાતને મહારાજાએ "થઇ શકો" એમ કરી બતાવેલછે. વિશાળ દેશનું રાજ્ય તથા સત્તા બાદ કરતાં આ મહારાજા કોઈ રીતે તેનાથી ઉતરતા નહોતા; એમ આપણે છૂટથી તથા નિર્ભય રીતે કહી શકશું. તેમના સદ્ગુણોનું વર્ણન કરતાં અન્ય ગ્રંથ થાય, માટે તેના ઉચ્ચ તથા મુખ્ય ગુણોનું વર્ણન કરી બંધ રાખવું ઉચિત છે, જેથી તેમના છુટા છવાયલા વિચાર આ સ્થળે થોડા બતાવુંછું ચતુર પુરૂષ વિષે મહારાજા કહેતા કે—

**वदन श्रवण मनमनुषको, हे सबकें एकठौर ;**
**कहिबो सुनिबो समुझिबो, चातुरको कछु ओर.**

ચતુર તથા અજ્ઞના શરીરપર વદન, શ્રવણ, અને મન એક જગ્યાએ રહેછે પણ તેનુ બોલવું સાંભળવું તથા સમજવું જુદું હોયછે. મુર્ખનું બોલવુંજ વરતાવી આપેછે કે આ મુર્ખ છે, કારણકે यदा यदा मुन्चाते वाक्यबाणं તેપરથી તેમની સમજનું આપણને જ્ઞાન થાય એ ખરૂંછે. વળી પોતે કહેતા કે—

**नेनां देत बताय सब, हियको हेत अहेत,**

## जेसे निरमल आरसी, भली बुरी कही देत.

જેમ નિર્મળ આરસીમાં સારૂં અને નરશું સ્પષ્ટ દેખાયછે; તેમ મનનું હેત કે ઝેર નયનમાં દેખાઇજ આવે, અને તે વાત પણ સત્યજ છે. પોતે દરેક મનુષ્યનો ભાવ તુર્ત સમજી શકતા, છતાં તે દુહો તેમનાપર કદી લાગુ પડયો નથી. કોઈ માણસ મહારાજાની પ્રિતિ પારખવાને શક્તિમાન થયું નથી તે તો અપ્રિતિ થાય છતાં સમાન ભાવજ રાખતા. એ એક એમની અનુપમ ખૂબી હતી, જે કે રાજા તરીકે ખરેખર આવશ્યકજ છે. જન્મદિવસ સંબંધી પોતે કેહતા હતા તે આપણે આગળ આપી ગયા છીએ. વળી સંસારના કામ આદિ ષડરીપુ વિષે કહેતા કે—

**व्यापी रह्यो संसारमें, माया कटक प्रचंड;**
**सेनापति कामादि भट दंभ कपट पाखंड.**

આ સંસારરૂપી રણભૂમીમાંમાયાનું જબરૂં સૈન્ય વ્યાપી રહ્યુંછે. જેના કામ, ક્રોધ, (આદિ ષડ રીપુ)પ્રબળ સેનાપતિ છે. અને દંભ, કપટ, પાખંડ આદિ જેના શૂરવિર લડવૈયા છે. આથી એમ કહેતા કે જેણે તે લશકરને જીતવું હોય તેણે પહેલાં તો પાખંડ, કપટ અને દંભને તજવા; જેથી તેઓ જીતાય પછી ષડ રીપુને જીતવા જેથી માયાથી નિર્મુક્ત બની શકે. કેવો ઉત્તમ બોધ! ખરે તે તો શ્રીમત શંકરાચાર્ય કહેછે તેવાજ જ્ઞાની હતા કે—

**प्रारब्ध कर्म परिकल्पित वासनाभिः।**
**संसार विच्चरति भुक्तिषु मुक्तदेहः॥**
**सिद्धःस्वयं वसति साक्षिवदत्रतुष्णीं।**
**चक्रस्य मूलमिव कल्प विकल्प शून्यः॥**

મુક્ત પુરૂષોનો દેહ પ્રારબ્ધ કર્મે કલ્પેલીવાસનાઓથીભોગોમાં સંસારી પેઠે વિચરે છે; પણ તે ખરૂં જોતાં તો દેહમાં પૈડાના મૂળ પેઠે સંકલ્પ વિકલ્પોથી રહિત થઇ સાક્ષી પેઠે વર્તેછે, વળી પોતે ઇશ્વર સંબંધી મહત્તા વિષે કહેતા કે—

**मुक्ताफल सोंघो कियो, सोंघो कीयो अनाज;**
**तुलसि तबमें जानीयो, हरी गरीब निवाज.**

મુક્તાફળને મોંઘાં કર્યાં, કારણકે તે ન હોય તો મનુષ્યદેહને વાંધો નથી પણ અન્નને સોંઘું કર્યું કારણ કે अन्न समा प्राण તો તુલસીદાસ કહેછે કે મેં તે વાત જાણી ત્યારેજ હરી ગરીબ નિવાજ છે એમ સમજ્યો. કેવી ઉત્તમ નીતિ તથા બોધ આમાં રહેલ છે. રાજાઓ પણ "ગરીબનિવાજ"પદ ધારણ કરનાર છે; તો ગરીબ નિવાજ થવામાં શું ગુણની જરૂર છે તે આથી સ્પષ્ટ દેખાયછે. કેવું વિશાળ વાંચન, શ્રવણ, મનન, નિદધ્યાસન! તે આથી સ્પષ્ટ દેખાયછે, ને વળી પોતે કહેતા કે હું આ સર્વ કરૂંછું તે પારબ્ધ યોગથીજ થાયછે કારણકે—

**सुनहु भरत भावि प्रबल, बिलखी कहे मुनिनाथ;**
**लाभ हानि जीवन मरन, जस अपजस बिधी हाथ.**

રામચંદ્રના વિયોગ ખેદથી દુઃખ પામતા ભરતને આ કેવો ઉત્તમ દિલાસો છે. તે મહારાજાનું નિત્યસ્મરણ હતો. આટલાથી તેમના ગૃહસ્થ તરીકેના ઉચ્ચ વિચારોથી તેને દેવપદ પ્રાપ્ત થાય તો, પછી રાજા તરીકે તો તે પૂજ્ય હોય એમાં નવાઇ શી. मनुष्याणांच भूपति એ શ્રીમદ ભાગવતનું સૂત્રજ કહેછે કે ભૂપતિ ઈશ્વરાંશ છે. પણ ભૂપતિ એટલે શું તે વિચાર કરીએ તો નીચેનું પટ્ટાભિષેક પ્રશસ્તિનું સૂત્ર તે તે માટે બસ છે કે, शीलेन रंजयति यःप्रकृतिःसराजा એટલે જે પોતાના શીલથી પ્રજાને રાજી કરેછે તે રાજા, વળી કહેલછે કે ना विष्णुःपृथिवी पतिः વિષ્ણુના અંશ વિના પૃથ્વીપતિજ હોતો નથી. તો સાત્વિક ગુણ જેમાં વિશેષ હોય તેજ રાજા ખરો પૃથ્વીનું પાલન કર્ત્તા છે જેથી રાજા એ વિષ્ણુના અંશવાળા હોઇ પ્રકૃતિ રંજન કરી શકે તેમાં શું નવાઇ. ત્યારે તેને દેવરૂપ કે પરમાત્માની વિભૂતિમાં ગણીએ તો શું નવાઈ! તે તો શાસ્ત્રસિદ્ધજ છે. છેવટે મહારાજાને કેની ઉપમા અપાય તો સારૂં તે સંબંધી કવિરાજ નથુરામનું એક કવિત લખી આપણા મરહુમ દયાળુ મહારાજાના ટુંક ચરિત્રની સમાપ્તિ કરવા રજા લઉંછું :—

**इंद्र अलखतको सर्वसहस्त्र अक्षनाही,**
**कलीत कुबेरनाहि अमित उदारहै;**
**कवि नथुराम भवअंबकअनलनाहि,**
**कमनीय कृष्णनाहि सित सुखकारहै.**

**महद मनोज अंगधरहे अनंगनाहि,**
**भयहर भीमनाहि अल्प आहारहै;**
**मायामे रहत मन मायातें विरक्त सदा,**
**जनक विदेही जसवंतको कुमारहै.** (પાનું ૧૫૪)

સજ્જનો.—આ ગ્રંથ લખતાં કાંઇ ભૂલ ચૂક કે કાંઇ સત્યાસત્ય લખાયું હોય તો વાંચક ક્ષમા આપશેજ. હું તો અલ્પ જ્ઞાનીછું. મળેલી હકીકતપરથી આ ચરિત્ર સંકલીત કર્યુંછે. તો તેમાં દોષ હોય તે ક્ષમા કરવો તથા કોઇપણ પ્રકારની ભૂલ હોય તો જણાવવાથી ઉપકાર માનીશ.

સંવત ૧૯૫૨ના માહા શુદ ૧૪ને દીને મહારાજા પંચત્વ પામ્યા ત્યારે ભાવનગરની પ્રજા શોકગ્રસ્ત હતી. જેને નવિન પ્રકાશ આપવાને માટે સૂર્યોદયની જરૂર હતીજ. મરહુમ મહારાજાશ્રીના વડીલ પુત્ર "दीर्घायु महाराजा भावसिंहजी" પોતાના પિતાના સ્વર્ગવાસ વખતે પાસેજ હતા. જેઓએ જ્ઞાન, ચાતુર્ય, રાજ્યનીતિ, નિપુણતા, આદિ ગુણો મેળવ્યા હતા. પહેલાં કોલેજમાં અભ્યાસ કરી ત્યાં સાબાશી મેળવી, પછી પણ વિદ્યાભ્યાસ તથા પ્રવાસ કરીને મહારાજાની પાસે રહી દરેક ખાતાના અમલદારો સાથે જોઇન્ટ કામ કરીને તે બાબત માહીતિ મેળવેલી હતી. અને મહારાજાએ તેમને પોતાના રાજ્યસભાના મેમ્બર પણ બનાવ્યા હતા. આ દીર્ઘાયુ તેજસ્વી રાજાનું પાટવી પુત્ર તરીકેનું વર્ણન આ સાથેના પદ્ય ગ્રંથ કર્તા કવિ નથુરામે આપેલછે, તે વાંચવાને ભલામણ કરૂંછું. (પાનું ૧૭). આવા ગુણી તથા કદરદાન અને નિપુણ રાજ્યકર્તા પછવાડે મેલી જવું એ પણ મહાભાગ્યનું ચિન્હ છે. મહારાજાના પુણ્યપ્રતાપનું રસાળ વૃક્ષ ફળદાતા હોય તેમાં નવાઈ શી! તેજ પુણ્યનો ઉદય દીર્ઘાયુ મહારાજા ભાવસિંહજી પોતેજ છે. જેથી તેઓને તખ્તનશિન કરવા માટેના વિચાર ચાલ્યા. મૂહુર્ત જોતાં માઘ વદ ૧૨ સોમવાર, તારીખ ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૯૬ નો રોજ નકી થયો. આ વખતે કાઠિયાવાના પોલિટિકલ મહેરબાન હેન્કોક સાહેબ પધાર્યા હતા, તે બાબતનું સવિસ્તર વર્ણન નીચે પ્રમાણે છે:—

સવત ૧૯૫૨ના માઘ વદ ૧૨ સોમવાર તારીખ ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૯૬.

સંસ્થાન ભાવનગરના નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજીનો રાજ્યાભિશેક શેહેરના દરબાર મેહેલ મધ્યેના દરબાર ભરવાના દીવાનખાનામાં ઉંચી

બેઠક (ડાયસ) ગોઠવી તે ઉપર આગળના ભાગમાં બે ખુરશીઓ અને પાછળ સીંહાસન (સ્ટેટ કોચ) મુકવામાં આવ્યું હતું. મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબને લેવા સારૂ મેહેરબાન દીવાન અને વડા સભાસદ સાહેબ ગયા હતા તેમની સાથે વાલાસાન પોલિટિકલ એજંટ મેહેરબાન કર્નલ હેન્કોક સાહેબ (મદ્રાસ ટાઇમ) કલાક ૮-૩૦ મિનિટે ગોહેલવાડ પ્રાંતના આસિસ્ટેંટ પોલિટિકલ એજંટ મેહેરબાન કયાપટન ડેવીસ સાહેબ સહિત દરબાર મેહેલ આગળ પધાર્યા તે વખતે ત્યાંહાં ભાવનગર ઇનફ્ન્ટ્રી/ તથા બેંડ, જે અગાઉથી હાજર રાખવામાં આવેલ, તેમણે લશ્કરી માન આપ્યું, તથા તોપોના બાહાર ૧૧ કરવામાં આવ્યા હતા. એ દરબારમાં બીજા યુરોપિયન ગૃહસ્થો તથા બાનુઓ અને દેશી અમલદારો તથા ગૃહસ્થો અને સંસ્થાન જુનાગઢ, નવાનગર, ધ્રાંગધરા, ગોંડલ, બારૈયા, પાળીતાણા, વઢવાણ, વગેરે રાજ્યસ્થાનો તરફથી આવેલા માણસો પ્રથમથી આવી બેઠા હતા.

નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજી રાજ્યના સભાસદ સાહેબોને સાથે લેઇને દરબારના દીવાનખાનાના દરવાજા સુધી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબને લેવા માટે પધારેલા હતા અને ત્યાંહાંથી નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે દરબારના દીવાનખાનાની અંદર દાખલ થયા :—

દરબારી ચોપદારો :
એજન્સીના ચોપદારો :

| | |
|---|---|
| મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ. | નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજી. |
| ગોહેલવાડ પ્રાંતના મેહેરબાન આસિસ્ટેંટ, પોલિટિકલ એજંટ સાહેબ. | મે. દીવાન અને વડા સભાસદ સાહેબ. |
| | કુમારશ્રી મંગળસિંહજી. |
| મે. ન્યાય ખાતાના સભાસદ સાહેબ. | મે. વધારાના સભાસદ સાહેબ, |
| ,, લેફ્ટેનંટ કર્નલ હેરીસ સાહેબ. | ,, ડબલ્યુ એચ. વ્હાઇટ સાહેબ. |

હજુર સેક્રેટરી.
દરબારી ચોપદારો.

અને નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજીને ઉંચી બેઠક (ડાયસ) ઉપર રાખેલી રાજ્યાસનની ખુરશી (ચેર ઑફ સ્ટેટ) ઉપર બીરાજમાન કર્યા.

નામદાર મહારાજા સાહેબ બીરાજમાન થયા તેજ વખતે તોપોના બાહાર ૧૧ કરી સલામતી આપવામાં આવી. તથા દરબારી બેન્ડથી "ભાવનગર

માર્ચ” બજાવ્યું હતું અને તે દરમ્યાન મેહેરબાન દીવાન અને વડા સભાસદ સાહેબે નવી તૈયાર કરાવેલી રાજ્યની મોહોર (શીલ ઑફ ધી સ્ટેટ) નામદાર મહારાજાશ્રીને આપી. મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબને ડાયસ ઉપર જમણી બાજુએ મુકેલી જુદી ખુરશી ઉપર બેઠક આપવામાં આવી હતી.

સલામતીની તોપોના બાહાર થઇ રહ્યા પછી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે નામદાર મહારાજાશ્રી ગાદીનશીન થયા તે સંબંધીનું ઈંગ્રેજીમાં નીચે મુજબ ભાષણ કર્યું, અને તેનું ગુજરાતી ભાષાંતર રાવબાહાદુર ડેપ્યુટી આસિસ્ટેન્ટ પોલિટિકલ એજંટ સાહેબે વાંચી સંભળાવ્યું હતું:—

**“મહારાજા ઠાકોર સાહેબ રાઓળશ્રી ભાવસિંહજી,**

“નામદાર સરકારના ફરમાનથી આજ આંહી આવી આપને આપના પુર્વજોની ગાદી ઉપર તખ્તનશીન કરવાને અમને બહુ ખુશી હાંસલ થઇછે. જોકે જે શોકકારક બનાવથી આ પ્રમાણે કાચી વયમાં આવી ઉંચી અને જોખમવાળી પદ્વી આપને પ્રાપ્ત થઇછે, તથા જે રાજાએ પોતાની ઉદારતા અને નરમાશ ભરેલી રીતભાત તેમજ ન્યાય બુદ્ધિ અને રંક અને પીડાતા લોકો તરફ અખુટ દયાની લાગણી વડે તમામ લોકોના પ્યાર અને માન સંપાદન કર્યાં હતાં, એવા રાજાની દુર્ભાગ્યથી આ ઇલાકામાં અને સાધારણ રીતે દુનિયામાં ખોટ પડીછે તે માઠા બનાવને માટે આપ વિગેરેની માફક અમે પણ શોક કરીએ છીએ. આવે પ્રસંગે પોલિટિકલ એજંટ સાહેબ તરફથી યુવાન રાજાને કાંઈ સારી શીખામણ આપવાનો રીવાજ છે અને તે શીખામણ સિવાય આપની નવી પદ્વીની ફરજો આપ સમજી અદા કરો તે કરતાં મારા તરફથી બે બોલ કહેવાને લીધે વધારે સારી રીતે સદરહુ ફરજોનો ખ્યાલ આપના મનમાં પુરતી અસરકારક રીતે આવે અને હવે પછી વધારે પુર્ણ રીતે તે અદા કરી શકો તો અમને બહુ ખુશી થશે. જ્યારે આપના મરહુમ પીતા તખ્તનશીન થયા ત્યારે સર જેમ્સ પીલ સાહેબે એક છટાદાર ભાષણ કર્યું હતું તેમાં તેમને કેવી કેવી લાલચો અને મુશ્કેલીઓ બધી તરફથી ઘેરશે તે બતાવ્યું હતું અને બધી બાબતો નિયમસર રાખવા માટે અમે આપને તે ભાષણ વાંચવાની ભલામણ કરીએ છીએ, પરંતુ એક ખાસ લાલચ કે જેમાં આવી સારી શીખામણ છતાં પણ આપને અફસુસ કરીને કદાચ તેમાં આવી પડવાનું બને તે લાલચથી દૂર રહેવાને ચેતવણી ખાતર અમારા તરફથી થોડા વધારે શબ્દો કહેવા ઇચ્છીએ છીએ, તે એકે સાર્વજનીક નાણાં ખાનગી મતલબે ઉડાવી દેવાં નહીં, સાર્વજનીક નાણાં કહેવાની અમારી મત-

લખ એ છે કે, રાજ્યના મેહેસુલનો જે અને ખાનગી મતલબે એ શબ્દો કહેવાનો અમારો હેતુ એ છે કે આપની પોતાની મોજ મજા અથવા મોટાઈ અથવા આપનું નામ કરવા ખાતર અયોગ્ય પાત્ર તરફ બેહદ ઉદારતા બતાવવી તે. આપના વિશ્વાસુ અને સારા મંત્રીઓની સલાહ પ્રમાણે ચાલવું અને અંકુશથી અધીરા થવું નહીં. અને વિશેષે કરીને એવી બાબતમાં કે જેમાં દુનીયાના વધારે અનુભવથી અને વધારે જ્ઞાનને લીધે તેમનો મત આપનાથી જુદો પડે તેવી બાબતમાં—જે બાબતમાં આપના મનમાં બહુજ મજબુત મત બંધાય તેમાં તો વિશેષેકરીને પોતાનો અવિશ્વાસ રાખવો અને આવી બાબતમાં પગલું ભર્યાં પહેલાં શાંત અને નિષ્પક્ષપાત અભિપ્રાય લેવો, જેમ જેમ આપ વયમાં મોટા થતા જશો તેમ તેમ આપની બુદ્ધિ વધારે ચોખી અને સ્વતંત્ર થશે અને અમને ભરોંસો છે કે તેનો ઉપયોગ કરવાને આપ કદી આળસ કરશો નહીં અને જે જે બાબતને સાટે આપ જાતે જવાબદાર છો તે તે બાબત આપ પુરેપુરી રીતે સમજવાને કાળજી રાખશો. આપના ભલા પીતાના દયાળુપણાના અને તેમની પ્રખ્યાત વફાદારીના દાખલાનું અનુકરણ કરજો અને નામદાર સરકાર આપનો દરજ્જો કમી કરવા અથવા આપને નુકશાન કરી પોતાને કોઈ રીતે લાભ કરવા પ્રયત્ન કરેછે એવા વેહેમો મનમાંથી તદન દુર કરજો નામદાર સરકારની તો ફકત એકજ નેમ છે કે આપને અને આપની રૈયતને સુખી અને સંતોષી રાખવાં, અને જોકે કોઈ વખ્ત શેહેનશાહી હીત જાળવવા ખાતર આપના વ્યાપાર ઉપર અમુક પ્રતિબંધ રાખવાની જરૂર પડે તોપણ એકંદર જોતાં આપને છેવટે લાગશે કે આપના અને સરકારના હીત એકજ છે અને સરકારને ખરા જીગરથી સહાય કરવામાં હમેશાં આપનો પોતાનો લાભ રહેલોછે. આશરે ચાર વર્ષ પહેલાં આપના નામાંકીત પીતાને "મહારાજા" નો ઇલકાબ તેમની જાતના માન ખાતર અમે આપ્યો હતો ત્યારે હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં અમારા જાણવા પ્રમાણે તેમનો રાજ્યકારોબાર શ્રેષ્ટ છે, એમ કહી અમે વખાણ કર્યાં હતાં અને અમને ભરોંસો છે કે, આપના અમલ તળે તેવીજ રાજ્યનિતિ લાંબા વખત સુધી કાયમ રહેશે. જોકે આપના સંસ્થાનને દેખીતો ગેરલાભ હોય તોપણ આપ લોકોને ન્યાય આપજો, અને આપના તાબાની કોર્ટો પણ ન્યાય આપે એવી તેમને ફરજ પાડશો વળી જ્યારે જ્યારે દયા કરવાનું બની શકે ત્યારે. ત્યારે અને ખાસ કરીને ગુન્હેગાર ઉપર સખ્તી બતાવવાને અવસ્ય ફરજ ન હોય ત્યારે દયા બતાવવી. સર્વ વાત આપને અનુકુળ છે—આપના બધા મિત્રોની અને આપના પીતાના મિત્રોની શુભ

ઇચ્છાઓ તેમજ આપની વસ્તીનો પ્યાર અને નામદાર સરકારની નિઃશંસય મેહેરબાની આપના ઉપર છે. થોડા વખતમાં આ ઇલાકામાંથી અમારે જવાનું થશે, પરંતુ આપની કારકીર્દી અમે જોતા રહેશું અને આપનો હેવાલ લક્ષપૂર્વક સાંભળીશું, અને ઈશ્વિર કૃપાથી આપ દીર્ઘાયુષ ભોગવો અને સુખી રહો એવી અમારી શુભેચ્છા છે.

સદરહુ ભાષણનો નામદાર મહારાજા સાહેબે નીચે પ્રમાણે અંગ્રેજીમાં જવાબ આપ્યો અને તેનું ગુજરાતી ભાષાંતર મેહેરબાન દીવાન અને વડા સભાસદ સાહેબે વાંચી સંભળાવ્યું હતું :—

"મેહેરબાન કર્નલ હેન્કોક સાહેબ,

"આપે આજ રોજે આંહી પધારીને મને જે માન આપ્યું તેને માટે હું આપનો ખરા દીલથી ઉપકાર માનું છઉં. મને મહારા વડીલોની રાજ્ય ગાદીએ તખ્તનશીન કરવાને સારૂ આપે આંહી સુધી આવવાની તસ્દી લીધી તેથી હું આપનો ઘણો આભારી થયો છઉં અને ખાત્રી આપુંછું કે જે કીંમતી સલાહ આપે મને આપી તેને અનુસરવાનું માહારાથી બનતું પ્રયત્ન કરીશ. મહારા પીતા જેમની જીંદગી કે તેમની ભરજુવાનીમાં ટુંકી થઈ ગઈ છે તેથીકરી સર્વને ઘણી દીલગીરી થએલીછે તથા જેમના સ્વર્ગવાસથી સર્વે કોઈને ઘણો ખેદ થએલોછે તેમણે મારા વિદ્યાભ્યાસને માટે તેમજ રાજ્યનાં કામકાજની કેળવણી આપવાનાં સારામાં સારાં સાધનો જે પોતાની અસાધારણ દીર્ઘદ્રષ્ટીથી માહારે માટે પુરાં પાડેલાં તેને વાસ્તેજ ફકત નહીં પણ મને વારસામાં જે પોતાના રાજ્યના કારભારને ઘણી ઉંચી સ્થિતિમાં લાવીને તથા, આપે જે મેહેરબાનીથી કહ્યું તેમ હિંદુસ્તાનમાં આ રાજ્યને સર્વોત્કૃષ્ટ રાજ્યકારભારવાળું દેશી રાજ્ય બનાવીને તેઓ મુકી ગએલાછે તેને વાસ્તે પણ હું તેમનો ઘણોજ આભાર નીચે આવેલો છઉં. તેમની રાજ્યકારકીર્દીની ટુંકી મુદતના દરમ્યાન રાજ્યનાં સઘળાં ખાતાંઓમાં અને સઘળી તરફથી તેઓ નામદાર સાહેબે જે સુધારાઓ સંપુર્ણ કરેલાછે તે કાંઇ થોડી સંભાળ, મેહેનત, અને ખર્ચથી થએલા નથી એક રાજ્યકર્તા તરીકેના તેમના અમીરી સદ્ગુણો તથા તેમની પાસે રજુ થતાં કામો જેવા ઉમદા દીલથી ધ્યાન ઉપર લઈને તેના નિકાલ જેવી રીતે તેઓ કરતા હતા તે સહુ કોઇને જાણીતું છે; અને તે સઘળા સુધારા તેમણે દાખલ કર્યાછે તથા જે ઘણાંએક અને જુદા જુદા પ્રકારના અમીરી દીલનાં પરોપકારના અને પુણ્ય વૃત્તીનાં કામો તેમણે કરેલાંછે ને જેથી, કરીને કે તેઓ એવા માનવંતા અને લોકપ્રીય થયેલા તે સઘળાઓની નોંધ લેવાનું હવેપછીનાં તવારીખ લખનારાઓને સેહેલું અને ખુશી ભરેલું કામ થશે.

નામદાર બ્રિટિશ સરકારનો કાઠિયાવાડ પ્રાંત સાથે અથવા તે પ્રાંત મધ્યેના કોઈપણ સંસ્થાનની સાથે પહેલો સંબંધ થયા અગાઉ લાંબી મુદત પૂર્વેથી માહારા વડીલોને તેઓ નામદાર સરકારની સાથે ઘણી ઉત્તમ પ્રકારની દોસ્તીનો સંબંધ હતો તે દોસ્તી માહારા માનવંતા પિતાએ વધારે મજબુત કરેલીછે જેમની કે બ્રિટિશરાજ્ય તરફની પ્રખ્યાતી પામેલી વફાદારી વિશે નેક નામદાર મહારાણી કૈસરેહિંદ સાહેબના પ્રતિનીધી સાહેબોયેં એટલું વારમવાર મેહેરબાની ભરેલી રીતે જણાવેલુંછે, અને તે વફાદારી એહેવી યોગ્ય રીતે સ્વર્ગવાસી મહારાજા સાહેબે દેખડાવેલીછે કે, તેમણે બાદશાહી નોકરીને માટે ઘોડેસ્વારો (લેન્સર્સ)ની રેજીમેન્ટ તૈયાર કરીને તેના ઓનરરી કર્નલ તેઓ નામદાર સાહેબ પોતે થયા હતા તથા હું કહેવાને મગરૂરી ધરાવું છઉં કે મને તે રેજીમેંટના કમાન્ડેન્ટનો દરજ્જો આપ્યો હતો. હું આપને ખાત્રી આપુંછું કે એ અને બીજી સર્વ બાબતોમાં મારા પીતાશ્રીને પગલે પગલે ચાલવાની મારા અંતઃકરણની ચાહેના સાથેની માહારી ફરજ હું હમેશ સમજીશ. માહારી આગળ હવે ઘણી મોહોટી જુમેદારીનાં કામ છે એ હું સમજુંછું અને તે પાર પાડવા તથા અદા કરવામાં માહારા પીતાશ્રીના વિશ્વાસુ સલાહકારો (કૌન્સીલરો) જેઓ કે માહારા પણ સલાહકારો જારી રહેશે તેમની મદદ અને સહાયતાની ઉપર હું પુરતી રીતે ભરોંસો રાખું છઊં. હું પરમેશ્વરની પ્રાર્થના કરૂંછું કે હવે જેઓ મારી સંભાળ નીચે આવેલાછે તેઓનું સુખ અને આબાદી, વૃદ્ધિ પામે તેમ કરવાની માહારી બનતી કોશેસને તે પરમેશ્વરની કૃપાથી મદદ થાય. જેઓની જરૂરીયાતો તરફ માહારી ખાસ કાળજી રહેશે તથા જેઓના સુખ અને સંતોષમાં હુ ઉત્તમ બદલો માનીશ. છેવટે હું આપને એટલી વિનંતી કરૂંછું કે. નેક નામદાર મહારાણી સાહેબને તેમજ તેઓ નામદારના બાદશાહી કુંટુંબને અને નામદાર વાઇસરૉય સાહેબને તથા મુંબઈના નામદાર ગવરનર સાહેબને તેમણે જે અમારા ઉપર આવી પડેલા મોહોટા દુઃખને માટે પોતાના માયાળુપણાની લાગણી દેખાડવીછે- તે બાબતમાં માહારો પોતાનો તથા માહારા કુટુંબનો ઘણો અંતઃકર્ણપૂર્વક આભાર આપ મેહેરબાની કરીને જણાવશો."

ત્યારબાદ નામદાર મહારાજા સાહેબે મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબને પોતાની સાથે સીંહાસન (સ્ટેટ કોચ)ની જમણી બાજુએ બેઠક આપી, અને ત્યાં સાહેબ મેહેરબાને તથા સઘળા અમલદારો અને ગૃહસ્થો જે હાજર હતા તેમણે અનુક્રમે આવીને મુબારકબાદી આપી તે સ્વિકારી અને થોડીવાર વાત

ચીત કર્યા પછી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ ત્યાંહાંથી પધાર્યા ત્યારે લશ્કરી માન (ગ્યાર્ડ ઑફ્ ઓનર) તથા તોપોના બહાર ૧૧ કરી માન આપવામાં આવ્યું હતું, તેમજ નામદાર મહારાજા સાહેબ ભાવસીંહજી પધાર્યા, તે વખ્ત પણ સલામતીની તોપોના બહાર ૧૧ કરવામાં આવ્યા હતા.

આ વખતે અપૂર્વ આનંદ પ્રજામાં ફેલાયો હતો, મહારાજાના ખેદથી ખાલી થએલાં મન પાછાં આ આનંદ વખતે હર્ષથી પુરાઈ ગયાં, આ ગ્રંથ મહારાજા તખ્તસિંહજીના ચરિત્રનો હોઈ અત્ર સ્થળે હાલના દીર્ઘાયુ મહારાજાની આટલા ટુંક વખતમાં પ્રજાપ્રિય થએલ કારકીર્દીનું કાંઇ બ્યાન નાંખ્યું નથી. અગરજોકે અંતઃકરણ તે ઇચ્છાથી વિરૂદ્ધ પડયું, પણ લાચાર; એક તો લંબાણ ભય બીજું ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ જાળવો. તેથી તે દીર્ઘાયુને કવિરાજનાજ શબ્દોથી આશિરવાદ આપીને હું તેમનો જય ઇચ્છિ તો ઇચ્છતો આનંદમગ્ન બનતો વિરમું છું.

परमपवित्र यश चित्र मित्र ग्यानीकों,
नीतकी रसिक रीत राखी निज राजमें;
प्रबल धरीके प्रीत चित्तमें प्रजा जनकों,
पालत प्रतापी सबादिन सुख साजमें;
आतुर अपार उरपाथ परमारथके,
करुना कटाछ नथुराम सबकाजमें;
सुरभीके सबळ सहायक स्वरुप एसें,
भावसिंह भूपकों आसीस दउं आज में.

"નેક નામદાર ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ધીરાજ ભાવસિંહજી ચીરંજીવી રહો."

એજ આ નમ્ર સેવકની પ્રાથના સર્વ શક્તિમાન પાસે પ્રાણામાંજલીપૂર્વક છે.

લી. નમ્ર સેવક,

તારીખ ૧૫-૨-૯૮,
રૂવાંપરીને દરવાજે, ભાવનગર.

દવે માધવજી પ્રાગજી, અગ્નીહોત્રીના
સવિનય પ્રણામ.

श्री

# ॥ संगीत तख्त विनोद ॥

## दोहा.

गनपति सरसति सतिपति, श्रीपति दे मति दान ;
रंगित संगित काव्यमें, करौं तखत गुन गान.

અર્થ.—હે ગણપતિ, સરસ્વતિ, સતિના પતિ શંકર, શ્રી (લક્ષ્મી) ના પતિ વિષ્ણુ, તમો મતિ (કલ્પના તથા બુદ્ધિ) નું દાન દ્યો કે જેથી રંગ ભરેલ (રસવાળું) સંગિત કાવ્યમાં ભાવનગરના ભૂપતિ રાઓળશ્રી તખ્તસિંહજી જશવંતસિંહજી, જી. સી. એસ. આઈ., એલ. એલ. ડી.ના ગુણનું કીર્તન હું કરી શકું.

---

## राग कल्याण गजल.

(आज छे आनंद आप पधारीयें)—ए तर्ज.

सुंदर सोरठ बीच स्वच्छ सुकामहै.
भावनग्र अनुप नौतम नाम है.—टेक.
संपति सुर पुरकी सब संग्रही,
धरनी पीठ धनेस जुको धाम है. सुंदर.
धीरवान उदार ओ धनके पति,
पुर्न मंगल मोद लोक तमाम है. सुंदर.

बात करति है घटासें पुर अटा,
ठाठ बंध छटा छये सब ठाम है. सुंदर.
छत्रिको सिरछत्र छत्रपति बडो,
तख्त बख्त बुलंद नथुराम है. सुंदर.

અર્થ.—મહારાજાની રાજધાનીનું વર્ણન છે. આ રાજધાની સૌરાષ્ટ્ર વચ્ચે આવેલીછે, અને તેનું ઉત્તમ એવું ભાવ (પ્રિતિ=માયા)નું નગર એટલે પ્રેમમય નગર એવું નામ છે, તેની શોભા માટે જાણેકે, અમરાવતિની બધી સંપત્તિ આંહી લાવીને રાખી હોયની (ઉત્પ્રેક્ષા) જાણેકે, આ પૃથ્વિ ઉપર ધનેશ (કુબેર)નું ધામ અલકાપુરી આવી હોયની શું એમ દેખાયછે, જેમાં ધીરજવાળા, ઉદાર અને ધનવાન, એવા ઉત્તમ ગુણવાળા લોકો કલ્યાણ તથા આનંદ પૂર્ણ બની રહેછે, તેમાંના મકાનોની અટારીઓ વાદળની ઘટા સાથે વાત કરતી હોયની શું એટલી ઊંચી છે, અને બધે સ્થળે ભપકાદાર છટા છવાઈ રહીછે, સર્વ ક્ષત્રિઓનો મુકુટ મણીરૂપ છત્રપતિ (રાજા) મહા ભાગ્યવાળા મહારાજા શ્રી તખ્તસિંહજી આંહિ રાજ્ય કરેછે.

---

## राग कल्याण त्रिताल.

(मेरो मन हर लीनो राजा रणछोर)—ए तर्ज.

भावनग्र सागर कग्रे, तख्त भुपतीको;
सोरठमैं शोभा धारी, नगर है नीको.—टेक,
क्लेशको नहि है लेश, हरख बसे हमेश;
धरापैं धर्योहै देश, सचिके पतीको. भावनग्र.
वीहरत जन गन, आनंद मगन मन;
रागमैं रंगेहै तन, रोष ना रतीको. भावनग्र.

रमाके उपासी बसे, गीरा के उपासी;
परम प्रकाशी आभा, धाम सुकृतिको. भावनग्र.
सुजश पताके जाके, फहरै दिगंत बांके,;
गुन नथुराम गाकै, धरत धतीको. भावनग्र.

અર્થ.—આ ભાવનગર દરિયા કિનારે આવેલુંછે (બંદર છે), જેથી સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) માં બધાં શોભાવાળાં શેહેરોમાં ઉત્તમમાં ઉત્તમ છે, કારણ કે, સમુદ્ર કિનારે આવેલ હોવાથી વેપાર બહોળો થાયછે, અને લોકોને ઉદ્યમ મળવાથી જરાપણ ક્લેશ આંહી રહેતો નથી, પણ ઉલટા બધાં હમેશ હરખમાં રહેછે, તેથી જાણેકે શચીપતિ (ઇંદ્ર) નો દેશ આંહી લાવી મૂક્યો હોય એવું દેખાયછે કારણકે, આનંદથી મગ્ન મનવાળાં લોકોનાં ટોળા ચોપાસ ફરતાં દેખાયછે, તેઓના તન રાગમાં રંગેલાં દેખાયછે, પણ રતિ માત્ર રોષ તેઓમાં દેખાતો નથી, આંહી રમા (લક્ષ્મી) ના ઉપાસી=વેપારી તથા ગીરા (સરસ્વતિ) ના ઉપાસી વિદ્વાનો વસેછે તેથી શોભા પૂર્ણ પ્રકાશેછે કે જાણે આ સુકૃતિ (સુકૃત્ય) નું ધામ હોય એમ ભાસેછે, જેના સુજશના પતાકા ચો-પાસ દિગંત સુધી ફરફરેછે, જેના ગુણ ગાતાં કવિ નથુરામને તો ઘણી ધીરજ ધરવી પડેછે.

---

## राग कल्याण गजल.

(तकदीर हमारी इन्दीनो)—ए तर्ज.

बडी बहार है सुभावनग्र शेहेरकी,
बसि है बास खास संपती कुबेरकी.—टेक.
है हाट हाटमैं निवास रिद्धि सिद्धिको,
बिलास भुमी बारिधी सुताकी लहेरकी बडी.

बडे बडे बनीक नेक काममैं मचै,
नचै प्रभा पवित्र स्वच्छ स्वर्न ढेरकी. बडी.
समग्र नग्र बासीहै उपासी लच्छकै,
छइ रही सदा धुनी अनंद भेरकी. बडी.
तमाम ठाममैं आराम नित्य नथुराम,
महीप तख्तसींह रखै द्रष्ट महेरकी बडी.

અર્થ.—આવા ભાવનગર શેહેરની ઘણી બહાર દેખાયછે, અને તેથી જાણેકે કુબેર (ધનપતિ) નીજ સંપત્તિ આંહી આવીને વસેલી હોય એમ ભાસેછે, દરેક હાટમાં રિદ્ધિ તથા સિદ્ધિએ નિવાસ કર્યો હોય એમ લાગે છે, તેથી વારીધી (સમુદ્ર) ની દિકરી જે લક્ષ્મી તેની લહેરની આ વિલાસભૂમી (રમવાનું સ્થાન) હોય એમજ લાગેછે, આંહી મોટા મોટા વેપારીઓ યોગ્ય કામમાં મચ્યા રહેછે, અને સોનાના ઢગલાની સ્વચ્છ પવિત્ર પ્રભા ચોપાસ નૃત્ય કરતી દેખાયછે. સમગ્ર નગર નીવાસીઓ લક્ષ્મીના ઉપાસી છે, મતલબ કોઈ દરિદ્રી કે નિરૂદ્યમી નથી, અને ચોપાસ આનંદના ભેર (વાજાં) ની ધ્વની બધે છાઈ રહીછે. નથુરામ કહેછે કે, તમામ સ્થળે આરામજ દેખાયછે, કારણકે આંહીના મહારાજા તખ્તસિંહજી મહેર (મહેરબાની) ભરી દ્રષ્ટીથીજ રાજ્ય કરેછે.

---

## राग हमीर कल्याण त्रिताल.

(मेरा अलबेला मित्र पियरवा)—ए तर्ज.

न्याय भौन नीकै, तख्त नृपतीकै;
बीन पच्छ स्वच्छ मीलै, न्याय सुमतीकै.—टेक.

कानुनके धारी, किये अधिकारी ;
कुलाचारी सदाचारी, धारन धृतीकै. न्याय.
सत्य बात माने, नृप हित जाने ;
लालचु लबार नाहि, कलित कृतीकै. न्याय.
केसरि अजाको, एक न्याय नीको ;
नथुराम न्यायी एसें, बीमल मतीकै. न्याय.

અર્થ.—ન્યાય ભૂવનનું આ વર્ણન છે. મહારાજાશ્રીની ન્યાય કોર્ટો ઘણીજ ઉત્તમ છે, કારણકે સુમતિ ભરેલો પવિત્ર નિષ્પક્ષપાતી ન્યાય આંહીથી લોકોને મળેછે, કારણકે ન્યાયાધીશો, કાયદાના હિમાયતી, કુલવાન, સદાચારી, ધૈર્યવાન એવા અધિકારી નીમેલાછે, જેઓ રાજાના હિતને જાણેછે, છતાં સત્ય વાત માનનારાછે, અને તેઓ લાલચુ લબાડ નથી, પણ ઉત્તમ કૃતિવાળા છે. આંહી કેસરી તથા અજા (બકરી) ને સરખો ન્યાય મળેછે, મતલબ કે પૈસાદાર કે ગરિબ, બળવાન કે નિર્બળ, અધિકારી કે સામાન્ય જનને બધાને સરખો ન્યાય મળેછે. નથુરામ કહેછે કે, એવા નિર્મળ મતિવાળા ન્યાયાધીકારી છે તેથી એ શોભેછે.

---

## राग खमाच ठुमरी त्रिताल.

(नजरा गये वालम तोरे अंगना)—ए तर्ज.

है इस्पीताल अदभुत अती,
बडे यत्नसें बांधी तखत नृपती.—टेक.
है सुख कारन, दरद विदारन ;
असह उपाधी रहै न रती. है इस्पीताल.

मुफलीस जनकों, दे धन अनकों ;
दरदकी दुर करे बीपति. है इस्पीताल.
दाकतर दाने, बहुत श्याने ;
ग्रहै धनवंतरी तुल्य ध्रती. है इस्पीताल-
छोटे बडेकी, सोते खडेकी ;
है नथुराम समान गती. है इस्पीताल.

અર્થ.—મહારાજાશ્રી તરફથી મફત દવા જેમાં અપાયછે એવા તખ્તસિંહજી હોસ્પિટાલ નું આમાં વર્ણન છે. આ મોટા યત્નથી કરીને તખ્ત નૃપતિએ તે બંધાવેલછે, જેનો દેખાવ અદભૂત છે, તે સુખકારક અને દર્દ (રોગ) ને મટાડનાર છે, જેથી અસહ્ય ઉપાધી થઈ હોય તોપણ રતિ માત્ર રહેતી નથી. આંહી ગરિબ નિરાધાર માણસોને અન્ન, વસ્ત્ર, વિગેરે આપવામાં આવેછે, અને સંભાળ રાખીને તેને થયેલ દરદની વિપત્તિ દૂર કરેછે. આંહી દાના અને શ્યાણા ઘણા દાક્તરો રાખેલાછે; દાના એટલા માટે કે તેઓ પોતાના અંતરથી કામ કરેછે, અને શ્યાણા એટલે એલ. એમ. એન્ડ એસ., વિગેરે વૈદની પરિક્ષામાં પાસ થયેલાછે, જેઓ ભયંકર રોગીને જોઇને પણ ધન્વંતરી ની જેમ ધીરજ રાખીને કામ કરેછે. આંહી મોટા નાના તથા સુતેલા કે ઉભેલા બધાની સમાન ગતિ છે, મતલબ કાંઈપણ પૈસા લીધા વિનાજ કામ થાયછે.

---

## राग खमाच गजल.

(समालो तेग अदाकों, जरा सुनो तो सही)—ए तर्ज.

बडी कोलेजकी बहार, क्या तारीफ करूं ;
बनाइ तख्तने धर प्यार, क्या तारीफ करूं—टेक.
अबुध बाल बने जातहै, बीद बान बडे ;
करकै हांसिल् तमाम भेद, क्या तारीफ करूं बडी.

पडाते है सबैं संस्कृत, ओ फारसी पुरा;
हीसाबी कामके हरबाब, क्या तारीफ करूं. बडी.
तमाम मुल्कोंकी पडाते, तवारीख पुरी;
जमी आशमांके इन्तेखाब, क्या तारीफ करूं. बडी.
पडतेहे प्यारसें मेट्रीक, ओ प्रिवीयस पुरा;
बनते बी. ए. तलक बिदवान, क्या तारीफ करूं. बडी.
मुफलीस हो जाते है महान, नथुराम कहे;
देते तखतेश बिद्यादान, क्या तारीफ करूं. बडी.

અર્થ.—सामळदास कॉलेज (સરસ્વતી ભૂવન) નું વર્ણન છે. કૉલેજની બહાર એવી અનુપમ છે કે, હું તેની કેવી તારીફ કરૂં તે મને બરોબર સૂજતું નથી. આ કૉલેજ મહારાજાશ્રીએ પ્યારથી બંધાવીછે, અને તેમાં અબુધ (એન્ટ્રેન્સ પરિક્ષામાં પાસ ન થયેલ) બાળકો ભણીને મોટા વિદ્વાન થાયછે, અને વિદ્યાના તમામ ભેદ મેળવેછે તેની તારીફ કરવી ઘણી મુશ્કેલ છે. આંહી ઈંગ્રેજી ભાષા સાથે અધર લેંગ્વેજ તરિકે સંસ્કૃત તથા ફારશી (Persian) શીખવાયછે, અને હિસાબી કામના બધા બાબ એટલે ગણીત શાસ્ત્ર (Mathematics) તથા બધા મુલકની હકીકત તથા તવારિખ, એટલે ઇતિહાસ, ભૂગોળ, (History, Geography) તથા જમીન અને આસમાનના બધાં તત્વ એટલે ભૂતળ (Geology), ખગોળ (Astronomy), વિગેરે વિદ્યા (Science) વિગેરે શીખવાયછે. આંહી બાળકો પ્યારથી કરીને મેટ્રીક્યુલેશન, તથા પ્રીવીયસ તથા બી. એ. સુધી ભણીને વિદ્વાન બને છે, અને જો ગરિબ હોય તોપણ વિદ્યાથી કરીને સારા પૈસાદાર થાયછે. નથુરામ કહેછે કે, મહારાજાશ્રી તખ્તસિંહજી આવી રીતે વિદ્યા દાનનો ઉત્તમ રસ્તો ઉઘાડીને દાન આપેછે.

## राग खमाच ताल दादरो.

(मोरी आलीरी लचक लचक चलत मोहन आवे)—ए तर्ज.

तखत जुकी सुकृत भरन, सस्कृत् पाठसाला;
साला है गीरा माला.—टेक.
पढत बिबिध ब्रह्मपुत्र, कारि दुरे कसाला. तखत.
व्याकरनके बहुत भेद, काव्य शार रसाला. तखत.
अशुध अंधकार हरै, भानु बुध बिसाला. तखत.
नित आशिश नथुराम, बदत बिप्र बाला. तखत.

અર્થ.—આટલી ઇંગ્રેજી વિદ્યાનીજ પાઠશાળા છે એમ નથી, પણ મહારાજાએ સંસ્કૃત પાઠશાળા સ્થાપીછે, જેનું નામ जुवानसिंह पाठशाळा છે. આ પાઠશાળા સુકૃત્યનો ભંડાર છે, મતલબ જે આંહી શીખેછે તેઓ સુકૃતિવાન થાયછે, અને તે જાણે કે ગિરા (સરસ્વતી) ની માળા (કંઠાભરણ) હોયની એવી ઉત્તમ છે. આંહી ઘણા બ્રાહ્મણો તથા બીજા જનોના પુત્રો કસાલા (દુઃખ) તજીને ભણેછે, મતલબ તેમને આંહી સ્કોલરશિપ આપેછે એટલે માગવાનું દુઃખ થતું નથી. આંહી વ્યાકરણના ઘણા ભેદ તથા કાવ્યશર (પંચ કાવ્ય) રઘુ, કુમાર, કિરાત, માઘ, નૈષધ, એ પાંચ કાવ્ય શીખવાયછે. આંહી અશુદ્ધિરૂપી અંધકાર વિશાળ બુદ્ધિવાળા વિદ્વાનોરૂપી ભાનુ (સૂર્ય) હરેછે, અથવા વિશાળ બુદ્ધિવાળા શાસ્ત્રીજી ભાનુશંકર બાળકોને ભણાવીને તેની અશુદ્ધી અંધકાર હરેછે, અને તેથી આ શાળાના સ્થાપનારને નથુરામ કહેછે કે, વિપ્ર બાલો આશીશ આપે જાયછે.

---

## राग खमाच ठुमरी त्रिताल.

(चालो सति सोन तणुं चरित्र उचरियें)—ए तर्ज.

मद्रेसा बनाया तख्त भुपतिनै भारी,
हजारों बालक जामैं गहै हुसीयारी.—टेक.

आम्दनामा औ करीमा किताब सारी,
पढत पढत करै आमदसें यारी. मद्रेसा.
बडे बडे शायरोंकी दाशतां बिचारी,
हकीकी मिजाजी इस्क ध्यानमैं ले धारी. मद्रेसा.
बने ग्यानवान बाल मुर्खताकों मारी,
कहै नथुराम धन्य नृप सदाचारी. मद्रेसा.

અર્થ.—આ ઉપરાંત તખ્ત મહારાજાએ એક મદ્રેશા (ઉર્દૂ નિશાળ) પણ સ્થાપી છે, પ્રજાપર સરખો પ્યાર એ રાજા રાખેછે એમ આથી જણાયછે. આ મદ્રેશામાં હજારો મુસલમાન તથા ઈતિર વર્ણના બાળકો ભણીને હુશિયાર થાય છે. આંહી આમદનામુ, કરીમા તથા બીજી ઉત્તમ કિતાબો ભણાવાયછે, જે ભણીને બાળકો સમૃદ્ધાની સાથે યારી કરેછે, મતલબ સમૃદ્ધિવાન થાયછે, વળી મોટા મોટા શાયરો એટલે કવિઓની દાસ્તાન (વાર્તા) વિચારીને ઘણા હકીકી (ઈશ્વિર સંબંધી), અને મીજાજી (ઈતિરની પ્રિતિ), ઈશ્ક (પ્રિતિ) તેઓ ધ્યાનમાં લેછે (સમજે છે). બાળકો મૂર્ખતાને હઠાવીને જ્ઞાનવાન થાયછે. નથુરામ કહેછે કે, સદાચારી (સત્+આચારી) સત્ય આચારવાળા હિંદુ, મુસલમાનપર સરખો ભાવ ધરાવનાર રાજાને ધન્યવાદ છે.

---

## राग काफी जीलो ठुमरी त्रिताल.

(शरद रेन झुक रही वनमें)—ए तर्ज.

तखत नृपतिनै कलित ललित,
किनी कन्याशाला रे.—टेक.
अति उतंग आनंद दायक हैं,
जैसी मोद मालारे ;

आवत जहां पठनकों प्रतिदिन,
छोटी बडी बाला रे. तखत.

इंग्लीश ओर गीरा गुजराती,
गनित सुगुन वाला रे;
विविध वाद्यके संयुत सिखत,
संगित रस आला रे. तखत.

सदगुण सुधाकरे संपादित,
तजी दुरगुन हाला रे;
मारी महा अज्ञान ज्ञानसें,
भर लिये उर ताला रे. तखत.

सतिके धर्म पतिकी भग्ती,
सुखकी श्रेष्ट सला रे;
कहै नथुराम मतिकी महता,
सिखत चित्रकला रे. तखत.

અર્થ.—વળી પુરૂષોને કેળવણી મળેછે એ ઉપરાંત કન્યાઓને માટે એક શોભાયમાન રમણીય કન્યાશાળા કરીછે, જેનું નામ मार्जीराज कन्याशाळा છે. તે ઘણી ઊંચી અને દેખાવમાંજ આનંદદાયક લાગેછે કે તે જાણે આનંદમાલા હોય એમ ભાસેછે, જહાં નાની તથા મોટી ઉમરની સ્ત્રીઓ હમેશાં ભણવા આવેછે. આંહી ગૂજરાતી ભાષા ઉપરાંત ઇંગ્રેજી ભાષા પણ શીખવાયછે, ઉપરાંત સારા ગુણ જેમાં છે એવું ગણિતશાસ્ત્ર પણ શિખવે છે. ગુણવાન કારણકે ઘરનો હિસાબ રાખવામાં ઉપયોગી છે, ઉપરાંત પતિરંજન માટે તથા ઈશ્વર ભક્તિમાં મદદગાર રસવાળું સંગીત વિવિધવાદ્ય સાથે શીખવાયછે, જેથી સદગુણરૂપી સુધા (અમૃત) સંપાદન કરીને દુર્ગુણરૂપી હલા-

હલ તજેછે, અને મહા અજ્ઞાન હઠાવીને જ્ઞાનથી પોતાનું અંતઃકરણરૂપી તળાવ ભરી લેછે, કારણકે સતિના ધર્મ, પતિની સેવાવીધિ તથા સુખમાં રહેવાની ઉત્તમ સલાહ (શિખામણ) તથા બુદ્ધિ કેળવવાથી થતા ફાયદા (બાલ-શિક્ષણ માટે ઉપયોગી) તથા ચિત્રકળા (ભરત કામ), વિગેરે સંસાર ઉપયોગી વિષય શીખવાયછે.

---

## राग झींझोटी जंगलो दीपचंदी.

(सुरज सामे पनियां न जाउं)—ए तर्ज.

तखतकै तेज भरी,
बनी बेदकी शाला बिशाल.—टेक.
देश विदेशके बिप्र बटु सब (२),
हरष धरी आवत पठन उताल. तखत.
यजुर रघु अरू साम अथर्वेण (२),
सबनकै सीखत स्वर ततकाल. तखत.
पदक्रम शीखा दंड ध्वज रथ घन (२),
धरत उर संहिता भेदमैं माल. तखत.
नित नथुराम उचारत आशीश (२),
अचल रहो भावनगर भुपाल. तखत.

અર્થ.—વળી વેદ ભણવા ઉત્સુક બાળકોને પણ લાભ માટે એક વેદ-શાળા છે, તેનું નામ गौरीशंकर वेदशाळा એવું છે. તે તખ્તના તેજથી ભરેલીછે, મતલબ કે મહારાજાના ઉદાર આશ્રયથી ચાલેછે, જ્યાં દેશ વિદેશના બ્રાહ્મણના બાળકો હર્ષથી ઉતાવળા ઉતાવળા ભણવા આવેછે. આંહી ऋग्,

यजु, साम तथा अथर्वण, એ ચાર વેદ શીખવાયછે, એ ઉપરાંત પદ, ક્રમ, શીખા, દંડ, માળા, ધ્વજ, રથ, ઘન, વિગેરે ભેદ પર્યંત સંહિતા શીખવાયછે. નથુરામ કહેછે કે નીત્ય આંહી ભણુતા બાળકો "ભાવનગરના ભૂપતિ અચળ રહો" એમ આશીશ આપ્યા કરેછે.

---

## राग झींझोटी जाल्हो त्रिताल.

(अन्य तणो कर ना ग्रहुं)—ए तर्ज.

पुस्तकशाला पवीत्र,
कीनी तख्तने रे.—टेक.
धरम अरथ अरू काम मोक्ष कै रे,
मनहर जामैं है मित्र. कीनी.
घर बैठे परदेशकै पंथन रे,
निरखन कै हैं नेत्र. कीनी.
दाम बीना आराम मिले अती रे,
बांचन हुं को बिचीत्र. कीनी.
कहै नथुराम बनतपुर बासी रे,
चतुराइके सुचीत्र. कीनी.

અર્થ.—વળી મહારાજાશ્રી તખ્તસિંહજીએ એક લાઈબ્રેરી (પુસ્તકશાળા) સ્થાપીછે, તેનું નામ बार्टन लाइब्रेरी છે, જેમાં ધર્મ, અર્થ, કામ-અને મોક્ષના મનહર મિત્રો વસેછે, મતલબ ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, તથા વેદાંત આદિ શાસ્ત્રોના વિવિધ ભાષાના ગ્રંથો રાખવામાં આવેછે તે મિત્ર છે, કારણકે તે उपदेश युजे (ઉપદેશ આપનારાછે) એટલે મિત્ર સમાન છે. આંહી ઘરે

બેઠાં હજારો ગાઉ દૂરના પરદેશના પંથને જાણવાના નેત્ર છે, મતલબ વિવિધ દરરોજનાં અઠવાડિક, માસિક, ત્રિમાસિક વર્તમાન પત્રો વિવિધ ભાષામાં જુદા જુદા દેશના ખબર આપેછે. આંહી દામ વિના આરામ મળેછે, મતલબ એટલાં બધાં પુસ્તક તથા વર્તમાન પત્ર લેતાં હજારો રૂપૈયા ખર્ચ થાય પણ આંહી તો માત્ર જૂજ ફી લઈનેજ બધો લાભ અપાયછે. નથુરામ કહેછે કે, આથી પુર-જનો ચતુરાઈનાં સારાં ચિત્ર બનેછે.

---

## राग सोरठ ताल दादरो.

(हो रात बालम हम सें लरे रे)—ए तर्ज.

तख्त महाराज आज बडे धर्म धारी रे,
बडे धर्म धारी भये ईंद्र अवतारी रे.—टेक.
अंध पंगु अरू दिन जन कारन,
अनक्षेत्र कीये है अनंत सुखाकारी रे. तख्त.
अन अरू बसन अपार उडावत,
दुखियेको दाद सुनत छत्र धारी रे. तख्त.
घर बैठे भेजत धन अनकों,
लेत दुःख सीन्धुसें अनंतकों उतारी रे. तख्त.
जय जय कार जमायो जगतमैं,
कहै नथुराम भयो कुबेर भंडारी रे. तख्त.

અર્થ.—મહારાજાશ્રી આટલાં ઉત્તમ કામો કરેછે તે ઉપરાંત ધર્મ કરવામાં કોઈ રીતે પછાત નથી. તે આજના વખતમાં સૌથી મોટા ધર્મધારી છે, તે જાણે કે ઈંદ્રનો અવતાર હોય એમ ભાસેછે. આંધળાં, પાંગળાં, તથા

નિરાધાર માણસો માટે તેણે અન્નક્ષેત્ર સ્થાપ્યાંછે, જેમાં ત્યાં જમનારા માણસોને વિવિધ સુખ મળેછે, ઉપરાંત ફરતા ગરિબ ગુરબાં માટે અન્ન તથા વસ્ત્રદાન આપેછે, આ પ્રમાણે દુખીયાં માણસોની અરજ છત્રધારી રાજા સંભાળથી સાંભળેછે; કેટલાક અપંગોને ઘરે બેઠાં અન્ન, વસ્ત્ર મોકલેછે. એ પ્રમાણે દુઃખ સિન્ધુમાંથી અનંત ગરિબોને ઉતારીને બચાવેછે, આથી આખી દુનિયામાં યશ જામી રહ્યોછે. નથુરામ કહેછે કે આટલાં મોટા ખર્ચથી ધર્મ-દાન કરેછે, છતાં તેની ખૂબી હમેશાં તેજ રહેછે, તેથી તે કુબેર ભંડારીનો અવતાર હોય એમ મને તો લાગેછે.

---

## राग झींझोटी जंगलो त्रिताल.

(कंगना में बांधु करबीचतो रे)—ए तर्ज.

तखत नृपतिनै श्री तखतेश्वर,
भव मुरती निज भुजसें स्थापी.—टेक.
आरसको मंदिर कीयो अदभुत,
कारीगरकै करसें मापी. तखत.
जटित सुवर्ण चारू चांदिकै,
कलित किंवार कीये सुप्रतापी. तखत.
पंचामृतसें पुजन प्रतिदिन,
करत बिप्र जस जपतहै जापी. तखत.
कहै नथुराम दीप विद्युतकै,
रहन न देत ध्वांत खल पापी. तखत.

અર્થ.—તખ્તસિંહજીએ પોતાના હાથથી સ્થાપેલ શંકરના દેવાલયનું વર્ણનછે, જેનું નામ તખ્તેશ્વર છે. આ ભવ (શંકર)ની મૂર્તિ પોતે હાથે ક્રિયા

કરીને સ્થાપેલછે. આ શંકરનું દેવળ હુશિયાર કારિગરોના હાથથી માપીને આરસથી બનાવેલછે, જે અદભૂત દેખાયછે. આંહી સોના રૂપાથી જડેલાં સુંદર કમાડો છે, જે શોભાયમાન અને પ્રભાવાન દેખાયછે. આંહી હમેશાં પંચામૃતથી શાસ્ત્રાનુસાર ક્રિયા પ્રમાણે શંકરનું પૂજન થાયછે તથા બીજા કેટલાક વિપ્રો ત્યાં જાપ કરેછે, મતલબ કે તે બધા જાણે મહારાજાના ગુણ-નીજ માળા ફેરવતા હોય એમ લાગેછે અથવા બંદીજનો જ્યાં મહારાજાના જશ જપેછે (ગુણ કીર્તન કરેછે). આંહી મહારાજાએ વિજળીના દીવા નાંખ્યા છે, તે નથુરામ કહેછે કે, આંહી અંધકારરૂપી ખળ તથા પાપીને રહેવા દેતા નથી.

---

## राग जिल्हो त्रिताल.

(कंगनवा मेरो करसें सरक गयो रे)—ए तर्ज.

तखतनै बनायो सुखकर सर रे.—टेक.  
व्रच्छ लता सें रे, रमनिय भासे रे;  
सुभर्यो है स्वच्छ वारी, कलित है किनारी;  
पुरन प्रभा धारी, आनंद घर रे. तखतने.  
हंस समुह सबरे, करत है कलरव रे;  
दुजै खगकी सुवानी, अपार सुखदानी;  
हरत उर हानी, पुहुप वर रे. तखतने.  
कीनो है तट पर रे, आरसको मंदिर रे;  
भागिरथी हुकी भारी, प्रतिमा निकट धारी;  
नथुराम नर नारी, पुजै मुद भर रे. तखतने.

અર્થ.—આ ગામના તળાવનું વર્ણન છે. આ તળાવ સુખદાયક છે તે વૃક્ષલતાથી રમણીય દેખાયછે, તેના આરાપર પીપરોનાં મોટા વૃક્ષો એવી

રીતે સામસામા આવેલછે કે તે રસ્તે ખરે ઉનાળે પણ તડકો લાગતો નથી. વળી તે તળાવમાં સ્વચ્છ વારી ભરી રાખેછે, અને કિનારો ઉત્તમ દેખાયછે, તેથી પૂર્ણ પ્રભાવાળું તે આનંદનું ઘર હોય એમ ભાસેછે. હંસના સમુહ જ્યાં કલરવ કર્યા કરેછે, ઉપરાંત બીજા પક્ષિઓની મનોહર વાણી લોકોને અત્યંત સુખદાયક લાગેછે, અને ત્યાં પુષ્પો આવેલછે, જે અંતઃકરણની હાની હરેછે. ત્યાં કિનારાપર આરસનું મંદિર બનાવ્યુંછે, જ્યાં ગંગાજી ની મૂર્તિ પાસેજ સ્થાપેલીછે,. તેથી તે સ્થળ ગંગાજી સમાન લાગેછે, જેને નર નારી આનંદથી પૂજેછે.

---

## राग केदार त्रिताल.

(जाकी लगन रामसों नांहि)—ए तर्ज.

देखे मत्त गयंद तखता कै.—टेक.

जरकसी झुलन भुषन अपार,
सागर है सुखमाकै. देखे.

मद झर हर दिगपालसैं दिखात,
कनक अद्रि उपमाकै. देखे.

जटित अंबारी सुबरन सुहात,
चलत युवा छक छाकै. देखे.

चढै नथुराम भावपुर भुपाल,
जग बीच कीर्ति जमाकै. देखे.

અર્થ.—હવે રાજ્ય સમૃદ્ધિનું વર્ણન ટુંકમાં આવશે, તેમાં પ્રથમ તો હાથીઓનું વર્ણન છે. તખ્ત મહિપતિના મસ્ત હાથીઓ જોવા લાયક છે, જે જરકશી ઝુલો તથા અપાર ભૂષણને લીધે શોભાનો સાગર હોય એમ લાગેછે.

આ દરેક હાથી મદ જરતા અને દિક્પાલ જેવા દેખાયછે, તે સોનાના પર્વત (મેરૂ પર્વત) ની ઉપમાને યોગ્ય છે. જડીત્ર અંબાડી શોભાયમાન દેખાયછે, જે વહન કરતા હાથીઓ યુવાનીના મદમાં છકેલા છકેલા ચાલેછે. નથુરામ કહેછે કે, જેમાં બેસવા માટે ભાવનગરના મહારાજા દુનિયામાં કિર્તિ જમાવતા ચઢેછે, મતલબ અત્યંત યશ ફેલાયેલ હોવાથી દર્શને આવેલ માણસોના ટોળાને એક સાથે દર્શન આપવા માટે હાથીપર બેસેછે.

---

## राग नट केदार त्रिताल.

(जानन दे रे मा)—ए तर्ज.

तरल तुरग नृपकै,
देखे तरल तुरग नृपकै.—टेक.
चमकत ठमकत चलत डगरमैं.
पल पल छिन छिन बीच सुरूपकै. तरल.
ललित ललाम लगाम सुनेरी,
पद पैंजनीया घुघरारे,
जुमत गुच्छ मोतनकी लरकै. तरल.
अति कमनिय सुकीमकाबकै,
धरे चारजामैं चारू,
जाली कनोटी छोटी कम्मरकै. तरल.
पवन प्रमान चालकै चंचल,
तख्तसींहकै तेज भरे,
कहे नथुराम पंखि बीन परकै. तरल.

અર્થ.—ઘોડાઓનું વર્ણન છે. મહારાજાના ચંચળ ઘોડાઓ નિરખવા

લાયક છે, જે ઘોડાઓ રસ્તામાં ચાલતાં ઘડીમાં ચમકતા, ઘડીમાં ઠમકતા સુંદર ચાલે ચાલેછે, જે સુંદર લલામ (કપાળમાં રાખવાના ભૂષણો) તથા સોનેરી લગામ તથા ઘુઘરાવાળા પેંજનીયા (ઝાંઝર) તથા મોતીની સેરોના ગુચ્છા તથા સુંદર કીનખાબના શોભાયમાન ચારજામા વાળા તે ઘોડાઓની જાલી (મોઢાનો ભાગ) તથા કનોટી (કાન) તથા કમર ઘણીજ નાની છે (અશ્વ પરિક્ષામાં જેના કાન, મોઢાનો ભાગ) કમર તથા ગાળા (ડાબાથી ઉપરનો ભાગ), જેના નાના હોય એ ઉત્તમ ગણાયછે, તે ચાલમાં પવન જેવા ચંચળ છે, અને તે જાણેકે તખ્તસિંહજીના તેજથી ભરેલા હોયની એમ શોભાયમાન લાગેછે. નથુરામ કહેછે કે, આ ઘોડાઓ પાંખ વિનાના પક્ષિઓ હોય એમ લાગેછે.

---

## राग मालकोस ताल दीपचंदी.

(करम कर मेरे हाल परअय करीम.)—ए तर्ज.

फतेहमंद तख्तेशकी फोजहै,
भरी बीरतासैं नइ रोज है.—टेक.

बडे हीम्मती महारथि मर्द है,
जहां जोर रूस्तमहुको गर्द है. फतेह,

करै शस्त्र धारी कवायत तमाम,
निमक के हलाली हीये युद्ध हाम. फतेह.

गरम अश्व केहै चडैये पुरे,
कीये है जमा खोज क्षात्रि सुरे. फतेह.

फलक तक दिखावै झलक जोरकी,
अलक लुंटले कर ललक तोरकी. फतेह.

रसाताल पहुचे ध्वनी पावकै,
करै जान कुरबां भरे दावकै. फतेह.
दिशा अंत दुश्मनकों मारे मरै,
पकड हाथ हाजिर हरामी करै. फतेह.
कदरदान कट्टे बडे भालकै,
करै होस खट्टे महाकालकै. फतेह.
नथुराम आनंद दाता अति,
बडे सुरवाले है सेनापति. फतेह.

અર્થ.—સેનાનું વર્ણન છે. આ તખ્તસિંહજીની ફોજ ઘણીજ ફતેહમંદ છે (કદી હાર પામે એવી નથી), જે નવિન પ્રકારની વીરતાથી ભરેલછે, જેમાં મોટા મહારથી હિમતવાન મર્દો લડવૈયા છે, જેના જોર આગળ રૂસ્તમ પહેલવાનનું જોર પણ લેખામાં નથી. આ બધા શસ્ત્રધારી લડવૈયા જુદા જુદા પ્રકારની કવાયત કરેછે, જેઓ નિમકહલાલી અને લડવાની હામવાળા છે, જેઓમાં ઘણા સારા ઘોડેસ્વારો છે. આ ફોજમાં શુરા ક્ષત્રિઓને ગોતી ગોતીને એકઠા કરેલાછે, જેના જોરની ઝલક આકાશ સુધી પહોંચેછે, અને જો તોરથી લલકારે તો અલકાવતિ લૂટી શકે તેવા છે, જેના પગની ધ્વની રસાતલ સુધી પહોંચે એવી છે, અને લડાઇના વિવિધ દાવ કરતાં પોતાની જાનપણ કુરબાન કરેછે, જેઓ દુશ્મનને દિશાના અંત સુધી ખોળીને મારેછે, અને કદાચ મરેછે, અને હરામી (અપરાધી)ઓને હાથ પકડીને હાજર કરેછે, જેઓ કદરદાન કટ્ટા અને વિશાળ કપાળવાળા છે, જેઓ મહાકાળના હોશ પણ ખાટા કરે તેવા છે. નથુરામ કહેછે કે, જેના સેનાપતિ મોટા શુરવાળા અને આનંદદાતા છે.

## राग मालकोस ताल दादरो.

(सहु सखीओ मली करो त्वरा थकी तैयारी)—ए तर्ज.

भरी मउसैं सदा सुखकार, पील वाटीका है.—टेक.
भरी तख्तेशके जयकार, पील वाटीका है. भरी.
बिबिध बिलास भरी हास ओ हुलास भरी,
परम प्रकास भरी खास, पील वाटीका है. भरी.
सदा रुतुराज भरी पंखिकै समाज भरी,
भरी बर पुष्पके बिकास, पील वाटीका है. भरी.
भरी जल जंत्रसैं लता बितान ब्रच्छ भरी,
भरी अति स्वच्छ नहर लहर, पील वाटीका है. भरी.
पुर जन पुंज भरी गुंज ओ सुरंज भरी,
भरी नथुराम गान गहर, पील वाटीका है. भरी.

અર્થ.—આ પીલ વાટિકા (પબ્લીક બાગ) નું વર્ણન છે. આ બાગ સાર્વજનિક ઉપયોગ માટે છે, તે આનંદથી ભરેલી સદા સુખકાર લાગેછે, તે જાણે કે તખ્તસિંહજીના જયજયકારથી ભરેલી હોય એમ ભાસેછે. વિવિધ વિલાસ (રમત કે) તથા હાસ્યકારક પદાર્થો તથા હુલાશ અને પરમ પ્રકાશથી ભરેલીજ લાગેછે, તે સદા રૂતુરાજ (વસંત) થી ભરેલ છે, મતલબ સદા ત્યાં પુષ્પો ખીલેલા રહેછે, એટલે વિવિધ રૂતુમાં ખીલતા પુષ્પોને જુદા જુદા પ્રકારથી ત્યાં રાખેલછે, ત્યાં પંખીનો સમાજ છે, મતલબ પક્ષિઓના ત્યાં જુદા જુદા કૃત્રિમ માળા બનાવીને રાખેલાંછે, તેમાં ઉત્તમ પુષ્પના વિકાસ નિરંતર થયા કરેછે, ત્યાં જળજંત્ર (ફુવારા) લતાવિતાન (માંડવા) તથા સુંદર વૃક્ષો આવી રહેલાંછે તથા સુંદર પાણીની નહેરની લહેરો આવે જાયછે. માણસો જેઓ હવા ખાવા આવેછે તેથી તે ભરેલીછે, અને ત્યાં સુંદર ગુંજારવ

તથા સુંદર સુગંધી રજકણો ઉડેછે, અને આ વાટિકા ઉત્તમ ઘાટા ગાયનથી ભરેલ લાગેછે, મતલબ આંહી દર શનિવાર તથા બુધવારે બેન્ડ વાગેછે તેથી તે ગાયનથી ભરેલ લાગેછે.

---

## राग कानरो त्रिताल.

(जग जीत्युं हाल हिमंते)—ए तर्ज.

**है मोतीबाग मनहरनी. (२)**
**नंदन बनको मान बिहंडन, अभिनव आनंद भरनी.—टेक.**
**हर दम छांय रही हरियाली, खग रव गान उचरनी;**
**पुर्न प्रकाशित पुहुप लतासैं, मधुर मधुकी झरनी. है.**
**फरहत रहै फुहार नीर नल, नहर गहर गती धरनी;**
**बोये बीज जहां बर सुखकै, कलित ललित हित करनी. है.**
**बिहरत जहां अनंद धार उर, तख्त महीपती तरनी;**
**कहै नथुराम अमित यह आभ, जाय न मोसैं बरनी. है.**

અર્થ.—મહારાજાશ્રીના નિવાસ સ્થાન મોતીબાગ નું વર્ણન છે. એ મોતીબાગ એવો મનોહર છે કે જાણે તે ઇંદ્રના નંદન વનનું માન ખંડન કરવા માટેજ રચેલ ન હોય એમ લાગેછે, અને તેમાં હમેશાં અભિનવ (નવાનવા) આનંદ થયા કરેછે, મતલબ ત્યાં રહેનાર મનુષ્યો દુઃખ શું ચીજ છે એ કાંઇ સમજતાં નથી એવી મહારાજાની પ્રભા છે, જેમાં હમેશાં હરીયાળી છવાઇ રહીછે, એટલે હમેશાં લીલોત્રી રહેછે, અને પક્ષિઓના મધુર કલરવ રૂપી ગાયન ઉચર્યા કરેછે, અને પૂરાં ખીલેલાં પુષ્પોની લતા હોવાથી મધુર મકરંદનો ઝરો હોય એમ ભાસેછે. જ્યાં ફુવારા નિરંતર છુટ્યા કરેછે, અને જેમાં ફુવારામાં જળ લાવવા નળ નાંખેલાછે, અને ગહરી પાણીની નહેરોમાં

પાણીનો સુંદર અવાજ થયા કરેછે, અને જ્યાં ઉત્તમ સુખના બી વાવેલાં હોય એમ સૌને ભાસેછે, અને સુંદર મનોહર હિત થયા કરેછે, મતલબ સુખનાં બી વાવેલાં તેમાંથી હિતરૂપી ફળો મળ્યા કરેછે, અને જ્યાં તખ્તસિંહ મહારાજારૂપી તરણી (સૂર્ય) મનમાં આનંદ ધારીને વિહાર કરેછે. આનંદ ધારી એટલા માટે કે સૂર્ય સાંજરે વિહાર કરતો અટકેછે, પણ આ સૂર્ય તો સાંજ સવાર ત્યાં વિહાર કરેછે, માટે તે વધારે આનંદમાં છે. નથુરામ કહેછે કે, એ અમિત પ્રભા મારાથી તો વરણી જતી નથી.

---

## राग सोरठ ताल दादरो.

(शुं कहुं शाणी दासी अंतरे उदासी रे)—ए तर्ज.

सुखमा धरन सुक्रत भरन तखत भुवन भारी रे.—टेक.
बरन बरन धरन रंग, सुख निधान अति उतंग;
सचिपतिकै धनपतिकै, धामकी छबी धारी रे. सुखमा.
जटित काम सुबरनकै, पुरीत तेज मनि गनकै;
बिबिध कामहे बीलोरको, प्रभा प्रसारी रे. सुखमा.
मित्रकै बनाये चीत्र बांधे है बडे बीचित्र;
बर बिछात मखमलकी, शुभ सुनेरी वारी रे. सुखमा.
बासि है बास सर्व सिधि, नव सुनिधि रसिक रिधि;
निरखत नथुराम है, थल थलकी छटा न्यारी रे. सुखमा.

અર્થ.—મોતીબાગમાં મહારાજાના રાજ્યભૂવનનું વર્ણન છે. શોભા ધારણ કરનાર તથા સુકૃતિના ભંડારરૂપ આ તખ્તસિંહજીનું ભૂવન (રહેવાનું સ્થાન) છે, જે જુદા જુદા વર્ણના રંગથી તે શોભાયમાન અને સુખનું રહેવાનું સ્થાન અને ઊંચું મકાન છે, મતલબ તેમાં સુખજ રહ્યા કરેછે, દુઃખ રૂપી

ચીજ ત્યાં રહી શકતી નથી, તેથી તે શચીના પતિ ઈંદ્ર અને ધનના પતિ કુબેર ભંડારીના ધામનીજ છબી ધારણ કરેલી હોય એમ ભાસેછે, મતલબ તેનાજ નમુનાપરથી બનાવેલ હોય એમ લાગેછે. જ્યાં સોનાની જડિત્ર કારીગરી કરીછે, અને મણી સમુહના તેજથી તે ઝળ ઝળ થયા કરેછે, અને અંદર પ્રભા (તેજ) પ્રસરે તેટલા માટે ચોપાસ બિલોરની કારીગરી કરીછે. જ્યાં મિત્રોનાં ચિતરાવેલાં ચિત્રો વિચિત્ર પ્રકારનાં બાધ્યાં છે અથવા મિત્ર (રવિ) એટલે રાજા રવિવર્માનાં બનાવેલાં ચિત્ર જ્યાં બધાં બાંધેલાંછે, અને જ્યાં સોનેરી કામ છે એવી મખમલની સારી બિછાત બિછાવી છે, જ્યાં બધી સીદ્ધી (આઠ) તથા નવનિધી અને રસિક રિદ્ધીનો વાસ છે, એટલે જ્યાં સીદ્ધી થયા કરેછે, ભંડાર અખૂટ છે, અને વિલાસાદિ કાર્યથી ભરપૂર છે. નથુરામ કહેછે કે, આતો એકજ સ્થાનનું વર્ણન છે, પણ જુદા જુદા સ્થળની ખૂબી તો જૂદી જૂદી નજરે પડેછે.

---

## राग सोरठ ठुमरी त्रिताल.

(चली चतर नार करके सिंगार)—ए तर्ज.

तखताकी अटा, जनु व्योमघटा ;
सुखमाकी छटा, भर छाजी रही ;
सुनेरी दुपटाकी, छतें छहरी. तखताकी.

रंग राग भरी, अनुराग भरी ;
बडबाग भरी, सुख साजी रही ;
है उछाह सुहागकी, सूरसरी. तखताकी.

खडी दीव्य परी, द्रढ रूप धरी ;
नथुराम घरी घरी, गाजी रही ;
धन धान्य भरी, मुदकी लहरी. तखताकी.

અર્થ.—મહારાજાને રહેવાની મેડીનું વર્ણન છે. તખ્તસિંહજીની મેડી

જાણે કે આકાશની ઘટા કે શોભાની છટાથી છાજેલી હોય એમ ભાસેછે, જેમાં સોનેરી દુપટા (લુગડાં)ની છતો (સીલીંગ) બાંધેલીછે, જે રંગરાગથી ભરેલી અને તેથી અનુરાગ (પ્રિતિ) ભરીછે, મતલબ જોતાં પ્રિતિ ઉપજેછે, અને તે મહાન ભાગ્યથી ભરી હોય એમ ભાસેછે, કારણકે તેમાં મહા ભાગ્યશાળી રહેછે, અને સુખને સજીને રહી હોય એમ લાગેછે, અને તેથી જાણે કે ઉત્સાહ અને સોહાગથી ભરેલી તે મંદાકીની (આકાશ ગંગા) હોય એવી લાગેછે. આ બધાથી તે જાણે દીવ્યપરી દ્રઢતાથી ઉભી હોય એમ મને તો ભાસેછે. પરી એટલા માટે કે, તે સોનેરી દુપટા પહેર્યાં છે, રંગ રાગ અને અનુરાગથી ભરેલીછે, અને ઉત્સાહથી અને સૌભાગ્યથી તે મંદાકીનીને મળતી આવેછે એવી પવિત્ર છે, માટે તેવી તો માત્ર ઇંદ્રની અપ્સરાજ છે. દ્રઢતાથી કારણકે તે હાલતી ચાલતી નથી, અને ઘડીઘડીએ ગાજી રહેછે એટલે ગાયન કરેંછે ; મતલબ ત્યાં ઉત્તમ વાદ્યો વાજ્યા કરેછે, અને તે ધનધાન્યથી ભરેલછે, અને આનંદની લહેરો જેમાં આવ્યા કરેછે.

---

## राग मालकोश ठुमरी त्रिताल.

(में पियासंग लर पछितानी)—ए तर्ज.

तखतेश तखत पर राजै,
सचिकै पतिकी छबी छाजै.—टेक.

अमर समान सभासद ओपत,
बचन पियुष बिराजै ;
कल्पवृक्षसैं भूपति कर है,
भूख तरष सब भाजै. तखतेश.
तिलोत्तमा उरवसीसैं उत्तम,
नव कंचनि सुर साजै ;

हरि लेत गांधर्व गर्वकों,
गंध्रव मृदंग गाजै. तखतेश.
महा आनंद मोद भर मन है,
किय आरि असुर पराजै ;
ब्राह्मन दीन कवि गुनि देखत,
नित नथुराम निवाजै. तखतेश.

અર્થ.—રાજ્યસભા સંબંધી વર્ણન છે. જ્યારે મહારાજાશ્રી સિંહાસનપર બીરાજેછે ત્યારે તે ઇંદ્રિ જેવા પ્રતાપી લાગેછે, જેના અમર (દેવતા) જેવા સભાસદો છે, અને જેના મુખમાંથી અમૃતરૂપી વચનો નિકળ્યા કરેછે. દેવતાઓએ અમૃત પીધાંછે એમ આંહી અમૃતરૂપી વચનો જેમાં અરસ્પર બોલાયછે, જ્યાં ભૂપતિના કર (હાથ) કલ્પવૃક્ષ જેવા છે, ઇંદ્રિની સમૃદ્ધિમાં કલ્પવૃક્ષ છે તેમ આંહી રાજા પાસે કર એ કલ્પવૃક્ષ છે, જે દીનજનો તથા સેવકો અને બીજા સૌને ઇચ્છિત પદાર્થ આપ્યા કરેછે. કલ્પવૃક્ષ પણ તેની નીચે બેશી જે ચીજ ઇચ્છિએ તે આપેછે, તેમ તે પણ તેના આશ્રિતોને આપેછે. ત્યાં તિલોત્તમા અને ઉર્વશી કરતાં ઉત્તમ નવિન (નવોઢા) કંચનીઓના સુર (સંગીત) જ્યાં નિરંતર થયા કરેછે, અને ત્યાં વાગતાં ગંધર્વ (ગંધ્રપ એટલે કંચની પાછળ સાજ વગાડનારા માણસો) ના મૃદંગો ગાંધર્વના ગર્વને હરેછે, મતલબ ત્યાં ઇંદ્રિને ગાંધર્વ છે તેવાજ આંહી ઉત્તમ ગંધ્રપો છે. જ્યાં અતિ આનંદ અને મોદથી મન ભરેલુંછે, અને ઇંદ્રે અસુરો હરાવ્યા તેમ આંહી રાજાએ અરી (શત્રુ) રૂપી અસુરો હરાવ્યાછે, અને તે રાજા બ્રાહ્મણ, દીન, ગુણી દેખીને હમેશાં તેમને દાનથી નવાજી નાંખેછે.

---

## राग कानरानी बहार त्रिताल.

(रंग रलियां कलियन संग करते.)—ए तर्ज.

गुन गात तखतकै सब गुनियन.—टेक.

सप्त सुरनकै बांके भेद भरे,
बहु भांति मुर्छना श्रुति ले ;
मंद मध्य अरू तार अयन. गुन गात.
धाकट धाकट धीक्कट धीनकट,
धा धा धीलां धीलां धा धा ;
नथुराम सुधा भर शुद्ध बयन. गुन गात.

અર્થ.—ગવૈયાનું વર્ણન છે. તખ્તસિંહજીના ગવૈયા હમેશાં તેનાજ ગુણો ગાયછે, તે ગાયનમાં પૂર્ણ છે, કારણ સાત સુરોના અટપટા એટલે આરોહ, અવરોહ, આદિ ભેદોથી તેનાં ગાયન ભરેલાંછે, અને જેમાં બહુ પ્રકારની મૂર્છના તથા શ્રુતિઓ છે, તે મૂર્છના એકવીશ અને શ્રુતિઓ બાવીશ છે, અને તેમાં મંદ (નાભી) મધ્ય (કંઠ) અને તાર (કપાળ) એ ત્રણ ગ્રામ (ઘર) છે, જેઓ ધાકીટ આદિ મૃદાંગોના અમૃત જેવા મીઠા શબ્દો કરેછે.

---

## राग सोरठ ठुमरी त्रिताल.

(झमकसें झांके झरूखे प्यारी)—ए तर्ज.

तखत रीझावै गावै कंचनी,
सीनाकों बतावै, नैन निजारा चलावै.—टेक
ओर संग नहि अनवय उनको जगमैं हो,
नाजुक रूप भरी नवला ;
नाचत धरा धावै, नुपुर झमकावै. तखत.
सुरकै भेद पुनित पिछानत गावत हो,
श्रुति मुर्छन लय ग्राम गीनी ;
तीरोंसी तान लावै सुरेकों शरमावै. तखत.

**अष्टनायका भेद पडीकै पुरा हो,**
**कहै नथुराम सुकाम प्रकार;**
**भरित हाव भावै छबिली छबी छावै. तखत.**

અર્થ.—ગાયકાઓનું વર્ણન છે. આ કંચનીઓ ગાયનથી તખ્તસિંહ-જીને રીઝાવે છે, તે ગાતાં તથા નૃત્ય કરતાં સ્તન મંડળ વારંવાર બતાવેછે, અને નયન કટાક્ષ કરેછે, મતલબ નૃત્યના ભેદ જે શરીરના તથા નયનના અભિનય કરેછે, કારણ અંગ વિક્ષેપ તથા નેન ભાવ કરવાજ જોઈએ. જેઓ આ જગમાં બીજી ઉપમાને યોગ્ય નથી, કારણકે તે નાજુક દેખાવની અને સુંદર તથા નવોઢા છે. નાચતાં પૃથ્વીપર દોડેછે, અને નુપુરના ઝમકારા કરેછે તે સ્વરના ઉત્તમ ભેદો પિછાનેછે, એટલે પ્રવીણ છે, અને ગાયન કરતાં શ્રુતિ મૂર્છના લય ગ્રામ આદી ધ્યાનમાં રાખી રીતસર ગાયછે. એવાં ઉત્તમ તીર જેવાં તાનો લગાવેછે કે શુરા પુરૂષને પણ શરમાવેછે, મતલબ તીક્ષ્ણ તીરોથી જે બીતા નથી એવા શુરા આ ઉત્તમ તાનોથી રોમાંચ થાયછે. જે અષ્ટનાયકાના ભેદને જાણનારી છે, મતલબ નાયકા ભેદ ભણેલી હોવાથી જે ગાયન ગાયછે તેમાં જે નાયકા હોય તેવા હાવ ભાવથી નૃત્ય ગાયન કરેછે તથા કામ શાસ્ત્રના પ્રકારમાં પણ પ્રવિણ છે, જે હાવભાવથી ભરેલછે, મતલબ અભિનય શાસ્ત્ર સમજેછે, અને એવી ઉત્તમ પ્રવીણ છે, સાથે ઉત્તમ છબીવાળી છે, એટલે તેના મુખ પણ ઉત્તમ સોંદર્યવાન છે.

---

## गजल.

(तेरी शानी अगर कोइ बशर होवे तो में जानु)—ए तर्ज.

**तखतकै पाटवी प्रिय पुत्रकी,**
**तारीफ क्या करनां;**
**भरै गुन भावसींह भुपालकी,**
**तारीफ क्या करनां.—टेक.**

बडे इंग्लीशमें बाहोश,
गुर्जरि पड गये पुरी;
पढै पितु मातकी भग्ती सदा,
तारीफ क्या करनां. तखतके.
जुदाइ जानतै सीखै,
सरव निती अनितीकी;
अलग करनै सीखै दीन आपदा,
तारीफ क्या करनां. तखतके.
सीखै शिकार सब ढबकै,
कलाइ ३ स्त्रकी कोटी;
सीखै संगित पुरा ध्यान दे,
तारीफ क्या करनां. तखतके.
कुलाभिमान कुल आचार,
पुरी प्रीतसैं पालै;
धरमको धाम नथुराम है,
तारीफ क्या करनां. तखतके.

અર્થ.—પાટવી કુમારશ્રી ભાવસિંહજી નું વર્ણન છે. મહારાજા તખ્તસિંહજીના પાટવી પુત્ર જેના ઉપર મહારાજાની અત્યંત પ્રીતિછે, એવા સમાન ગુણવાળાની શી તારીફ કરૂં તે બધા પવિત્ર ગુણથી ભરેલછે. તે ગૂજરાતી ભાષા પૂર્ણ ભણીને ઇંગ્રેજી ભાષા પણ શીખ્યાછે, અને તે માતપિતાની ભક્તિ વીધિ તથા નીતિના વિવિધ ભેદો તથા અનીતિના પ્રકાર તથા દીન જનોની વિપત્તિ દૂર કરવાનો ઉપાય તથા સારી રીતે શીકારનાં પ્રકાર તથા શસ્ત્ર વિદ્યાના

કોટી પ્રકાર વિગેરે વિદ્યા શીખ્યાછે, અને કુલાભિમાન, કુળઆચાર પૂરી પ્રિતે પાળેછે, અને નથુરામ કહેછે કે, આ બધું જોતાં મને તો તે ધર્મનું ધામ લાગેછે, ધર્માવતાર લાગેછે.

---

## राग कालिंगडो त्रिताल.

(कांटा इस्कुदा दिल बीच खटका रे)—ए तर्ज.

मंगलसिंह सुपुत्र तखतकोरे.—टेक.
चितवन चित्त चपल बिच चारु,
चंचल महा चालाक सुमतको रे. मंगल.
बड गुन बसत छोटपन मांहि,
परम पवित्र गरब बिन गतको रे. मंगल.
उभय पच्छ जाके अति उत्तम,
कुल गोहिल झलरान भुपतको रे. मंगल.
कहै नथुराम सदा सुबिचारी,
भल गुन भूरि सुर छत्रिवटको रे. मंगल.

અર્થ.—મહારાજાના ફટાયા કુમાર मंगळसिंहजी નું વર્ણન છે. આ મંગળસિંહ મહારાજાના સુપુત્ર છે, ચપળ ચિત્તવાળા અને ચિતવનવાળા પુરૂષોમાં જે શ્રેષ્ટ છે, અને જે ચંચળ મહા ચાલાક અને સુમતિવાન છે, જે નાના છે, પણ તેમાં મોટા ગુણ વસેછે, જે પરમ પવિત્ર અને ગર્વ વિનાની ગતિવાળા છે, કદી અંહકાર કરતા નથી, જેના બેઉ પક્ષ અતિ ઉત્તમ છે, તેનું કુળ (પિતાનું કુળ) ગોહિલ છે, અને માતાનું કુળ ઝાલા ભૂપતિઓનું છે. નથુરામ કહેછે કે, તે સદા સારા વિચારવાળા છે, અને તે ભલા ગુણથી ભરેલા અને ક્ષત્રિવટવાળા શૂરા છે.

## सिंहानो कानरो ताल दीपचंदी.

(अदीठ प्रीया वसी अंतर मां रे)—ए तर्ज.

मंत्री महाजन तख्त नृपतिकै,
निपुन सरव बिन गरव गतिकै.—टेक.
गुन सागर नागर कुल दीपक,
सामल सुत विठल वरमति कै. मंत्री.
बुध बरजोरजी बिद्या बिलासी,
पारसी रत्न है पारस कृतिकै. मंत्री.
साहेब सिम्स जबर जसधारी,
गजधर गुन निधि धरन धृतिकै. मंत्री.
जानन हारै प्रजापतिकै हित,
नीत नथुराम है पात्र प्रितिकै. मंत्री.

અર્થ.—મહારાજાના કાઉન્સીલરોનું વર્ણન છે. મહારાજાના મંત્રીઓ (કાઉન્સીલરો) સર્વે નિપુણ અને ગર્વ વિનાના છે. તેમાં વડા સભાસદ ગુણના સાગર તથા નાગર કુળદીપક છે. નાગર જાતમાં કુળદીપક છે, અને નાગર (ચતુર પુરૂષો) ના કુળ (સમુહ) ના દીપકરૂપ છે, તે પ્રખ્યાત નીતિ-નિપુણ સામળભાઈ (માજી પ્રધાન) ના વડીલ પુત્ર છે, જે ઉત્તમ મતિવાળા છે, તેનું નામ વિઠ્ઠલદાસ છે, અને દાક્તર બરજોરજી બેહેરામજી જે વિદ્યા વિલાસી છે, અને પારસીઓમાં રત્નરૂપ છે, અને પારસ જેવી કૃતિવાળા છે, અને આર. પ્રોક્ટર-સીમ્સ જે જબર જસવાળા છે, અને જે ન્યાય ખાતાના ઉપરી જમશેદજી જીવણજી ગજધર, બારીસ્ટર જે ગુણના ભંડાર અને ધીરજવાળા છે. આ સભાસદો પ્રજાના અને રાજાના હિતને જાણનારા છે, અને મહારાજાના પ્રિતિપાત્ર છે.

## राग कालिंगडो त्रिताल.

(पनिहार पनियां भर गइ)—ए तर्ज.

परधान प्रिय तखताको है (२),
बुध सागर बिठ्ठल बांको है.—टेक.
बखत बिना नहि बात उचारत,
करत बिचारी काज ;
रैयतकों अति राखत राजी,
नेष्ठनकों नाराज. प्रिय तखताको है.
रयासतकों रसवंत बनावत,
कर कीरति के काज ;
आम्द अधिक करन पुरपतीकी,
अह निश करत इलाज. प्रिय तखताको है.
नोकर चाकरके चित देके,
जोवत काम्म जरूर ;
उत्तमकों आगें कर राखे,
दुष्टनकों करे दुर. प्रिय तखताको है.
नृपकों नित्य प्रभु गीनी पुजे,
अति धर्मिष्ट उदार ;
कहे नथुराम जबर जस्स धारी,
सामल सुत सुखकार. प्रिय तखताको है.

અર્થ.—મુખ્ય મંત્રીનું વર્ણન છે. આ મુખ્ય મંત્રી મહારાજાના પ્રિતિ-

પાત્ર છે, તે બુદ્ધિના સાગર છે તેનું નામ વિઠ્ઠલદાસ છે, જે વખતવિના કદિ વાત ઉચ્ચારતા નથી, એટલે યોગ્ય વખતે જે કહેવું જોઇએ તેજ કહેછે, અને વિચારીને કામ કરેછે. રૈયતને રાજી રાખનાર અને દુષ્ટ પુરૂષોને નારાજ કરનાર (દંડ કરનાર છે), જે રાજ્યની રયાશતને રસિક બનાવેછે, અને કીર્ત્તિ જેમાં મળે એવાં કાર્ય કરેછે, અને રાજાની આમદાની કેવી રીતે વધે એવા ઉપાય હમેશાં કર્યા કરેછે, મતલબ વસુલાતમાં કઈ રીતે વધારો થાય એવા ઉપાય જાણનારાછે, જે નોકર ચાકરના કામ ચિત્ત દઇને તપાસેછે, અને જેઓ હુશીઆર તથા ઉત્તમ છે તેમને આગળ કરેછે, સારી પદવીઓ આપેછે, અને દુષ્ટ માણસોને દૂર કરેછે. જે રાજાને દેવ જાણીને પ્રભુ ભક્તિ રાખેછે, અને તે ધર્મીષ્ટ તથા ઉદાર છે. નથુરામ કહેછે કે, અત્યંત જસવાળા સામળભાઈના પુત્ર લોકોને સુખ આપનાર છે.

---

## राग कालिंगडो ताल दादरो.

(तखत महाराजा रे)—ए तर्ज.

तखतको दिवान रे (२),
सत्य बैदके समान रे.—टेक.
नैन निहार परिच्छा पावत,
जानत जोग अजोग ;
बोल विना कर तोल बतावत,
लाखनके उर रोग रे. तखत.
एकके बीच अनेक मिलावत,
औषध उत्तम रीत ;
थोरो खिलाय बडो सुख बक्षे,
अंतर नांहि अनीत रे. तखत.

बोलत बोल बडै सुखदायक,
सायक घाव समात ;
बिठ्ठलराय बडो नथुराम है,
आनंदकारी अमात्य रे. तखत.

અર્થ.—મંત્રીનું વૈદની ઉપમા આપીને વર્ણન કરેલછે. મહારાજાના દિવાન ખરેખર એક ઉત્તમ વૈદ જેવા છે. વૈદ જેવા કારણકે, જેમ વૈદ વ્યાધી મટાડે તેમ આ આધી ઉપાધી મટાડેછે, તે નયન જોઇને પરિક્ષા કરેછે, વૈદ નેત્ર પરિક્ષા કરેછે, તેમ આ નયન જોઇને મનનું ઈંગીત જાણી લેછે, અને તે યોગ્ય અયોગ્ય જાણેછે, એટલે વૈદ જેમ દેશકાળ વિગેરે જાણેછે તેમ આ મંત્રી અરજ કરનાર યોગ્યછે કે નહીં તે જાણી લેછે, અને કાંઈપણ બોલ્યા વિના હજારો માણસોના અંતઃકરણના રોગ (ચિંતા) નો તોલ કરી લેછે, એટલે તેઓની અરજ જોઈને તુર્ત તેમની ચિંતા જાણેછે. વૈદ જેમ એક ઔષધમાં અનેક ઔષધ ભેળવીને ઉત્તમ ઔષધ બનાવેછે, અને તે રસાયન થોડું ખવરાવીને ઉત્તમ સુખ આપેછે, અને તેમાં અનિતિનો અંશ નથી. આ મુખ્ય મંત્રી એક કાર્યમાં અનેક કામ કરેછે, અને અરજદારને ઉત્તમ સુખ આપેછે, અને અનિતિનો અંશ તેમાં નથી, જે એવા મીઠા વચન બોલેછે કે, તીરથી ઘાયલ થયેલા પણ શાંત થાયછે. નથુરામ કહેછે કે, આ વિઠ્ઠલરાય આનંદદાતા અમાત્ય છે.

---

## राग कालिंगडो गजल.

(खुसीसें काट ले दीलदार गरदन)—ए तर्ज.

हजुर सेक्रेटरी रतिलाल नीके,
तखतसिंह भावनग्रके भुपतीको.—टेक.
महा गुनवान नागर धर्म धारी,
सदाचारी धरनहारो प्रतीको. हजुर.

अनितिसैं अलग अहनिश उर है,
भर्यो है नेह अंतरमें नीतिको. हजुर.
करत है नोकरी नेकी बडीसैं,
कहै नथुराम सुद्ध सदा मतीको. हजुर.

અર્થ.—મહારાજાના હજુર સેક્રેટરી रतीलाल माणेकलाल નું વર્ણન છે. મહારાજાના હજુર સેક્રેટરી રતિલાલ ઉત્તમ માણસ છે, તે મહા ગુણવાળા નાગરજ્ઞાતિના અને ધર્મવાન છે, અથવા નાગર (ચતુર પુરૂષો)ના ધર્મને ધરનારા છે, તે સદાચારી અને સુખ દુઃખમાં ધીરજ ધરનાર છે, જેનું મન હમેશાં અનીતિથી અલગ રહેછે, અને જેનું અંતર નેહ (પ્રિતિ) અને નીતિથી ભરેલછે, અથવા જેનું અંતર નીતિરૂપી રસથી ભરેલુંછે. નથુરામ કહેછે કે, તે ઘણીજ નિમકહલાલીથી નોકરી કરેછે, અને શુદ્ધ મતિવાન છે.

---

## राग सोयणी गजल.

(दुरसें आये थे साकी सुनकै मे खाने कुंहम)—ए तर्ज.

प्रायवेट सेक्रेटरी तखतको,
सुज्ञ साकरलाल है;
सुत है सवाइलालको,
मुद माल बुद्धि बिशाल है.—टेक.
है सुद्ध दिल सामान द्रष्टी,
बेश बिन अभिमानको ;
दिलको बडो दरियाव,
सुक्रति नाव चारू चाल है. प्रायवेट.

है भुपतिको भक्त जाहिर,
जग्त जीसकों जानती;
नहिं ओर पर आसक्त फक्त,
नरेश धनसैं न्याल है. प्रायवेट.
अहनिश उत्तम काममैं,
उर हामसैं हाजीर रहै;
महता मिलै नमता चलै,
जेहि बीध ताल रसाल है. प्रायवेट.
नित्य राज काज हुमैं बडो,
हुसिआर नथुराम है;
नव नीर छीर निबेरतो,
जसवंत महद मराल है. प्रायवेट.

અર્થ.—મહારાજાશ્રીના પ્રાઈવેટ સેક્રેટરીનું વર્ણન છે. તખ્તસિંહજીના પ્રાઈવેટ સેક્રેટરી શાણા સાકરલાલ છે, તેના પિતાનું નામ સવાઇલાલ છે, તે મુદ (આનંદ) નીમાળા અને વિશાળ બુદ્ધિવાળો છે, તે શુદ્ધ દિલવાળો અને સમાનદ્રષ્ટિ રાખનારોછે, એટલે પૈસાદાર ગરિબ સૌ પર સરખો ભાવ રાખેછે, અને જેનો વેશ ઘણોજ સાદો અભિમાન વિનાનો છે, તે દીલનો મોટો સમુદ્ર જેવો છે, અને સારાં કૃત્યના વહાણ જેવો અને સારી ચાલ ચાલનારછે, તે મહારાજાનો ભગ્ત છે, મતલબ દીલથી સેવા ઉઠાવનાર છે, તે જગતમાં મશહુર છે, કારણ સૌ તેને જાણેછે, અને તે બીજાપર કોઈ ઉપર આસક્ત નથી, માત્ર રાજારૂપી ધનની ઉપરજ આસક્ત છે, અથવા રાજા તરફથી મળતું ધન (પગાર) પરજ આસક્ત છે, બીજા કોઈ ધન (લાંચઆદી) નો લાલચુ નથી; હમેશાં ઉત્તમ કામ કરવાને હિંમતથી વધેછે, અને આંબો જેમ ફળ આવે ત્યારે નમેછે, તેમ ઉત્તમ પદવી પામેલ છતાં વિનયવાન છે. નથુરામ કહે છે

કે, તે રાજકાજમાં બડો હુશીઆર છે, અને મોટા તેજવાળા સાફદીલ હંસની જેમ તુરત ભળેલ પાણી તથા દુધ નોખું કરવા સમર્થ છે, મતલબ કે સત્ય અસત્ય ખોળી કાઢવામાં પ્રવીણ છે.

---

## राग सोयणी ताल दीपचंदी.

(हुं तो रही छुं मनाइ मनाइ)—ए तर्ज.

देख्यो भुपतसींह दयाल (२),
मुसाहिब तख्तको जस जाज.—टेक,

लालच लोभ रहित सदा,
बोलत ब्रथा न बोल;
अरज करत बीन गरजकी,
अवसर पाय अमोल;
नृप सुखसैं सदा सुखमानैं (२),
बीचारी है बख्तको जस जाज. देख्यो.

रखत कंठकी माल सम,
नृप सुखके सामान;
अपनै प्रान पीछे धरी,
जतन करत नृप जान;
पालै नृप हितु नेह निभावै (२),
संहारै अरि सख्तकों जस जाज. देख्यो.

सुपनेंमैं भी स्वामीकी,
बुरी सुनै नहि बात ;
सुद्ध मनसैं सेवा करत,
देखत नाहि दिनरात ;
नृप भग्तकों नीत्य भजे है (२),
भजे नां अभक्त कों जस जाज. देख्यो.
रति भर उर नाहि कुर है,
हर घडी रहत हजुर ;
अधिपतिकों इश्वर गीनै,
सत्य बातमैं सुर ;
नथुराम नृपति बिन नांहि (२),
जाचत सुख जग्तकों जस जाज. देख्यो.

અર્થ.—મહારાજાના મુસાહીબનું વર્ણન છે. તખ્તસિંહજીના મુસાહિબ યશના ઝાડરૂપ દયાળુ ભૂપતસિંહ બળીયાભાઈ છે, જે લાલચ તથા લોભ વિનાના છે, અને કદી વૃથા બોલ બોલતા નથી, અને અમુલ્ય વખત મળે ત્યારે જેમાં પોતાનો સ્વાર્થ નથી એવી અરજ કરેછે, અને જે રાજાને સુખ એજ પોતાને સુખ છે એમ માનેછે, અને વખતને વિચારી ચાલનાર છે, જે રાજાને સુખ આપનાર સામાનને પ્રાણ પેઠે જાળવેછે, કારણકે રાજાને વાપરવાના પદાર્થો ખાસ કરીને જાળવવાં જોઈએ, અને પોતાના પ્રાણ આપવા તૈયાર બનીને રાજાના જાનની રક્ષા કરેછે. રાજાના હિતસ્વીને સ્નેહથી નિભાવીને પાળેછે, અને તેના અરિયોને સખ્ત રીતે દંડ દેવા પછાત રહે એવા નથી, જે સ્વપ્નામાં પણ પોતાના સ્વામીની બુરી વાત સાંભળી શકે તેવા નથી, અને તે શુદ્ધ મનથી સેવામાં તત્પર રહેછે, અને હુકમ થાય ત્યારે રાતદિન જોતા નથી, પણ તુરત હુકમ માથે ચડાવેછે. રાજાના ભગ્તને પોતે ભજેછે, અને અભગ્તનું નામ પણ દેતા

નથી, તેના મનમાં રતિ માત્ર પણ કુડ નથી, અને હરઘડી હજુરમાં રહેછે. અધીપતિને ઇશ્વિરસમાન ગણેછે, મતલબ પગાર ખાઈ કામ કરવું એ ફરજ છે, પણ તે ઉપરાંત ઇશ્વિરસમાન ભક્તિભાવ રાખીને કામ કરવા તત્પર રહેછે, અને સત્ય વાતમાં શુરા છે. નથુરામ કહેછે કે, તેને રાજા વિના બીજું કાંઈપણ જગતમાંના સુખની યાચના નથી.

---

## राग छांया नट त्रिताल.

(नवल लाडीली राधिका)—ए तर्ज.

शुभ तखत बखत बड भूपति.—टेक.
गोहिल माजा श्री महाराजा.
जसवंत नंद अनंद खान. शुभ.
राओल कुल उजालक इन्दु;
धर्मकी ढाल गिनै हीन्दु;
नवल कीर्तिकै धरन नरेन्दु,
जबर नाम जानत जहांन. शुभ.
अशरन शरन भरन संपतकै,
करन अभय उत्तम गतकै;
हरन गरव नीचै नरपतकै,
धरन धर्मको बर बीतान. शुभ.
दान मान नृप बली करनको,
यज्ञ स्नान त्रिशंकु मनको;

हुवे सुहिम्मतवान हरनकों,
महद सुर बुद्धि निधान. शुभ.

बादशाहिसैं बर पद पाये,
महारानीकै मन भाये ;
छितिपैं रहै सुजसकै छाये,
गुनको करै नथुराम गान. शुभ.

અર્થ.—મહારાજાશ્રી તખ્તસિંહજીનું વર્ણન છે. રાજ્યના અંગનું વર્ણન પછી નૃપનું વર્ણન કરવું એ નિયમ આંહી રાખેલછે. રાજાની સ્વારીમાં પણ રાજા હમેશાં મધ્યમાંજ આવેછે તેમ આંહી પણ કરેલછે. મહારાજા તખ્તસિંહ બડભાગી અને શુભ એટલે સવારના પહોરનું નામ છે. તે ગોહિલ કુળની માઝા છે, મતલબ ગોહિલ કુળના સર્વ પ્રકારે રક્ષણ કરનાર છે. મહારાજાશ્રી जसवंतजीના નંદ (આનંદ દાતાપુત્ર) છે, અને તે ખરે આનંદની ખાણુજ છે. રાઓળ કુળને ઊજાળનાર મતલબ દુનિયામાં પ્રખ્યાત કરનાર ઈન્દુ (ચંદ્ર) છે, ચંદ્રના પૂર્ણ પ્રકાશથી દુનિયા શ્વેત ચાંદનીથી ઉજળી દેખાયછે, એ સૌ જાણેછે, અને હિંદુ લોકોના ધર્મની તો ઢાલ ગણાયછે, તથા નવલ (નવીન) કીર્તિ (ઉજાસ) ને ધરવાવાળા નરચંદ્ર છે, મતલબ શરદચંદ્ર તો નવી ચાંદનીને ધારણ કરેછે, પણ આતો મનુષ્ય હોઇ કાયમ નવીન કીર્તિ (ઉજાસ) ને ધારણ કરેછે. અને તેથી આખી દુનિયાં તેનું જબ્બર નામ જાણેછે, તે જેને કોઈનું શરણ ન હોય એવા નિરાધારના શરણરૂપ છે, અને તેને સંપત્તિથી ભરનારછે, તથા ઉત્તમ ગતિવાળાને તો અભય કરનારા છે, તથા નીચ નરપતિઓના ગર્વ પોતાના ઉત્તમ દાખલાથી હરી લેછે, તથા હમેશાં ધર્મ પ્રમાણે વર્તનાર છે, તે ઉત્તમ વિતાન (માંડવો) હોય એમ ભાસેછે. માડવો એટલા માટે કે તે બધાને છાંયા આપેછે, તેમ આ રાજા પણ બધાને આશ્રયદાતા છે, તે બલીરાજા તથા કરણ રાજાના દાનના માનને તથા ત્રિશંકુના યજ્ઞના માનને હરવા હિંમત ધરાવેછે, તેથી તે મોટી દૈવી બુદ્ધિનો નિધાન હોય એમ ભાસેછે. વેદાંતઆદિ શાસ્ત્રમાં કહેલછે કે, इश्वर અહંકારને હરેછે, તો તે માન હરવાનો ઉત્તમ સ્વભાવ

દેવી છે, તે આમાં હોવાથી તે સુરબુદ્ધિવાન છે. બાદશાહીથી તેને ઉત્તમ પદ મળ્યુંછે, મતલબ હાલના આપણા હિંદુસ્તાનના બાદશાહ ઇંગ્રેજ સરકાર તરફથી જેને ઉત્તમ માન તથા ખિતાબો મળ્યાછે, અને આપણાં કૃપાળુ મહારાણીને પણ પ્યારા છે, અને જેનો સુજશ ક્ષિતિમાં છવાઇ રહેછે એવા ઉત્તમ રાજાના ગુણનું નથુરામ ગાયન કરેછે.

---

## राग सोरठ त्रिताल.

(मत वारो प्यारो अनवट ले गयो)—ए तर्ज.

**गुन ग्याता दाता तखत महीपती.—टेक.**

**तखत महीपती टालन बिपती,**
**रैयत हुपैं रखै रती. गुन.**
**जी. सी. अेस. आइ. एल. एल. डी. को,**
**पायो खीताब महामती. गुन.**
**अग्रणी पद अधिपतिमैं लीनो,**
**जगमैं जमाइ सुक्रती अती. गुन.**
**कहे नथुराम सुजसको सागर,**
**भावनग्रको प्रिये पती. गुन.**

અર્થ.—અંતઃકરણના બધા ઉમળકા બહાર કાઢવાનો આવો સારો વખત ન ગુમાવવો જોઇએ, તથા આ કાવ્ય પણ મહારાજાનાજ ગુણગાનનું છે, તેથી આમાં તેનાં અંગનું વર્ણન કરી હજી ઘણાં વર્ણનો ખુદ મહારાજાનાંજ કરવાં એ નિશ્ચય છે.

ગુણને જાણનાર તો દાતા તખ્તરાજાજ છે, જે વિપત્તિને ટાળનાર અને રૈયત પર પિતા જેમ પ્રિતિ રાખનાર છે, જે મહામતિએ જી. સી. એસ. આઇ.,

એલ.એલ.ડી., વિગરે ખિતાબો મેળવેલાછે, જેણે અધિપતિઓમાં સૌથી મુખ્ય પદવી મેળવીછે, અને જગતમાં સૌ સ્થળે સુકૃતિ જમાવી છે. નથુરામ કહે કે, ભાવનગરની પ્રજાને અત્યંત પ્યારો રાજા સુજશનો તો સિંધુ છે.

---

## राग सोरठ त्रिताल.

(तें तो घटमां घर कीधुं वालम वरणागीया रे)—ए तर्ज.

रहे बखत बखत पर तखत,
अनुप आराममैं रे.—टेक.
कबहु बुलावे पुरे पंडित,
धर्मकी बात करे द्रढ मंडित ;
खल मारग करे खंडित,
शुद्ध चित्त शाममैं रे. रहे.
कबहु बुलावे कविके पुंजन,
सुनि साहित्य करे मन रंजन ;
निरगुनीयनकों गंजन,
करत मुदाममैं रे. रहे.
कबहु गायका गायक मुखसैं,
सुनते गान कला अति सुखसैं ;
दीन छुडाते दुःखसैं,
गरिब न ग्राममैं रे. रहे.

कबहुक मंत्रिनकों मत देते,
राज व्यवस्था उरमैं लेते ;
कहै नथुराम रहे ते,
नृप यह काममैं रे. रहै.

અર્થ.—રાજાના વખ્તો વખ્તના વિહારનું વર્ણન છે. વખ્તો વખ્ત મહારાજા અનુપમ આરામમાંજ રહેછે. કોઇવાર પુરા પંડિતોને બોલાવી ધર્મની વાત દ્રઢ રીતે મંડન કરેછે, અને ખળ પુરૂષોના માર્ગનું ખંડન કરેછે, અને જેનું ચિત્ત શ્યામ (પ્રભુ) માં શુદ્ધ લાગી રહેછે, કોઇવાર કવિ લોકોના સમુહને બોલાવીને સાહિત્ય સાંભળી મનરંજન કરેછે, કારણ काव्यशास्त्र विनोदेन कालो गच्छाति धीमताम्, અને નિર્ગુણી પુરૂષોને ગંજન કરવા મુદ્દામ બનેછે. કોઇવાર ગાયકા ગાયક વિગેરેને બોલાવી ગાયનકળા સાંભળેછે, અને દીન પુરૂષોને દુઃખથી છોડાવેછે, જેથી ગામમાં કોઇ દરિદ્રી નથી. સાહિત્ય સંગિત જાણવું એ ચતુર પુરૂષોનું કામ છે, તથા ધર્મ જાણવો એ ફરજ છે, એ બધાં કાર્ય મહારાજા કરેછે. આ ઉપરાંત કેટલીકવાર મંત્રિઓને રાજ્ય કામમાં મત દેછે, અને રાજ્યની વ્યવસ્થા બધી પોતાના મનમાં સમજી લેછે. આ પ્રમાણે પોતે કામ કરેછે. રાજ્યકાર્ય સંભાળવું એ રાજાની ફરજ છે. આ પ્રમાણે પોતાનું કર્તવ્ય બજાવેછે.

---

## राग परज झंप ताल.

(प्रबल बरडेशना प्यारनीं प्रेमदा)—ए तर्ज.

करि प्रथम तखतेश शुभ स्नान षट करंमकों,
धरम हरि ध्यान प्रतिवंत धरतै.—टेक.
लीये खडग निज हाथ धारि वस्त्र वर वरगकै,
तुरग चढि दुरग तालाश करतै. करि.

शुभ अशन करि रसनकै भावतै भावयुत,
राज्य रस अब्धिकै बीच तरतै. करि.
फिर शत्रु अरू मित्र साक्षर निरक्षर प्रति,
द्रष्टीकी भीन्नता भूप भरतै. करि.
शुभ काव्य रस श्राव्यको श्रवन कर भुवनतैं,
गवन करी स्वच्छ उपवन विचरतै. करि.
रमि रसिक रम्मत रू गम्मत करि गुन भरी,
पवन सम रवन करि भुवन फिरतै. करि.
निज शुभग सामंत संयुक्त करतै सभा,
गीत संगितकों चित धरतै. करि.
फिर दीनकी दाद फरियाद दीलपैं धरी,
नित्य नथुराम आनंद करतै. करि.

અર્થ.—રાજાના નિત્ય કર્મનું વર્ણન છે. પ્રથમ સ્નાન કરીને મહારાજા ષટ્કર્મ જે ક્ષત્રિને કરવાની જરૂર છે તે કરેછે, અને ધિરજવાન બનીને મતલબ પ્રાણાયામ આદિથી એક ચિત્ત કરીને હરીનું ધ્યાન ધરેછે, પછી હાથમાં ખડગ લઈ ઉત્તમ પ્રકારનાં સાદાં પણ સુંદર વસ્ત્રો પહેરી ઘોડાપર સ્વાર થઈ દુર્ગની તાલાશ કરવા જાયછે, પછી પોતાની જીભને ભાવતાં જુદા જુદા પ્રકારનાં સ્વાદિષ્ટ અન્ન જમીને રાજ્યરસરૂપી પાણીથી ભરેલ સમુદ્રમાં તરેછે, મતલબ કે રાજ્યકાર્ય સંબંધી આવેલ અરજીઓ તથા કામ હજુર સેક્રેટરી પાસેથી જોઈને યથાયોગ્ય હુકમ ફરમાવેછે, તે વખતે શત્રુ અને મિત્ર, સાક્ષર (વિદ્વાન) અને નિરક્ષર (મૂર્ખ) તરફ પોતાની નજર જુદા જુદા પ્રકારની ફેરવેછે, કારણ તે કરવું એજ રાજ્યનીતિ છે. પછી દ્રવિત અંતઃકરણ કરે એવા સુંદર કાવ્યરસનું શ્રવણ કરી ભૂવનમાંથી બહાર નિકળી વન ઉપવનમાં ફરવા તથા સ્વચ્છ

હવાનો ઉપભોગ લેવા જાયછે, તથા ત્યાં સુંદર રમતો તથા ગુણવાળી ગમતો કરી પવન જેવી ત્વરાથી રાજ્યમેહેલમાં પધારેછે, પછી પોતાના હુશિયાર સામંતોને બોલાવીને સભા ભરેછે, અને તે વખતે કંચનીઓ તથા ગાયકોને બોલાવી ગાયન તથા નૃત્ય જુવેછે, પછી દીન જનોની દાદ ફરિયાદ દિલમાં ધરીને હમેશાં આનંદ કર્યા કરેછે.

---

## राग परज ठुमरी त्रिताल.

(मग चलत कान कर झटकी)—ए तर्ज.

यह नियम तखत नरपतिकै.—टक.
नित प्रति पालनकै माली सम,
श्री महाराजाकी मतीकै. यह.
छोटै ब्रच्छनकों जल सींचत,
अति उन्नतकी खडै क्षतिकै यह.
अलग करत सब त्रन अवरोधी,
निकट रखत है निज रतिकै. यह.
आल बाल नथुराम अनुपम,
कर रखतै उत्तम क्रतिकै. यह.

અર્થ.—રાજાનું માલીની ઉપમા આપી વર્ણન કર્યુંછે. મહારાજા તખ્તસિંહજીનો આ નિયમ છે, હમેશાં પ્રજા પાલન કરનાર માલી સમાન મહારાજાની મતિનો આજ નિયમ છે કે, છોટા વૃક્ષને જળ સિંચેછે, અને અતિ ઉન્નત થએલને પાડી નાંખેછે, મતલબ કે જે વૃક્ષો છોટાં એટલે કુમળાં છે, મતલબ તેનાં મન કુમળાં એટલે કપટ વિનાનાં છે, એવાને પોતે લક્ષ્મીરૂપી જળથી સિંચેછે, અને જે અત્યંત ઉન્નત (ફાટી ગએલા)છે, તેમને અસલ સ્થિતિએ

લાવવા યોગ્ય રીતે દંડ આદિક કરેછે, (ઉન્નત એટલે પૈસાદાર નહિ પણ હલકા વિચારના) અને જે ઘાસ ઝાડને અડચણ કરનાર હોય તેને નિંદેછે, મતલબ જે માણસો રાજ્યકાર્યમાં અડચણ કરે તેને દૂર કરેછે, અને પોતાના પ્યારનાં ઝાડ પોતાની ઝુંપડી નજીક વાવેછે, એટલે પ્યારનાં પાત્ર જે માણસો છે તેને પોતાની પાસે હજુરમાં રાખેછે, અને જે ઝાડો આશ્રયને યોગ્ય છે તેમને માટે આલવાલ (ક્યારા) ઉત્તમ પ્રકારના અને સારા કરી રાખેછે, એટલે જે ઉત્તમ કૃતિનાં માણસો છે તેમને માટે અનુપમ આલવાલ કરી રાખેછે.

---

## राग परज ताल सवारी.

(पीजो क्यों नहि दारूडा मारूडा)— ए तर्ज.

तुम हो शुभ सुर राजा,
महाराजा तख्तसींह ;
पोषतहो सिगरै प्रानी,
हो महाराजा तख्तसींह.—टेक.
जिवन दैव भर देतो हो,
खाली ताल कूप ;
मुरख उदधि छारै माजा,
महाराजा तख्तसींह.
सपल्लव सब कर,
जारी देतै हो जवास ;
बजै नथुराम बिरद बाजा,
महाराजा तख्तसींह.

અર્થ.—રાજાને ઇંદ્રની ઉપમા આપી કરેલ વર્ણન છે. હે મહારાજા તમે તો શુભ ઇંદ્ર જેવા છો, જેમ ઇંદ્ર મેઘ વૃષ્ટિથી સઘળાને પોષેછે તેમ તમો

સઘળાને આપની અમીદ્રષ્ટિથી પોષોછો, અને જીવન (પાણી)થી ખાલી તળાવ તથા કુવા ભરી દેછે તે વખતે મુરખ સમુદ્ર માઝા છોડેછે, મતલબ કે જ્યારે વર્ષાદ વરસે ત્યારે સમુદ્ર પોતાની હદ છોડીને નીચે ઉતરેછે, એ દ્વેષથી કરેછે, તેમ તમો જીવનથી ખાલી પડેલ ઉત્તમ મનુષ્યોરૂપી તળાવ તથા કુવાને ભરો છો, અને તે વખતે મુર્ખ મનુષ્યો ખુશી થવાને બદલે ઉલટા બળી મરી દુબળા થાયછે, બધાને પલ્લવવાન કરેછે, પણ તે વખતે જવાસો બળી મરેછે, મતલબ આપ બધાને સરખું સુખ આપોછો, તે છતાં અદેખા બળી મરેછે. નથુરામ કહેછે કે, એવા આપના બિરદનાં વાજાં બજ્યા કરેછે.

---

## राग सोयणी ताल दीपचंदी.

(एरी जसोदा तोसें लरूंगी लराइ)—ए तर्ज.

तुम तखतेश कमल सुखरासी,
मित्र उदयतैं रहत प्रकाशी.—टेक.
तोषत देव सरव सौरभसैं,
पोषत मधु मकरंदके प्यासी. तुम.
जल बिच रहत परस बिन परगट,
तपत हरन गती हिमकर भासी. तुम.
रहै नथुराम दुवन सब रोगी,
यातैं रमा तुव भुवन निवासी. तुम.

અર્થ.—ભૂપતિને કમળની ઉપમા આપી વર્ણન કર્યુંછે. હે મહારાજા તમે તો સુખરાશી કમળ જેવા છો, જેમ કમળ મિત્ર (સૂર્ય)ના ઉદયથી પ્રકાશ પામેછે તેમ આપ મિત્ર (હિતસ્વી)ના ઉદયથી ખીલોછો, એટલે સુખી રહોછો, જેમ કમળ સૌરભ (સુગંધ)થી દેવને સંતોષેછે, તેમ આપ યજ્ઞ ધૂમની સુગંધીથી દેવને સંતોષોછો, અને મકરંદ રસના તરશ્યા મધુ (ભમર)નું પોષણ કરેછે,

તેમ આપ મકરંદ (બ્રહ્મરસ)ના તરશ્યા ભ્રમર (મુમુક્ષુ) તેને પોષોછો. કમળ જળ મધ્યે રહેછે પણ તેને જળનો સ્પર્શ થાય કે તુરત જળ તે ઉપરથી ખરી પડેછે, તેમ આપ આ સંસારની માયામાં લુબ્ધ રહોછો, છતાં ખરી રીતે સત્યજ્ઞાતા છો. માયાને એક કોરે મુકી દીધેલ છે, અને લોકના ત્રિવિધી તાપ હરવાની ગતિ આપની હિમકરની જેવી ઉત્તમ છે. નથુરામ કહેછે કે, કમળના શત્રુ રોગી રહેછે, ચંદ્રને ક્ષયરોગી કહેલછે, એ શાસ્ત્ર સિદ્ધ છે, તેમ આપના શત્રુઓ આપનો ઉદય જોઇને દુખીયા રહ્યા કરેછે, આવા કમળના ગુણ આપનામાં છે, માટેજ કમળા (લક્ષ્મી) આપના ભૂવનમાં રહીછે, કારણકે તે पद्मा (પદ્મમા) રહેનારી છે.

---

## राग परज ताल झुमरो.

(बांकलडो मारूजी दारू पीतो ही आवेछे)—ए तर्ज.

भावाणाको राजा,
भारी भान प्रकाशे है ;
तखत नृपाल जस प्यासै है,
सुखमासैं.—टेक.
अतहि खुलावे खासै,
संत कमल प्यासै प्रतिदिन ;
कुटील कुमुद दुःख ग्रासै है,
सुखमासैं. भावाणाको.
कवि कुल कोकनको,
सब हरे शोकनको सुख देके ;
अधम उलुक अंध भांसै है,
सुखमासैं. भावाणाको.

जगत रहै प्रकाशी,
विविध विलासी नथुराम ;
दुवन तिमिर दुर नासै है,
सुखमासैं. भावाणाको.

અર્થ.—રાજાનું ભાનુંની ઉપમાથી વર્ણન છે. ભાવેણાનો રાજા ભારે સૂર્યની જેમ પ્રકાશેછે, અને જેમ સૂર્ય જળ ખેંચેછે, એટલે જળનો તરશ્યો છે તેમ તે જશરૂપી જળના તરશ્યાછે. સૂર્ય કમળ ખીલાવે તેમ સંત્પુરૂષોરૂપી કમળને ખીલાવે છે, અને કુટિલ કુમુદને સૂર્ય કરમાવે તેમ દુષ્ટ પુરૂષોરૂપી કુમુદ (રાત્રી વિકાશી કમળ) ને દુઃખ આપેછે, અને જેમ સૂર્યના ઉદયથી કોક (ચક્વાક) ને સુખ થાયછે, તેમ કવિઓના સમુહરૂપી કોક પક્ષીઓને સુખ દઇને શોક હરેછે, અને સૂર્યના ઉદયથી ઘૂડ આંધળું થાયછે તેમ અધમ પુરૂપોરૂપી ઘૂડ આંધળા થાયછે. સૂર્યના ઉદયથી જગતમાં પ્રકાશ થાયછે, અને તિમિર (અંધારૂ) નાસેછે, તેમ આ રાજાના જશથી આંખુ જગત પ્રકાશી રહેછે, અને ખળતારૂપી અંધારૂં નાશ પામેછે.

---

## राग परज त्रिताल.

(मने तो पीयारा लागो आप)—ए तर्ज.

तखत तुमैं हो ऋतुराज मनुहारी.—टेक.
संत सुमन परकासत पुरै,
निच करि होतै नाराज. मनुहारी. तखत.
सौरभसैं भरतैं हो सृष्टी,
कर जन हितकै पुर्न काज. मनुहारी. तखत.
कवि कुल कोक मलींद महा गुनी,
सुखि यह रखतै हो समाज. मनुहारी. तखत.

कहै नथुराम अनंत दिगंतमैं,

अदभूत कीर्तिकै अवाज मलहारी. तखत.

અર્થ.—મહારાજાનું વસંતની ઉપમાથી વર્ણન છે. હે તખ્ત મહારાજા તમે મનોહર રૂતુરાજ જેવા છો. વસંતમાં પુષ્પ (સુમન) બધાં ખીલેછે, પણ નીચ કરીર (કેરડાનાં ઝાડ) સૂકાઈ જાયછે તેમ આપ સારા મનવાળા સંતપુરૂષોરૂપી પુષ્પોને ખીલાવોછો, તે વખતે નીચ કરીરરૂપી દુષ્ટ માણસો દુબળાં થઇ જાયછે. વસંત સૌરભથી સૃષ્ટિને ભરેછે, અને લોકો હિતકારક કામમાં મચ્યા રહેછે, તેમ આપ આપના યશરૂપી સૌરભ (સુગંધી) થી આખું જગત ભરોછો, અને લોકોના હિતનાં કામ કરે જાઓછો. વસંતમાં કોક તથા મલીંદ (ભ્રમરા) ના સમુહ સુખી રહેછે, તેમ આપ કવિઓરૂપી કોક અને ગુણીરૂપી ભ્રમરાના સમાજને સુખી રાખોછો. નથુરામ કહેછે કે, દિશાના અંતના ભાગમાં પણ આપની કીર્ત્તિના અદભૂત અવાજ થયા કરેછે.

---

(कया सुहावे रंगे जु मेरा रंग)—ए तर्ज.

तेज धारी तप धारी तखत भुप,<br>
है बल धारी बुलंद बखत भूप.—टेक.<br>
ये कली कालमैं कर्न भयो है,<br>
शर्न आयेकों सदा सुखी रखत भूप. तेज धारी.<br>
संतनकों संतोषसैं देखत,<br>
सत्रुनपैं निया रखत सखत भूप. तेज धारी.<br>
है गुन ग्राहक चाहक चातुर,<br>
आतुर होकै गुन लीजत चखत भूप. तेज धारी.<br>
कोश दिये नथुराम करोरकों,<br>
लाखनकों लख सुखकै लिखत भूप. तेज धारी.

અર્થ.—સામાન્ય સર્વ ગુણોનું સમસ્ત વર્ણન છે. તખ્તસિંહ ભૂપતિ

તેજવાન અને તપવાન છે, બળવાન અને બુલંદ ભાગ્યશાળી છે. આ રાજા આ કલિકાળમાં દાતા કરણનો અવતાર થયો હોય એમ લાગેછે, જેથી શરણે આવેલને સદા સુખી રાખેછે. સંતપુરૂષોને સંતોષથી જુવેછે, અને શત્રુપર સખત નજર રાખેછે, તે ગુણના ગ્રાહક અને ચતુર પુરૂષોને ચાહનાર છે, અને તેમના ગુણ તથા ચતુરાઈની લીજ્જત આતુરતાથી ચાખેછે; હજારોને ધન ભંડાર આપેછે. નથુરામ કહેછે કે, એમ કરીને હજારોના લેખ (ભવિષ્ય) સુખનાં લખેછે.

---

## राग सोरठ त्रिताल.

तोसैं डरत सुरेश,
नित नित तखत नरेश. तोसे.—टेक.

दान करन जब विचलत तुव कर,
धरकत हृदय धनेश. तोसे.

हिमगिरि थरकत सरकत मेरू,
हृदय हुलासत शेष. तोसे

दारीद ब्रंद कवि कोवीदकै,
हारत हिमत हमेश. तोसे.

कहै नथुराम दान विध तेरी.
थाकत लिखत गनेश. तोसे.

અર્થ.—હે તખ્ત મહિપતિ તારાથી તો ઈંદ્ર પણ ડરેછે, કારણકે, યજ્ઞયાગ કરી મારી પદવી લેશે એવી એને ભીતિ રહેછે, વળી જ્યારે તમારો પવિત્ર હાથ દાન કરવાને ઉંચો થાયછે ત્યારે કુબેર ભંડારીનું મન ઠેકાણે રહેતું નથી

કે આતે રખે મારો ભંડાર લુટાવે, તે વખતે હિમાલય થડકેછે, તથા મેરૂ પર્વત સરકેછે, અને શેષનારાયણ મનમાં આનંદ પામેછે, કારણકે, આપણા શાસ્ત્રમાં હિમલયને રૂપાનો તથા મેરૂને સોનાનો કહ્યોછે, તેથી રખે તે પણ દાનમાં અપાઈ જાય એવી બીક તેમને રહેછે, અને આવા મોટા પર્વતનો ભાર ઉપડી જવાથી પૃથ્વીનો ભાર ઓછો થશે અથવા આવા પુન્યથી પૃથ્વીનો ભાર ઓછો થશે એવી આશાથી શેષ અંતરમાં ખુશી થાયછે, અને કવિ તથા કોવીદના દારિદ્રના સમુહ તે વખતે હિમંત હારેછે. નથુરામ કહેછે કે, હમેશ રાજા આપના દાનની વિધિ લખતાં સત્વર લખનારામાં શ્રેષ્ટ ગણપતિ પણ થાકી જાયછે.

---

## राग खमाच ठुमरी त्रिताल.

छत्रिनके छत्रहो बिराजो छत्रधारी,
तखत बखत बड भये अवतारी.—टेक.
परम पवित्र मीत्रहुके हितकारी,
चित्रहो छमाको पूरे पर उपकारी. छत्रिनके.
कष्टसैं बचाते हो करोर नर नारी,
लाखोकों बनाते हो करोर धन धारी. छत्रिनके.
गरवीको गरव तुरत सब टारी,
रंककों बनाते हो अनुप अधिकारी. छत्रिनके.
केहि बिध करूं नृप तारीफ तुमारी,
कहै नथुराम छोटि रसना हमारी. छत्रिनके.

અર્થ.—હે મહારાજા આપ ક્ષત્રિઓના છત્રરૂપ છો, તેથી સદા છત્રધારીને બિરાજો. હે તખ્તસિંહ આપ તો મોટા અવતારી છો, આપ પરમ

પવિત્ર તથા મિત્રના હિતસ્વી છો, ક્ષમાનું ચિત્ર છો, અને પર ઉપકારમાં પુરા છો, હજારો નરનારીને દુઃખથી બચાવો છો, અને લાખોને ક્રોડાધીપ બનાવી દોછો, ગર્વી પુરૂષોના ગર્વને તુરત આપ નાશ કરોછો, અને રંક પણ ગુણીને ઉત્તમ અધિકાર આપોછો. નથુરામ કહેછે કે, હે મહારાજા હું તમારી કઇ વીધિથી તારીફ કરૂં, કારણકે મારી જીભ તો ઘણીજ ટુંકી છે.

---

## राग बरवा त्रिताल.

(प्यारा महाराज)—ए तर्ज.

तखत नृपाल नीको. तखत.
प्रजा प्रतिपाल नीको.—टेक.
संतनकै सुख हेत सचीपती,
सत्रुनको साल नीको. तखत.
सब गुन जानत गरव न आनत,
बुधीको विशाल नीको. तखत.
दीन जन पालक टालक दुःखको,
कुरनको काल नीको. तखत.
कहै नथुराम कवी कोवीदकों,
करत निहाल नीको. तखत.

અર્થ.—તખ્ત મહિપતિ પ્રજા પાલનમાં ઉત્તમ રાજા છે, સત્પુરૂષોને સુખ દેવામાં શચીપતિ જેવા છે, અને શત્રુને દંડ દેવામાં પણ તેવાજ છે. બધા ગુણને જાણનાર છતાં મનમાં ગર્વ નથી, અને જેની બુદ્ધી વિશાળ છે, દિન જનને પાળનાર અને દુઃખને ટાળનાર છે, અને કુરના તો કાળ છે, અને કવિ કોવીદને તો ન્યાલ કરનારા છે.

## राग पीलु त्रिताल.

(दरसन बिन हो अखियां अती अकुलानी)—ए तर्ज.

तखत नृप हो प्रगट्यो भय हर भोज.—टेक.
कवि कुल कष्ट बिदारन कारन,
हिम्मत धरत हरोज. तखत.
दीननकै दुःख दूर करत है,
मनहर बकसत मोज. तखत.
सरव खपाय दीये खलकै दल,
बदनकै सिर धर्यो बोज. तखत.
कहै नथुराम सुभग जग सरमैं,
बिकसैहै सुजश सरोज. तखत.

અર્થ.—આ મહારાજા તો બીજો અભયદાતા ભોજ અવતર્યો એમજ કહેવાયછે, જે કવિઓના સમુહના કષ્ટને વિદારવા માટે હમેશાં હિમ્મત ધરેછે, દીન જનોના દુઃખ દૂર કરીને મનહરમોજ બક્ષેછે. બધા ખળ પુરૂષોને તો ખપાવી દીધા છે (નાશ પમાડ્યા છે), અને બદ (દુષ્ટ)ના માથાપર ભારે દંડ દેછે. નથુરામ કહેછે કે, સુભગ એટલે સૌભાગ્યરૂપી જળથી ભરેલા જગતરૂપી સરોવરમાં આ રાજાના સુયશરૂપી કમળો સર્વત્ર ખીલ્યાંછે.

---

## राग बिलावल झंपताल.

चढी आज महाराज तखतेशकी स्वारी शुभ,
इंद्र स्वारी जनु उमडि आइ ;

सर्वे हरन दुःख दीनकै दया द्रष्टी करी,
परम आनंदको समय पाइ. चढी आज.—टेक.

धीरै धरनी तल योद्ध धुरवानसैं धावतै,
रंग वेरंगि तन वस्त्र धारी ;
खुलै खडगकी जोत छहरात विद्युत सम,
इंद्र धनुसी पताका पसारी. चढी आज.

तिखे तरल तेजी मिली हुंकरत फुंकरत,
वर वलाहक धुनीको लजावे ;
वडे दुन्दुभी नाद सरनाइके साद मिली,
गहरि धुनीसों धरातल गजावे. चढी आज.

अति चपल चंचल चतूरंगि सैना चली,
विविध वदरानकै बरन हारी ;
पढे वंदिजन बिरदकी वान वडतानसैं,
चतुर चातकन कल गरवगारी. चढी आज.

रहे नाची नव यौवना नर्तकीकै निकर,
मान सुर कंचनीको कटावे ;
भरी हृदयके हरखकी हाक प्रतिहारकी,
वरहीकी वानिको मद मिटावे. चढी आज.

मिलि गात गुनि लोक गुन सप्त सुर मेदसैं
झील्ली दादरन रवसैं रसिलै ;

झुमि चलत चहुं फेर सामंत सुर व्रंदसैं,
हाथ हथियार कम्मर कसीलै. चढी आज.
महा मत्त सुर हथ्थी सम कलित कुंभी चढै,
मेघडंबर सरिस छत्र धारी ;
धरै बिबिध गज मुक्तकै हार हाटक पदिक,
सचिव कर चौंर धर रहत ढारी. चढी आज.
महा मुल्य मनि पुंजकी अमित आभा भरी,
आप बैठै अनुपम अँबारी ;
लखि सकल छबि शक्रकी भावपुर भूपमैं,
नित्य नथुराम कवि जाय वारी. चढी आज.

અર્થ.—મહારાજાની સ્વારીનું વર્ણન છે. મહારાજાની આજે સ્વારી ચઢી તે જાણે ઇંદ્રનીજ સ્વારી ચડીને આંહી આવી હોય એવું ભાસેછે. આ પરમ આનંદનો સમય મળવાથી દીનજનોના સર્વે દુઃખ હરવાને તેમણે ચોપાસ દયા દ્રષ્ટિ કરીછે કે, મેઘ આવે ત્યારે તાપથી અકળાએલા જનોના દુઃખ દૂર થાયછે, અને પ્રસ્વેદ આદિ ગભરાટ મટેછે ત્યારે તેથી આનંદ થાય છે, જેમ મેઘ વર્ષે ત્યારે પાણી ચોપાસ દોડેછે તેમ આંહી ધરની તલ ઉપર ધીરા યોદ્ધાઓ જળના ધોધવાની જેમ દોડેછે, અને તેમણે રંગ બેરંગી વસ્ત્રો શરીરે ધરેલાં મેઘના વર્ણનમાં વાદળાના વિવિધ રંગ થાયછે. ખુલ્લાં ખડગોની જ્યોતિ વિજળી જેવી ફેલાયછે, અને ચોપાસ ઉડતી પતાકાઓ ઇંદ્ર ધનુષ જેવી દેખાયછે. તિખા તરલ તુરંગોના હુંકારા અને પુંકારા ઉત્તમ વાદળાની ગર્જનાની ધ્વનીને લજાવેછે, અને દુંદુભી તથા સરણાઈના નાદ એકત્ર થઈ ગહરી ધ્વનીથી ધરાતલને ગજાવેછે. ચપળ ચંચળ ચતુરંગણી સેના ચાલેછે તે વિવિધ વાદળાના વર્ણને હરાવેછે ત્યાં બંદિજનો મોટા તાનથી બિરદવાણી બોલેછે, તે જાણે ચતુર ચાતકના કલરવને ગાળી દેતી હોય એમ ભાસેછે, પાસેજ જુવાન નૃત્ય કરનારીઓ નાચી રહેછે, જે સુરકંચની

(અપ્સરા) ના માનને હટાવેછે, અને હૃદયમાં ભરેલ આનંદથી પ્રતિહાર હાકો મારેછે, તે બરહી (મોર) ની વાણીના મદને મિટાવેછે, અને ગુણી લોકોના વૃંદ મળીને સપ્ત સુરના ભેદ સાથે ગાયન કરેછે તે ઝીલ્લી અને દાદુરના અવાજ જેવા રસિક મધુરા લાગેછે. ચોદિશામાં સામતો દેવમંડળ જેવા ઉત્તમ ચાલેછે, જેના હાથમાં હથીઆર છે, અને કમ્મર કસેલીછે, અને સુરગજ (ઐરાવત) જેવા મસ્ત સુંદર હાથીપર બીરાજ્યાછે, અને માથે મેઘાડંબર જેવાં સરસ છત્રો આવેલાંછે, જેણે ગજમુક્તા, સોનું અને હીરાના હાર પહેર્યાછે, અને મુખ્ય પ્રધાન હાથમાં ચમ્મર લઇને ચમ્મર ઢોળી રહ્યાછે, અને ઘણાજ મૂલ્યવાન મણી સમુહની અમિત આભાથી શોભીત અનુપમ અંબાડી ઉપર પોતે બેઠાછે. આ ભાવનગરના ભૂપમાં ઇંદ્રની બધી ખૂબી આવી રહી છે તે જોઇને નથુરામ કવિ હજારોવાર વારી જાયછે.

---

## राग धनाश्री त्रिताल.

(छांड मोरी बैयां सैयां लागुं तोरे पैयां)—ए तर्ज.

कुरनको काल नीको, तखत नृपाल हो.—टेक.

वानीकै समान बानी, भव्य जाको भाल हो;
जानत जहान जाकों, बुद्धिको बिशाल हो. कुरनको.
नेहीनकों नित्य प्रती, करत निहाल हो;
संत महीसुर धेनुं दीनको दयाल हो कुरनको.
कुटिल कुपात्र दीन्हैं, देशतैं निकाल हो;
दंड देत दुष्ट जनकों, करत बेहाल हो. कुरनको.
भावनग्र भूप भारी, धारी यश माल हो;
नाथ नथुराम हको, प्रजा प्रतिपाल हो कुरनको.

અર્થ.—આ તખ્તસિંહજી નૃપાલ કુરનો તો કાળછે, જેની વાણી

સરસ્વતી જેવી છે, અને જેનું કપાળ વિશાળ છે, જેને આખી દુનિયા જાણેછે, અને બુદ્ધિ વિશાળ છે, જે પોતાના હેતુને હમેશાં ન્યાલ કરેછે, જે સંત મહીસુર (ભૂદેવ) તથા ગાય અને દીનનો તો દયાળ છે, અને જે કુટિલ તથા કુપાત્ર જનોને દેશનિકાલ કરેછે, જે દુષ્ટ પુરૂષને દંડ દેછે, અને બેહાલ કરેછે. આ ભાવેણાના ભૂપે ભારે યશની માળા ધારણ કરીછે. નથુરામ કહેછે કે, આ મારો નાથ પ્રજાને પાળનાર છે.

---

(हमकों छांड चले बन माधु)—ए तर्ज.

तखत नरेश बडो तप धारी,
धृति धर दानी मुद धनको रे.—टेक.

आनंदकारी मंगल मुरती,
सुरती शांत करे मनकों रे ;
दर्श कीये दुःख द्वंद मीटे सब,
ताप रू त्राश टरे तनको रे. तखत.

गुन गाहक चाहक चंचलको,
सुख दायक सब संतनको रे ;
उर दाहक खद्योत खलनको,
प्रिय प्रतिपाल अनघ जनको रे. तखत.

जशवंत नंद अमित जश धारी,
पारन परम प्रबल पनको रे ;
अवर न पुरपति आवै पटँतर,
गुनि गावे गोहिल गुनकों रे. तखत.

कवि नथुराम नेह भारि निरख्यो,
सुफल किये निज नैनकों रे;
नेह नगरको श्याम सलुनो,
मोल नही इन बोलनको रे. तखत.

અર્થ.—તખ્ત નરેશ બડો તપધારી છે, જે ધીરજ ધરનાર અને આનંદ તથા ધનનો દાતા છે, જેની આનંદકારી અને મંગલમય સુરતી છે, તથા જેની સુરત (ચ્હેરો) મનને શાંત કરનારછે, જે ગુણનો ગ્રાહક (કદરદાન) તથા ચંચળને ચાહનારછે, અને બધા સંતપુરૂષોને સુખ આપનારછે. जसवंतसिहजी-નો સુપુત્ર અમિત જશ ને ધારણ કરેછે, અને મોટી (પ્રબળ) પ્રતિજ્ઞાઓને પાળેછે બીજો કોઈ પુરપતિ તેની તુલ્ય આવતો નથી, અને ગુણીજનો ગોહિલના ગુણનેજ ગાય છે. નથુરામ કહેછે કે, મેં સ્નેહથી તેનાં દર્શન કરીને મારાં નયન સફળ ક્યાંછે. આ નેહ (ભાવ) નગરના સલુણા શ્યામ (અધિપતિ) ના એક બોલનું પણ મુલ્ય થાય એવું નથી.

---

## राग जंगलो ठुमरी त्रिताल.

राजो अचल महाराज तखत तुम,
नेह नगर हुके नृपती रे.—टेक.
जी. सी. एस. आइ. जग जाहीर,
महीपती बीच महान मती रे. राजो.
गोहिल कुल दीपक गुन ज्ञाता,
दाता करनसैं धरन धती रे.
नृप वलिसैं वलवान बाहादुर,
कालिमैं सबसैं कलित क्रती रे. राजो.

लाख महीपतिमैं अति लायक,
रसिक शिरोमनी राज रती रे.
रावल रत्न सरव सुख दायक,
हरन सबनकी गरव गती रे. राजो.

गुनि गन रंजन खल दल गंजन,
दिन दुःख भंजन हो भुपती रे.
कवि नथुराम जीवो जुग जुग तुम,
पेरम के सुप्रतापि पति रे. राजो.

અર્થ.—હે નેહ (ભાવ) નગરના ભૂપતિ તખ્તસિંહજી આપ સદા રાજ્ય ઉપર અચળ બિરાજો. આપે જગતમાં પ્રખ્યાત થઈ जी. सी. एस. आई., ખિતાબ મેળવેલછે, અને સર્વે રાજાઓમાં મોટા મતીવાળા છો. ગોહિલ કુળના દીપક અને ગુણજ્ઞાતા છો; કરણના જેવા દાતા અને ધૈર્યવાન છો; બલિ રાજા જેવા બળવાન બાહાદૂર છો. આ કલિયુગમાં બધા ઉત્તમ કૃતિવાન પુરૂષોથી આપની કૃતિ શ્રેષ્ટ છે. લાખો રાજાઓમાં આપ અત્યંત લાયક, રસીકના શિરોમણીને રાજ્યની શોભા છો. આપ રાવળ કુળના રત્ન અને સૌને સુખ આપનારા છો, અને બધાની ગર્વગતિને હરોછો. ગુણી માણસોને રંજન કરનાર ખળ પુરૂષોના દળને ગંજાવનાર દિનના દુઃખ ભાગનાર ભૂપતિ છો. નથુરામ કહેછે કે, હે પેરમના પ્રતાપી પાદશાહ આપ જુગો જુગ જીવો.

---

## राग धनाश्री त्रिताल.

(कब सुमरोगे राम अब तुम)—ए तर्ज.

गोहिल गुनको धाम जगमैं,
गोहिल गुनको धाम ;

जाहिर जिनको नाम्न जगतमैं,
गोहिल गुनको धाम.—टेक.

चौदह चार अष्टादस जानै,
खटको मर्म तमाम. जगमें.

गान तान रस जान रसीलो,
सुघरताइको श्याम. जगमें.

कवि कोविद बंदीजन बरनत,
किरति सहित गुन ग्राम. जगमें

तख्त अमित गुन इक रसना सैं,
कैसैं कहै नथुराम. जगमें.

અર્થ.—ગોહિલ રાજા ગુણનું ધામ છે, જેનું નામ જગતમાં જાહિર છે. ચૌદ વિદ્યા, ચાર વેદ, અઢાર પુરાણ જે જાણેછે, અને ષટ્શાસ્ત્રના તમામ ભેદનો જ્ઞાતા છે. ગાન, તાન તથા રસને જાણનાર રસિક છે, અને સુઘડતાઇનો તો શ્યામ (ધણી) છે. કવિ કોવીદ બંદીજન જેના કીરતિવાળા ગુણ સમુહ વર્ણવેછે. તખ્તના ગુણો અમિત છે, અને જીભ તો એક છે, તો નથુરામ કહેછે કે, હું તે કેમ વર્ણી શકું.

---

## राग कालिंगडो त्रिताल.

(मुनि संग बालक कांके रे)—ए तर्ज.

गुग धर गोहिल कुल टीको रे,
नृप नेह नगरको नीको.—टेक.

सेवककों सुख संपति देकै,
टारत दुःख दरदीको ;
मृतकनसैं जन करत सजीवन,
घन बरसाइ अमीको. नृप.

नेह नजर करिकै उर आनत,
आरतकी अरजीकों ;
मेटि सकल मन जनित उपाधी,
सोषत क्लेश सरीकों. नृप.

निज जन शालि पाल जीवनसो,
संतत शाल अरीकों ;
प्रगट प्रताप तेज तरनी सम,
केसरि कुटिल करीकों. नृप.

श्रुति पथ पाल धरम ध्वज धारी,
पावन पति कीरतीको ;
सुघर श्याम नथुराम कविको,
बुझत नेकी बदीको. नृप.

અર્થ.—ભાવનગરનો ઉત્તમ રાજા ગોહિલ કુળનું ટીલું છે, મતલબ સૌથી શ્રેષ્ઠ છે, સેવકને સુખ સંપત્તિ આપી દર્દીના દુઃખ ટાળેછે, ધનરૂપી અમૃતનો વર્ષાદ વરસાવીને દરિદ્રથી મરી ગએલાં માણસોને સજીવન કરેછે, આર્ત (દુઃખી) માણસોને અરજી સ્નેહભરેલી નજર કરીને અંતરમાં જાણેછે, અને મનમાં ઉત્પન્ન થએલ ઉપાધી મટાડીને કલેશરૂપી નદીને શોષેછે, જે પોતાના માણસોને પાળવામાં તો શાળને જેમ જીવન (પાણી) પાળેછે તેવો છે, મતલબ

કે જેમ વધારે પાણી તેમ ચોખા વધારે થાયછે તેમ પોતાના હિતુને અત્યંત રસ્તે મદદ કરેછે, અને અરીને હમેશ દુઃખ દેનારછે, જેનો પ્રગટ પ્રતાપ તેજમય સૂર્ય જેવો છે, અને કુટીલ પુરૂષોરૂપી કરી (હાથી) પર તો કેશરીસિંહ સમાન છે, જે શ્રુતિ માર્ગે ચાલનારછે, અને ધર્મરૂપી ધ્વજા ધરનારછે, અને કીરતીનો પવિત્ર પતિ છે. નથુરામનો સુઘડ શ્યામ નેકી અને બદીને જાણનારછે.

---

## राग आशावरी ताल दीपचंदी.

(मीजमानोसें कायकों लरीयें)—ए तर्ज.

तख्त भुपकै दिलमैं भावै,
हेमंत सुहर्ष बढावै.—टेक.
दर दर ढांप पवन गति रोकत,
मृगमद धुम धुकावै. तख्त.
मखमली सेजन गरम गलीचै,
शाल रजाइ उढावै. तख्त.
अगर अतरसैं डगर लीपावै,
मुश्क हिना छिडकावै. तख्त
कैहै नथुराम सुरन गति साधी,
इन्द्रको भुवन भुलावै. तख्त.

અર્થ.—મહારાજાના હિમંતરૂતુના વિહારનું વર્ણન છે. તખ્ત ભૂપના મનમાં હિમંત રૂતુ ભાવેછે, અને હર્ષ પેદા કરેછે. દરેક દરવાજા ગરમ કપડાથી ઢાંકીને પવનની ગતિને રોકેછે, કારણકે નહિ તો ટાઢ લાગે, અને ગરમી થવા કસ્તુરીના ધૂમ્ર કરેછે. પોતે મખમલી સ્હેજ, ગરમ ગલીચા વાપરેછે,

શાલો તથા રજાઇ સેવકો ઓઢાડેછે, રસ્તાઓ અગર તથા અત્તરથી લીપાવેછે, અને ચોપાસ કસ્તુરી તથા હીના છંટકાવેછે. નથુરામ કહેછે કે, સમસુરોની ગતિ સાધીને ઇંદ્રના ભૂવનને ભૂલાવે એવી ઉત્તમ કૃતિ હજુરીઓ કરેછે.

---

## राग आशावरी त्रिताल.

(राजा मने चाहोछो तो मेरी सुधी लीजे)—ए तर्ज.

शिशिर बितात तखत नृप दानी.—टेक.
मधुकै प्यालै भर भर पीवत,
बोलत रस भरी बानी. शिशिर.
खात खिलावत गरम गीजाही,
मदन मसालै आनी. शिशिर.
अनल अंगिठी अधुम धरत है,
सेज गरम सुख दानी. शिशिर.
कहै नथुराम उपावत आनंद,
नित नृपति निरमानी. शिशिर.

અર્થ.—મહારાજાના શિશિર વિહારનું વર્ણન છે. દાની તખ્ત મહિપતિ શિશિર કેવી રીતે વિતાવેછે કે, સ્વાદિષ્ટ મધુના પ્યાલા ભરીને પીએછે, અને પાચછે, રસમય વાણી બોલેછે, કામોદ્દીપક મસાલા ભેળવીને ગરમ પદાર્થો ખાયછે, અને ખવરાવેછે, તાપવા માટે ધૂમ્ર વિનાના અગ્નિની શઘડી રાખેછે, અને સુખદાયક ગરમ સ્હેજમાં સુવેછે. નથુરામ કહેછે કે, આ નિરમાની રાજા નિત્યપ્રતિ આનંદ ઉડાવેછે.

## राग बिलावल त्रिताल.

(दोरी दोरी आवत मोयकुं मनावत)—ए तर्ज.

वसत वसंतमैं मन धरी खंतमैं,
रमत इकंतमैं नृप अवतारी.—टेक.
कबहुक आप वसत उपवनमैं,
कबहुक बनकै बनत बिहारी. बसत.
हार हमेल बनावत बाला,
नवदल कुसुमकी सैज सुधारी. बसत.
अतर अरगजा अंग लगावत,
गात हिंडोर राग ललकारी. बसत.
नित नथुराम रंग भर रसिया,
विहरत तखत बखत बड धारी. बसत.

અર્થ.—મહારાજાના વસંત વિહારનું વર્ણન છે. મનમાં ઉત્સાહ લાવીને વસંતમાં રહેછે, અને અવતારી નૃપ એકાંતમાં ગમ્મત કરેછે, કોઇવાર બગીચામાં રહેછે, કોઇવાર વનમાં વાસ કરેછે, નવીન દલવાળાં પુષ્પોથી બાલાઓ જેને માટે હારહમેલ બનાવેછે, અને પુષ્પશય્યા સુધારેછે; અત્તર અરગજા અંગે લગાવેછે, અને હિંડોર રાગ ગુણિઓ લલકારીને ગાયછે. નથુરામ કહેછે કે, આ રસિયા રંગભર રહી પોતાનો બધો વખત ગાળેછે, આ બધા વસંતના જુદા જુદા વિહાર છે.

---

## ध्रुपद राग बसंत.

वनै वसंत अति महंत, किरती कंत तखत राज ;
धरम पाज करत आज, सुरभित धर धामरी.—टेक.

सुकवि ब्रच्छ लखिकै अच्छ, परम करत पल्लवीत ;
हरत पत्र लखि कुपात्र, करीर तरू तमामरी. बने.
प्रेम पुहुप भरत अनुप, जन चमेली चंपक लखी ;
गुनि गुलाब संत जलज, मुदित करि मुदामरी. बने.
चारू चकोर भाविक भौंर, कोविद कोक कोकिल थोक ;
रसिक करंत कलित कंठ, नित प्रति नथुरामरी. बने.

અર્થ.—મહારાજાનું વસંતરૂપે વર્ણન છે. મોટી કીર્તિના કંત (ધણી) એવા તખ્તસિંહજી વસંતરૂતુ બન્યાછે, કારણકે તે ધર્મની પાજરૂપ મહારાજા પૃથ્વીરૂપ ઘરને આજે સુયશ સુગંધથી સુરભિત કરેછે. વળી સુકવીરૂપી વૃક્ષોને સ્નેહ દ્રષ્ટિથી જોઈ (આવકાર આપીને) તેને પરમ પલ્લવીત કરેછે, લક્ષ્મી અધિકાર આદિ આપીને સારી સ્થીતિએ પહોંચાડેછે ; કેરડાના ઝાડરૂપી કુપાત્ર પુરૂષોને જોઇને તેના તમામ પત્રો હરી લેછે, મતલબ નિર્બળ કરી નાંખેછે, અને નીજ જનરૂપી ચંપક તથા ચમેલીને જોઈને અનુપમ પ્રેમરૂપી પુષ્પોથી ભરી દેછે, મતલબ કે તેમના તરફ સદા દયા દ્રષ્ટિ રાખેછે, તથા ગુલાબરૂપી ગુણીજનો, જળજ (કમળ) રૂપી સત્પુરૂષો તે મુદિત કરેછે એ નિશ્ચય છે. નથુરામ કહેછે, મનને હરણ કરે એવા ઉત્તમ ભાવિકરૂપી ચકોર અને ભ્રમરા અને વિદ્વાનરૂપી કોકીલ અને ચકવાક ના શુભોભિત કંઠ રસમય કરેછે, મતલબ કે, ચકોર, ભ્રમરા, કોકીલ, ચકવાક આદિના કંઠ વસંતરૂતુમાં મધુર થાયછે, તેમ આ ભાવિક તથા વિદ્વાનોને ઉત્તમ દાન આપેછે, જેથી તેઓ મધુર રાગે તેના ગુણ ગાયછે.

---

## राग वसंत ताल दीपचंदी.

(रूतु आइ वसंत नइ सुहाय)—ए तर्ज.

मुख मंगलकै करती उचार,
चलो तख्तकों देन बधाइ नार.—टेक.

अभिनव बसंतकी नव बहार,
सुभ अंग बसंति बसन धार ;
धरि कुसुम आभरन मुक्त मार,
करि सींदुर बीन्दी शुभ लिलार. मुख.

भरि बिबिध कुसुमसैं कनक थार,
लै अगर अरगजा धारी प्यार ;
संग मृगमदकै मनहरनहार,
कर अबील गुलालकी डाली धार. मुख.

फलबद्री सपल्लव गिहुंकै छोर,
धर कुंभमैं खर्जुर आम्र मोर ;
शुभ श्रीफल अक्षत रोरि घोर,
नथुराम कहत आशिश करोर. मुख.

અર્થ.—આમાં વસંત વધાઈનું વર્ણન છે. વસંતઋતુમાં વધાઈ આપવાનો ચાલ છે. તે વખતે સ્ત્રીઓનું મંડળ આ પ્રમાણે બોલેછે, તે મુખથી મંગળ ઉચ્ચાર કરી કહેછે કે, ચાલો બેનો મહારાજા તખ્તસિંહજીને વધાઈ દેવા જઈએ. આ વસંતઋતુનો બહાર તો અતિ સુંદર છે, માટે શરીર ઉપર સારાં વસંતી વસ્ત્ર પહેરો, કુસુમનાં ભૂષણ તથા મોતીની માળા ધારણ કરો, વિવિધ કુસુમથી સોનાના થાળ ભરી લો, અને પ્યાર ધરી અગર તથા અરગજા લઈ લો, સાથે કસ્તુરીના મનહરણ હાર લઈ લો, અને અબીલ તથા ગુલાલની ડાલીઓ હાથમાં ધરો તથા શુભ કુંભમાં બદ્રી ફળ તથા પાંદડાવાળા ઘઊંના છોડ, ખજૂરી તથા આંબાના મોર નાખીને ઉપર શ્રીફલ લઈ અને અક્ષત તથા કંકુ ઘોળો ને ચાલો, મહારાજાને આશીશ આપીએ.

# राग बसंत त्रिताल.

(भमरा रे मोरा भमरा रे)—ए तर्ज.

लखि द्रगरे आयो लखि द्रग रे,
बसुधामैं बिबिध बसंत ;
बिलसत तखत महंत. लखि.

धर धर नव पल्लव सब तर तर,
सर सर पंकज रहै रस भर भर ;
घर घर गुनि जिन गावत हींडोर,
धारी तंत रे. लखि.

जाइ जुइ चंपक चमेली मालती,
कुंद गुलदाउदी गुलाब पुष्प भारसों ;
नित नित नमंत,
जैसैं संतरे. लखि.

सुभ रस केलि करत पेरम पति ;
प्रति दिन नारी नवेलीन संग ;
खेलत रंग हुसों नथुराम,
सुधारी खंत रे. लखि.

અર્થ.—આ પૃથ્વીપર વસંત આવેલ જોઇને મહત્પુરૂષ મહારાજા તખ્ત- સિંહજી વિવિધ પ્રકારે વિલાસ કરેછે, દરેક ઝાડે નવિન પલ્લવો ધારણ કરેલછે, અને દરેક સરોવરમાં પંકજ (કમળો) રસભરિત થયાછે. આ વખતે ઘરે ઘરે ગુણી પુરૂષો તંતુવાદ્ય ધારણ કરીને હિંડોર રાગ ગાયછે, જાઈ, જૂઈ, ચંપક,

ચમેલી, માલતી, ડોલર, ગુલદાવદી, ગુલાબ આદિ વૃક્ષો પુષ્પના ભારથી સત્પુરૂષોની જેમ નમેછે, કારણ સત્પુરૂષો પોતાનો ઉદય જોઇને નમેછે. આ વખતે પેરમના પતિ તખ્તસિંહજી ઉત્તમ નવેલી નારી સંગે ખંત ધારીને રંગથી ખેલેછે.

---

## राग बिलावल ताल दीपचंदी.

(तेरो मुख निकोकै मेरो मुख प्यारो)—ए तर्ज.

कर बिच धारी कनक पिचकारी,
खेलत फाग तखत संग प्यारी.—टेक.

पकरी पतंगहुको रंग डारत,
रोरी अबिरकी छाइ अध्यारी. कर.

केसर कीचमैं रपटत झपटत,
आनन मुठी गुलालकी मारी. कर.

हसत गृसत पट अंक भरत अती,
बिलसत बाल अनंग पसारी. कर.

लखि नथुराम नृपत बलनासै,
आप जितै यह बानी उचारी. कर.

અર્થ.—ફાગ વિહારનું વર્ણન છે. મહારાજા કરમાં સોનાની પીચકારીઓ ઝાલીને બાલાઓ સાથે ફાગ ખેલેછે, તેઓને પકડીને પોતે પતંગનો રંગ છાંટેછે, અને એટલો બધો અબીલ અને કંકુ ઉડાવેછે કે તેની રજ ઉડવાથી ચોપાસ અંધાર થઇ જાયછે. આ અંધાર છે તેમાં વળી મુખપર ગુલાલની મૂઠીઓ છાંટેછે તેથી ભાગતા કેસરના કીચમાં લપટીને રંગાઇ જાયછે, આમ થતાં તેઓ હસેછે, એક બીજાના લુગડાં પકડેછે, આલિંગન આપેછે, અને આ

પ્રમાણે કામદેવને ઉત્તેજન કરીને બાલાઓ અત્યંત વિલાસ કરેછે, અને આમ થતાં જ્યારે નૃપતિનું બળ વધેછે ત્યારે आप जीत्या એમ કહી સ્ત્રીઓ તાબે થાયછે.

---

## राग काफी ताल दिपचंदी.

सखीरी तख्त पिया शोखी,
खेलत अनोखी ;
अबकी बसंत बहार. सखीरी.—टेक.

ले कर बीच कनक पीचकारी,
पेरम पति धरि प्यार ;
केसर रंग भरी भरि मो पर,
डारत बार हि बार ;
गुलालकी मुठी सु मार. अबकी.

आप भिंजत मेरे बसन भिजावत,
वारि गुलाबको डार ;
केसर कीचमें रपटत झपटत,
अटपटै बचन उचार ;
चतुर लेतै चुंनरी उतार. अबकी.

आय आय मोकों अंक भरतहै,
भाजन देन लगार ;
छीन लेत पीचकारी हमारी,
मोजी करत मन धार ;
भीजौं खडी खडी मैं लाचार. अबकी.

घोरीके रोरी करत बरजोरी,
होरीको बखत बीचार ;
कवि नथुराम कहत करजोरी,
सफल भयो अवतार ;
मिले जसवंतके कुमार. अबकी.

અર્થ.—સ્ત્રીઓના મંડળનું આ બોલવુંછે, કહેછે કે, હે સખી આજની વસંતરૂતુની બહાર શોભી તખ્તસિંહજી કોઈ જુદાજ પ્રકારની ખેલેછે હાથમાં સોનાની પીચકારી લઇને પેરમના પાદશાહ પ્યાર ધરીને માહે કેસર રંગ ભરી મારી ઉપર વારંવાર છાંટેછે, અને તે સાથે ગુલાલની મુઠી ભરી નાખતા જાયછે, પોતે ભિંજાયછે, અને મારાં વસ્ત્ર ગુલાબજળથી ભિંજાવતા જાયછે, અને સુંદર અટપટાં વચનો ઉચારતા કેસર રંગમાં ઝપટથી રંગેછે, અને અમારી ચુંદડીઓ ખેંચતા જાયછે, આવીને વારંવાર અમને અંક ભરેછે, અને જરાપણ ભાગવા દેતા નથી, અમારી પીચકારી છીનવી લઇને મોજીલા મન ધાર્યું કરેછે, જેથી અમેં તો લાચાર બનીને ઉભાં ઉભાં ભિંજાઇએછીએ આ વસંત ખેલવાનો વખત છે એમ વિચારી કંકુ ઘોળીને અમારાપર બરજોરી કરેછે. આ સ્ત્રીઓ હાથ જોડી કહછે કે, જશવંતસિંહના પુત્ર અમને મળ્યા તેથી અમારો જન્મ તો કૃતાર્થ થયોછે.

---

## राग काफी ताल दीपचंदी.

तख्त कृपानिधि कानरे,
मोतीबाग मधुबन ;
खेलत है बन ठन,
तख्त कृपानिधि कान.—टेक.

परिजन गोप गोपी सम प्रोढै,
मंगल गात महान रे;
द्रग निरखी नगर जन,
वारत है तन धन. तख्त.

प्रेम पतंग भरी पीचकारी,
तकि तकि मारत तान रे;
गुन गात गुनी गन,
मगन बनै मन. तख्त.

कंस समान क्रूरे नर मारत,
पुतना पापीकै प्रान रे;
हरै पगकै प्रहारन,
निज जन तारन. तख्त.

कीचमैं कचरत असूर अधमकों,
भावनग्रकों भान रे;
नथुराम निहारन,
अरपत नैनन. तख्त.

અર્થ.—કૃષ્ણની ઉપમાથી તખ્તસિંહજીનું વર્ણન છે. તખ્ત મહિપતિ કાન છે, અને મોતીબાગ મનોહર મધુવન છે, (કૃષ્ણનું ક્રીડાનું સ્થળ) આમાં પોતે અનીઠની ખેલેછે. પોતાના પ્રોઢા પરિજનોરૂપી ગોપ ગોપીઓ મહાન મંગળ ઉચ્ચાર કરેછે, જે નજરે નીરખીને નગરવાસીઓ પોતાનાં તન મન ધન વારી જાયછે, પતંગ ભરેલી પીચકારી તાકીને તાકીને તાણીને મારેછે, અને ગુણીજનો મનમાં મગ્ન થઇને ગુણ ગાયછે. ક્રુર પુરૂષોરૂપી કંસોને મારેછે, અને

પાપી પુરૂષોરૂપી પૂતનાના પ્રાણુ પગ પ્રહારથી હરેછે, અને પોતાના જનોને બચાવેછે (ધાવતાં કૃષ્ણે કરેલા પગના પ્રહાર આ સ્થળે પાપીને મહારાજા પગના પ્રહારથી મારેછે.) અધમરૂપી અસુરોને ભાવનથનો સૂર્ય કીચમાં રોળી નાંખેછે (મતલબ તેમને મારવાતે તો તેમને મન તે વખતની રમત જેવું છે). નથુરામ તો આ જોઇને પોતાનાં નયનોજ ત્યાં મહારાજાના ચરણુમાંજ અર્પી દેછે.

---

## राग काफी ताल दीपचंदी.

होरी खेलत आज महाराज तखत (२),
जसवंतको नंद (२),
पेरमको पातशा बुलंद बखत.—टेक.

कर पीचकारी उमंगसों धारी,
केसर रंग भरि भारी ;
अबिर उडावत धर पर धावत,
छावत रोरी सों नभकै नखत. होरी.

इत मुद धारी खडै अवतारी,
सेवक संग सुखकारी ;
उत सखी श्यानी लैकर रानी,
मारत गुलालकी मुठी सखत. होरी.

अंतर प्यारी उपरसों रारी,
इंद्रजाल कृति सारी ;

पानसों पकरत अंकमैं जकरत,
चतुर सुरसको स्वाद चखत. होरी.
रसिक विहारी पर उपकारी,
सब नृपतैं गति न्यारी ;
सोभा समाजकी गोहिल माजकी,
लोयनसों नथुराम लखत होरी.

અર્થ.—જશવંતના પુત્ર અને પેરમના ભાગ્યશાળી પાદશાહ આજે તખ્તસિંહ મહારાજા હોરી ખેલેછે, ઉમંગથી હાથમાં પીચકારી લઈને અંદર કેસર રંગ ભરીને મારેછે, અને ધરાપર દોડતાં અબીલ ઉડાવેછે, અને કંકુથી આકાશનાં નક્ષત્રોને છાઈ નાંખેછે ; એક બાજુ સુખકારી સેવક સંગ છે, અને બીજી બાજુ શ્યાણી સખીયોને લઈને રાણીઓ ઉભીછે, અને ગુલાલની સખત મુઠીઓ મારેછે. અંદરથી અંતરમાં તેઓપર પ્યાર છે, પણ આં વખતે રમત કરવા ઉપરથી લડાઈનો દેખાવ કરેછે. આવી ઈંદ્રિજાલની ઉત્તમ કૃતિ કરી દેખાડેછે, અને હાથથી પકડીને અંકમાં ઝકડી લેછે. આવી રીતે સુરસનો સ્વાદ તે ચતુર લેછે. આ રસિક વિહારી, પરઉપકારી રાજાની ગતિ બધા રાજાથી અનોખી છે. આ ગોહીલ માજા એવા રાજાની સમાજની શોભા નથુરામ કહેછે કે, નયણે નીરખવા લાયક છે.

---

## राग भैरवी ताल दीपचंदी.

रंग मत डारो अबतो मैं हारी,
तप धारी तखत अवतारी. रंग.—टेक.
मत गभरावो मुजे महाराजा,
तुम मुठी अबीरकी मारी. रंग.

गोहिल भुप गुलालकी चोटसैं,
बडी अखियांमैं होत बिमारी. रंग.
वजत बतीसी सबद मुख सीसी,
तन कंपत थर थर भारी. रंग.
कवि नथुराम सहै कहो कैसैं,
नृप सींह झपट मृगी नारी. रंग.

અર્થ.—આ હોરી ખેલતાં થાકેલ સ્ત્રીઓની વાણી છે, હે અવતારી, તપધારી તખ્તરાજ હવે તો રંગ ન નાંખો, હું તો હારી ગઈછું, હે મહારાજા મને અબીલની મુઠી મારીને ગભરાવો નહિ, હે ગોહિલ ભૂપ ગુલાલની ચોટથી આંખમાં અત્યંત દુઃખ થાયછે ભીંજાએલાં છઇએ તેથી ટાઢ ચડીછે, અને અમારા બત્રીસે દાંત સામસામા અથડાઈ અવાજ કરેછે, અને શરીર કંપેછે, હે મહારાજા આપ સિંહની ઝપટ અમે નારીરૂપ મૃગીઆંથી કેમ સહન થાય!

---

## राग आशावरी ताल दीपचंदी.

खेलत आज तखत नृप होरी,
अतर अरगजा संग रंग घोरी.—टेक.
अबीर गुलालसों अंबर छावत (२),
लाल करत है रसातल रोरी. खेलत.
सब जनकों बहु रंगि बनावत (२),
मारी कुमकुमे कर बरजोरी. खेलत.
केसरको घन कीच मचावत (२),
गोरीकै अंग गुलाबमे बोरी. खेलत.

भुरि भलै जनकै मन भावत (२),
कवि नथुरामकी जीवन दोरी. खेलत.

અર્થ.—આજે તખ્ત મહિપતિ હોરી ખેલેછે, અત્તર અરગજા સાથે ઘોળેલાંછે, અબીલ ગુલાલથી તો આકાશ છવાણું છે, અને કંકુથી રસાતલ લાલ થઈ ગયુંછે, અને બળથી કુમકુમા મારીને બધાને બહુરંગી બનાવેછે. કેસરનો કીચ કરેછે, અને ગોરીઓના શરીરો ગુલાબમાં બોળી દેછે. ભલા પુરૂષોને આ મહારાજા અત્યંત પ્યારા છે, અને નથુરામની તો આ મહારાજા જીવાદોરી છે.

---

## राग सारंग त्रिताल.

(व्रज चंद गही मोरी बैयां)—ए तर्ज.

ग्रीषममैं बाल बिहरती,
नृप तख्तकों आनंद भरती.—टेक.
सीरे तहखानेकी अंदर,
खासै खस खानै खुलती ;
अत्तर आब गुलाबकै छीडकी,
कीच मलयजा कें करती. ग्रीष.
संदली सेज बिछाय कमलसैं,
कमलनकै व्यंजन ढुलती ;
सीत मंद सुगंधी पवनमैं,
धन घनसार घसी धरती. ग्रीष.
पैठा पाक केवरा डारी,
हरदम उर आतप हरती ;

कहै नथुराम चला जल जंत्रन,
सुख सिन्धुके वीच तरती. ग्रीष.

અર્થ.—ગીષ્મ રૂતુના વિહારનું વર્ણન છે. આ રૂતુમાં બાલાઓ વિહાર કરીને મહારાજાને વિવિધ આનંદ આપેછે. ઠંડા તહખાના (ઉનાળામાં રહેવા લાયક ભોયની અંદરના ઘરો) ની અંદર ખાસા સુગંધીવાળાના અવાસો ખુલ્લા કરેછે, અને ગુલાબનું અત્તર તથા જળ છાંટેછે, અને મલયજાના કીચ કરેછે. કમળપત્રથી સુખડની સ્હેજ બીછાવેછે, અને તેવાજ પત્રોથી વા ઢોળેછે. શીત, મંદ, સુગંધી પવનમાં આ સ્રીઓ ઘનસાર (કપુર) ઘસીને શરીર ઉપર ધરેછે. ભોંકોળાના પાકમાં કેવડો નાંખીને તેથી હમેશાં મનના તાપને હરેછે. નથુરામ કહેછે કે, ફુવારા છૂટા મેલીને સુખ સીન્ધુમાં તરેછે.

---

## राग मलार त्रिताल.

(लरजे मोरा जीयरवा)—ए तर्ज.

वरषा वाल चितावे (२),
तखतकी संग अनंग रंगमैं.—टेक.
कारी अध्यारी घटा घहराइ,
ओर छटा छबी छावै ;
राजकै संग अटा पर राजे,
दुपटा सुरंग सुहावै. बरषा.
दादुर डहक झील्ली झनकारन,
वरही गल गहकावै ;
कोकील चातकमैं चतुरां मीली,
मनहर मलार गावै. बरषा.

बुधि भर बाल हरत नृप हियरा,
हर घरी हाव सुभावै ;
कहै नथुराम करत रस क्रीडा,
मधु प्याला भरी प्यावै. बरषा.

અર્થ.—વર્ષા રૂતુનું વર્ણન છે. બાલાઓ તખ્ત મહિપતિની સાથે અનંગ રંગમાં મસ્ત થઇને વર્ષા રૂતુ વિતાવેછે. કાળી અંધારી વાદળાંની ઘટા ઘેરાય છે, અને વીજળી અદભૂત પ્રકારની છટા બતાવેછે તે વખતે રાજન સાથે સારા રંગનાં વસ્ત્ર પહેરી મેડી ઉપર બીરાજેછે. દાદુર તથા ઝીલ્લી પોતાના અવાજ કરેછે, અને મયુરો પોતાના મધુર ગળાં ગજાવેછે. આ બાલાઓ કોકીલ ચાતકના રાગમાં પોતાના રાગ મેળવીને મનોહર મલાર ગાયછે. આ બુદ્ધિવાન બાલાઓ રાજાના હૈયાનું પોતાની ખૂબીથી હરણ કરેછે, અને દરેક ઘડીએ હાવભાવથી મધુ પ્યાલા ભરીને પાઇને પીતાં રસ ક્રીડા કરેછે.

---

## राग मलार त्रिताल.

(देख बदरीयां सावनकी)—ए तर्ज.

झुलत हिंडोरे सावनमैं (२),
तख्त महीपति संग रंगमैं ;
सुरूप बाल हितवार धार मुद,
मन मिलाय मन भावनमैं.—टेक.

कारी घटा चपलाकी छटासैं,
सिर सुरंग सारी धारी ;
झीनै झीनै बुंदन परत पवनमैं,
मोर पपीहा गावनमैं, झुलत.

फुलनके भुषन तन धारै,
फुलनको हद बन्यौ हिंडोर ;
फुली रही फुल बेलिसी फुलमैं,
नृप हियरा हरखावनमैं. झुलत.
हां हां करत रहो उचारत,
अति भय धारी अंकभरै ;
कहै नथुराम सुभाम भरत सुख,
लघु लंक लचकावनमैं. झुलत.

અર્થ.—હિંડોરાનું વર્ણન છે. શ્રાવણ મહિનામાં તખ્ત મહિપતિ સાથે રંગમાં રસિલી રૂપવાન બાળાઓ હિતધારી, મોદધારી પોતાના મન ભાવનમાં મન મેળાવીને હિંડોળે ઝુલેછે. કાળી વાદળાની ઘટા અને વીજળીની છટામાં માથાપર સારા રંગની સાડીઓ ઓઢી પવનમાં ઝીણા ઝીણા બુંદ પડે અને મોર પપીહા ગાયછે તે વખતે ઝુલેછે. પુષ્પના આભૂષણો પહેરેછે, અને ઉત્તમ પુષ્પનો હિંડોળો બનાવેછે. આવા પુલમાં આ સ્ત્રીઓ પુલવેલી જેવી પુલી રહેછે, અને રાજાનું મન હરખાવેછે. હાંહાં, રહો રહો એવા ઉચ્ચાર હિંડોળાપરથી પડવાના ભયથી ઉચારેછે, અને બીકથી અંક ભરેછે. નથુરામ કહેછે કે, આ સ્ત્રીઓ લઘુલંક લચકાવવામાં મહિપતિના મનમાં સુખ ભરી દેછે.

---

## राग धन्याश्री—या—विहाग.

(कनैयो तेरो रे जमुनामैं कुद पर्यो)—ए तर्ज.

रमणी संगरे, राजत तखत नृपाल.—टेक.
शरद सुहावनी भावनी भामन,
नयी गरै मालती माल. रमणी.

स्वेत अगार अटाल अनुपम,
स्वेत बिछात बिसाल. रमणी.
दुध फैंनसी धरकै दुलाइ,
गावत गीत रसाल. रमणी.
कहै नथुराम चारू चांदनीमैं,
बर मधु प्यावती बाल. रमणी.

અર્થ.—શરદ વિહારનું વર્ણન છે. તખ્ત નૃપાલ રમણી સાથે રંગમાં શોભેછે, આ શરદમાં સુહાવન અને મન ભાવતી ભામનીઓ નવી માલતીની માળા ધરેછે, ધોળાં ઘરો આરસ પાથરેલી અગાશીઓ છે, અને ત્યાં અનુપમ શ્વેત બિછાત બિછાવેછે, ઓઢવા માટે દુધના ફીણ જેવી ધોળી ઓઢણી ઓઢે છે, અને રસિક ગીતો ગાયછે. આ બાળાઓ શરદની ચાંદનીમાં મહારાજાને ઉત્તમ મધુ પાયછે.

---

## राग धन्याश्री त्रिताल.

(अब तुम रे कब सुमरोगे राम)—ए तर्ज.

अचल रहो रे, तब लगी तखत नरेश.—टेक.
जब लगी गगनमैं रवि शशि राजै,
जब लगी सुरन सुरेस. अचल.
उडगन गन अरू बरनकै अठ गन,
जब लगी गिरीजा गनेश. अचल.
जब लगी हरिको ध्यान धरै रहै,
मन माहि महद महेश. अचल.

धरै नथुराम जहां लगी धरनी;
कुरम कोल अरू शेश. अचल.

અર્થ.—મહારાજાની કવિતા પૂર્ણ થતાં કાવ્યની રીતીએ આશીર વાક્ય આ લખેલછે. નથુરામ કહેછે કે, જ્યાંલગી ગગનમાં ચંદ્ર સૂર્ય રાજે છે, જ્યાંસુધી દેવો અને ઇંદ્ર છે, જ્યાંલગી તારાના સમુહો ચળકેછે, તથા મગણ આદિ આઠ વાણીના ગણો પૃથ્વીપર છે, તથા જ્યાંસુધી ગણેશ અને પાર્વતિ છે, તથા મોટા મહેશ (શંકર) મનમાં હરીનું ધ્યાન ધરતા રહેછે, અને જ્યાંસુધી કાચબો, વરાહ અને શેષનારાયણ પૃથ્વી ધારણ કરી રહ્યાછે ત્યાંસુધી અમારા મહારાજા તખ્તસિંહજી અચળ રહો.

---

## दोहा.

शशि सविता जब लगी रहै,
जब लगि रहै रमेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
कोल कमठ दिगपाल दश,
जब लगि अचल फनेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
कनक शैल अरू रजत नग,
जब लगि महद महेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.

जब लगि ध्रुव प्रह्लाद है,
जब लगि सुरन सुरेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
जब लगि गनपति बनपती,
जब लगि धरम धनेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
अनिल अनल जब लगि रहै,
उमा रमा बर बेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
जब लगि बेद पढै बिधी,
भेद रहै नहि शेश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.
जब लगि धर अंबर रहै,
अचल अमरको देश ;
तब लगि तुम राजो अचल,
श्री तखतेश नरेश.

અર્થ.—આ પણ આશીર વચનોજ છે, જ્યાંસુધી સૂર્ય તથા ચંદ્ર તથા

રમાનાપતિ વિષ્ણુ છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો, વરાહ, કાચબો, દશ દિકપાળ તથા શેષ જ્યાંસુધી અચળ છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો, મેરૂ પર્વત, કૈલાસ પર્વત અને મોટા મહેશ છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો; જ્યાંસુધી ધ્રૂવ, પ્રલ્હાદ, દેવ અને ઈંદ્ર છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો; જ્યાંલગી ગણપતિ, વરૂણ, ધર્મ રાજા અને કુબેર અચળ છે ત્યાંલગી હે તખ્ત મહારાજા તમો અચળ રહો; વાયુ, અગ્નિ તથા ઉત્તમ વેશવાળાં ઉમા તથા રમા (લક્ષ્મી) છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો; જ્યાંસુધી વિધિ (બ્રહ્મા) વેદ પઢેછે, અને એક ભેદ પણ તેનાથી અજાણ નથી ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો; જ્યાંસુધી પૃથ્વી તથા આકાશ તથા અમરાવતિ અચળ છે ત્યાંસુધી હે તખ્તેશ નરેશ તમે અચળ રહો.

---

## ग्रंथ समाप्ति दोहा.

**संवत भू शर निधि शशि, शनि बैशाख समोद ;**
**कृष्ण नवमी पुरन भयो, संगित तख्त विनोद.**

અર્થ.—ગ્રંથ સમાપ્ત થયાની તારિખ આમાં છે. શશિ એટલે ૧, નીધિ એટલે ૯, શર એટલે ૫, ભૂ એટલે ૧, એટલેકે સંવત ૧૯૫૧ના વૈશાખ વદી નવમી ને શનિવારે આ સંગીત તખ્ત વિનોદ આનંદ સાથે પુરો કર્યોછે.

# ॥ तख्तयश बावनी. ॥

## कवित.

लावनी अनंत लाभ तावनी तमाम शत्रु,
छत्रपत हुकै उर छत्रवट छावनी ;
कवि नथुराम जोरजबर जनावनीत्यौं,
धावनी धरापैं स्वच्छ वीररस श्रावनी ;
सुभगसुहावनी उपावनी अपारमुद,
गोहिलनृपालकै सुगुनगन गावनी ;
सुख सरसावनी रीझावनी महंत मन,
भावनी बनाऊमैं तखतयश बावनी.

અર્થ.—આ ગ્રંથ પ્રશસ્તિ છે. આ બાવની (જેમાં બાવન કવિત છે એવી) કેવી છે કે, અનંત લાભ આપનારી, તમામ શત્રુને તાવનારી, રાજાઓના ઉરમાં ક્ષત્રિવટ ઉપજાવનારી, જબર જોર જણાવનારી, ધરાપર દોડનારી, શુદ્ધ વીરરસને શ્રાવિત કરનારી, સારી શોભા આપનારી, અપાર આનંદ ઉત્પન્ન કરનારી, ગોહિલ કુળના નૃપ (તખ્તસિંહજી) ના ગુણ સમુહનું કીર્તન કરનારી, સુખ ફેલાવનારી, મહત્પુરૂષોના મનને રીઝાવનારી, આવા ગુણવાળી હોવાથી મનને પ્રિય એવી तख्तयश बावनी હું (નથુરામ) બનાઉંછું. અનંત લાભ આપનારી, કારણકે તે વાંચવાથી મનમાં સદગુણો ઉત્પન્ન થાય ; તમામ શત્રુને તાવનારી, કારણકે તે સાંભળીને આ રાજાના ગુણ મોટા છે એમ જાણી શત્રુ માત્ર દુઃખી થાયછે ; ક્ષત્રિવટ છાવનારી એટલે ક્ષત્રિઓ આવા દાની તથા મહાન મનવાળા હોય એમ સમજાવનારી ; જબર જોર જણાવનારી, મતલબ કે

રાજાના પૂર્ણ દાન બળને દુનિયામાં ફેલાવનારી; અને તેથી ધરાપર દોડનારી, એટલે આખી પૃથ્વીપર કીર્તિ પાથરવાને ચોપાસ દોડનારી, તથા શુદ્ધ દાન વીરના ચરિતવાળી, વાંચનારને શોભા આપનારી, વાંચવાથી આનંદ કરનાર, અને ગુણી ગોહિલના ગુણ સમુહનું ગાન કરનારી હોવાથી મહત્પુરૂષોના ગુણનું વર્ણન હોવાથી, મહતને આનંદદાતા એવી આ તખ્તયશ બાવની છે. અલંકાર વૃત્યનુ પ્રાસ (કાવ્ય પ્રકાશ)एकस्याप्यसकृत्परः, એટલેકે અનેક વ્યંજનોનું ક્રમથી કે ક્રમ ભેદથી ઘણીવાર આવવું થાય ત્યાં વૃત્યનુ પ્રાસઃ બાવની, તાવની, ભાવની આદિ પ્રાસો સરખા છે, માટે વૃત્યનુ પ્રાસઃ

---

## છપય છંદ.

श्रीतखतेश नरेश, सकलजनकों सुखदायक;
हरन कविनकेक्लेश, लाखनरवरमें लायक;
धरम शरमकी ढाल, परम संतन के साह्यक;
गोहिल गुनीप्रतिपाल, सदाचतुरन के चाह्यक;
जसवंतनंद अनंदमय, भावनगर के भुपति;
कवि नथुराम कथेसुगुन, ऊनके आज यथामति.

અર્થ.—આ ગ્રંથના નાયકના ગુણો કેવા છે તે તખ્તસિંહજી રાજા સકળ જન સમુદાયને સુખ આપનારા, કવિઓના ક્લેશ હરનારા, લાખો ઉત્તમ નરમાં યોગ્ય પદવીને મેળવનાર, ધરમ તથા શરમની ઢાલરૂપ સત્પુરૂષોને અત્યંત સાહ્ય કરનાર. ગોહિલ કુળમાં ઉત્તમ ગુણવાન, પ્રજાને પાળનાર, ચતુર પુરૂષોપર સદા પ્રેમ ધરાવનાર, जशवंतसिंहના સુપુત્ર, આનંદ સ્વરૂપ, એવા ગુણવાન ભાવનગરના મહારાજાના ગુણનું નથુરામ યથામતિ કથન કરેછે.

અલંકાર मालोपमा, एकस्यैववहपमानो पादाने मालोपमा. એક ઉપમેયને અનેક ઉપમા આપવામાં આવે તે. તખ્તસિંહજી એક પુરૂષ તેને અનેક ઉપમાથી વર્ણવ્યાછે તેથી માલોપમા.

## सवैया.

दीनअनेक उधारीलीये,
जिन तारीलीये दुःखतें कविकेतै ;
त्यों नथुराम संभारीलीये,
दुखिये जगमैं गुनिजाहिर जेतै ;
प्यारबडो परमारथ पैं,
नितचातुरकी अरजी चितलेतै ;
जाय दीयो नहि देवनसैं,
इतनो धन तख्तमहिपति देतै.

અર્થ.—અનેક દીન જનોને જેણે ઉગારી લીધા, અને કેટલાક કવિઓને જેણે દુ:ખથી તારી લીધા, અને જગમાં જાહેર ગુણીઓની જેણે દુ:ખથી સંભાળ લીધી, પરમારથપર જેને અત્યંત પ્યાર છે, અને ચતુર પુરૂષોની અરજી ઉપર હમેશાં જે ધ્યાન આપેછે. નથુરામ કહેછે કે, દેવોથી પણ ન અપાય એટલું ધન તખ્તસિંહજી આપેછે. દેવ પણ ન આપી શકે એટલું એ આપે છે, આવું અસંબંધનું સંબંધ કલ્પ્યું છે તેથી અલંકાર संबंधाति शयोक्ति (વાગ્ભૂષણ) अयोगे योग कल्पनं. અસંબંધ વિષે સંબંધની કલ્પના તે સંબંધાતિશયોક્તિ.

---

## कवित.

रंगभरे रेशमकै जाहिर जरीके भरे,
मंदिल महान आज तख्तप्रति पाला देत ;
कवि नथुराम बडी कीमत कै काशमीरे,
कलित ललित कोटी दानसैं दुशाला देत ;

हेमके हजारी कडे भूषन मनीके जडे,
मुद्रिका मनोहरसु मोतनकी माला देत ;
कलिकों कसालादेत साचैं खुलि तालादेत,
विनय विशाला भूप भावनग्रवाला देत.

અર્થ.—રેશમના સુંદર રંગવાળા, ઉત્તમ જરીથી ભરેલા મંદીલો આજે તખ્ત મહિપતિ આપેછે, વળી સુંદર રમણીય કિમતી કાશમીરના દુસાલા (શાલ) દાનમાં આપેછે, વળી હજારો સોનાના કડાં, તથા મણી જડીત્ર અલંકાર, મનોહર વીંટીઓ, તથા મોતીની માળાઓ આપેછે. કલિયુગને દુઃખ આપેછે, અને ખરેખર ઘણાઓનાં નશિબ ખોલી દેછે; આમ વિવિધ દાન સાથે ભાવનગ્રના ભૂપ વિશાલ વિનય પણ આપેછે, કલિયુગને કસાલા આપેછે, કારણકે અત્યંત દાન આપેછે તેથી કલિયુગ દુઃખી થાયછે, અને હજારો દાન આપીને ગરિબ માણસને પૈસાદાર બનાવી દેછે, તથા પોતાના પૈસા જેને દાનમાં આપેછે તે ત્યારથી વિનયવાન બનેછે. અલંકાર—काव्यलिङ्ग (કુવલયાનંદ) समर्थनीयस्यार्थस्य काव्यलिङ्ग समर्थनं: સમર્થનીય (મજબૂત) અર્થનું સમર્થન કરવું તે કાવ્યલિંગ, આમાં કલિયુગને દુઃખ આપવું એ સમર્થનીય અર્થ તેનું સમર્થન કર્યું કે દાનથી કલિયુગ દુઃખ પામે એ સ્વાભાવિક છે, એવી બાબતથી સમર્થન કર્યું તેથી કાવ્યલિંગ.

---

## कवित.

चंचल चटकदार लाखन लटकदार,
तेजदार तीखे तीखे जोबनके जोंम दार ;
कवि नथुराम भरे फावके फीराक दार,
अंगभरे आभाके सुरंग भरे रोम दार ;
वकसैं हजार तख्तनृपने तुरग ऐसें,
गर्दनके लंबे छोटी कालित कनोठी दार ;

**ललित लगामदार चारू चारजामा दार,**
**स्वच्छ पुच्छदार लंबीचामरसी चोटी दार.**

**અર્થ.**—ચંચળ તથા ચટકીવાળા, લાખો પ્રકારના લટકાંવાળા, તીક્ષ્ણ તેજવાળા, યુવાનીના જોરવાળા, ફાવ (શોભા) વાળા, તથા ફિરાક (ઘોડાને કેળવવાની ચાલો) માં નિપુણ, સુશોભિત અંગવાળા, સારા રંગના રૂવાડાવાળા, લાંબી ગરદનવાળા, સુંદર નાની કનોટી (કાન) વાળા, સુંદર લગામવાળા, ચારૂ ચારજામાવાળા, સ્વચ્છ પુંછડાવાળા, ચમરી જેવી લાંબી ચોટીવાળા, હજારો ઘોડાઓ દાનમાં તખ્તસિંહજી આપેછે. અલંકાર—जातिस्वभाव (કુવલયાનંદ) स्वभावोक्ति स्वभावस्य जात्यादिस्थस्य वर्णनं, જે જાતિનું જેવું વર્ણન હોય તેનું યથાસ્થિત વર્ણન તે, ઘોડાઓની ઉત્તમ જાત આવા પ્રકારની શાલીહોત્રમાં વર્ણવી છે તેથી સ્વભાવોક્તિ, આમાં ઉદાત્ત અલંકાર પણ છે; उदात्तमृद्धे श्चरितंश्लाघ्यं चान्योपलक्षणं. સમૃદ્ધિનું વર્ણન તથા બીજાની ઉત્તમતા જેથી સિદ્ધ થાય એવાં વખાણવાલાયક વૃતાંતનું વર્ણન તે, દાનમાં આવા ઉત્તમ ઘોડાઓ આપેછે તો તેના પોતાના વાપરવાના ઘોડા કેવા ઉત્તમ હોવા જોઇએ, આવી રીતે તેની સમૃદ્ધિ તથા ઉત્તમતા આથી સીદ્ધ થાયછે તેથી અલંકાર ઉદાત.

---

## कवित.

**तखत महिपतिकै दानकै तुरंग तीखै,**
**मग पगु धरत गहत गति नावकी ;**
**कवि नथुराम चोर लेतहै चपलताइ,**
**चंचल चलाकी भरी चपला चलावकी ;**
**भामनीकै भावकी तरलता तमाम लीनी,**
**परम प्रबीन मुग्धपातुरीकै पावकी ;**
**जलद जमावकी जुगारीनकै दावकीसु,**
**कंचनीकै चावकीसु लोहैकैसै तावकी.**

**અર્થ.**—મહારાજા તખ્તસિંહજીએ દાનમાં આપેલ ઘોડાઓ એવા તિવ્ર

છે કે માર્ગમાં પગ ધરતાં વહાણની ગતિને ગ્રહણ કરેછે, ચંચળ ચાલાકી ભરેલી ચપળા (વીજળી)ના ચળકાટની ચપળતા ચોરી લેછે, તથા સ્ત્રીઓના હાવ ભાવની તમામ તરલતા તે લઇ લેછે, તથા પરમ પ્રવીણ યુવાન નર્તકી નૃત્ય કરનારીના પગની, વાદળાના જથ્થાની, જુગારીના દાવની, અને પૈસાથી પ્યાર કરનારી સ્ત્રીના અસ્થિર ચાહની, તથા લોઢાના તાની તરલતા તથા ચપળતા લઇ લેછે, મતલબ એ એવા તિવ્ર છે કે તે ચાલેછે ત્યારે નાવની જેમ ચાલેછે, એટલે કાંઇપણ ખખડાટ થયા વિના તથા બેસનારને કાંઇપણ હલાવ્યા વિના ચાલેછે, નૃત્ય કરનારીઓના પગની ચપળતા એવી હોયછે કે, જોનારને તેની ખબર પડતી નથી, તેમ આ ઘોડા જોનારને તાજુબ કરેછે; સ્ત્રીઓના મનમાં હાવ ભાવ તુર્ત થાયછે તે સિદ્ધછે, એકદમ તેને બધા ભાવ થાય છે; વીજળીના ચમકારાની ચપળતા આ જગમાં સૌથી ઉત્તમ છે, એવી ઉત્તમ ચપળતાવાળા ઘોડા તે હોયછે તેમ વાદળાનો જથ્થો ઘડીકમાં ભેગો થઇ ઘડીકમાં દૂર જાયછે તથા જુગારીના દાવ ઘડીએ ઘડીએ જુદા આવેછે. પૈસાથી પ્યારવાળી જેનાપર આસક્ત હોય તેના પૈસા ખૂટે એટલે તેને તુર્ત તજેછે, તથા લોઢાનો તા ઘડીકમાં થંડો થઇ જાયછે તેમ આવી ચપળતા આ ઘોડાઓમાં છે, એટલે તે એવા જલદ છે કે જે દૂર હોય તેને પાસે લાવેછે, અને પાસે હોય તેને એક ઘડીમાં દૂર કરેછે, અહીં અલંકાર निदर्शना છે (કુવલયાનંદ) पदार्थ वृत्तिमप्येकेवदन्त्यन्यांनिदर्शना, એટલે બીજી વસ્તુમાં રહેલો પદાર્થ પછી બીજી વસ્તુમાં આરોપવો તે નિદર્શના, આંહી ચપળા ભામીની, લોહ કંચની, નર્તકી, આદીના ગુણ ઘોડામાં આરોપ્યા તેથી નિદર્શના.

---

## कवित.

छोटी है कनोटी छोटी कम्मर ओ छोटी जाली,
छोटे गालेवाले जाके उरमैं उमंगहै ;
गर्दन कै लंबे पेरनलीयन कै लंबे,
लर नैनन कै लंबे लडवेमै रनरंगहै ;

चोडे डाबे वाले छाती चोडी ओ पेशानी चोडी,
चोडे पुंठवाले तनशोभीत सुरंगहै;
कवि नथुराम तख्त बखतबुलंद ऐसै,
बारोंबानीबारे तेरे दानकै तुरंगहै.

અર્થ.—ઘોડાઓની બાર બાનીનું વર્ણન આમાંછે, આ બાર બાનીવાળા ઉત્તમ અશ્વ લેખાયછે; ચાર નાની, ચાર લાંબી, અને ચાર ચોડીબાની હોય તે અશ્વ ઉત્તમ એમ શાલી હોત્રમાં વર્ણવેલછે, જેની કનોટી, કમ્મર, જાલી, તથા ગાળા એ ચાર નાનાં છે, અને ઉરમાં જેને ઉમંગ છે એવા, તથા ગરદન, પગના નળા, કેશવાળી (લર), તથા આંખો જેની લાંબી છે, અને લડવામાં રણરંગ રૂપ છે તથા ડાબા, છાતી, પેશાની, તથા પીઠ જેની ચોડી (પહોળી) છે, અને ઉત્તમ રંગ જેના શરિરનોછે, એવા બારે બાનીવાળા ઘોડાઓ, હે મહા ભાગ્યશાળી તખ્તસિંહજી તમોએ દાનમાં આપેલાછે. ઘોડાઓનાં લક્ષણ સંબંધીમાં વરાહ મિહર પણ નીચે પ્રમાણે કહેછે કે, જે ઘોડાની ગ્રીવા અને અક્ષિકૂટ દીર્ઘ હોય, કટીભાગ અને હ્રદય વીસ્તીર્ણ હોય, તાળવું જીભ, અને હોઠ તાંબાં જેવા લાલ હોય, ત્વચા, કેશવાળી જીણી (સુક્ષ્મ) હોય, ગતિ તથા મુખ સુંદર હોય, કાન, પુંછડું અને હોઠ હ્રસ્વ હોય, જંઘા, જાનું, ઉરૂ જેના ગોળ હોય, દાંત સરખા અને ધોળા હોય, આકાર તથા રૂપ સુંદર હોય, આવો સર્વાંગ રૂપવાળો ઘોડો ઉત્તમ ગણાયછે. ઘોડાઓને શરીર ઉપર આવર્ત હોયછે, જો તે આવર્ત (કુંડાળી) પ્રપાન, કંઠ, કર્ણ, પીઠીકા, મધ્ય ભાગ, નેત્ર ઉપર, હોઠ, સાથળ, ભુજ, કુખ, પડખું, અને લલાટમાં હોય તે શુભ ગણાયછે. ઘોડાઓના શરીર ઉપર દશ આવર્ત ખાસ કરી હોયછે–પ્રપાનમાં તથા લલાટમાં એક એક હોયછે, અને રંન્ધ્ર ઉપરંધ્ર, મસ્તક, તથા છાતીમાં બબે કુંડાળા મળી દશ તો અવસ્ય હોયછે, ઘોડાની દંત પંક્તિમાં બે દાઢ વચ્ચેના છ દાંત ઘોડાની અવસ્થા બતાવેછે, જો ઉપરની તથા નીચેની બન્ને પંક્તિમાં એ છ દાંત શ્વેત વર્ણવાળા હોય તો વછેરો એક વર્ષનો, અને જો તે કષાય રંગના હોય તો બે વર્ષનો જાણવો; બન્ને દંત પંક્તિના વચલા બબે સરખા દાંત સંદંશ કહેવાયછે તે સંદંશની બન્ને બાજુના એક એક દાંત મધ્યમ

અને તે મધ્યમ પાસેના એક એક દાંતને અંત્ય કહેછે. જો સંદંશ પડી જઇને ફરી ઉગે તો તે ત્રણ વર્ષનો, અને મધ્યમ પડી જઈ ફરી ઉગે તો તે ચાર વર્ષનો, અને અંત્ય પડીને ઉગે તો પાંચ વર્ષનો જાણવો. જો સંદંશ ઉપર કાળાં બિંદુ હોય તો છ વર્ષનો, મધ્યમ ઉપર કાળાં બીન્દુ હોય તો સાત વર્ષનો, અને અંત્ય ઉપર કાળાં બીન્દુ હોય તો આઠ વર્ષનો જાણવો. સંદંશ ઉપર પીળાં બીન્દુ હોય તો નવ વર્ષ, મધ્યમપર પીળાં બીન્દુ હોય તો દશ, અને અંત્યપર પીળાં બીન્દુ હોય તો અગ્યાર વર્ષનો સમજવો. સંદંશ ઉપર શુકલ બીન્દુ હોય તો બાર, મધ્યમ ઉપર શુકલ બીન્દુ હોય તો તેર, અને અંત્ય ઉપર શુકલ બીન્દુ હોય તો ચૌદ વર્ષનો જાણવો. સંદંશ ઉપર કાચના રંગના બીન્દુ હોય તો પંદર, મધ્યમ ઉપર હોય તો સોળ, અને અંત્ય ઉપર હોય તો સતર વર્ષનો જાણવો. જો સંદંશ ઉપર માક્ષીક રંગનાં બીન્દુ હોય તો અઢાર, મધ્યમ ઉપર હોય તો ઓગણીસ, અને અંત્ય ઉપર હોય તો વીશ વર્ષનો જાણવો. શંખ રંગના બીન્દુ સંદંશ ઉપર હોય તો એકવીશ, મધ્યમ ઉપર હોય તો બાવીશ, અને અંત્ય ઉપર હોય તો ત્રેવીશ વર્ષનો જાણવો. સંદંશમાં છિદ્ર હોય તો ચોવીશ, મધ્યમમાં હોય તો પચીશ, અને અંત્યમાં હોય તો છવીશ વર્ષનો જાણવો. સંદંશ હાલતો હોય તો સત્તાવીશ, મધ્યમ હાલતો હોય તો અઠાવીશ, અને અંત્ય હાલતો હોય તો ઓગણત્રીશ વર્ષનો જાણવો, અને સંદંશ પડેલ હોય તો ત્રીસ, મધ્યમ પડેલ હોય તો એકત્રીશ, અને અંત્ય પડેલ હોય તો બત્રીશ વર્ષનો જાણવો. ઘોડાની પરમાયુષ બત્રીશ વર્ષની ગણાયછે, અલંકાર जातिस्वभाव અને उदातनी संसृष्टि છે લક્ષણ આગળ આવેલછે.

---

## कवित.

झुमत जवाहीरकी जोतभरी झालरीसु,
झुल मखतुलनकी गुलन कीनारैहै ;
लटकै लगांम लर मुग्तनसैं लुमलुम,
साज मनिवारे हार हुलर हजारैहै ;

रुपरत्न रुपकोट प्यारे हरे बोदलीये,
रेशमीये लालीयें तजनीये तनारेहै ;
कविनथुराम तख्त बखतबुलंद तेरे,
ऐसेमें अनेक अश्व दानके नीहारेहै.

અર્થ.—જવાહિરની જ્યોતિવાળી સારી ઝાલરીઓ જેના ઉપર ઝુમેછે, અને કસબથી ભરેલા પુલોની કીનારીવાળી મખતુલની ઝુલો જેના ઉપર છે, અને મોતીની સરોથી લુમઝુમ થએલી લગામ જેના મુખ ઉપર લટકી રહીછે, અને મણીના સાજ તથા હાર અને હુલ્લર જેના ઉપર હજારો રૂપીયાની કીંમતના છે, જે રૂપ રત્ન, રૂપકોટ, પ્યારા, હરા, બોદલીયા, રેશમીયા, લાલીયા, તાજણીયા, આવા ઉત્તમ જાતોના અને તાનવાળા છે. નથુરામ કહેછે કે હે મહા ભાગ્યશાળી તખ્તસિંહજી આવી ઉત્તમ જાતોના અને સોભાવાળા ઘોડાઓ જે તમોએ દાનમાં આપ્યા તે મેં મારી નજરે જોયાછે. આમાં પણ અલંકાર ઉપર પ્રમાણે છે.

---

## कवित.

झुला[1] ओ हीडोला[2] कहे एरगां[3] ऐबीयां[4] चाल,
दुगांमा[5] तीलंग[6] तेर[7] चक्करचलावाहै ;
घेटीया[9] कबुतरी[10] करवटी[11] सगां[12] कदम[13],
लंगडी[14] लंगुरी[15] असवाइ[16] पथपावाहै ;
एकवाइ[17] थपकी[18] फलकशेरी[19] रीछबाज[20],
मुरंग[21] अटेरन[22] ओ छोरकत[23] छावाहै ;
कविनथुराम तख्त दानके तुरंगतेरे,
यों अनेकचाली मेरी दीठनपैं आवाहै.

અર્થ.—આમાં ઘોડાઓના ફીરાકનાં નામ છે ; ઝુલા, હિંડોલા, એરગાં,

એણીયાં, દુગામા, તીલંગ, તેર, ચકરચલાવા, ઘેટીયા, કબુતરી, કરવટી, સગાં, કદમ, લંગડી, લંગુરી, અસવાઇ, એકવાઈ, થપકી, ફલકશેરી, રીંછબાજ, મુરગ, અટેરન અને છારકત, આવી ઉત્તમ ચાલોવાળા દાનમાં અપાએલા ઘોડાઓ, હે મહારાજા તખ્ત મહિપતિ મેં (નથુરામે) નજરે ચાલતા જોયાછે, આમાં પણ ઉપર પ્રમાણે અલંકાર છે.

---

## कवित.

मदकै पनारै वारै घंट घुघरारै भारै,
परत दरारे देख खलकै हृदय खेत ;
कवि नथुराम कारै काजरसैं रंगधारै,
मंदगतिवारै मारै अरिकों करै अचेत ;
व्योमकी घटाकै हैकै उतंग अटाकै योग्य,
उपमा नआवे यातैं कहै कविनेत नेत ;
गोहिलकीमाज गुनजाज धर्मपाज ऐसें,
मत्तगजराज आज तख्तमहाराज देत.

અર્થ.—જેને મદ ઝરેછે, ભારે ઘંટ ઘુઘરા બાંધેલાછે, જેને જોઇને ખળ પુરૂષોના હૃદયરૂપી ખેતરમાં ચીરાડા પડેછે, અને જેના રંગ કાળા કાજળના રંગ જેવા છે, મંદ મંદ ગતિવાળા અને શત્રુને મારી અચેત કરનાર, જે વ્યોમની ઘટાને કે ઉત્તમ અટા (મેડી) ની ઉપમાને લાયક છે તે સમજાતું નથી, જેની ઉપમા ન મળવાથી કવિ नेतिनेति (નથી નથી) એમ વદેછે; આવા મત્ત હાથીઓ ગોહિલની માજા ગુણ ઝાજ ધર્મ પાજ તખ્તસિંહ મહારાજ દાનમાં આપેછે. હાથીઓના લક્ષણ વરાહમીહર નીચે પ્રમાણે આપેછે :—

હાથીના ચાર પ્રકારછે—भद्र, मंद मृग, संकीर्ण.

### भद्र.

જેના દાંત માક્ષીક રંગના હોય, અવયવ સુવિભક્ત હોય, જે ઘણા જાડા

કે ઘણા પાતળા ન હોય, ક્ષમ (શક્તિવાન) હોય, બધાં અંગ સમાન હોય, વાંસો ધનુષ જેવો હોય, અને જાંઘ વરાહ જેવી હોય તે મદ્ર.

### मंद.

જેની છાતી, કક્ષાવલી, ઢીલી હોય, ઉદર લાંબુ હોય, ચામડી અને ગળું સ્થૂલ હોય, કુક્ષિ, પુચ્છમૂલ, સ્થૂલ હોય, અને સિંહ જેવી દ્રષ્ટિ હોય તે મંદ.

### मृग.

અધર, વાળ, મેઢૂ (લીંગ) હ્રસ્વ હોય, કંઠ, દાંત, શુંઢ અને કર્ણ પણ તનુ હોય, અને નેત્ર મોટાં હોય તે મૃગ.

### संकीर्ण.

આવાં ચિન્હો જેમાં મિશ્ર હોય તે संकीर्ण.

મૃગની ઊંચાઈ પાંચ હાથ, પુછડાના મૂલથી કુંભ સ્થળ સુધી લંબાઈ સાત હાથ, અને મધ્ય ભાગની મોટાઈ આઠ હાથ હોયછે. આમાં એક એક હાથ વધારવાથી મંદ, અને બે વધારવાથી ભદ્રનું પ્રમાણ નિકળેછે, સંકીર્ણને માટે કાંઇ નીયમ નથી. ભદ્રનો મદ હરિત વર્ણનો, મંદનો મદ હરિદ્રા (હળદર) જેવો, મૃગનો મદ કૃષ્ણ રંગનો સંકીર્ણનો મદ જુદાં જુદાં રંગનો હોયછે. તાળવું, વદન, તાંબાં જેવું હોય, નેત્ર ચકલી જેવાં હોય, દાંતના અગ્ર ભાગ સ્નીગ્ધ ને ઉન્નત હોય, મોઢું વીસ્તીર્ણ અને લાંબું હોય, ધનુષ જેવો ઊંચો નિગુઢ અને નિમગ્ન વાંસો હોય, કૂર્મ સમાન કુંભ હોય, જેનાં કર્ણ, નાભી, લલાટ, તથા ગુહ્ય વીસ્તીર્ણ હોય, અને કૂર્મ જેવા ઉન્નત અઢાર કે વીશ નખ હોય, ત્રણ રેષાથી યુક્ત ગોળ શુંઢ હોય, અને શુંઢના ઝપાટાનો પવન જેના મદથી સુગંધવાન થાય એવો હાથી ઉત્તમ ગણાય છે, જેની છાતી અને જઘન સંકોચીત હોય, પીઠ ઊંચી હોય, પ્રમાણ હીન હોય, અને નાભી ઊંચી હોય તે कुब्ज કહેવાયછે, જેની લંબાઈ તથા પરિમાણ ઠીક હોય પણ ઊંચાઈ ઘણી થોડી હોય તેને વામન કહેછે, જેમાં હાથીના સંપૂર્ણ લક્ષણ હોય પણ દાંત ન હોય તેને मत्कुण (મકનો) કહેછે, ચાલતાં જેના પગ ભેળા થાયછે તે षंढ કહેવાયછે, જેને મદ ન હોય, નખ અને અંગ અધીક કે હીન હોય તથા જે વામન કુબ્જ જાતનો હોય, મેંઢાના શિંગડા જેવા દાંત હોય, જેનાં અંડકોશ દેખાતા હોય, પુષ્કર હીન હોય, શ્યામ, નીલ, ચિત્ર અને

કાળા રંગનાં જેનાં તાલુ હોય, દાંત સ્વલ્પ હોય, જે મત્કુણ કે ષંઢ જાતનો હોય, તથા જે હાથણી હાથી જેવાં લક્ષણવાળી હોય, ગર્ભીણી હોય તેને રાજાએ પરદેશમાં મોકલી આપવા કહેલછે.

અલંકાર સંસૃષ્ટિ (કુવલયાનંદ) तिलतंडुलन्यायेना स्फुटावगम्यभेदालंकार संसृष्टिः તિલ તંડુલ ન્યાયથી જે અસ્પુટ અર્થવાળા બે અથવા વધારે અલંકાર ભેગા હોય તે સંસૃષ્ટિ–આમાં संदेह અને अनन्वय અલંકારની સંસૃષ્ટિ છે; संदेह (ટીકા) संदेहस्तुनिश्चयाभिनत्वम् કોઈ પદાર્થના નિશ્ચય વિષે શંકા તે સંદેહ, આમાં આ હાથી વ્યોમની ઘટા કે ઉત્તમ અટાની ઉપમાને લાયક છે તે બાબત સંદેહ છે તેથી સંદેહ અલંકાર અને अनन्वय, उपमानो पमे यत्वंयदेकस्यैववस्तुनः એકજ વસ્તુને ઉપમાન તથા ઉપમેય કલ્પી વર્ણન કરવું તે अनन्वय કવિને ઉપમા ન મળવાથી नेतिनेति પદ મેલ્યું તેથી અનન્વય.

---

## कवित.

उमडि अकाश आये बादर अषाढवारे,
कैंधो नवतेरहमैं भीमको धुमंडहै ;
कविनथुराम इंद्रगजको कुटंब कैधों,
कैधों मीलिआय दिगदंतिनके झुडहै ;
भारथमैं पारथको प्रबल गयंददल,
कैधों मलयागीरीकै सीखर अखंडहै ;
गलित सुगंडवारे प्रचलित सुंडवारे,
कैंधों तख्तभूपतिके दानकै बितुंडहै.

આતે અષાઢ મહિનાનાં વાદળાં ચડિ આવ્યાં કે, નવ તેરીની રમતમાં ભીમે ઉડાડેલ હાથીનાં ટોળાં છે, આતે ઇંદ્રના હાથી ઐરાવતનું કુટુંબ ચાલ્યું આવેછે કે, આતે દશેદિકપાળનું ઝુંડ છે, આતે ભારથના યુદ્ધ વખતે નિક-

જેલો પારથનો ગજ સમુહ છે કે મલયાગિરિનાં અખંડ શિખરો છે કે, જેના ગંડમાંથી મદ ઝરેછે, અને સુંઢો ચાલ્યાકરેછે એવા આ તખ્તભૂપતિના દાનમાં અપાએલ હાથીનાં ટોળાં છે. આમાં અલંકાર સન્દેહ છે, જેનું લક્ષણ ઉપર આપેલછે, આતે કઇ વસ્તુ છે એવો નિશ્ચય નથી તેથી સંદેહ.

---

## सवैया.

भाकी भरी प्रभुताकी भरी,
सुखमाकी भरी सबबीध उरेखी ;
मंगल मोदभरी नथुराम,
रमाकी भरी परिपुरन पेखी ;
हासभरी रसरासभरी,
सुविलासभरी अतिलायक लेखी ;
उंचीघटासी अटाअधिकी,
तखतेशनरेशके दानकी देखी.

અર્થ.—ભા (કાન્તી) ની ભરેલી, પ્રભુતાની ભરેલી, સુખમાની ભરેલી, માંગલ્યથી ભરેલી, મુદથી ભરેલી, રમા (લક્ષ્મી) ની ભરેલી, હાસ ભરેલી, રસના રાશીથી ભરેલી, સારા વિલાસથી ભરેલી, અને ઉંચી ઘટા જેવી અધિક મેડીઓ જે તખ્તમહિપતિએ દાનમાં આપી તે મેં (નથુરામે) જોઇ જે સર્વ પ્રકારે ઉત્તમ પરિપૂર્ણ તથા લાયક છે. અલંકાર ઉદાત્ત જેનું લક્ષણ આપ્યુંછે, કારણ દાનની શ્લાઘાથી મહારાજાની સમૃદ્ધીનું પણ વર્ણન થાયછે. ભા એટલે રંગ ધોળ આદિથી દીપાવડી, પ્રભુતા એટલે જોતાં માન ઉપજાવે એવી, કારણકે તેમાં ઉત્તમ જનોનો વાસ છે, સુખમા એટલે અંદર વિવિધ ચિત્રો આદિથી શોભાયમાન, રમા એટલે વિવિધ પ્રકારની રિદ્ધિ તથા સિદ્ધી ભરેલી, એટલેકે તેમાં ધન ધાન્ય આદિ ભરેલાંછે, હાસ ભરેલી કારણ કે તેમાં એવાં વિવિધ સ્રી

ગણુના હાસ્ય થાયછે, રસશાઆ એટલે ઘી આદિ દ્રવ્યથી ભરેલી, અને વિલાસ ભરેલી વિલાસીજનો જેની અંદર રહી મહારાજાના પ્રતાપથી આનંદમાં દિન ગાળેછે.

---

## कवित.

रीद्धिदार सीद्धिदार रंगीन उमंगदार,
चारू चवरंगदार झालर झमाकदार ;
कविनथुराम त्यों बीलोरनकैं बुंटैदार,
गिलम गलीचैदार तेजभरै ताकदार ;
कलित कीवारदार झुम्मर हजारदार,
आइनेकी आवदार चित्रित चीराकदार ;
तखतमहीपतीकै दानकै दीवानखानै,
देखे धारप्यार दिगभोनसैं दिमाकदार.

અર્થ.—રિદ્ધિવાળાં, સિદ્ધિવાળાં, રંગીત, ઉમંગ ઉપજાવે એવાં, ઉત્તમ ટેબલ આદી ફરનીચરથી ભરેલાં, ઉત્તમ ઝમાક યુક્ત ઝાલરો વાળાં, બિલોરના ખુંટાવાળાં, કોમળ ગલીચા જેમાં પાથર્યાછે એવાં તેજસ્વી કમાનવાળાં, સુંદર કમાડવાળાં, હજારો ઝુમ્મરવાળાં, આરસીની હારવાળાં દિવાથી શોભિત એવાં તખ્તમહિપતિએ દાનમાં આપેલ દિવાનખાનાં મેં પ્યારથી જોયાં, જે ભરતપુરના दिगभूवन જેવાં દિમાકદાર છે. અલંકાર पूर्णोपमां (કાવ્ય પ્રકાશ) उपमानो पमेयसाधारण धर्मोपमा प्रतिपादकोपादाने पूर्णोपमा=ઉપમાન ઉપમેય સાધારણ ધર્મ અને વાચક એ ચારે જેમાં પૂર્ણ હોય તે પૂર્ણોપમા, દિગભૂવન, ઉપમાન, દિવાનખાનાં ઉપમેય दिमागदार સાધારણ ધર્મ અને “से” એ તુલ્યતા બતાવનાર વાચક છે તેથી પૂર્ણોપમા અલંકાર થયો.

## कवित.

कलित ललीतहै लतानकै बीतानवारै,
रच्छवारै जामैं जल स्वच्छस्वच्छ सींचैंहै ;
कविनथुराम न्यारै पुहुप परागवारै,
चंपक चमेली ओ गुलाबनकी गीचैंहै ;
होद जलजंत्रवारै नल ओ नहरवारै,
उत्तम अयन जामैं गुलकै गलीचैंहै ;
फलित सुब्रच्छ अच्छ देख ललचाय लच्छ,
तख्तकै महांन ऐसे दानकै बगीचैंहै.

અર્થ.—જેની અંદર સુંદર લાવણ્યમય લતાના માંડવા છે, અને જેમાં રખેવાળો સ્વચ્છ જળ સિંચ્યા કરેછે, તથા વિવિધ પુષ્પ જેમાં છે, અને પુષ્પ રજ ચોપાસ પથરાઈ છે, ચંપો, ચમેલી, અને ગુલાબની ગીચ (ઘટા) જેમાં છે, જેમાં હોદ, જળજંત્ર (પુવારા) નળ તથા નેહેર છે, જેમાં ઉત્તમ મહેલો તથા પુલના ગલીચા છે, જેમાંના સારાં ફળેલાં વૃક્ષો વિગેરે જોઇને લક્ષ્મી પણ લલચાય, એવા ઉત્તમ બગીચા દાનમાં તખ્તસિંહજીએ આપેલાછે. અલંકાર ઉદાત્ત જેનું લક્ષણ આવી ગયુંછે.

---

## सवैया.

चार बीचार अढारको सारलै.
अंतरमैं खट भाव उतार्यो ;
चिंत्वन चोसठको नथुराम,
ध्रती धरीकै उरअंदर धार्यो ;

**चौदहकी चतुराइ चीनी बर,**
**बतीसको बडभेद बिचार्यो ;**
**तख्त महीपतीनै सबसैं इक,**
**दान बीधानको तत्व नीकार्यो.**

અર્થ.—ચાર વિચારીને, અઢારનો સાર લઇને, અંતરમાં છના ભાવ ઉતારીને, તથા ચોસઠનું ઉર અંદર ધીરજથી ચિંતવન કરીને, તથા ચૌદની ચતુરાઇને જાણીને, બત્રીશનો ભેદ વિચારીને તખ્તમહિપતિએ એ બધામાંથી દાન વિધાન રૂપી તત્વ કાઢયું છે.

ચાર=ચાર વેદ.—ऋगवेद, यजुर्वेद, सामवेद, अथर्ववेद. ચાર ઉપવેદ.—शिल्पवेद, आयुर्वेद, गांधर्ववेद, धनुर्वेद. ચાર ભાષા.—नारायणभाषा, वेदभाषा (सुर भाषा) नाग भाषा, नर भाषा. ચાર ધર્મ—तप, शोच, दया, सत्य.

अढार=અઢાર પુરાણ.—ब्रह्म, विश्नु, शिव, लिंग पद्म, स्कंद, वामन, मत्स्य, अग्नि, कूर्म, मार्केड, ब्रह्मांड, ब्रह्मवैवर्त्तक, भविष्य, नारद, गरुड, वराह, भागवत.

અઢાર=ઉપપુરાણ.—ब्रह्म, नरसिंह, विष्नु, शिव, दौर्वसि, नारदोक्त, कापिल, मानव, औशानस्त, ब्रह्मांड, कालिका, वरुण, माहेश्वर, सांब, पारासर, कूर्म, शौर (सूर्य) भागवतु.

મહા ભારતનાં અઢાર પર્વ.—आदि, सभा, वन, वैराट, उद्योग, भीष्म, द्रोण, कर्ण, शल्य, गदा, शौप्तिक, स्त्री, शांति, अनुशासन, अश्वमेध, व्यास, मुसल, स्वर्गारोहण.

અઢાર સ્મૃતિઓ.—मनुं, आत्रेय, विष्णु, हारीत्तक, याज्ञवल्क्य, अंगिरा, संपर्त, कात्यायनी, शंख, गौतम, वशिष्ट, सुरगुरु, (બૃહસ્પતિ) शातोतप, पराशर, यम, दक्ष, देवक, नारद.

છ શાસ્ત્ર.—मिमांसा, वेदांत, सांख्य, न्याय, वैशेशिक, योग. છ ઉપશાસ્ત્ર.—वैदक, ज्योतिष, कोक, मंत्र, धर्म, नीति. છ સાત્વિક પુરાણ.—विष्नु,

वराह, भागवत, गरुड, नारद, पद्म. ૭ રાજસી પુરાણ.—ब्रह्म, ब्रह्मवैवर्त्तक, मार्कंड, ब्रह्मांड, वामन, भविष्य. ૭ તામસી પુરાણ.—मत्स्य, कूर्म, शिव, लिंग, स्कंद, अग्नि.

૭ वेदांग.—वेदनां अंग—शिक्षा, छंद, कल्प, निरूक्त, ज्योतिप, व्याकरण.

चोसठ.—એ ઉપનીષદો છે. ऐतरेय (ઋગવેદનુ) मांडूक्य (અથર્વણુ) छांदोग्य (સામવેદનુ), बृहदारण्यक (યજુરવેદનુ), ઐતરેયમાં प्रज्ञानब्रह्म એ મહાવાકયનો અર્થ કહેલછે. માંડુકયમાં अयमात्माब्रह्म એ મહાવાકયનો અર્થ કહેલછે. છાંદોગ્યમાં तत्वमसि એ મહાવાકયનો અર્થ છે, અને બૃહદારણ્યક એમાં अहंब्रह्मास्मि એ મહાવાકયનો અર્થ કહેલછે. ५ इशोपनिषद, ६ केनोपनिषद, ७ तैतरेय, ८ मुंडक, ९ कठ, १० प्रश्न, ११ ब्रह्मविधेोपनिषद, १२ क्षुरिका, १३ चुलिका, १४ शिर, १५ शिर्ष, १६ गर्भ, १७ महोपनिषद, १८ ब्रह्म, १९ सर्व, २० प्राणाग्निहोत्र, २१ नीलरुद्र, २२ नादबिंदु, २३ ब्रह्मबिंदु, २४ अमृतबिंदु, २५ ध्यानबिंदु, २६ तेजबिंदु, २७ योगशिख, २८ योगतत्व, २९ आरुण्य, ३० कंठश्रुति, ३१ पिंड, ३२ आत्मा, ३३ नृसिंहतापिनीय, ३४ हंस. ३५ नारायण, ३६ बृहन्नारायण, ३७ कठवल्ली, ३८ पर्महंसोपद, ३९ आनंदवल्ली, ४० गारुड, ४१ भस्म, ४२ रामतापिनीय, ४३ कैवल्य, ४४ जाबाल, ४५ आश्रम, ४६ गोपालतापिनीय, ४७ युक्तिक, ४८ श्वेताब्रह्म, ४९ गणेशतापिनीय, ५० हरंब्र, ५१ कलिसवरन, ५२ सुंदरतापिनीय, ५३ निरालंब, ५४ कौल, ५५ भावन, ५६ गणपत्यर्थर्वशिर्ष, ५७ सुर्यार्थर्वशिर्ष, ५८ देव्यर्थर्वशिर्ष, ५९ शिवार्थर्वशिर्ष, ६० वज्रसुची, ६१ ब्राह्मण, ६२ मैत्रेय, ६३ कालाग्निरुद्र, ६४ अल्लोपनिषद. આ છેલા अल्लोपनिषदमां अल्ला એજ બ્રહ્મ છે, અને महमद पेगंबर છે તે રસુલ છે આવું વર્ણન છે તે મુસલમાની રાજયમાં કોઈ વિદ્વાને બનાવેલછે.

ચોસઠ=ચોસઠકળા—૧ गायन, २ नृत्य, ३ वाद्य, ४ लेख्य (લખવાની ચાતુરી), ५ विशेपक च्छेद्य (ચાંડલા વિગેરે કાતરવાની રીત), ६ चित्र क्रिया, ७ तंदुलादि वलिप्रकार (દેવના મંદીરોમાં ચોખાઃ તથા ફુલોથી સાથીયા વિગેરે જૂદા જૂદા આકારો કરવા તે), ८ पुष्पास्तरण (ફુલ બિછાવવાની રીત), ९ दशनवसनांगराग (દાંત અને કપડાં વિગેરેને રંગ ચડાવવો તે), १० वालिभूमिकाकर्म (ઉત્તમ બેઠકો બનાવવી તે), ११ शयनरचन, १२ उदकवाद्य (જલ વાજાં), १३ उ-

दका घात (પાણીમાં તરવું, પીચકારી મારવી, અને સુગંધ જળ બનાવવું ઇત્યાદિ), ૧૪ चित्रयोग (ચમત્કારી અખતરાઓ), ૧૫ माल्य ग्रथन विकल्प (ફુલ ગુંથવાની રીતો), ૧૬ शेखरापीड योजना (ભાતભાતની પાઘડીઓ તથા ટોપીઓ વિગેરેની ક્રિયા), ૧૭ नेपथ्यप्रयोग (શણગારની રીત), ૧૮ कर्णपत्रभंग (કર્ણફુલ વિગેરે બનાવવાં), ૧૯ सुगंध युक्ति, ૨૦ भूषण योजन, ૨૧ इंद्रजाळ, ૨૨ रुपपरीक्षा (સામુદ્રિક વિગેરેની રીતિ પ્રમાણે રૂપની પરીક્ષા), ૨૩ पाकाक्रिया, ૨૪ कौचुमारयोग, (પૌષ્ટિક ઔષધો તથા અંગ સંકોચનના પ્રયોગો વિગેરે પ્રીતિ ઉપજાવનાર અને શરીરને સારૂં કરનારા ઉપાયો), ૨૫ हस्तलाघव (વસ્તુ ઉડાવી દેવા વિગેરેની હાથ ચાલાકી), ૨૬ पानकरसरागयोजन (શરાબ તથા શરબતો બનાવવાની રીત), ૨૭ सूचीकर्म (સીવવાની તથા ભરત ભરવાની રીત), ૨૮ सूत्र क्रीडा (દોરી સંચારો), ૨૯ प्रहेलीका (વિનોદની સભાઓ વિગેરેમાં બીજાઓને નહિ સમજવા દેવાને વાસ્તે સ્પષ્ટ અક્ષરોથી પણ ગુપ્ત અર્થવાળાં ભાષણોની રીતે: આ પ્રહેલિકાઓ વિષે કાવ્યા દર્શના ત્રીજા પરિચ્છેદમાં સતાણુંમી કારિકાથી માંડીને વ્યાખ્યાન આપેલુંછે. પખાલ કહેવી હોય ત્યાં "લડબડતી જાય અને ચુચવતી આવે" એમ બોલવું. પોરબંદર કહેવું હોય ત્યાં "આણ નહીં ને આવતડે, એવે નામે નામ; બરડાની આથમણી કોરે, ગોતી લેજો ગામ" એમ બોલવું તે.), ૩૦ प्रतिमाळा (કવિતાના અભ્યાસી ઉછરતા છોકરાઓ સામસામી અંત્યાક્ષરી બોલેછે તે, જેમકે પહેલા જણની કવિતામાં જે અક્ષર અંતે આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવી કવિતા બીજાએ બોલવી. વળી તે કવિતાને અંતે જે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવી કવિતા પહેલાએ બોલવી. એમ કરતાં જે અટકે તે હાર્યો કહેવાય), ૩૧ दुर्वाचकयोग (જેનું વારંવાર અને જલદીથી ઉચ્ચારણ કરતાં ગડબડ થઈ જાય એવાં વાક્યો સારી રીતે બોલતાં આવડવાં, જેમકે "તાડ ઉપર કાગ બેઠો, ઉતર કાગ તાડ ખાઉં" વળી "સુપડામાં સાનીવાની, વાની મેલી સાની ખાઉં," ઇત્યાદિ), ૩૨ प्रतिमाकरण (મીણ અને માટી વિગેરેમાંથી માણુસ કે પશુ પક્ષી વિગેરેનાં પૂતળાં બનાવવાં તે), ૩૩ पुस्तकवाचन, ૩૪ नाटकाख्यायिकादर्शन (નાટક અને આખ્યાન વિગેરે બરાબર દેખાડી દેવાં તે), ૩૫ काव्यसमस्यापूरण, ૩૬ पट्टिकावेत्रवान विकल्प (પાટી અને નેતર વિગેરે વણવા તથા ભરવા વિગેરેની રીતો), ૩૭ तकुकर्म કાંતવાની તથા ત્રાકડી ઉપર ચડા-

વીને સોનેરી વિગેરે વીંટવાની રીત), ૩૮ तक्षणकर्म (સુતારનું કામ), ૩૯ वास्तुविद्या (ઈમારત બાંધવાની રીત), ઈજીનેરી કામ), ૪૦ रुपारत्नपरिक्षा શિક્કા તથા જવાહીર વિગેરેની પરીક્ષા), ૪૧ आकरज्ञान (આરસ તથા રત્નો વિગેરેની ખાણ જાણવાની રીત), ૪૨ धातुवाद (મટોડીમાંથી ધાતુ કહાડવાના ઉપાયો), ૪૩ मणिरागज्ञान (જાતજાતનાં નંગોને રંગ આપવાની અને ડાંક મૂકવાની રીત), ૪૪ वृक्षायुर्वेदयोग (ઝાડ પાન ઉછેરવાની તથા તેઓનાં દરદ મટાડવાની રીત), ૪૫ मेषकुकुट्टलावकयुद्धविधि ઘેટાં, કૂકડાં તથા તેતર વિગેરે લડાવવાની રીત), ૪૬ सुकसारिकाप्रलापन (મેના પોપટને પઢાવવાની યુક્તિ), ૪૭ उत्सादनप्रसादन (શરીરને સાફ રાખવાનું તથા અભ્યંગ વિગેરે કરવાનું ડહાપણ), ૪૮ अक्षरमुष्टिकथन (કરપલ્લવી ભાષા હાથની આંગળીઓ વિગેરેના અક્ષરોની સંજ્ઞાઓ રૂપે કલ્પેલા ચાળાઓથીજ વાત સમજાવી દેવાની રીત), ૪૯ म्लेच्छितकाविकल्प (બીજાઓને ન સમજવા દેવાને વાસ્તે ભાષાઓને બગાડીને બોલવાની રીતો.—જેમકે "તને નાણું આપીશ" એમ કહેવું હોય ત્યાં "તસ્મને નાસ્મણું આસ્માપીશ" એમ બોલવું. "કાતર" કહેવી હોય ત્યાં "ચકાચ તચર" એમ બોલવું. અક્ષરોને અદલ બદલ કરીને પણ એવી ભાષાઓ બોલાયછે.—જેમ કે "ફાનસ" ને બદલે "નાફસ" "સારૂ" ને બદલે "રાસુ" વિગેરે), ૫૦ देशभाषाविज्ञान (જૂદા જૂદા દેશોની ભાષાઓ જાણવી), ૫૧ मानसीचिंता પચારા મનની વાત પારખવી), ૫૨ छलितकयोग (ઉંધુ સવળું સમજાવવા તથા ફસાવી દેવા વિગેરે છળવાના ઉપાયો), ૫૩ वस्तुगोपन ૫૪ द्युतविशेष (જૂદા જૂદા પ્રકારના જુગાર રમવાની રીતોનું જ્ઞાન), ૫૫ बालक्रीडनक (બાળકોની રમતોની પદ્ધતિનું જ્ઞાન), ૫૬ वैनयिकीविद्या (સભ્યતા જાળવવાની તથા દરેક પ્રકારની કેળવણી આપવાની રીત), ૫૭ वैजयिकीविद्या (લશ્કરનાં માણસોને તથા ઘોડાઓ વિગેરેને કવાયદ આપવાની રીત), ૫૮ व्यायामिकीविद्या (કસરત, દંડ પીલવા અને જોડી ફેરવવી ઇત્યાદિની રીત), ૫૯ आकर्षक्रीडा (સોગઠા બાજી), ૬૦ यंत्रमातृका (જૂદાજૂદા યંત્રો બનાવવાની રીત) કહેવાયછે કે આ વિષે વિશ્વ કર્માએ બનાવેલ એક પ્રાચીન ગ્રંથ છે), ૬૧ धारणमातृका (અષ્ટા વધાન તથા શતા વધાન વિગેરે કરવાની યુક્તિ), ૬૨ छंदोज्ञान (આર્યા વિગેરે માત્રા છંદોનું તથા ઇંદ્રવજ્રા વિગેરે વર્ણ છંદો-

નું જ્ઞાન મતલબ કે પિંગલનું તથા પદ્ય બનાવવાનું જ્ઞાન), ૬૩ केशसंमार्जन (વાળને સાફ અને સારા કરવાની યુક્તિ), ૬૪ अभिधानकोश (તે તે ભાષાના શબ્દ કોષોનું સંપૂર્ણ જ્ઞાન).

चौद=ચૌદ વિદ્યા.—ब्रह्मज्ञान, रसायण, काव्य, वैद, जोतिष, व्याकरण, धनुर्वेद, तरवानी विद्या, संगित, (નૃત્ય નાટ્ય), गीत (ગાયન), अश्वारोहण, कोकशास्त्र, संबोधन चातुरी, नट विद्या.

बत्रिश= બત્રિશ લક્ષણ.—शांन्ति, रुप, कुल, शिल, विद्या, तप, अल्पाहार, प्रौढचित्त, तेज, गुणवानपणुं, दया, विचक्षणता, प्रमाणिकता, यश, उद्यम, लज्जा, धर्मज्ञता, राजवलभता, शौर्य, धैर्य, उदारता, तस्करपणुं, योग, देव, पिता, माता तथा गुरुभक्ति, धुर्तता (ધૂતારાપણું), चतुराइ, नागरपणुं, भोग, बुधिवानपणुं, परोपकार, मद.

વૃદ્ધ ચાણાક્ય પ્રમાણે—૩૨ લક્ષણ.

૧ सिंहनुं.—નાનું તથા મોટું કામ કરવામાં આળસ ન રાખવું અને તુરત આરંભ કરવો તે.

૧ बगलानुं लक्षण.—બધી ઇંદ્રીઓની ચંચળતા તજી દઈ દેશકાળ બળ વીચારી બધું કાર્ય સાધવું તે.

૪ कुकडानां लक्षण.—સહુથી પહેલાં ઉઠવું, મરતાં લગી લડવું, પરિવારને જમાડીને જમવું, સ્રીપરની પ્રિતિ પલટવી.

૪ कागडानां लक्षण.—રતિ છાની રમવી, કોઇનો વિશ્વાસ ન કરવો, આળસ ન રાખવું, ગર્વ ન રાખવો, ને સમય પ્રમાણે ઘર કરવું.

૬ श्वाननां लक्षण.—બહુ ખાવું, થોડાથી પ્રસન્ન થવું, સતત સુવું, ખખડાટ થતાં જાગવું, સ્વામીનું ભલું ઇચ્છવું, શૂરથી લડવું.

૩ खर (ગધેડા) नां लक्षण.—થાકેલો છતાં ભાર ઉપાડવો, કામ કરતાં ટાઢ તડકો લાગે નહિ, અને સદા સંતોષ રાખે.

૬ मोरनां लक्षण.—મધુર બોલવું, કુટંબપર અત્યંત પ્રીતિ, સમય કાળ સમજવો, રીપુને જીતવો, સ્મરણ રાખવું, અને ઉંચો અવાસ રાખવો.

૩ सर्पनां लक्षण.—વિષવાન રહે, ધન રક્ષણ કરે, વડીલની આજ્ઞા માને.

૬ विद्वाननां लक्षण.—યુદ્ધમાં પરાક્રમ કરે, વિપત્તિમાં ધીરજ ધરવી, ચડતીએ ક્ષમા રાખવી, સભામાં વાચાળતા, જશની ઇચ્છા, અને કોઇની અવજ્ઞા ન કરવી.

---

## सवैया.

सोच सुमेरू करै सबसैं बड,
काय गीरी हीमको कलपावै ;
त्योंनथुराम सुरेस तजे सुख,
धीरज छोर धनेशजु धावै ;
देगाकहा अरू केगाकहा यह,
जाननकों जीयरे ललचावै ;
श्रीतखतेश को हाथहीलै तब,
ये सब देव पराभव पावै.

અર્થ.—સૌથી વધારે શોચતો મેરૂ પર્વત કરેછે, અને હિમાલય પોતાની કાયા કલપાવેછે, સુરેશ (ઇંદ્ર) પોતાનું સુખ તજી દેછે, અને ધનેશ (કુબેર) ધીરજ તજીને દોડયા કરેછે, તે શું દેશે અને તે શું દેવાનું હવે કહેશે, એમ જાણવા પોતાનો જીવ લલચાવે છે. નથુરામ કહેછે કે, જ્યારે તખ્ત મહારાજાનો હાથ દાન માટે હલેછે ત્યારે આ બધા દેવ પરભાવ પામેછે.

મહારાજાના દાનનો પ્રભાવ કેવો છે તે સંબંધી આ કવિત છે કે મેરૂ પર્વત સોનાનો છે તેથી તેને અત્યંત પીડા થાયછે કે મને દાનમાં આપી દેશે, અને હિમાલય રૂપાનો છે તેથી તેની પણ કાયા પ્રજળે છે, મતલબ કે તે એટલું બધું રૂપું તથા સોનું દાનમાં આપેછે તેથી કોઇ દિવસ આપણે પણ અપાઇ જઇશું, અને જે અત્યંત દાન કરે તે ઇંદ્ર પદવી પામેછે એમ શાસ્ત્રમાં કહેલછે, તો આ રાજા દાન કરીને રખે મારી પદવી લેશે એવી બીક

તેને લાગેછે; તેથી ઈંદ્ર દુઃખી થાયછે, અને ધનેશને એમ થાયછે કે રખેને મારો ખજાનો લુંટાવશે એમ બીકથી તે ધૈર્ય તજીને બે બાકળો દોડેછે, અને સૌ એમ જોયા કરેછે કે હવે શું કરશે, આવી તેના દાનની અદભૂત શક્તિ છે.

અલંકાર चपलातिशयोक्ति (કુવલયાનંદ) चपलातिशयोक्तिस्तुकार्येहेतुप्रसक्तिजे=કારણના જ્ઞાનથી કાર્યની ઉત્પત્તિ થાય તે ચપલાતિશયોક્તિ અલંકાર છે, કારણ કે આંહી હાથ હલ્યો ત્યાં આટલા દેવ પરાભવ પામેછે.

---

## सवैया.

मंतर जंतर जोगिनकी जक,
जग्त तमामकों झुंट जनाइ;
त्योंनथुराम कला कीमीयाकी,
बडे जनमैं बदनाम बनाइ;
खंजन कंजन भेद खुलैकर,
पारसकी परवाइ मीटाइ;
श्रीतखतेश नरेशके हाथनै,
हाल हुमाकी बडाइ हटाइ.

અર્થ.—જંતર, મંતર, જોગીની સેવા, એ સૌ જગ્તને જુઠું છે, એમ બતાવ્યું, અને કીમીયા વિગેરેની મોટા જનમાં બદનામી કરી, અને કમળપરના ખંજનના ભેદ ખુલ્લા કરી દીધા, અને પારસમણીની પરવા રહેવા દીધી નહિ. નથુરામ કહેછે કે મહારાજા તખ્તસિંહજીના હાથે હાલ વખતે હુમાયુ પક્ષીની બડાઇ હઠાવીછે.

જંતર, મંતર, જોગીની સેવા, આધિ પ્રપંચથી લક્ષ્મી મળેછે, એમ લોકો માનતા, પણ તે સૌ મહારાજાના હાથે ખોટું કરી આપ્યું; કારણકે તેના હાથની સેવાથીજ બધી રિદ્ધિ પ્રાપ્ત થાય એ જગ જાહેર છે; અને કીમીયાની કળાથી લક્ષ્મી પેદા થાય એ વાતની નીંદા કરાવી કમળ ઉપર ખંજન બેઠેલું

જુવે તો મોટી બાદશાહી મળે એવા જુદા જુદા ભેદ ખુલ્લા કરી આપ્યા, અને પારસમણીને લોઢું અડવાથી સોનું થાયછે એવી મણીની પરવા રહેવા ન દીધી, કારણકે મહારાજાના સંગથી પૂર્ણ લક્ષ્મી પ્રાપ્ત થાયછે, અને હુમાયુ પક્ષી જેની છાંયા પડવાથી બાદશાહી મળેછે એવો એનો પ્રભાવ તેની બડાઈ પણ મહારાજાના હાથે હઠાવીછે, કારણ મહારાજા જેના ઉપર હાથ મેલે તે સર્વ રિદ્ધિ પામેછે.

અલંકાર પ્રતિપ નો પાંચમો ભેદ છે (કુવલાયાનંદ) प्रतिपमुपमानस्यकैमर्थ्यमपिमन्वते=ઉપમાનના અનર્થકપણાનું વર્ણન કરવું એ પ્રતિપનો પાંચમો ભેદ છે, આંહી પારસમણીની પરવા નથી, હુમાયુની છાયાની શક્તિ હઠાવીછે, એમ ઉપમાનના અનર્થકનું વર્ણન છે.

---

## कवित.

इश्वर कृपासैं परै आय अखेपात्र पान,
खायस रहैन फीर क्षुद्र अन खानैकी ;
कविनथुराम मीलै पारस पहार आय,
अवधी रहेन फीर आनंद उडानैकी ;
भोज अरू वीक्रमसैं भुपती मीलैतो फीर,
उरमै रहैन इच्छा ओर ढीग आनैकी ;
एक बेर पावै दान तखत महिपकोतो,
मागबेकी ममता रहैन रावरानैकी.

અર્થ.—જો ઇશ્વર કૃપા થાય અને અક્ષય પાત્ર (અખેપાત્ર) હાથ આવી જાય તો, પછી ક્ષુદ્ર અન્ન ખાવાની ખાયસ રહેતી નથી, કારણ અક્ષયપાત્રમાંથી જે ઉત્તમ અન્ન ઇચ્છીએ તે મળી શકેછે, અને જો પારસમણીનો પહાડ હાથ લાગે તો આનંદ ઉડાવવાની અવધી રહેતી નથી, કારણ પારસમણીનો

પર્વત હાથ આવે તો લોઢાનાં સોનાં કરીને અપાર આનંદ ઉડાવાય, અને જો એકવાર ભોજ અને વીક્રમ જેવા ભુપતી મળે તો બીજા રાજા પાસે જવાની ઇચ્છા રહેતી નથી, કારણ તે પુરા કદરદાન હતા, તેમ નથુરામ કહેછે કે, એકવાર જો તખ્ત મહિપતિનું દાન પામે તો ફરી બીજા રાવરાણાને માગવાની જરૂર રહેતી નથી, એટલું મોટું દાન તે આપેછે.

અલંકાર દ્રષ્ટાંત છે ; चेद्बिंबप्रतिबिंबत्वंद्रष्टांतस्तदलंकृति જ્યાં ઉપમાન અને ઉપમેય વાકયના જુદાજ ધર્મ બિંબ પ્રતિં બિંબ (વસ્તુતાએ કરીને ભિન્ન અને પરસ્પર સાદૃશ્યથી અભિન્ન એવા ઉપમાન ઉપમેય વાકયનું જુદું ગ્રહણ) થી નિર્દેશ કરેલા હોય ત્યાં દ્રષ્ટાંત અલંકાર વિક્રમ ભોજ પારસમણી અને અક્ષયપાત્ર સમાન પ્રભાવ મહારાજાનો વર્ણવ્યોછે તેથી અલંકાર દ્રષ્ટાંત.

---

## कवित.

साल अरू पाग देकै बाग अरू जाग देकै,
अति अनुंराग देकै गुनिमैं गिनायेहैं ;
धाम नथुराम देकै दाम अरू ग्राम देकै,
अमित आराम देकै सुख सरसायेहै ;
मोतनकी माल देकै हीरनकै हारदेकै,
भुपन अपार देकै सुभग सुहायेहै ;
तखत महीपतिने दानदैजहांन बीच,
याचक तमामकों अयाचक बनायेहैं.

અર્થ.—સાલ પાઘડીઓ આપીને, બાગ અને સ્થળ આપીને, અને અત્યંત પ્રીતિ આપીને, યાચકોને ગુણીની ગણનામાં લાવી મૂકયા છે ; અને ધામ, પૈસા, તથા ગામ, તથા અમીત આરામ, આપીને તેમને સુખથી છાઈ દીધા છે ; મોતીની માળા, હીરાના હાર, અને અપાર ભુષણ, આપીને તેમને

શોભાવાળા બનાવ્યાછે. નથુરામ કહેછે કે તખ્ત મહારાજાએ દાન આપીને આ જગતમાં યાચકો (માગણ) ને અયાચક બનાવ્યાછે, મતલબ કે તેમને ફરી માગવું પડતું નથી એટલું બધું દાન આપેછે.

અલંકાર अत्युक्ति (કુવલયાનંદ) अत्युक्तिरद्भुततातथ्यशौर्यौदार्यादिवर्णनं= આશ્ચર્યને ઉત્પન્ન કરનાર મિથ્યા ભૂત શૌર્ય ઔદાર્યાદિનું વર્ણન તે અત્યુક્તિ. આમાં યાચકો અ યાચક બન્યા એમ કહી રાજાનું અતિ ઉદારપણું દર્શાવી દાન શૂરતા અને ઔદાર્યનું વર્ણન છે.

---

## सवैया.

फारसी ओ इंगरेंजी अनुपम,
जानलीयो जीयमें करिइच्छा;
त्योंनथुराम सुदेवगीरा गुन,
जाननकों दिलकों दिय दीच्छा;
गुर्जरीकी गरूवाइ गिनी,
लिय लाटीनकी परिपुर्न परिच्छा;
जानिसबैं पर आनी उरैंद्रढ,
तख्तनरेशनै दानकी सीच्छा.

અર્થ.—ફારશી અને ઇંગ્રેજી એ અનુપમ ભાષા મનમાં ઇચ્છા કરીને જાણી લીધીછે, અને તે વખતે સારી એવી દેવ ગીરાના ગુણ જાણવા દિલને દીક્ષા આપી, અને ગરવી ગૂજરાતીની ગરૂવાઇ જાણી લીધી, અને લાટીનની પુરી પરિક્ષા કરી, આ બધું જાણ્યું પણ તેમાંથી સાર ભૂત તો તખ્ત મહિપતિએ દાનની શીક્ષા મનમાં દ્રઢ કરી મતલબ કે, મહારાજા તખ્તસિંહજીને આટલી ભાષાપર પ્રેમ હતો, પણ બધામાંથી શિક્ષા લીધી ને દાનદેવું એટલું દ્રઢ કર્યું.

અલંકાર પરિવૃત્તિ (કુવલયાનંદ) परिवृत्तिर्विनिमयोन्युनाऽभ्यधिकयोर्मिथ ન્યુન (ઓછુ) અને અધિક (વધારે) આ બેનો જ્યાં અદલો બદલો હોય મતલબ થોડું આપી વધારે લેવાય અને વધારે આપી થોડું લેવાય એવું જ્યાં વર્ણન હોય ત્યાં પરિવૃત્તિ આમાં આટલી ભાષામાંથી માત્ર દાન દેવું એટલુંજ થોડું ગૃહણ કર્યુંછે.

---

## कवित.

केतै नृप वल्लभकै अनन उपासकहैं,
केतै दास शंकरकै अर्पे तनयंत्रकै;
कविनथुराम केतै नृपती कबीर भक्त,
बडेहैं बेदांती केतै जाचकहैं जंत्रकै;
केतै ब्रह्मानंदकै केतै सहजानंदकै,
केतै रामसेवक उपासी केतै तंत्रकै;
सारमय सबको बीचारमय बेदरूप,
तखत उपासीएक दान बीजमंत्रकै.

અર્થ.—કેટલાક રાજાઓ વલભાચાર્યના અનન્ય ઉપાસક છે, અને કેટલાક પોતાના શરીરરૂપી યંત્રો શંકરને આર્પી તેના દાસ બન્યાછે, મતલબ શંકરાચાર્યના ભક્ત છે, કેટલાક રાજાઓ કબીરના ભક્ત છે, અને કેટલાક મોટા વેદાંતી છે, અને કેટલાક યંત્રશાસ્રના યાચક છે, મતલબ તેપર આસક્ત છે, કેટલાક બ્રહ્મઆનંદી છે, મતલબ યોગ સાધનાથી બ્રહ્મઆનંદ લેછે, કેટલાક સહજાનંદ (સ્વામીનારાયણ) ના પંથના છે, કેટલાક રામ સેવક છે, અને કેટલાક તંત્રશાસ્રના ઉપાસી છે, દેવી ભક્ત છે. નથુરામ કહેછે કે, મહારાજા તખ્તસિંહજી તો બધાના સારમય, અને સરવ વિચારમય તથા વેદસ્વરૂપ એવા દાન (દાન દેવું એ) રૂપી બીજ મંત્રના ઉપાસક છે.

અલંકાર વ્યાજસ્તુતિ (કાવ્ય પ્રકાશ) व्याजस्तुतिर्मुखेनिंन्दास्तुतिर्वारूढिरन्यथा જ્યાં નિંદા અથવા સ્તુતીવડે સ્તુતી અથવા નિંદા કથન કરાય ત્યાં વ્યાજસ્તુતિ આંહી બીજા રાજાઓ મોટા પંથના ઉપાસક છે, અને મહારાજા માત્ર બીજમંત્ર (એક નાનો મંત્ર) જાણે છે, એમ ઉપરથી નીંદા છે, પણ દાનરૂપી મંત્ર સર્વથી મહાન છે, એ જગ જાહેર છે, તેથી સ્તુતિ છે, કારણ બધા પંથમાં દાન દેવું કહેલછે, એટલે બધા પંથને જાણેછે એમ સમજાવ્યું છે.

---

## सवैया.

दुरसैं देख कविनकै दारिद,
ओरनकों तजी होत उताली ;
हैनथुराम बलीष्ट बडी,
सुचली सुरकष्टनपैं जीमी काली ;
चूरकरे नीरमूलकरे लगी,
घावको दाव नजातहै खाली ;
हैतखतेश नरेशकै हाथमैं,
दारीद गंजन दान दुनाली.

**અર્થ.**—દુરથી કવિઓના દારિદ્રને જોઇને બીજાને તજી તેને મારવા ઉતાવળી જે થાયછે, અને જે બલિષ્ટ અને મોટી છે, તથા જેમ દેવતાના કષ્ટ વખતે મહાકાલી મદદગાર છે, એમ જે દારિદ્ર કષ્ટ કાપવામાં મદદગાર છે, જે તેના ચૂરેચૂરા કરી નીર્મૂળ કરેછે, અને જે લાગતાં કદિ ઘાનો દાવ ખાલી જતો નથી, એવી ઉત્તમ તથા દારિદ્રનો નાશ કરનારી દાન રૂપી બેનાળી બંદુક મહારાજા તખ્તસિંહજીના હાથમાં છે, મતલબ કે, દાન એવું ઉત્તમ આપેછે કે, દારિદ્ર નિર્મૂળ કરેછે, અને કવિઓના દારિદ્રને મારવા ઉતાવળા થાયછે, મતલબ કવિની દરિદ્ર સ્થીતિ જોઈ મહારાજા ઉતાવળે તેનું દુઃખ કાપેછે, એવા

ગુણુન્ન છે. અલંકાર रूपक (કાવ્ય પ્રકાશ) तद्रुपकमलेदोयउपमानोपमेययोः=ઉપમાન અને ઉપમેયની જ્યાં અભેદતા વર્ણી હોય તે રૂપક; આંહી દાન અને ખંહ્રકની અભેદતા છે તેથી રૂપક.

---

# कवित.

शंकीत सुमेरू होत रंकीभूत रूप्यनग,
अंकीत अमरराज उरअवरेखकै ;
कविनथुराम त्यों करंकी भूतहै कुबेर,
पंकीभूत पारावार लाखभय लेखकै ;
होतहै कलंकीत कलाम कविदारिदकै,
भावनग्र भूपतकै मारेदान मेखकै ;
सुखीहोत चकवी चकोरी दिल दुःखिहोत,
तखत नरेशको दराजभूज देखकै.

અર્થ.—મહારાજા તખ્તસિંહજીના લાંબા (દાન આપવામાં લાંબા) હાથ જોઇને મેરૂપર્વત શંકીત, અને રૂપાનો પર્વત (હિમાલય) રંક બનેછે, કુબેર ભંડારી કરંકી ભૂત (અસ્થિમાત્ર) થાયછે, અને લાખો ભય જોઇને પારાવાર (સમુદ્ર) પંક (કચરા) વાળો થાયછે, અને ભાવનગ્ર ભૂપતિના દાનરૂપી મેખથી મારેલાં કવિઓનાં દારિદ્રના શબ્દો કલંકીત થાયછે, ચક્રવાકી સુખી થાયછે, અને ચકોરી દુઃખી થાયછે, આવો હાથનો પ્રભાવ છે, મતલબ સુમેરૂ સોનાનો હોઈ લુંટવાની શંકાવાળો, અને હિમાળય લાચારીથી ગરિબ બનેછે, કુબેર ધન ખોવાની ચિંતાથી સુકાઇને માત્ર હાડ પીંજર રૂપે રહેછે, અને સમુદ્ર એમ વિચારે છે કે, પૃથ્વીનું બધું ધન અપાઇ જશે ત્યારે મારો વારો આવશે, અને મારૂં મથન થશે, એવા મોટા તરંગોથી કચરાવાળો થાયછે, અને કવિઓને અમે કદી છોડનાર નથી એવાં દારિદ્રના વેણ ખોટાં પડેછે. લક્ષ્મી અને સરસ્વતિ એક સ્થળે રહી શકતાં નથી એ લોક સિદ્ધ છે. કાળીદાસે પણ એવું

એક ઠેકાણે વર્ણવ્યુંછે, પણ મહારાજા દાન આપીને દારિદ્રને દૂર કરેછે, તેથી દારિદ્રનાં વચન ખોટાં પડેછે, મેરૂપર્વત દાનમાં અપાઈજશે તો પછી સુર્યાસ્ત થશે નહિ, તેથી ચક્રવાકી સુખી બનેછે, અને ચંદ્રોદય નહિ થાય એવા ભયથી ચકોરી દુઃખી થાયછે. આપણા શાસ્ત્રમાં કહેછે કે, મેરૂપર્વતને ઉલંઘી સૂર્ય સાંજરે પેલી તરફ જાયછે, વચમાં મેરૂ છે તેથી તે દેખાતો નથી. આ મેરૂ દાનમાં અપાય તો સૂર્ય સદા દેખાય એમ ધારી ચક્રવાકી કદી વિયોગ ન થવાના સુખથી રાજી રહેછે, અને સૂર્યાસ્ત ન થાય તો ચંદ્ર કયાંથી ઉગે એવા ભયથી વિયોગની શંકાથી ચકોરી દુઃખી થાયછે, આવો દાનનો પ્રભાવ છે.

અલંકાર ચપલાતિશયાક્તિ લક્ષણ આવેલુંછે.

---

## कवित.

हीरेकी बडाइनाही हेमकी बडाइनाही,
नहीहै बडाइ लाख मुक्तके लरनकी ;
कविनथुराम धामगामकी बडाइनाही,
नहिहैबडाइ घने जाहीर जरनकी ;
सालकी बडाइनाही पागकी बडाइनाही,
जामाकी बडाइनां जटीत आभरनकी ;
तखत नरेश देशदेशमैं बखानै कवी,
ललित बडाइ तेरे कलित करनकी.

અર્થ.—નથુરામ કહેછે કે, હે મહારાજા તખ્તસિંહજી કોઈ હિરાની, સોનાની, લાખો મોતીની સેરોની, ધામની, ગામની ઘણા રોકડા પૈસાની, સાલ પાઘડીની, જામાની કે જડિત્ર ઘરેણાંની, વડાઈ વખાણતું નથી, પણ તમારા સુંદર હાથની વડાઈ કવિઓ દેશ દેશમાં વખાણેછે. તમો હિરા, સોનું ગામ વિગેરે આપોછો તેથી તેની વડાઈ નથી એ ચીજો તો ઘણા રાજાના ભંડારમાં કે તાબામાં છે, પણ તે આપવું એ હાથનો ધર્મછે; તો એ હાથનીજ વડાઇછે.

અલંકાર द्वितिय विशेष (કુવલયાનંદ) विशेषःसोपियत्रेकवस्त्वनेकत्रवर्ण्यते જ્યાં એક વસ્તુ અનેક ઠેકાણે વર્ણવાય તે વિશેષ આંહી એક હાથ અનેક કવિઓ અનેક સ્થળે વર્ણવેછે

---

## कवित.

लेन शीखै लायक पुरूषके तमाम लच्छ,
लेन सीखै राजधर्म मर्मजिन तीखेहै ;
लेन सीखै कविता सुरस नथुराम कवि,
लेन सीखै संतमत जो दिगंत देखेहै ;
लेन सीखै उन्नत अरिकै शीरपेच ठाठ,
हठलेन सीखै देख करन सरिखेहै ;
तख्तमहाराज आज अेतेबीन ओर चीज,
लेबेको न सीखे फक्त देबे कोहि सीखेहै.

અર્થ.—લાયક પુરૂષનાં તમામ સુલક્ષણો લેતાં શીખ્યા, તથા તીખા મર્મવાળા રાજધર્મ લેતાં શીખ્યા, કવિતાના સારા રસ લેતાં (આ સ્વાદ લેતાં) શીખ્યા, અને દિશાના અંત સુધી જે જ્ઞાનચક્ષુથી જોઈ શકે તેવા મહંતોના મત લેતાં શીખ્યા, ઉન્નત (ગર્વી) શત્રુના શીર પેચના ઠાઠ લઈ લેતાં શીખ્યા, અને કર્ણ જેવા દાનવીર જોઇને તે સમાન થવા હઠ લેતાં શીખ્યા. નથુરામ કહેછે કે, મહારાજા તખ્તસિંહજી માત્ર આટલીજ ચીજ લેતાં શીખ્યાછે, બીજું બધું તો દેતાંજ શીખ્યાછે.

અલંકાર विनोक्ति (લક્ષણ નીચેની કવિતામાંછે).

# कवित.

देन सीखै तरलतुरंग ओ उतंग गज,
देन सीखै दीन नख हाटक हजारीकों ;
देन सीखै दागीने जटित जवाहीरकै,
कविनथुराम ओर कष्ट अवीचारीकों ;
देन सीखै दाम धाम गाम ओ गीरास पुर्न,
छेम देन सीखै नेम धार सुवीचारीकों ;
सब देन सीखै पैंन दोउ दैन सीखै तख्त,
अरिकों करोट द्रगचोट परनारीकों.

અર્થ.—મહારાજા તખ્તસિંહજી તરલ તુરંગ (ઘોડા) તથા ઉત્તંગ (મોટા) હાથીઓ, આપતાં શીખ્યા, દીનજનોને જોઈ હજારો રૂપૈયાનાં સોનાં આપતાં શીખ્યા, જવાહીર જડેલાં ઘરેણાં આપતાં શીખ્યા, અને અવિચારી પુરૂષોને કષ્ટ આપતાં શીખ્યા, (દંડ દેવા બંદોબસ્ત કર્યો) ઘરો, ગામ, પૈસા તથા પૂરો ગરાસ આપતાં શીખ્યા, અને નિયમ ધારીને વિચારવંતને ક્ષેમ આપતાં શીખ્યા. નથુરામ કહેછે કે, મહારાજા બધું આપતાં શીખ્યા પણ બે વાત આપતાં શીખ્યા નથી, એક તો શત્રુને પીઠ (લડાઈમાં), અને પરસ્ત્રીપર કુનજર નાંખતાં શીખ્યા નથી.

અલંકાર વિનોક્તિ (કુવલયાનંદ) तद्येकिंचिद्विनारम्यंविनोक्तिः सापिकथ्यते પ્રસ્તુત વસ્તુ કોઈ એક ચિજ વિના મનોહર લાગે તે વિનોક્તિ, આમાં શત્રુને પીઠ અને પરસ્ત્રીપર કુનજર એ ચીજના અભાવથી ખૂબી વર્ણવીછે.

## कवित.

देवे वीन साल पाग सुनत कवित नाही,
देवे बीन दाम धाम पगुना धरतहै ;
कविनथुराम बीना देवे खात पीत नाहीं,
देवे बिन हेमहार दीलमैं डरतहै ;
देवे बीन दीननकों करसैं करोरधन,
भाजन छमाको वीर नाही विचरतहै ;
रात दीन देवैबीन चेन ना परतयातै ;
तखत नरेंद्र दान देवोइ करतहै.

અર્થ.—સાલ, પાઘ આપ્યા વિના મહારાજા કોઇનું કવિત સાંભળતા નથી, દામ, ધામ આપ્યા વિના પગલું ધરતા નથી, દાન આપ્યા વિના ખાતા પિતા નથી, સોનાના હાર આપ્યા વિના દિલમાં ડરેછે, દીનને જોઇને કરોડ ધન આપ્યા વિના દયાનું પાત્ર મહારાજા આગળ વિચરતા નથી, જેથી રાત દિવસ આપ્યા વિના ચેન પડતું નથી, તેથી તખ્ત મહિપતિ દાન આપ્યા કરેછે, મતલબ કોઇ કવિ આવે, અને કવિત કહે તો, તેની (કવિની) શક્તિ પ્રમાણે તેને આપ્યા વિના કદી ઠાલી હાથે જવા દેતા નથી, અને કોઇ વિનંતી કરે અને તેનું ઘર પાવન કરે, મતલબ તેને ઘરે પધારે તો, તેને પૈસો તથા ઘર આપ્યા વિના તેને ઘરે જતા નથી, દાન આપ્યા પછી હમેશાં ખાયછે, મતલબ પોતાના નિત્યકર્મમાં દાન પ્રથમ છે, અને સોનું આપ્યા વિના તો ડરેછે, કારણ કે, લક્ષ્મી ચપળા છે, આજ છે અને કાલ નથી, આવા વિચારથી જો ન આપે તો ડરેછે કે, રખે કાલે ચાલી જાય, માટે આજે અપાય તેટલી તો આપું અને ગરીબને જોઈ દયાના ભરેલા તે મહારાજા તેનાં દારિદ્ર મટાડયા વિના

આગળ પગલું ભરી શકતા નથી, આમ દાન આપ્યા વિના ન ચેન પડે માટેજ આપ્યા કરેછે.

અલંકાર કાવ્યલિંગ દાન આપ્યા વિના ચેન નથી પડતું તેથી દાન આપેછે એમ અર્થનું સમર્થન કર્યું તેથી કાવ્યલિંગ.

---

## सवैया.

यज्ञ अपार कीये अवनीपर,
अंबरकै सुरकै सुख हेतु ;
त्योंनथुराम्म उपाइ अपुरव,
धीरज धार सुधर्मकी सेतु ;
काम अनंत कीये यशकै,
फरकाइ दिगंत सुकीरत केतु ;
इस रमेश सुरेश कथे,
कीरती तखताकी कुटंब समेतु.

અર્થ.—મહારાજાએ ભૂદેવો (બ્રાહ્મણો) નેજ પ્રસન્ન કર્યાછે એમ નથી, પણ આકાશના દેવોને પણ મહારાજાએ પ્રસન્ન કર્યાછે, આકાશમાં રહેનારા દેવોના સુખ માટે પૃથ્વીપર હજારો યજ્ઞ કર્યા, અને પૂર્વે કદી ન થયેલી એવી ધર્મની પાજ ધીરજથી બાંધી, આમ યશનાં અનંત કામો કરીને દીશાના અંત સુધી યશ ધજા ફરકાવી, જેથી ઇશ (શંકર) રમેશ (વિષ્નુ) અને સુરેશ (ઈંદ્ર) કુટુંબ સહિત તખ્તસિંહજીના યશનું ગાન કર્યા કરેછે.

અલંકાર સહોક્તિ. सहोक्तिः सहभावश्चे द्भासतप्रेमरंजनः જ્યાં સહભાવ જન રંજનકારક ભાસે ત્યાં સહોક્તિ આંહી દેવો કુટુમ્બ સમેત યશ ગાન કહેછે એમ સહભાવ વર્ણવ્યોછે.

# पंचचक्र प्रबंध चित्र.



# पंचचक्र प्रबंध चित्रकाव्य.

## सवैया.

तखतेश हुकी कीरती धरसैं,
चलीदूर दीखाइ दिगंतरसैं;
सुरलोककों प्यार बढापरसैं,
द्युतीकीभरी देवनकों दरसैं;
सुरराज समाज सुअंबरसैं,
नृपपैं जयबुंदनतें बरसैं;
नथुराम निहारनकों हरसैं,
उठीधाइ सची अपनै घरसैं.

અર્થ.—મહારાજાની કીર્તિ ધરા ઉપરથી દૂર ચાલીને, દિશાના અંત સુધી દેખાઇ, પછી પ્યાર વધારીને સુરલોકને સ્પર્શ કરવા લાગી, જેની ઉજ્વળ કાન્તી દેવતાની દ્રષ્ટિએ પડી, આથી સુરરાજ (ઇંદ્રિ) નો દેવ સમાજ રાજા ઉપર જય જયના બુંદથી વર્ષવા લાગ્યો, અને શચી (ઇંદ્રની સ્ત્રી) પણ પોતાના મહેલમાંથી કીર્તિને નિરખવાને માટે બહાર નિકળી, કારણકે આ અત્યંત ઉજવળ ચીજ શું છે, તે જોવાની તેને જીજ્ઞસા થઈ.

અલંકાર સમુચ્ચય (કુવલયાનંદ) वहुनांयुगपद्भावाभाजांगुंफः समुच्चय એક સમયે (યુગપત) થનાર અનેક ક્રિયાનું કથન તે સમુચ્ચય આમાં કીર્તિ ધરાપરથી દૂર ચાલી દીશાના અંતમાં ગઇ, સુરલોકમાં ગઈ, આમ બધું એક સાથે થાયછે માટે સમુચ્ચય.

# नारिकेल प्रबंध चित्र.



## नारिकेल प्रबंध चित्रकाव्य.

## सवैया.

अटकीनहि नारी बनी नटकी,
नटकी नथुराम छकी छटकी ;
छटकी चली तख्त भुमी भटकी,
भटकी मतीबीच धरी चटकी ;
चटकी खलकै उरमैं खटकी,
खटकी हरिहाम अरि घटकी ;
घटकी तुवकीरत उलटकी,
लटकीनही इंद्रपुरी अटकी.

અર્થ.—હે મહારાજા તખ્તસિંહજી તમારી કીર્તિ કયાંઇપણ અટકી નહિ તે જાણે કે નર્તકી નારી બની હોય તેમ ચોમેર ભમવા લાગી, તે કયાંઈ ન ટકતાં છકથી છટકી ગઇ અને આ ભુમીપર ભટકીને છટકી ચાલી, ભટકતી વેળાએ તેણે ભટ (શૂરવીર) પુરૂષોના મનમાં ચટકી પેદા કરી, જે ચટકી ખળ પુરૂષોના ઉરમાં ખટકવા લાગી, અને ખટકીને શત્રુની હામ હરી લીધી, પછી તમારી કીર્તિ ઘટ (મન) ની ઉલટ જેવી બની, તે કયાંઈ ન લટકતાં ઈંદ્ર પુરીમાંજ જઇને થોભાઈ; કીર્તિ ચોમેર ફરવા લાગી તે છકથી છટકી એટલે પોતાના પતિના અત્યંત માનને લીધે ગર્વી બની ને ફરવા લાગી, તે ભુમીપર ભટકી ને અંતે તે તજીને ચાલી, ભટના મનમાં ચટકી પેદા કરી એટલે આવા વીર પુરૂષોના ચરિતને અનુસરવાની ઇચ્છા પેદા કરતી ગઈ, અને ખળ પુરૂષોના મનનેં ખટકવા લાગી, એટલે તેઓ આ કીર્તિના અદેખા થયા અને શત્રુઓ કીર્તિ દેખીને હીમત વિનાના થયા, મનની ઉલટ જેમ તે ચપળ બની અને ઈંદ્રપુરીમાં પોચી ગઈ.

અલંકાર एकावलि (કુવલયાનંદ) गृहीतमुक्तरीत्यार्थश्रेणिरेकावलिर्मता જે પદ મૂકી દીધાં હોય તેનેજ પાછાં લેવાથી અર્થની શ્રેણી બંધાય તે એકાવલી૦ આમાં અટકી ખટકી પદો એક કડીમાં મૂકી બીજીમાં લીધાંછે.

---

## कवित.

सब जग स्वेतकर कीरती तिहारी तख्त,
अलग करेहै मार अमल अंधेरेको ;
कविनथुराम राम स्याम मैं न भासै भेद,
तरनीतनुंजा अरु गंगकै हील्लोरेको ;
शीव कयीलास भूले विश्नु पय सागरकों,
इंद्र भूल्यो अहिरावत देव भूले डेरेकों ;
हंस भूली सारदा बकनकों बुलावै पास,
हंश भूल्यो भेद नीर छीर कै निबेरेको.

અર્થ.—હે મહારાજા તખ્તસિંહજી, તમારી કીર્તિએ બધા જગતને શ્વેત કરી નાંખ્યું, અને અંધારાના અમલને મારીને અલગ કર્યો, રામ (શ્વેત) શ્યામ (કાળુ) માં કાંઈપણ ભેદ રહ્યો નથી, અને તરણી (સૂર્ય) ની દીકરી યમુના અને ગંગાના જળમાં પણ અભેદતા થઈ ગઈ, શંકર કૈલાસ ભૂલ્યા, વિષ્ણું ક્ષીર સમુદ્ર ભૂલ્યા, ઇંદ્ર ઐરાવત ભૂલ્યો, અને દેવો પોતાનાં ઘરો ભૂલી ગયા, શારદા હંસને ભૂલીને બગલાને પાસે બોલાવવા લાગી, અને હંસ પાણી તથા દુધ જુદા કરવાનું ભૂલી ગયો.

કીર્તિનો ઉજવળ રંગ છે એ પ્રસિદ્ધછે આ ઉજવળ રંગથી આખું જગત ઉજળું થઈ ગયું, જેથી અંધારૂં નાશ પામ્યું, કારણ ઉજવળ પ્રકાશને લીધે અંધારૂં નાશ પામેછે, આથી કાળું હતું તે પણ ઉજળું થઈ ગયું, અને યમુનાનું શ્યામ જળ અને ગંગાનું ઉજળું જળ સરખું થઈ પડયું, જેથી તેમાં ભેદ

મટયો, કૈલાસ તથા આસપાસનાં સ્થાનક શ્વેત હોવાથી શંકર ભૂલી ગયા, વિષ્નુ સમુદ્રને ભૂલી ગયા, ઐરાવત શ્વેત તે પણ બધા હાથી સ્વેત થઈ જવાથી કીયો ઐરાવત એમ ઇંદ્રને ખબર પડી નહીં, સારદા હંસને શ્વેત જાણતી પણ આ બધું સમાન થવાથી હંસ તથા બક કિયા તે ભૂલી ગઈ, અને પાણી તથા દુધ સરખા રંગનું થઈ પડવાથી તે જુદું કરવું હંસ ભૂલી ગયા.

અલંકાર મિલિત (કુવલયાનંદ) मीलितंयदिसादश्याद्भेदएवनलक्ष्यते જ્યારે સદ્દસપણાને લીધે ભેદ ન જણાય તે મીલીતઅલંકાર આંહી શ્યામ રામ વિગેરેનો ભેદ મટયો તેથી મિલિત.

---

## कवित.

हिममैं निवास खास हीमकी तनुजा पास,
हिमकै परेहै पुंज हीमकै अगार पर ;
कविनथुराम आठों जामहै हीमांशु भाल,
हीमकै हीलोरे शीर सुरधुनी धार पर ;
जैबेको रु ऐबेको है बिकट अपार पंथ,
यातें भये बीकल त्रिशुली हीयहारपर ;
स्वेत अरू स्वच्छ अच्छ अनुप निहार तख्त,
बसबो बीचारै तेरे कीरत पहार पर.

અર્થ.—હિમમાં નિવાસ છે, હીમ તનયા હમેશાં પાસે રહેછે, અને હિમના ઘરપર હિમના પુંજ પડયા કરેછે, આઠે પહોર કપાળમાં હિમાંશુ (ચંદ્ર) ધારણ કરી રાખેછે, અને માથા ઉપર સુરધુની (ગંગા) નીં હીમ સમાન લહેરો આવ્યા કરેછે, જવા આવવાનો રસ્તો પણ હીમથી વીકટ છે, આટલા ભયથી ત્રીશૂલી (શંકર) તો હારી ગયા, અને હે મહારાજા, તખ્તસિંહજી તમારા કીર્તિ પહાડને અનુપમેય શ્વેત તથા સ્વચ્છ જોઇને તે ઉપર વાસ કરવાને વિચાર કરેછે, હિમમાં નિવાસ છે, એટલે હિમાલય પર્વત ઉપર કૈલાસમાં રહેવું પડેછે, અને

હીમ તનુજા (હીમાલયની દીકરી પાર્વતી) જેની અર્ધાંગના છે, કપાળમાં ચંદ્ર છે જે હિમાંશુ કહેવાયછે, અને ગંગાના હીમ જેવા ઠંડા હિલોળા આવ્યા કરેછે, રસ્તો પણ વિકટ છે, આટલી બધી પીડા કૈલાસ જેવા શ્વેત પહાડ ઉપર રહેવામાં હોવાથી શંકર કંટાળ્યા, અને બીજું સ્થાન ગોતવા લાગ્યા, એટલામાં મહારાજા તખ્તસિંહજીની કીરતી રૂપી પહાડ, કૈલાસ જેવો સ્વચ્છ જોઈ ત્યાં વસવા (નિવાસ કરવા) વિચાર કર્યો, મતલબ શંકર જેવા પણ કીર્તિ ભર્યા કામોથી પ્રસન્ન થયા.

અલંકાર સંકર (કુવલયાનંદ) नीरक्षीरन्यायेनास्फुटभेदमेलने संकरः નીર ક્ષીર ન્યાયથી અલંકાર જેમાં અસ્ફુટ હોય તે परिकरांकुरा (કુવલયાનંદ) साभिप्राये विसेष्येतुभवेत्परिकरांकुरः વિશેષ્ય સાભિપ્રાય હોય ત્યાં પરિકરાંકુર આમાં त्रिशूली પદ સાભિપ્રાય છે, જેને ત્રણ શૂલ ઉત્પન્ન થયાંછે એ ત્રિશુલી; ૧ પોતાના કપાળમાં હિમાંશુ છે; ૨ અર્ધાંગના પણ હિમ તનુજા છે; ૩ અવાસ પણ હીમાલયપર; આમ ત્રણ શૂલ થયાં; તેથી પરિકરાંકુર काव्यालिंग જેનું લક્ષણ આપેલુંછે. કૈલાસ શિખર છોડી મહારાજાના કીરતી રૂપી પહાડ ઉપર રહેવાની ઇચ્છા થવાનું કારણ હિંમ (થંડી) છે, એમ અર્થનું સમર્થન કર્યું તેથી.

---

## सवैया.

तख्त महीपकी कीरतने,
सब स्वेत कीये पुहुमी रु पहारन ;
त्योंनथुराम बने सरिता सर,
सागर स्वेत अनुप अगारन ;
तुल समान तमाल भये,
सित क्योंकरीकै न बनै कचभारन ;
यों उरधार छीपायकै बारन,
वैठी सची करबंध कींवारन.

અર્થ.—મહારાજા તખ્તસિંહજીની કીર્તિએ પૃથ્વી તથા પહાડો ધોળા

કર્યા, અને નદી, તળાવ, સાગર, અનુપમેય ઘરો, પણ શ્વેત
માલ પણ તુલ (રૂ) સમાન શ્વેત થયાં, તો પછી કચભાર (
થાય, એવી બીકથી સચી પોતાના વાળ છુપાવીને મહેલના
બેઠીછે.

અલંકાર સંકર, काव्यार्थपति (કુવલયાનંદ) कैमुत्येना
पत्तिरिष्यते કૈમુતિક ન્યાય (સિંહ હાથીને મારી શકે તો હ
થી જ્યાં અર્થની સિદ્ધિ થતી હોય ત્યાં કાવ્યાર્થપત્તિ. તમા
તેને ધોળાં કર્યાં, તો ચોટલાને ધોળા કરવામાં શું નવાઇ એ
કાવ્યાર્થપત્તિ.

मिलित (લક્ષણ આપ્યુંછે) भ्रान्ति (કુવલયાનંદ ટીકા)
प्रकारज्ञानत्वं એક વસ્તુને જોઇ અન્ય વસ્તુની ભ્રાંતિ થાય
તમાલનાં કાળા ઝાડને ધોળા ભાળીને વાળ ધોળા થવાની ભ્ર

## कवित.

शठ सीलीमुखकों कीयेहै कैद सख्त
अडग बीठायेहै वीवेक हीन वानरव
कविनथुराम कूर कमल कलापनको
करत बीकाश बंध धवल बना धरके
वायस वीरोधी को बीचरबो कीयोहै
घालेहै गमार घूर गहन गीरीघरकों
खलतम नाशकर खासकर खल्कवीन
प्रगट्यो प्रकाश तेरे सुयश सुधाकरव

અર્થ.—હે મહારાજા તખ્તસિંહજી, તમારો સુયશ રૂ
જ્યારે પ્રગટ્યો ત્યારે ખળ પરષો રૂપી ભ્રમરો કેદમાં પડ્યા

પુરૂષોરૂપી વાનરોને હાલી ચાલી ન શકે એવી રીતે અગડ બેસાર્યો અને ક્રુર પુરૂષોરૂપી કમલકલાપોના વીકાશ બંધ થયા, અને પૃથ્વી કાંતીથી ધોળી થઈ ગઈ, વીરોધી જનોરૂપી વાયસ (કાગડા) ઓની આવ જાવ બંધ થઇ, અને ગમાર પુરૂષોરૂપી ઘૂડને તેના માળામાં જવાની જરૂર પડી, અને ખળરૂપી અંધારૂં નાશપામ્યું, આમ ક્રીડા કરતો તમારો સુયસ સુધાકર ખાસ કરી જગમાં પ્રકાશ પામ્યોછે. રાત્રે ચંદ્રોદય થતાં ભ્રમરાઓ કમળમાં રહ્યા હોય તે કમળ બંધ થતાં કેદ થઈ પડેછે, અને વાનરાઓ ટાઢને લીધે મૂંઢ જેવા બેસેછે, સૂર્ય વીકાશી કમળો બંધ થાયછે, રાત્રે કાગડાઓ ઉડતા બંધ થાયછે, અને રાત્રે ઘૂડ દેખેછે, છતાં પૂર્ણ ચંદ્ર હોય ત્યારે અત્યંત પ્રકાશને લીધે તે દેખતાં નથી, તેથી તેઓ માળામાં બેસી રહેછે, અંધારૂં નાશ પામેછે. આ બધું પૂર્ણ ચંદ્રનાં ઉદય વખતે થાયછે, તો મહારાજાના સુયશરૂપી ચંદ્રનો ઉદય પણ તેવોછે; જ્યારે તે સુયશ ફેલાય ત્યારે શઠ પુરૂષો સખ્ત કેદમાં પડયા સમાન દુ:ખી થાયછે, અને વિવેકહીન પશ્ચાતાપથી મૂંઢ બનેછે, ક્રુર પુરૂષોના મુખ બંધ થાયછે, અને તેના શત્રુની હીલ ચાલ બંધ થાયછે, ગમાર પુરૂષો પોતાનો ઉપાય ન ચાલતાં ઘરમાં પેસી રહેછે, ખળ પુરૂષોનો નાશ થાયછે.

અલંકાર सावयवरूपक (કાવ્ય પ્રકાશ) सांगमेतत् अवयव ધર્મ विशिष्ट= જેમાં અલંકારના બધા ધર્મ હોય તે સાંગ (સાવયવ) આમાં ચંદ્રોદયના બધાં ધર્મ સુયશ ચંદ્રોદયને લાગુ પાડેલછે.

---

## कवित.

परम अनंदकों उडावतो अपारभांती,
छटादार स्वेतता छितिकै बीच छावतो ;
कविनथुराम भूरी भावतो भलेजनकों,
चतुर चकोरनकै चित हरखावतो ;
तखत नरेश तेरो सुयश रसीलो शशी,
कष्ट कारिनष्ट कविकुमुद खीलावतो ;

चोरनकों तावतो हटावतो लबारतम,
धावतो दिगंत जा महंत पद पावतो.

અર્થ.—અપાર પ્રકારે પરમ આનંદ ઉડાવતો અને છટાવાળી શ્વેતતા ક્ષિતિ તળમાં છાવતો, અને ભલા પુરૂષોના મનમાં તે વખતે પ્રિય લાગતો, અને ચતુર પુરૂષોરૂપી ચકોરના મનમાં હરખ પેદા કરતો, હે મહારાજા તખ્તસિંહજી તમારો સુયશરૂપી રસીલો ચંદ્ર, કવિઓરૂપી પોયણાંનાં કષ્ટ નાશ કરીને તેને ખીલાવતો, તથા ચોર લોકને દુઃખ આપતો, અને લબાડ પુરૂષોરૂપી અંધારાને હઠાવતો, દીશાના અંતસુધી દોડી પહોંચીને મહંત પદવી મેળવેછે.

અલંકાર सावयवरूपक (લક્ષણ ઉપર પ્રમાણે છે).

---

## कवित.

तखत नरेश तेरो बखतबुलंद यश,
छायोहै छीतीमें नृपमंडलकै नामपर ;
कविनथुराम आठों यामहै प्रकाशमान,
हरन गुमान धनधारिनकै धामपर ;
वामपरवैरीकी हरामीनकीं हामपर,
कामपरनीकै गुनीलोगनकै ग्रामपर ;
भ्रष्टनकी भामपर दुष्टनकै दामपर,
ललित ललामपर कविकै कलामपर.

અર્થ.—હે મહારાજા તમારો મહા પ્રતાપી યશ, રાજાઓના મંડળના નામપર પૃથ્વીમાં છવાઇ રહ્યોછે, અને ધનવાન પુરૂષોના ધામ ઉપરતો તેનું ગુમાન હરવા આઠે પહોર પ્રકાશમાન રહેછે, શત્રુઓની સ્ત્રીઓ ઉપર અને હરામી પુરૂષોની હામ ઉપર, ઉત્તમ કામો ઉપર, તથા ગુણીજનોના ગ્રામ ઉપર, દુષ્ટ

પુરૂષોના દામપર સુંદર લલામ (ભુષણ વિષેશ) ઉપર અને કવીઓના કલામ (શબ્દો) ઉપર છાઈ રહ્યોછે.

રાજાઓના નામ ઉપર છવાઈ રહ્યોછે, મતલબ રાજાઓ તમારા વખાણ કરેછે, ધનવાન પુરૂષોને ધનનું ગુમાન રહેછે, પણ તમો ધનવાન છો, પણ ભોક્તા નથી તેથી ધીકાર છે, મતલબ દાન આદિ નથી આપતા એ ખોટું છે એમ સૂચવેછે. શત્રુની સ્ત્રીઓ ઉપર છવાયોછે, મતલબ તેનાં તેજ હરાઇ ગયાંછે, અને હરામીની હામ હણાઇ ગઇછે, ઉત્તમ કામ ઉપર છવાયોછે, એટલે ઉત્તમ કામો કર્યા કરેછે, અને ગુણી પુરૂષોના ગ્રામ ઉપર એટલે ગુણી પુરૂષોના સમુહ તેનાથી પ્રકાશમાં આવ્યાછે, ભ્રષ્ટની સ્ત્રીઓ તથા દુષ્ટના પૈસા નાશ પામ્યાછે, અને કવિઓના શબ્દો સુયશગાન કરવા લાગ્યાછે.

અલંકાર—द्वितियविशेष (કુવલયાનંદ) विशेष:सोपियद्येकंवस्त्वनेकत्रवर्ण्यते, જ્યાં એક વસ્તુનું અનેક ઠેકાણે વર્ણન થાય તે—આમાં સુયશ બધે સ્થળે વર્ણાયોછે તેથી દ્વિતિય વિષેશ.

---

## सवैया.

यश तेरो वडो तखतेश नरेश,
फीरयो सबदेशपैं नाहीडग्यो ;
नथुराम धरातल स्वेत बना,
बिधीलोक बिलोकनकों उमग्यो ;
सब सेतही सेत बनानै लग्यो,
भय पाय असेतको भेद भग्यो ;
मनिदाम छीपानै लगी सवित्री,
बीधी दोरकै वेद छीपानै लग्यो.

અર્થ.—મહારાજા તખ્તસિંહજી, આપનો મહાનયશ બધા દેશમાં ફર્યો, અને ક્યાંઇપણ ડગ્યો નહિ, ધરાતલને શ્વેત બનાવીને પછી વીધિ (બ્રહ્મા) ના

લોકને જોવાને ઉમંગવાન થયો, મતલબ તે ધોળો છેકે નહિ એમ જોવા ચાલ્યો, બધું શ્વેત બનાવ્યું તેથી અશ્વેત (ધોળું નહિ) ભેદ ભયથી આગળ દોડ્યો, આ જોઈને સાવિત્ર (બ્રહ્માની સ્ત્રી) મણીની માળા રાતી હતી તે ધોળી થવાના ભયથી છુપાવા લાગી, અને બ્રહ્મા વેદપોથી છુપાવા લાગ્યા કે રખેને અક્ષરો કાળા છે તે કાગળ જેવા ધોળા થાય તો પાછા વંચાય નહિ.

અલંકાર સંસૃષ્ટિ (લક્ષણ આપ્યુંછે) તદ્‌ગુણ, (કુવલયાનંદ) तद्‌गुणःस्वगुणत्यागादन्यदीयगुणग्रहः પોતાના ગુણનો ત્યાગ કરીને બીજાના ગુણનું ગ્રહણ કરે તે આમાં બીજા રંગીત પદાર્થો પોતાનો રંગ છોડી સુયશનો ધોળો રંગ ગ્રહણ કરેછે. भ्रान्ति (લક્ષણ આપ્યુંછે) મણીમાળા ધોળી થવાની તથા વેદના અક્ષરો ધોળા થવાની ભ્રાંતી થઈ.

## कवित.

परम धरमके कीयेहे काम ठाम ठाम,
परउपकारको स्वरूप सुखकारीहै;
कविनथुराम दील अमीत दयाल जाको,
परदुःखभंजनको वीर वपु धारीहै;
मान अपमानकी उपाधी बीन अंग जाको,
प्रीत रंग पाग्यो भूप विद्याको विहारीहै;
भारी भर्तखंडतें अखंड इंगलांड तक,
तखत महीपतिकी नीकी नामदारीहै.

અર્થ.—જેણે પરમ ધરમનાં કામો ઠામ ઠામ કર્યાછે, અને જે પરમાર્થનું સુખકારક સ્વરૂપ છે, અને જેનું મન અત્યંત દયાળુછે અને જાણે કે પરદુઃખ ભંજન વીરવીક્રમનું શરીર ધારેલું હોય એવું ભાસેછે, અને જેનું શરીર માન અપમાનની ઉપાધી રહીત છે, જે પ્રિતિ રંગમાં રંગાએલ અને વિદ્યાના વીહારીછે, આથી ભરત ખંડથી ઈંગ્લાંડ સુધી તખ્તમહિપતિનું ઉત્તમ નામ ગાજી રહ્યુંછે.

અલંકાર गम्योत्पदाउत्प्रेक्षा तथा रूपकनी संसृष्टि, संभावनास्यादुत्प्रेक्षावस्तु हेतुफलात्मना=અવસ્તુને વસ્તુરૂપે અહેતુને હેતુરૂપે અને અફળને ફળરૂપે કલ્પીને વર્ણવવું તે ઉત્પ્રેક્ષા આમાં અવસ્તુને વસ્તુરૂપે વર્ણવેલછે, અને વાચ્યકનો લોપ છે તેથી ગમ્યોત્પદા છે.

---

## कवित.

जानतहै जर्मनीमैं जसको तमाम जोर,
चीनतहै चीन जाकी चारू चतुराइकों ;
कविनथुराम त्यों अमेरीका इटाली सब,
गिनत तखत जुकी गुन गरूवाइकों ;
और पहिचानत विलायती अमीर सब,
हिन्दमैं नमुनो नीको है उदारताइको ;
जानकै महांन गुन खान विक्टोरियानै,
दीयो इलकाब आछो. जी. सी. अेस. आइ. को.

જેના જશનું તમામ જોર જર્મની એટલે જર્મન લોકો જાણેછે, અને જેની ઉત્તમ ચતુરાઇ ચીન (ચીનના રહેવાસી ચીના) ઓળખેછે, અને અમેરિકા તથા ઈટાલી આદિ સહુ તખ્ત મહિપતિના ગુણ ગૌરવની ગણત્રી કરેછે, અને વિલાયતના બધા અમીર (Lords) એમ જાણેછે કે, તખ્તસિંહજી હિંદુસ્તાનમાં ઉદારતાનો ઉત્તમ નમુનો છે. નથુરામ કહેછે કે, ગુણનિધાન એવાં વિકટોરિયા મહારાણીએ મહારાજા તખ્તસિંહજીને આવા મહાન પુરૂષ જાણીને जी. सी. एस. आइ. નો ઉત્તમ ઈલકાબ આપ્યોછે.

અલંકાર સમ (કુવલયાનંદ) समस्याव्दर्णनंयत्रद्वयोरप्यनुरूपयो: પરસ્પર સમાન એવા બે પદાર્થનું વર્ણન કરવામાં આવે ત્યાં સમ આહીં મહારાજા ઉત્તમ ગુણવાન હોઇ ઈલ્કાબને યોગ્ય છે, અને એવો ઉત્તમ ઇલ્કાબ મહારાજા

જેવા યોગ્ય પુરૂષને આપવો જોઇએ, તે પ્રમાણે મહારાણીએ કર્યુંછે, તો ઇલ્કાબ મહારાજાને યોગ્ય છે, અને મહારાજા ઇલ્કાબને યોગ્ય છે એમ વર્ણવ્યુંછે તેથી સમ.

---

## कवित.

**आरब इरानी खुराशानी बडी खोजकर,**
**रोज गुन गावतहै तखत नरेशको;**
**कविनथुराम त्योंही काबुल कंधार वारे,**
**बलख बुखारे वारे बरनत बेशकों;**
**जावाके जवान जंगबार मलबार वारे,**
**जपत सुजश नामबरनबीशेशको;**
**तलपत तुरक तमाम तंत धार धार,**
**करन दिदार नीके दुःखहर देशको.**

**અર્થ.**—આરબ લોકો, ઇરાની લોકો, ખુરાશાનના લોકો હમેશાં ખોજ કરી તખ્ત નરેશના ગુણ ગાયછે, અને કાબુલ, કંદહાર, બલ્ખ તથા બુખારાના લોકો, તેનાં ઉત્તમ વેશને વર્ણવેછે, જાવા બેટના જવાન લોકો, તથા જંગબાર અને મલબારના લોકો, ઉત્તમ વર્ણ (અક્ષરો) જેના છે એવું સુયશ નામ જપેછે, અને તમામ તુરક લોકો, તંત ધરી આ દુઃખ હરનાર ઉત્તમ જન મહારાજાનો દેશ જોવા ઇચ્છા રાખેછે, મતલબ આવા ઉત્તમ રાજા જે ગરીબના દુઃખ હરી લેછે તેનો દેશ કેવો ઉત્તમ હશે, કારણ કે, લોકોનાં બધાં દુઃખને હરી લેછે તેથી લોકો કેવા સુખી હશે અને દેશ કેવો રમણીય હશે.

અલંકાર ભાવોદય (ભુષણ ચંદ્રિકા)—

होयअंगरसकोजहां, भावोदयकैहोय;
भावोदयअंगभावको, हैभावोदयसोय.

ભાવનો ઉદય થાય તે ભાવોદય, જ્યાં રસનું અંગ ભાવોદય થાય અથ-

વા ભાવનું અંગ ભાવોદય થાય ત્યાં भावोदयालंकार આમાં વિદેશીય લોકોનો મહારાજાના દર્શન કરવાનો औत्सुक्य સંચારી ભાવ वात्सल्य રસનું અંગ થયો.

---

## कवित.

काव्यबंधकी परिच्छा परिच्छा सुगंध हुकी,
करत परिच्छा त्यों निकट अरु न्यारेकी;
कविनथुराम रंग रागकी परिच्छा,
अनुरागकी परिच्छा ओ परिच्छा गुनसारेकी;
धनकी परिच्छा जन मन की परिच्छा जान,
परम परिच्छा शत्रु मीत्र प्रान प्यारेकी;
सरव परिच्छाको स्वरुप तखतेशभुप,
राजत धरीकै आछी रीत रजवारेकी.

અર્થ.—કાવ્ય ગુંફનની પરિક્ષા, તેમજ સુગંધી પદાર્થોની પરિક્ષા, પાસેના તથા દૂરના નોકરોની પરિક્ષા, રંગ તથા રાગની પરિક્ષા, પ્રિતિની પરિક્ષા, તથા તમામ ગુણની પરિક્ષા, ધન (સ્રી) ની પરિક્ષા, જનનામનની પરિક્ષા, તથા પ્રાણ પ્યારા મિત્ર તથા શત્રુની પરિક્ષા, જે કરી જાણેછે. આવી રીતે બધી જાતની પરિક્ષાનું સ્વરૂપ તખ્તસિંહ મહારાજા રજવાડાની ઉત્તમ રીત ધારીને ગાદીપર શોભેછે. જે કાવ્ય ગુંફનની પરિક્ષા જાણેછે એટલે કવિઓની શક્તિ પારખી શકેછે.

૧ કાવ્ય, એટલે वाक्यंरसात्मकंकाव्यं રસ જેનો આત્મા છે એવું વાક્ય તે કાવ્ય તેના બે ભેદ છે, द्रश्य, श्रव्य.

द्रश्यના બે ભેદ છે.—रूपक, उपरूपक.

रूपक દશ છે.—नाटक, प्रकरण, भाण, व्यायोग, समवकार, डिम, इहामृग, अंक, वीथी, અને प्रहसन.

उपरूपक અઢાર છે.—नाटिका, त्रोटक, गोष्टी, सट्टक, नाटयरासक, प्रस्थान, उलाव्य, कांव्य, प्रेखण, रासक, संलापक, श्रीगादित, शिल्पक, विलासिका, दुर्मल्लिका, प्रकरणीका, हल्लीश, અને भाणीका.

श्रव्यના गद्य અને पद्य બે ભેદ છે—તેમાં ગદ્યબદ્ધ (गद्यमय) તે गद्य, અને છંદોબદ્ધ (पद्यमय) તે पद्य.

युक्तक—એક શ્લોકમાં અર્થ સંબંધ હોય તે.

युग्मक—બે શ્લોકમાં અર્થ સંબંધ હોય તે.

सन्दानितक—ત્રણ શ્લોકમાં અર્થ સંબંધ હોય તે.

कलापक—ચાર શ્લોકમાં અર્થ સંબંધ હોય તે.

कुलक—પાંચ શ્લોકમાં અર્થ સંબંધ હોય તે.

આ સિવાય તેના બીજા ભેદ છે તે નીચે પ્રમાણે:—

### महाकाव्य.

મહાકાવ્ય સર્ગ બદ્ધ જોઈએ નાયક એકતો દેવ, કે સારા કુળનો ક્ષત્રિ, જે ધીરો દાત્ત, અને ગુણવાન, યોજવો એક વંશના કે બહુ વંશના રાજાઓની કથા યોજાયછે. શૃંગાર, વીર અને શાંત એ મુખ્ય રસ છે નાટકની मुख प्रतिमुख, गर्भ, विमर्ष, અને निर्वहण સંધીનાં અંગો યોજવાં ईतिवृत ઇતિહાસ, પુરાણાદિ પ્રસિદ્ધ કે લોક પ્રસિદ્ધ હોય તે યોજવું.

धर्म, अर्थ, काम, અને मोक्ष એ ચાર પદાર્થનું વર્ણન લાવી તેમાંથી એકનું ફલ પણ બતાવવું, नमस्कारात्मक, आशीर्वादात्मक, અને वस्तुनिर्दशात्मक એ ત્રણ પ્રકારથી સ્તુતી પહેલાં કરવી કોઈ ઠેકાણે ખળ પુરૂષોની નિંદા અને સત્પુરૂષોનાં ગુણ કીર્તન અંદર લાવવાં, આખો સર્ગ એકજ વૃતમય કરવો, અને અંતે જુદા વૃતનો શ્લોક આપવો, સર્ગો બહુ નાના અને બહુ મોટા ન કરવા, તે આઠથી વધારે કરવા, કોઈવાર જુદા જુદા પ્રકારના વૃતથી સર્ગ કરવો, અને સર્ગના અંતમાં આગળના સર્ગની ભાવી કથા સૂચવવી; દ્રાંત, સંધ્યા, સુર્ય, ચંદ્ર, રાત્રી, પ્રદોષ, દિવસ, પ્રાતઃકાળ, મધ્યાન્હ, મૃગયા, શૈલ, ઋતુ, વન, સાગર, આદિનું વર્ણન યોગ્ય સ્થળે કરવું. સંભોગ, વિપ્રલંભ શ્રૃં-

ગાર, મુનીઓ, અમરાવતી, અધ્વર (દેવ) રણપ્રયાણ, પ્રધાન, પુત્ર આદિના ઉદયનું યોગ્ય સ્થળે સાંગોપાંગ વર્ણન કરવું.

કવિના, કે ઇતિવૃત્તના, નાયકના, કે ઇતિર નામ ઉપરથી મહાકાવ્યનું નામ પાડવું સર્ગમાં વર્ણનીય કથાપરથી તેનું નામ આપવું જો કાવ્ય ઋષી પ્રણીત હોય તો સર્ગો આખ્યાન નામથી લખાયછે, અને પ્રાકૃત ભાષાના મહા કાવ્યમાં સર્ગનું નામ આશ્વાસ રાખવું, અપભ્રંશ ભાષામાં રચેલ મહા કાવ્યમાં સર્ગને કડવાં કહેછે.

## खंडकाव्य.

ખંડકાવ્યમાં માત્ર કોઇ અંશનુંજ વર્ણન હોય તો खंडकाव्य, એક બીજા સાથે સંબંધ વિનાના શ્લોકનો સંગ્રહ હોય તે कोश.

## गद्यमय

પદ્યબંધ જેમાં આવે નહિ એવું કાવ્ય તે ગદ્ય કાવ્ય તે ચાર પ્રકારનું છે:—

मुक्तक, वृत्तगंन्धि, उत्कलिकप्राय, અને चूर्णक, સમાસ રહિત मुक्तक, થોડાક પદ્યવાળું वृत्तगंधि, દીર્ઘ સમાસવાળું उत्कलिकप्राय, અલ્પ સમાસવાળું चुर्णक.

## कथा.

કથામાં સરસ વસ્તુ ગદ્યમાં યોજવી તેમાં કયાંઇ आर्या અને કયાંઈ વક્ર અપર વક્ર છંદો યોજવા તેમાં પહેલાં પદ્યથી નમસ્કાર કરવા, અને ખળ જનના ચરિતનું વર્ણન કરવું.

## आख्यायिका.

આખ્યાયીકામાં કથાના બધા લક્ષણ યોજવાં ઉપરાંત કવિવંશ વર્ણન, અન્ય કવિના વૃત, કે ગદ્ય યોજવાં; કથાના વ્યવચ્છેદ (ભાગ) ને आश्वास નામ આપવું, તેમાં આર્યા કે વક્લ અપવક્લ છંદ યોજવા; અને આશ્વાસના આરંભમાં કાંઇ બાનું કાઢી ભાવી અર્થનું સુચન કરવું.

## चंपु.

गद्य पद्य મિશ્ર કાવ્યને चंपु કહેછે.

### विरुद.

ગદ્ય પદ્ય મિશ્ર રાજ સ્તુતી હોય તે विरुद કહેવાયછે.

### करंभक.

વિવિધ ભાષા વિનિર્મિતને करंभक કહેછે, વિગેરે. હવે અત્તર આદિ સુગંધી પદાર્થોના ગુણો પુરેપુરાં મહારાજા પીછાને છે, તેનાં નામ નીચે પ્રમાણે છે:—

गुलाब, चंपो, चमेली, सोनजुही, सेवती, सुहाग, सहकार (આંબો), अगर, अमर (અંબર), अकबरशाही, औरंगजेबी, मीटी, महमदशाही, जाफरान, पानडी, दाउदी, कुलहीन, खस, मुश्क, मोतीया, मालती, दोना, केवडो, केतकी, हार-सींगार, बोलसरी (બકુલ), हीनासुद्ध, (ચાર જાતી મિશ્ર), हीनाअगरी, हीना-मुश्की, हीनाअंबरी, हीनासुहागी, અને हीनादुलहिनी, વિગેરે ઉત્તમ જાતો ઓળખી લેછે, તેમજ પોતાના પાસેના નોકરો જે કામ કરેછે તે, તથા દૂર રહેલા નોકરોના કામની પરિક્ષા રાજમહેલમાં બેઠા કરેછે. રંગની પરિક્ષા કરી જાણેછે.

### रंगनां नाम.

लाल, फालसी, गुलाबी, गुलबासी, वसंती, बदामी, सूर्खी, संदली, काशनी, कसुंभी, ककरेजी, कोकइ, करंजी, केशरी, कपासी, फाकताई, सोशनी, सोनौला, शफताल्लु, शरबती, आबी, उन्नाबी, आसमानी, नासपाती, ભરતનાટ્યમાં નીચે મુજબ રંગનાં નામ છે—कालो, पीळो, लीलो, रातो, धोळो, पांडु, पद्म, कपोत, हरित, कषाय, અને गौर, આદિ રંગના પ્રકારની જે પરિક્ષા કરી શકેછે.

राग.–છ છે અને તેને જુદા જુદા આચાર્યોએ જુદી જુદી રીતે માનેલાછે. **हनमतमत** પ્રમાણે.—भैरव, मेघ. श्री, वसंत, कर्णाट, हिंडोर.

### भैरव रागनो परिवार.

સ્ત્રીઓ—भैरवी, रामकली, मालसरी, धन्याश्री, सिंधुरा, आशावरी.

પુત્રો—धोळ, स्याम, शुद्ध, मालकोष, अजयपाळ, कान्हरनट.

પુત્ર વધુ—रेवा, रंभेली, सूही, सुहो, भटिआल, अष्टी.

સખા—ऋषभ.

સખી—सोहिणी.

### मेघ रागनो परिवार.

સ્ત્રીઓ—कानरा, केदार, पुरवी, वीलावरी, मधुमालवी, कोडा.

પુત્રો—छांयानट, शुद्धनट, गोड, हमिरनट, सांवत, अडाणो.

પુત્ર વધુ—जयतिश्री (જેતશ્રી), जोगीया, पुरीया, इमन, देशीया, राजविजय.

સખા—गोरा.

સખી—नटमल्लारी.

### श्री रागनो परिवार.

સ્ત્રીઓ—सुभगा, गंधारी, गोरी (ગોડી), कुमारी, विलावली, विरागी.

પુત્રો—जयकल्याण, खट, श्यामराम, वागेश्वर, हेमकल्याण, खेमकल्याण.

પુત્ર વધુ—चोकली, मांजगोड, सरंग, सरसती, परज, जजन्तया (જેજેવંતી).

સખા—पंचम.

સખી—संकोची.

### वसंत रागनो परिवार.

સ્ત્રીઓ—ललित, विलास, पट्टमंजरी, पंचमी, गुर्जरी, टोडी,

પુત્રો—दीपक, देशाख, विहाग, सहांन (શિયાના) सारंग, अहिरनट.

પુત્ર વધુ—सोरठ, देवकली, बंगाली, त्रिवेणी, गुणकली, खंभावती.

સખા—कल्याणनट.

સખી—सारंग.

### कर्णाट रागनो परिवार.

સ્ત્રીઓ—गारा, भूपाली, नटी, कल्याण, कमोद, रामकेली.

પુત્રો—मारू, बहुनागर, टंक, रागसागर, लंकदह, गौरामालव,

પુત્ર વધુ—कुकुभ, अहेरी, श्यामपूर्या, समरफली, अलहीया, बंदावनी.

સખા—ललित पंचमी.

સખી—परवार कर्णाटी.

## हिंडोर रागनो परिवार.

स्त्रीओ—दीपिका, देशकारी, वेराडी, मालवी, पहिडा, मरहठी.

पुत्रो—संकराभरण, मत्तविलास, तिलकमोद, नटकेदार, कमोदनट, संक्रमण.

पुत्र वधु—चैती, सुघराइ, काफी, लिलावती, हरसिंगार, नायकी.

सखा—वडहंस.

सखी—भीम पलासी.

शीव मत प्रमाणे—१ भैरवराग–भैरवी, वेराडो, मधुमाधवी, सिंधवी अने बंगाळी,

२ श्रीराग–मालश्री, धन्याश्री, वसंत अने आशावरी.

३ हींडोलराग–रामकली, देशाख, ललीत, बीलावर, पटमंजरी.

४ मालकोशराग–तोडी, गोडी, गुणकली, खंभावती. अने कुकुभ.

५ मेघराग–टंक, मलार, गुर्जरी, भुपाळी, देशकारी.

६ दीपकराग–देशी कमोद, नट, केदार, अने कानरा.

नारायण मत प्रमाणे—१ भैरवराग–वैराडी, मधुमाध्वी, भैरवी, सींधवी, बंगाळी

२ मेघमलारराग–टंकल, भुपाली, देशाकरी, मल्लारी, अने गुर्जरी.

३ श्रीराग–मालश्री, धनाश्री, असावरी, वसंती, मालवी.

४ मालकोश–तोडी, गोडी, गुनकली, खंभावती, अने ककुभ.

५ हिंडोलराग–रामकली, देशाख्य, ललिता, विलावली अने पटमंजरी.

६ दीपकराग–देशी, केदारी, नट, कर्नाटी, अने काम्बोदी.

सोमेश्वर मत પ્રમાણે—१ श्रीराग–मालवी, त्रीवेणि, गौरी, केदारी,मधुमाधवी, पहाडीका.

२ वसंतराग–देशी, देवगीरी, वैराटी, तोडीका, ललीता, हींदोळी.

३ भैरवराग–भैरवी, गुर्जरी, रेवा, गुणकरी, वंगाली, वहुली.

४ पंचमराग–विभास, भुपाळी, कर्णाटी, वडहंसीका, मालश्री, पटमंजरी.

५ मेघराग–मलारी, सोरठी, सावेरी, कौशीकी, गंधारी, અને हरसृंगार.

६ नटनारायणराग–काम्बोदी, कल्याणी, आभेरी, नाटीका, सारंग, અને नट हमीर.

इंद्रप्रस्त मत પ્રમાણે—१ भैरवराग–भैरवी, रामकली, तोडी, गुर्जरी, અને वंगाळी.

२ कौशीकराग–खंभावती, वाघेश्वरी, कुकुभ, परज, અને शोभनी.

३ हींडोलराग–वसंती, पंचमी, वेलावली, विचारी, અને ललीत.

४ दीपकराग–घनाश्री, मुलतानी, नटी, जयतश्री, અને भीमपलासी.

५ श्रीराग–मालवी, त्रीवेनी, गौरी, कर्पुरी, અને त्रीटकी

६ मेघराग–सोरटी, सारंग, वहुर, वडहंसी, અને मधुमाधवी.

सारंगदेव मत પ્રમાણે—१ भैरवराग–मधुमाध, भैरवी, वंगाळी, वरारी, અને सींधवी.

२ मालकोषराग, तोडी,खंभावती, गोडी, गुणकली, અને कुकुभ.

३ हींडोलराग–वेलावली, रामकली, पटमंजरी, देशाख, અને ललीत.

४ दीपकराग–नटमलारी, कानडा, केदारा, देशी, અને पहाडी.

५ श्रीराग–वसंत, मालवी, मालश्री, धनाश्री, અને आशावरी.

६ मेघराग–मलारी, देशकारी, भुपाळी, बहुरी, અને गुर्जरी.

रागार्णव मत પ્રમાણે—१ भैरवराग–वंगाळी, गुणकरी, मध्यमा, वसंतीका, धनाश्री.

२ पंचमराग–ललीता, गुर्जरी, देशी, वैराटी, અને रामक्रीया.

३ नाटराग–गांधारी, सालग, केदार, कर्णाट, અને नटनारायणी.

४ मलारराग–मेघा, मल्हारी मालकौशीक, पटमंजरी, અને आशावरी.

५ गोडमालवराग–हींडोल, त्रीवीणा, गौवरी, धारी, અને वडहंसीका.

६ देशाख्यराग–भुपाळी, कुडाई, काम्बोदी, नाटीका, અને वेलावली,

આટલા (ગાયનને) જાણનાર તથા અનુરાગ એટલે પ્રિતિની પરિક્ષા કરનાર પ્રીતિના બે ભેદછે.

मानुषी, देवी, માનુષીના ત્રણ ભેદ છે ઉત્તમ, મધ્યમ, અને અધમ એટલે જેમાં કોઇ સ્વાર્થ નથી એવી ઉત્તમ પ્રીતિ થયા પછી કોઇ પણ સ્વાર્થ નીકળે તે મધ્યમ અને સ્વાર્થ સાધવા કરેલી અધમ, देवी, प्रीति, પણ सकाम, અને निष्काम બે પ્રકારનીછે ફારસી કવિઓ પ્રીતિને इश्क નામથી વર્ણવેછે તેના બે ભેદ છે, हकीकी, અને मीजाजी, हकीकी=ઇશ્વર સંબંધી પ્રીતિ मीजाजी=માનુષી. મુખ્ય ગુણ ત્રણછે, रजोगुण, तमोगुण, અને सत्वगुण, વળી નીચેના પણ ગુણ કહેવાયછે તે ગુણ બાર છે, धर्म, दम सत्य, तप, तितिक्षा, अमात्सज, यज्ञ, दान, धृति, शास्त्र, अनुसुया અને शौच.

કોઈ નીચેના બાર કહેછે :—

शम, शौच, तप, क्षान्ति, आर्जव, विराग, आस्तिक्य, सत्य, संतोष, प्रेम, ज्ञान, विज्ञान, વિગેરે કાવ્યના ગુણો નિચે પ્રમાણેછે :—

माधुर्य, ओज, અને प्रसाद,

ચિત્તનો વિસ્તાર રૂપ વિકાસ તે ओज.

ચિત્તનો દ્રવીભાવ મય તે माधुर्य.

સુકા લાકડામાં જેમ અગ્નિ લાગે તેમ જે ચિત્તમાં વ્યાપેછે તે प्रसाद.

ધન=સ્ત્રીની પરિક્ષા (વરાહ મીહર પ્રમાણે).

સ્ત્રી બે પ્રકારની ગણાયછે—अनुरक्ता, विरक्ता,

## अनुरक्ता.

જે સ્નેહવાળી થતાં મનોભવ કૃતભાવ (સાત્વિક) ભાવ દર્શાવેછે, અને જે નાભી, ભુજા, કુચ, વિભૂષણ દેખાડેછે, વસ્ત્ર સંકોરેછે, કેશ છોડેછે, ભ્રૂક્ષેપ કરેછે, કંપિત કટાક્ષથી જુવેછે, તેને अनुरक्ता કહેછે પુરૂષને જોઈ ઊચ્ચેથી ખોંખારવું, ઉત્કટ પ્રહસન, શય્યા, આસન પાસે જવું, આળસ મરડવું ગાત્ર મરડવાં, પુરૂષ પાસેથી લભ્ય પદાર્થની અલ્પ માગણી, પુરૂષ દેખતાં બાળકને આલીગન, ચુંબન, સખીની અભિમુખ દ્રષ્ટિ, પુરૂષ બીજી બાજુ જુવે ત્યાં જોવું, તેના ગુણની કથા, અને તેના દેખતાં કાન ખંજવાળવા, એ अनुरक्ताના લક્ષણછે ; પોતાનું ધન પતિને આપવું પ્રિય બોલવું, જોઇને ખુશી થવું, ક્રોધ ત્યાગ, ગુણ કીર્તન, દોષ સંગોપન પતિના મિત્ર તરફ માન, તેના શત્રુ તરફ દ્વેષ પતિના કરેલ કાર્ય સંભારવાં, પતિના વિયોગની શંકાથી ઉદ્વેગ રાખવો, આલિંગનમાં સ્તન, ચુંબનમાં અધર, સહેલથી આપવા, પ્રથમ પોતે ચુંબન કરવું આ અનુરક્તાનાં લક્ષણ છે.

પતિ પહેલાં શય્યામાં પગ ધરતી નથી રતિના આરંભવાળી હોય, આળસ યુક્ત હોય, મધ્યમાં લજ્જા તજી દેછે અને સમાપ્તિ વખતે લજ્જાથી નમ્ર મુખવાળી બનેછે, પુરૂષની પ્રકૃતિ પ્રમાણે પોતાને થાય, મતલબ જો તે સુખી હોય તો સુખી અને દુઃખી હોય તો દુઃખી બને તે अनुरक्ता છે.

### विरक्ता.

પુરૂષને જોઈ ભ્રકુટી ચઢાવે, મુખ ફેરવે પુરૂષના ઉપકાર ભૂલી જાય, આદર ન લાવે, અસંતુષ્ટ રહે, તેના વૈરીની મિત્રતા કરે, અને પરૂષ વાકયો બોલે, પતિના સ્પર્શ કે દર્શનથી ગાત્ર હલાવે, ગર્વ કરે, અને રતિમાં અડચણ નાંખે, પતિ મુખ ચુંબન કરી લે ત્યારે તુર્ત મુખ ફેરવી નાંખે, પતિ પહેલાં સુવે, અને પછી ઉઠે, પતિના દુઃખ સુખની જેને અસર ન થાય તે विरक्ता.

### जन परिक्षा

માણસો જુદા જુદા સત્વવાળા હોયછે, જે ભૂમી પ્રકૃતિવાળા હોય તેના શરીરની ગંધ કમળ જેવી છે, તેનો શ્વાસ સુગંધીવાળો તથા સ્વભાવ સ્થીર હોયછે.

જલ પ્રકૃતિના બહુ જળ પીએછે, અને સ્વાદીષ્ટ ભોજનમાં રૂચી રાખેછે.

અગ્નિ પ્રકૃતિનો મનુષ્ય ચપળ, અતિ તીક્ષણ અને ક્રુર હોયછે અને તે ભૂખ્યો રહી શકતો નથી, અને બહુ ભોજન કરેછે. વાયુ પ્રકૃતિના મનુષ્ય ચંચળ હોયછે, અને દુર્બળ હોયછે, અને જલદી ક્રોધવશ થાયછે.

આકાશ પ્રકૃતિના મનુષ્ય બધા કામમાં નિપુણ હોયછે, મુખ ખુલ્લું રાખેછે, ગીત વિદ્યામાં કુશળ હોયછે, અને તેનાં અંગમાં સુંદર છિદ્ર હોયછે.

દેવ પ્રકૃતિના મનુષ્ય ત્યાગી, અલ્પક્રોધી, અને પ્રિતિવાળાં હોયછે.

મનુષ્ય પ્રકૃતિના મનુષ્યને ગીત અને ભૂષણ પ્રિય હોય છે તે ભાઈ ઉપર ઉપકાર કરેછે, અને શીલવાન હોયછે.

રાક્ષસ પ્રકૃતિના મનુષ્ય બહુ ક્રોધી, દુષ્ટ સ્વભાવવાળા અને પાપી હોયછે.

પિશાચ પ્રકૃતિના મનુષ્ય ચંચળ, મલિન, બહુ બકનારા અને સ્થુળ અંગવાળા હોયછે,

તિર્થક પ્રકૃતિના મનુષ્ય ભીરૂ, ક્ષુધાળુ, બહુ ખાનાર હોયછે.

મન=પારખવાનાં સાધન.

आकारैरिङ्गितैर्गत्या, चेष्टयाभाषणेनच ; नेत्र वक्त्रविकारैश्च, लक्ष्य तेऽन्त र्गतंमन :

અર્થ.—આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા, ભાષણ, તથા નેત્ર અને વ.ત્ર વિકારથી મનનું અંતરગત જણાય છે.

आकारेणव चतुरा, स्तर्कयन्तिपरेङ्गितम्; गर्भस्थ केतकी पुष्पं, आमोदे नेवषट्पदा.

અર્થ.—ચતુર જનો આકારથી પારકાના મનનું જાણે છે જેમ દોડામાં રહેલ કેતકી પુષ્પને ભ્રમર સુગંધથી જાણી લે છે.

मित्रना लक्षण.

જે સ્નેહથી હમેશાં સુખ દુઃખમાં સાથે રહે, સ્વાર્થ જરી પણ ન બતાવે, મરતાં સુધી મિત્ર માટે અવળો વિચાર ન લાવે, મિત્રને દુઃખ થતાં માન છોડી પ્રાણ આપે, પોતાને દુઃખ હોય છતાં પણ મિત્રનું દુઃખ પહેલું ભાંગે, મિત્રથી કપટ ન રાખે, મિત્રને પોતાનું તન મન ધન સોંપી દે, એ મિત્રના લક્ષણ.

शत्रुना लक्षण.

મોઢે મીઠું બોલે મનમાં ઝેર રાખે, ખોટા કરાર કરે, સ્વાર્થ હોય ત્યાંસુધી સાથે ચાલે, મનમાં જુદા ઘાટ ઘડ્યા કરે, સુખમાં સાથે રહી, હાજી હા કરે, અને દુઃખ થતાં દર્શન પણ ન આપે, એટલાં શત્રુનાં લક્ષણ છે.

આ સિવાય બીજા પ્રત્યક્ષ વૈર કરનાર તો તુરત જણાય છે, પણ મિત્રતાનો ડોળ કરી શત્રુતા કરે તેની પરિક્ષા ઉચીત છે.

---

## कवित्त.

राखी राजनीत पुरीप्रीतसें खचीतकर,
चीतपर नीतको पवित्र चीत्र राजेहै;
कविनथुराम नीको नृपत तखतसींह,
अटल धरीकै छत्र छीतीपर छाजेहै;
दासकरदंभीजन आरिको बीनाशकर,
भासकर जैसी उग्र भव्य प्रभा भ्राजेहै;

**गाजेहै वीजयघंट साजेहै समग्र सुख,**
**लाजेहै अनंतखल पापीको पराजेहै.**

અર્થ.—મહારાજા તખ્તસિંહજીએ પુરી પ્રીતિથી ખચીત રીતે રાજ રીતિ આ પૃથ્વી તલપર અટકાવી રાખીછે, અને તેના ચિત્તમાં ઉત્તમ પવિત્ર નીતિની છબી શોભેછે. નથુરામ કહેછે કે મહારાજા તખ્તસિંહ અચળ છત્ર ધારણ કરીને પૃથ્વીપર શોભેછે, તેણે દભી જનોને દાસ કર્યાછે, અને અરીનો વિનાશ કર્યોછે, જેથી તેની કાંતિ ભાસ્કર (સૂર્ય) જેવી પ્રકાશે છે, જેથી તેના વિજયના ઘંટ નાદ વાગેછે, અને તે સમગ્ર સુખ ભોગવેછે, અને તેથી ખળ પુરૂષો લાજે છે અને પાપી પુરૂષો પરાજય પામે છે.

---

## कवित.

**चाहेहो अमीर चाहे मीर ओ फकीर होय,**
**सबपैं सरस अविलोकबो अमीकोहै ;**
**कविनथुराम मीत्र शत्रुपैं समान द्रष्ट,**
**अंतर अभेद प्रेम धनी निर्धनीकोहै ;**
**जातीय विजातीय स्वधर्मी ओ विधर्मी हुको,**
**राग द्वेश विहिन जवाब अेक जीकोहै ;**
**गहरीगतोको सुमतीको तख्तनृपतीको,**
**सींहबकरीकों सदा अेक न्याय नीकोहै.**

અર્થ.—ચાહે તો અમીર હોય કે, મીર હોય કે, ફકીર હોય, તોપણ તે સૌની ઉપર મહારાજાનું અવલોકન તો સરસ અમૃત ભર્યું છે. નથુરામ કહેછે તેની દ્રષ્ટી મિત્ર શત્રુ ઉપર સમાન છે, અને પૈસાદાર તથા ગરીબપર તેના મનમાં ભેદ વિનાનો પ્રેમ છે, પોતાના અને પરનાતના તથા સ્વધર્મી અને બીજા ધર્મના લોકોને તે મહારાજા રાગ દ્વેષ વિનાનો, એક જીવનો, જવાબ

આપેછે, તખ્તસિંહજી મહારાજાની ગહરી ગતિવાળો, અને સુમતિથી ઉત્પન્ન થયેલ, ન્યાય સિંહ બકરીને એકજ મળેછે.

અલંકાર લલિત (કુવલયાનંદ) वर्णे स्याद्वर्ण्य वृतांत प्रातिबिंबस्यवर्णनम्= પ્રસ્તુત ધર્મમાં વર્ણન કરવા લાયક જે વૃતાંત હોય તેનું વર્ણન ન કરીને બીજા વૃતાંતનું વર્ણન કરવું તે લલિત. આમાં સિંહ બકરીને એક ન્યાય મળેછે એમ અપ્રસ્તુત વર્ણન કરીને પ્રસ્તુત બળવાન તથા બળહીણને એક ન્યાય મળેછે એમ પ્રતિબીંબ પડયુંછે.

---

## કવિત.

फंदिनकै फंदकों फनाकर फतेह पाइ.
जेरकीये जालीमकै जीगर जलायकै ;
कविनथुराम विनादेर हने दुष्ट दल,
खलको खुवारकीये खलक तजायकै ;
अरिकै अगारकों उखैरै अवनीतलसैं,
दुष्ट कीय नष्ट द्रष्ट सखत दीखायकै ;
अंतकीयो अरिको तखतनृप खंतधरी,
हितुको महंतकीये सुमति सीखायकै.

અર્થ.—ફંદી જનોના ફંદને ફના કરીને, જેણે ફતેહ મેળવીછે, અને જાલીમ જનોના જીગર બાળીને તેને જેર કરી નાંખ્યાછે, નથુરામ કહેછે કે, મહારાજા તખ્તસિંહજીએ વખત લગાડયા વિના દુષ્ટ સમુહને હણ્યા છે, અને ખળને દુનિયા છોડાવી ખુવાર કર્યાછે, આ પૃથ્વીમાંથી શત્રુના ઘરો ઉખેડી નાંખ્યાંછે, સખ્ત નજર કરીને દુષ્ટને નાશ પમાડયાછે, મહારાજાએ ખંત ધરીને અરીનો અંત આણ્યોછે, અને પોતાના હિતસ્વીને સુમતિ શીખવીને મહંત બનાવી દીધા છે.

## कवित.

कविकुल कमल सुजग सरसीकैबीच,
बर बीकसाय काव्य सौरभ ग्रहै बीशुद्ध ;
कविनथुराम कुरै कुमुदके मुंदै मुख,
अधम अंधरैकों हटावत मचाय युद्ध ;
अधरमिउलुक तमामकों बनावै अंध,
छावैगुनी कोकनपैं सुखमा बढावैबुद्ध ;
तावै तंतधार राज्य द्रोही रजनीचरकों,
तखत नरेशहै दिनेशको स्वरूप सुद्ध.

**અર્થ.**—નથુરામ કહેછે કે, તખ્તસિંહજી મહારાજા તો દિનેશ (સૂર્ય)નું શુદ્ધ સ્વરૂપ છે, કેમકે તે કવિ સમુહરૂપી કમલને, આ જગરૂપી સરસી (તળાવડી)માં ઉત્તમ રીતે વીકસાવીને, કાવ્યનો વીશુદ્ધ સૌરભ ગ્રહણ કરેછે, અને કુડા પુરૂષોરૂપી કુમુદના મોઢાં મુંગા કર્યાંછે, અને તેણે યુદ્ધ કરીને અધમ જનો રૂપી અંધારાને હઠાવેલ છે, અને અધર્મી પુરૂષોરૂપી તમામ ઘુવડ (ઉલૂક)ને અંધ બનાવી દીધાછે, ગુણી જનોરૂપી કોક (ચક્રવાક)ના પર પોતાની કાન્તી છાઇને, તેની બુદ્ધિ વધારેછે, અને રાજ્ય દ્રોહી જનોરૂપી રજનીચર (રાતે ફરનારા પક્ષીઓ)ને તંત ધારીને તાવેછે, આ પ્રમાણે સૂર્યનુ શુદ્ધ સ્વરૂપ છે.

અલંકાર रुपक (લક્ષણ આવ્યું છે.)

---

## सवैया.

लाखनकै उर रोग पीछानत,
नारि वीलोकी निदान करी करी ;

शास्त्र प्रमान सबैं नथुराम,
विलोकतहै नयनादी घरि घरि ;
औषधकी पुडिदेत अनुपम,
लेत जीवाय सु कालहुसें लरि ;
हैतखतेश नरेश अलौकीक,
आजु धरातलपैं धनवंतरी.

અર્થ.—નાડી જોઇને તથા રોગનું નિદાન કરી મહારાજા હજારો લોકોના ઉર રોગને જાણી લેછે, અને ઘડીએ ઘડીએ શાસ્ત્ર પ્રમાણે નયન પરિક્ષા પણ કરેછે, ને પછી અનુપમ ઔષધની પડી આપી કાળથી લડીને તેને બચાવેછે. નથુરામ કહેછે કે તખ્તસિંહજી મહારાજા આ ધરાતલમાં આજ તો અલોકીક ધન્વંતરી છે.

બુદ્ધિમાન વૈદોનો એવો નિયમ છે કે, પહેલાં તે વ્યાધીનો નિર્ણય કરેછે પછી ઔષધનો નિર્ણય કરેછે, અને પછી ચિકિત્સા કરેછે.

આ વ્યાધીનો નિર્ણય તે નિદાન પહેલાં માણસ વ્યાધીવાન છે કે ખોટો વહેમ છે તે જોવા માટે દર્શન, સ્પર્શન, પ્રશ્ન એ ત્રણ ઉપાય છે આમાં દર્શનથી આયુષ્ય, રૂધિર, અને માંસની સ્થિતિ સ્પર્શનથી, શરીરની શીતોષ્ણુતા તથા પ્રશ્નથી પાચન કબજીયત વિગેરે બીજી બાબત જાણવામાં આવેછે, આ ત્રણેનો મિથ્યા ઉપયોગ થયો હોય તો રોગીને નુકશાન થાય છે માટે ઘણીજ ખબરદારીથી આ કાર્ય કરવું. આ પ્રમાણે આ ત્રણથી રોગીની પરિક્ષા કર્યાપછી નિદાન, પૂર્વરૂપ, રુપ, उपशय, संप्राप्ति એ પાંચ વડે રોગ વિશેષની પરિક્ષા કરવી આ બધામાં નિદાન મુખ્ય હોવાથી બધાને નિદાન કહેછે કે નિદાન=વ્યાધીનું મુખ્ય કારણ પૂર્વરૂપ=ભાવિ વ્યાધીને જણાવનારાં ચિન્હો રૂપ=ચાલતા વ્યાધીને જણાવનારાં ચિન્હો उपशय=સાત્મ્ય અહાર વિહાર આદિક संप्राप्ति=દૃષ્ટિની ઇતિ કર્તવ્યતા આ સિવાય બીજા ગ્રંથોમાં નિદાનનાં નીચે પ્રમાણે ભેદ છે :—

व्यभिचारी, संनिकृष्ट, विप्रकृष्ट, प्राधानिक, असात्म्य, इंद्रियार्थ, संयोग,

अज्ञापराध, परिणाम, व्याधिहेतु, दोषहेतु, उभयहेतु, व्यंजकहेतु, उत्पादकहेतु, बाह्यहेतु, आभ्यंतरहेतु, વિગેરે રોગની પરિક્ષા કરવા માટે नेत्रपरिक्षा, नाडीपरिक्षा मुत्रपरिक्षा, जिव्हापरिक्षा, मलपरिक्षा, शब्दपरिक्षा, स्पर्शपरिक्षा, मुखपरिक्षा, स्वरूपपरिक्षा, અને दूतपरिक्षा.

નાડી પુરૂષની જમણી તથા સ્રીની ડાબી જોવામાં આવેછે, અંગુઠાના મુળની નાડી જોવાયછે, આ ત્રણ આંગળીથી જોવી તરતજ સ્નાન કરેલ, જમેલ, ક્ષુધા, તૃષા, તપસીલ, વ્યાંયામ કરેલ, આ નાડીની પરિક્ષા થતી નથી વિગેરે ઔષધની પડી આપેછે ચિકિત્સા કરેછે ચિકિત્સા આઠ પ્રકારની છે :—

शल्यतंत्र, शालाक्य, काय, अगद, बाल, विषतंत्र, भूतविद्या, અને बाजी करण (રસાયન મિશ્ર).

આ સિવાય એક उपांग ચિકિત્સા પણ છે.

शल्य चिकित्सा.

કાંઇ શસ્ત્ર, અગ્નિ, પથરો, ઢેફું, વિગેરે શરીરના કોઇ ભાગમાં વાગે અને થોડો ભાગ તેમાં રહી જાય તેને શલ્ય (સાલ) કહેછે તે મટાડવાના ઉપાય.

शालाक्य.

માથાના, કાનના, નેત્રના રોગ મટાડવા नस्य, वर्ति, अंजन, अभ्यंग गंडुष (કોગળા) અને कवल (કોળિયા) આ ઉપાય છે તેને શાલાક્ય કહેછે.

काय.

કવાથ, ચૂર્ણ, પાચન ઔષધ, વમન, વીરેચન, આદિથી પેટના વ્યાધીને શમાવનારી ક્રિયા તે કાય ચિકિત્સા.

अगद.

ગુદાના અને પેડુના રોગ મટાડવા નિરૂરબસ્તી અસ્થાપન, અનુવાસન બસ્તિ નામે પીચકારીનો ઉપાય કરવામાં આવેછે તે અગદ ચિકિત્સા છે.

बाल.

ગર્ભના ઉપક્રમનું જ્ઞાન, સુવાવડીના ઉપચાર અને બાળકના રોગનું શમન એ ક્રિયાને બાળ ચિકિત્સા કહેછે.

### विपतंत्र.

સાપ, વીંછી, કરોળીઆ, અને બીજા વિષનું ઝેર ઉતારવાની ક્રિયા તે વિપતંત્ર.

### भूत विद्या.

ગ્રહ, ભૂત, પિશાચ, આદિનો વહેમ મટાડી જે રોગ શમાવવો તે ભૂત વિદ્યા.

### वाजीकरण.

ક્ષીણ થઈ ગયેલાને અને અલ્પ વીર્ય વાળાને પુષ્ટી તથા બળ તથા ધાતુ વધારવાની ક્રિયા તે વાજીકરણ.

### रसायन.

દેહની ઇંદ્રિયો તથા દાંતને દ્રઢ કરવાની, શરીરની કરચલી મટાડવાની ક્રીયા તે રસાયન.

### उपांग.

શરીરનો કોઈ ભાગ કપાઈ ગયો હોય અથવા છુંદાણો હોય ભાગ્યો હોય તેના ઉપાયને ઉપાંગ ચિકિત્સા કહેછે.

ચિકિત્સાના બે ભેદ છે—शमन અને कोपन.

રોગ ચાર પ્રકારના છે—साध्य, असाध्य, याप्य, અને कष्टसाध्य,

મહારાજા કાંઇ વૈદ નથી પણ વૈદ જેમ રોગીના રોગ મટાડવામાં કુશળ છે તેમ તે પોતે દારિદ્રરૂપી, તથા કુટુંબ મોટું હોવાથી થતી ચિંતા વિગેરેના રોગો મટાડવા ધનવંતરી જેવા કુશળ છે, આમ કહી મહારાજાની ઉદારતા બતાવી આપેછે.

અલંકાર रुपकातिशयोक्ति અને रुपक નીસંસૃષ્ટિ છે.

रूपकનું લક્ષણ આપ્યું છે.

रूपकातिशयोक्ति (કુવલયાનંદ).

रूपकातिशयोक्ति स्यान्निगियाध्यवसानत :—ઉપમેયને છોડીને જ્યાં અવયવ સાથે ઉપમાનનું વર્ણન હોય તે રૂપકાતિ શયોક્તિ આમાં નાડી જોવી, નયન

પરિક્ષા, ઔષધની પડીકી દેવી આદિ વૈદનાં લક્ષણ કહ્યાંછે, પણ મહારાજા કાંઇ વૈદ નથી ને તે ધનરૂપી ઔષધ આપેછે, કાળ (દરિદ્ર)થી છોડાવેછે, અને નયન આદિ જોઇ તેની સ્થીતિ જાણેછે.

## सवैया.

दारिदकै दुःखकों द्रग देखत,
देधन औषध आनत अंतरी ;
त्योंनथुराम करै नीर मुळ,
लग्यो जीन आफत शुल महंतरी ;
निर्धनताइ हुके रुजसें जन,
कोटी बचावत कीरत कंतरी ;
हैतखतेश नरेश अलोकीक,
आजु धरातलपैं धनवंतरी,

અર્થ.—દરિદ્ર રોગથી દુઃખીને નજરથી જોઇ તુર્ત ધનરૂપી ઔષધ આપી તેનો અંત આણેછે, અને જેને આફતરૂપી મોટું શુળ થયું હોય તે તુરત નિર્મૂળ કરેછે, અને કીર્તીના કંત એવા મહારાજા કોટી જનોને નિર્ધનતા રૂપી રોગથી બચાવેછે, નથુરામ કહેછે કે મહારાજા આ ધરાતલમાં આજે ધનવંતરી છે.

અલંકાર सावयवरूपक આમાં ઉપમાના બધા અવયવ છે (લક્ષણ આપ્યું છે.)

## सवैया.

शोधी कुधातु सुधातु करै,
अति उत्तम ओप चढाइ उजागर ;

बुंटी लगा नथुराम बनावत,
कंचन लोह हुको बुद्धी आगर ;
तोल रु मोल तफावतसों,
करदे छुइके छिनमें नृप नागर ;
हैतखतेश नरेश धरापर,
ये कलीकाल हुंमें कीमीयागर.

અર્થ.—ઉત્તમ કાંતીવાળો ઓપ ચડાવીને કુધાતુને શોધીને સુધાતુ કરેછે, અને બુદ્ધિમાન મહારાજા બુટી લગાવીને લોઢાનું સોનું કરે છે, નૃપ ગણમાં ચતુર મહારાજા ક્ષણમાં સ્પર્શ માત્રથી તેનો તોલ અને મુલ્ય વધારી દેછે. નથુરામ કહેછે કે મહારાજા તખ્તસિંહજી આ કળિકાળમાં મહાન કીમીયાગર છે.

ઉત્તમ ઓપ (સદગુણ રૂપી) ચઢાવી કુધાતુ એટલે હલકા કુળના માણસોને શોધીને (દુર્ગુણરૂપી ખરાબ ચીજનો નાશ કરીને) તેને શુદ્ધ કરેછે, અને તેને સુવર્ણ જેવો મુલ્યવાન અને તોલ (વજન) વાળો બનાવેછે, આથી કીમીયાગર પણું સ્પષ્ટ છે.

અલંકાર रूपक તથા रुपकांतिशयोक्तिની સંસૃષ્ટિ (લક્ષણ આપ્યું છે).

---

## सवैया.

आवत पास पीछानतहै नग,
अेव तमामकों अंतरमें धारि ;
जात रु भात बतावत जाहीर,
नाम निशां नथुराम बयांकरी ;

**तोलबतावत मोल बतावत,**
**पानी प्रकाश सुरंगबीधानरी;**
**श्रीतखतेश नरेश अपुरव,**
**हैजगकेमधी जाहीर जोंहरी.**

અર્થ.—પાસે આવતાંજ નંગને પીછાણી લેછે, અને તેની તમામ એબ અંતરમાં ધરી લેછે, અને તેની જાતભાત નામ નિશાન વિગેરે બયાન કરીને બતાવી આપેછે, તથા તોલ, મુલ્ય, પાણી, પ્રકાશ, રંગ, એ સર્વ વિધાન બતાવેછે. નથુરામ કહેછે કે, તખ્તસિંહજી મહારાજા આ જગમાં અપુર્વ ઝવેરી છે. નંગની પરિક્ષા કરી લેછે, મોતી મણી વિગેરે પારખેછે કે તે કઇ ઉત્પતિનાં છે.

હાથી, સર્પ, સીપ, શંખ વાદળ, વાંસ, મચ્છ અને સૂકર એમાંથી મોતી ઉત્પન્ન થાયછે, આ બધામાં સીપનાં મોતી ઉત્તમ ગણાયછે તેની એબ (દૂષણ) બતાવેછે, અને જાત ભાત વિગેરે પણ બતાવે છે, ઐરાવત હાથીના વંશમાં ઉત્પન્ન થએલ ભદ્રજાતીના હાથીના કુંભસ્થળમાં મોતી ઉત્પન્ન થાયછે, આ મોતીની કિંમત અંકાતી નથી તે અત્યંત પ્રભાવાળું હોય છે સૂકરની દાઢમા ચંદ્રની કાંતી જેવાં મોતી થાયછે મચ્છનાં મોતી તેના નેત્ર જેવાં થાય છે, તક્ષક તથા વાસુકી નાગના કુળના સ્વેચ્છાચારી સર્પના ફણના અગ્ર ભાગમાં મોતી હોયછે, આ નીલ કાંતીવાળાં હોયછે, જો પ્રશસ્ત ભૂમીમાં ચાંદીના પાત્ર મધ્યે તેને મૂકે તો તૂર્ત વરસાદ આવેછે. વાંસનાં મોતી કપૂર અને સ્ફાટીકની કાંતી જેવાં હોયછે. શંખનાં મોતી ચંદ્રની જેવી કાંતીવાળાં ગોળ અને ચમકતાં હોયછે. નામ નિશાન બતાવેછે. ચાર હાથ લાંબો એક હજાર આઠ સરના મોતીના હારને इन्द्र च्छंद કહેછે, તે દેવ ભૂષણ ગણાયછે, અને તેથી અર્ધો विजय च्छंद કહેવાયછે, એકસો આઠ સરવાળો અને બે હાથ લાંબો हार કહેવાયછે, એકાસી સરનો તથા બે હાથ લાંબો देव च्छंद કહેવાયછે, ચોસઠ સરનો अर्धहार કહેવાયછે, ઓગણસાઠ સરનો रश्मिकलाप કહેવાયછે, બત્રીશ સરનો गुच्छ, વીશ સરનો अर्धगुच्छ, સોળ સરનો माणवक, બાર સરનો अर्धमाणवक, આઠ સરનો मंद, પાંચ સરનો हारफलक, આ બધા બે હાથ લાંબા હોયછેએક હાથ લાંબી તથા સત્તાવીશ મોતીવાળી नक्षत्रमाळा કહેવાયછે. આ એક સરના હારમાં બે મોતી વચ્ચે મણી કે સુવર્ણનું પગલું પરોવ્યું હોય તો તેને मणिसोपान

કહેછે. એક હાથ લાંબો અને ગમે તેટલી સરવાળો एकावली, અને મધ્યમાં મણી હોય તો यष्टि કહેવાયછે.

### पद्मराग.

સોગંધીક, કુરૂબિન્દ, અને સ્ફટિક, એ ત્રણ જાતના પથ્થરમાંથી पद्मराग થાયછે.

### दुषण—(એબ.)

कलुषामन्दद्युतयो, लेखाकीर्णाः सधातवः खंडा ;
दुर्विध्धानमनोज्ञा, सशर्कराश्चेतिमणि दोषा :

અર્થ.—કલુષ, મંદકાંતી, રેખાઓથી વ્યાપ્ત હોવું, ધાતુઓથી યુક્ત હોવું, ફુટેલ હોવું, સારી રીતે નહિ વીંધાએલ હોવું, મનને આનંદ ન આપે એવું હોવું, શર્કરા (કંકર) યુક્ત હોવું, આ મણિના દોષછે, આટલા દોષ (એબ) વાળો મણી હલકો ગણાયછે.

મોતીનાં તોલ તથા મુલ્ય બતાવેછે :—

| | |
|---|---|
| ५ रति .... ... ... ... ... | १ मासो. |
| १६ मासा.... ... ... ... ... | १ कर्स. |
| ४ कर्ष .... ... ... ... ... | १ पल. |
| १० पल .... .. ... ... | १ धरण, ३२ रति. |

| | | | | | | રૂ. |
|---|---|---|---|---|---|---|
| ४ मासा वजनना | મોતીની | કિંમત | | ... | .... | ૫૦૦૦ |
| ३॥ मासा वजनना | મોતીની | કિંમત | | .... | .... | ૩૨૦૦ |
| ३ मासा | ,, | ,, | ,, | .... | .... | ૨૦૦૦ |
| २॥ मासा | ,, | ,, | ,, | ... | .... | ૧૩૦૦ |
| २ मासा | ,, | ,, | ,, | .... | .... | ૮૦૦ |
| १॥ मासा | ,, | ,, | ,, | .... | .... | ૩૫૩ |
| १ मासा | ,, | ,, | ,, | .... | .... | ૧૩૫ |
| ४ रतीना | ,, | ,, | ,, | .... | .... | ૯૦ |
| ३॥ रतीना | ,, | ,, | ,, | .... | ... | ૭૦ |
| ३ रतीना | ,, | ,, | ,, | .... | .... | ૫૦ |
| २॥ रतीना | ,, | ,, | ,, | .... | .... | ૩૫ |

એ બધાં મોતી દોષ વિનાના ઉત્તમ હોય તોજ થાય, ૧૩ मोतीनुं वजन १ धरण होय तो किंमत रु. ३२५.

| | | | | |
|---|---|---|---|---|
| | | | | રૂા. |
| १६ मोती | १ | धरण किंमत | .... .... .... | २०० |
| २० मोती | १ | ,, | .... .... .... | १७० |
| २५ मोती | १ | ,, | .... .... .... | १३५ |
| ३० मोती | १ | ,, | .... .... .... | ७० |
| ४० मोती | १ | ,, | .... .... .... | ५० |
| ५० मोती | १ | ,, | .... .... .... | ४० |
| ८० मोती | १ | ,, | .... .... .... | ३० |
| १०० मोती | १ | ,, | .... .... .... | २५ |
| २०० मोती | १ | ,, | .... .... .... | १२ |
| ३०० मोती | १ | ,, | .... .... .... | ६ |
| ४०० मोती | १ | ,, | .... .... .... | ५ |
| ५०० मोती | १ | ,, | .... .... .... | ३ |

नाम.

| | | | | |
|---|---|---|---|---|
| १३ मोती | १ | धरण | भार तेनुं नाम | ... पिक्का. |
| १६ मोती | १ | ,, | .... ,, | ... पिचा. |
| २० मोती | १ | ,, | .... ,, | ... अर्घ. |
| २५ मोती | १ | ,, | ... ,, | ... अर्ध. |
| ३० मोती | १ | ,, | ... ,, | ... रवक. |
| ४० मोती | १ | ,, | .... ,, | ... सिकथ. |
| ५० मोती | १ | ,, | ... ,, | ... निगर. |
| આ ઉપર૮૦ मोती | १ | ,, | .... ,, | ... चूर्ण કહેવાયછે. |

તેને લોકો ચૂકામોતી કહેછે.

જે મોતી થોડાં કાળાં, શ્વેત પીત, તામ્ર વર્ણ, અને વિષમ હોય તે હલકા ગણાયછે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | | રૂ. |
| ૪ कर्ष વજનનું पद्मराग કિંમત | | .... | ... | ... | | ૨૬૦૦૦ |
| ૩ कर्ष | ,, | ,, | .... | .... | .... | ૨૦૦૦૦ |
| ૨ कर्ष | ,, | ,, | .... | .... | .... | ૧૨૦૦૦ |
| ૧ कर्ष | ,, | ,, | .... | .... | ... | ૬૦૦૦ |
| ०॥ कर्ष (૮ ભાસા) | | ,, | .... | .... | ... | ૩૦૦૦ |
| ૪ માસા | | ,, | .... | .... | .... | ૧૦૦૦ |
| ૨ માસા | | ,, | .... | .... | .... | ૫૦૦ |

આ બધાં દોષ રહિત ઉત્તમ હોવા જોઈએ, જેનો રંગ મોળો તેની કિંમત અરધી, જેનું તેજ મોળું તેની કિમત આઠમા ભાગની થોડા ગુણ અને દોષ વધારે હોય તો વીશમો ભાગ, અને છિદ્રવાળાની કિંમત ૨૦૦ મો ભાગ છે. મહારાજા પાસે આવતાંજ માણસરૂપી નંગને પારખેછે, અને તેની તમામ એબ (દૂષણ) મનમાં સમજી લેછે, કારણ છિદ્ર દેખાડવાં એ ઉત્તમ જનનું કાર્ય નથી, તેની જાત ભાત બતાવી દેછે, અને તોલ (વજન) તુલ્ય (વકર આબરૂ) તેનું પાણી (હિમત) રંગ વિગેરે બતાવી આપેછે, મનુષ્યરૂપી ઝવેરને પારખનાર ઝવેરી છે.

અલંકાર रूपक તથા रूपकातिशयोक्ति.

---

## सवैया.

पुर्न भरी लखीकै द्रग कयारिन,
रोकत जीवन धार उताली ;
त्योंनथुराम मुदाम त्वराधर,
देत भरी जीन देखत खाली ;
छोटे तरुकी संभाल रखे,
नित्य काटत व्होत वडेनकी डाली ;

**ख्याली बडो बुद्धिशाली बडो,**
**वर है तखतेश महीपति माली.**

અર્થ.—પાણીથી ભરેલા ક્યારા જોઇને ઉતાવળથી પડતી જીવન (પાણી)ની ધારા બંધ કરેછે, અને ત્વરાથી કરીને ખાલી ક્યારા જોઇ તે ભરી દેછે, હમેશાં છોટા (કુમળાં) તરૂની સંભાળ રાખેછે, અને મોટા (અડચણ કરનારાં) ઝાડની ડાળો કાપી નાંખેછે. નથુરામ કહેછે કે, મહારાજા તખ્તસિંહજી વડા ખ્યાલી અને બુદ્ધિશાળી માળી જેવા છે.

ભરેલા (દ્રવ્યથી ભરેલા) માણસને જોઇ આપવું બંધ કરેછે, અને ખાલી જોઇને તેમને છુટે હાથે આપેછે, નિર્મળ મનનાં માણસોને જાળવેછે, અને ફાટી ગયેલાનો ગર્વ નાશ કરેછે, આથી માળી સમાન છે.

અલંકાર रूपक તથા रूपकातिशयोक्ति.

---

## कवित.

**तारी लीने हरिनै हजार गोप ग्वालीनकों,**
**लाखन उगारे तुम्है दुःखकै दलैयाहो ;**
**काट्यो नथुराम उन्है दारिद सुदामाजुको,**
**तुम नृप दारिद बितानकै हरैयाहो ;**
**हाक्यो रथ पारथको भारतमैं फक्तउन्है,**
**तुम सबदीन मीत्र स्नेहकै सनैयाहो ;**
**भग्तकै अधीन वह भक्तकै अधीन तुम,**
**तखत नरेश कलीजुगमैं कनैयाहो.**

અર્થ.—નથુરામ કહેછે કે, હે મહારાજા તખ્તસિંહજી તમો તો કળિ-યુગમાં કનૈયા (કૃષ્ણ) છો. કારણકે કૃષ્ણે હજારો ગાય, તથા ગોપીઓને તારેલ હતા તો તમે લાખો માણસોને દુઃખમાંથી છોડાવો છો, અને દુઃખ દળનાર છો,

કૃષ્ણે તો સુદામાનુંજ દારિદ્ર કાપ્યું હતું, પણ આપ તો દારિદ્રરૂપી વિતાનને સમુળો હરવાવાળા છો. કૃષ્ણે ભારથમાં માત્ર પારથનો રથ હાંકયો હતો, અને આપ તો બધા દિન મિત્રના સ્નેહમાંજ મચેલાછો. કૃષ્ણ ભક્તને આધિન હતા, તેમ તમો પણ ભક્ત આધિન છો, મતલબ ખરી સેવા કરનારનો ગુણ જાણોછો, તેથી તેનું કહ્યું માનોછો, માટે આ કળિયુગમાં તમો કૃષ્ણજ છો.

અલંકાર आधिक्य अभेद रूपक (લક્ષણ આવેલછે.)

## कवित.

इंद्र अलखतको सखी सहस्त्रअक्ष नाही,
कलीत कुबेर नाही अमीत उदारहे ;
कविनथुराम भव अंबक अनल नाही,
कमनीय कृष्न नाही सित सुखकारहै ;
महद मनोज अंगधरहै अनंगनाही,
भयहर भीम नाहीं अलप अहारहै ;
मायामैं रहत मन मायातैं विरक्तसदा,
जनक विदेही जसवंतको कुमारहै.

અર્થ.—કોઇ બે સખીની આ વાતચિત છેં, મહારાજાની સમૃદ્ધિ જોઇને એક કહેછે કે—

આતે સમૃદ્ધિવાન ઈંદ્ર છે ત્યારે બીજી કહેછે કે હજાર આંખો નથી તેથી ઈંદ્ર નથી.

પહેલી—ત્યારે શું કુબેર ભંડારી છે ?

બીજી—આતો અત્યંત ઉદાર છે, માટે કુબેર નથી.

પહેલી—ત્યારે શું શંકર છે ?

બીજી—તેના નેત્રમાં અગ્નિ નથી તેથી શંકર નથી.

પહેલી—તો કમનીય કૃષ્ણ છે ?

બીજી—આતો ઉજવળ વર્ણના છે તેથી કૃષ્ણ નથી.

પહેલી—ત્યારે મોટા કામદેવ (અનંગ) છે ?

બીજી—આતો શરીરવાળા છે, માટે અનંગ (શરીર વિનાનો) નથી.

પહેલી—ભય હરનાર ભીમ છે ?

બીજી—આતો અલ્પાહારી છે, માટે ભીમ નથી, પણ માયામાં રહેછે, છતાં માયાથી વિરક્ત છે એવા આ જશવંત કુમાર તો નક્કજ વીદેહી છે, ઈંદ્રને હજાર આંખો હોય છે, કુબેર કૃપણ હોયછે, શંકરના નેત્રમાં અગ્નિ હોયછે, કૃષ્ણ કાળા છે. અનંગ શરીર વીનાનો છે, ભીમ અત્યંત ખાય છે, આ ગુણ આનામાં નથી, પણ જનકના ગુણ છે, તેથી જનક છે. सएवयुक्ति पूर्वश्चे दुच्यतेहेत्वपन्हुति : પરધર્મનો આરોપ કરવા કારણ બતાવી પોતાના ધર્મનો અપન્હવ કરવો તે हेत्वपिन्हुति આમાં એકે ઈંદ્રિ કહ્યો ત્યારે તેને હજાર આંખો નથી, એમ કહી તે નથી એમ સિદ્ધ કર્યું, અને માયામાં રહેછે, પણ માયાથી વિરક્ત રહેછે, એમ કહી જનક વિદેહી છે એમ બતાવ્યું તેથી અલંકાર हेत्वापन्हुति.

## कवित.

इंद्र दत्त मालये बीशाल मत जान आली,<br>
वर विकटोरियाकी दीनी मान मालहै ;<br>
कविनथुराम्म गोरी गांडीव धनुष नांही,<br>
कृपन बीदारबेकी कर करवालहै ;<br>
नहिंहै निषंग पृष्ट हाटक हमेलधारी,<br>
कौरवको काल नांही कुरनको कालहै ;<br>
सखी मत भुलतुं धनंजयके धोखे यह,<br>
बखत बुलंद नीको तखतनृपालहै.

અર્થ.—આપણ સખી અતિસખીનો પ્રશ્ન ઉત્તર છે—એક કહેછે કે, આ રાજાએ શું ઈંદ્રની આપેલી માળા પહેરી છે, તો બીજી કહેછે કે ના આતો મહારાણી વિકટોરિયાની આપેલી માન (ઇલ્કાબ)ની માળા છે ત્યારે આ ગાંડીવ છે, તો કે નહિ, આતો કૃપણને મારવાને હાથમાં લીધેલી તરવારછે ; આ પછવાડે શું ભાથો છે ; તો કહે ના, આતો સોનાની હમેલ પહેરી છે; આતે કૌરવનો કાળ છે, તો કહે ના, આતો ુર પુરૂષોનો કાળ છે, માટે હે સખી તું ભુલતી ના કે આ

ધનંજય (અર્જુન)છે, આતો મહા ભાગ્યશાળી તખ્તસિંહજી છે, અર્જુનને ઇંદ્ર માળા આપી હતી, ગાંડીવ ધનુષ ભાથો વિગેરે અર્જુનનાં લક્ષણ છે, અને કૌરવનો કાળ પણ અર્જુન છે, આનામાં જુદા લક્ષણથી તેનું મહા ભાગ્ય સિદ્ધ છે.

અલંકાર भ्रान्तापन्हुति, भ्रान्तापन्हुति रन्यस्य शंकायां भ्रांतिवारणे બીજાની શંકાનું (ભ્રાંતિનું) નિવારણ કરવું તે ભ્રાંતાપન્હુતિ, આમાં આ અર્જુન નથી, પણ તખ્તસિંહજી છે એમ પહેલી સખીની શંકાનું નિવારણ છે.

## कवित.

चलै इत गजदल हयदल पायदल,
उत वर बारीद समूह चलै सहरै ;
कविनथुराम इत हाक प्रतिहारनकी,
उत उरमोद भरै केकीगन कहरै ;
गात इत कंचनी कलीत रव हुसैं गान,
करत उच्चार उत झीलीगन गहरै ;
इत नरराज तख्त चढ्यो सुरराज उत,
उभय प्रतापीकी अनोठी छबी छहरै.

અર્થ.—આ તરફ હાથીના સમુહ, ઘોડાઓની હાર, તથા પગે ચાલનાર લશ્કર, ચાલે છે, પેલી તરફ ઉત્તમ વાદળાના સમૂહ, ચાલેછે, આ તરફ પ્રતિહારીઓની હાકો સંભળાયછે, પેલી તરફ કેકીના સમૂહ આનંદથી કીલકીલાટ કરેછે; આ તરફ કંચની સુંદર સ્વરથી ગાયન કરેછે, પેલી તરફ ઝીલ્લીના સમૂહ ગહરા ઉચ્ચાર કરેછે; આ તરફ મહારાજા તખ્તસિંહજી, અને પેલી તરફ સુરરાજ (ઇંદ્રિ-મેઘ)ની સ્વારી ચઢી છે. નથુરામ કહેછે કે આ ઉભય પ્રતાપી પુરૂષોની છબીની ખુબીતો અલોકીક છે, આમા મહારાજાની સ્વારી ઇંદ્રની સ્વારી જેવી વર્ણવીછે, સ્વારી ચઢવાનાં લક્ષણમાં હાથી, ઘોડા, પાયદળ, પ્રતિહાર, કંચની આદિનું વર્ણન છે અને મેઘ આવતી વખતે સદ્યોવૃષ્ટિનાં લક્ષણ સૂચવ્યાં છે; વારાહી સંહિતામાં સદ્યોવૃષ્ટિના લક્ષણ આપેલા છે તેમાંથી સાર નિચે પ્રમાણે છે:—

ઉદયાચળપર રહેલો સૂર્ય એવો તેજસ્વી હોય કે તે સામું જોવાય નહિ, ગાળેલા સોના કે વૈદુર્ય મણી જેવી તેની કાંતી હોય, આવો સૂર્ય વર્ષાઋતુમાં

જે દિવસ દેખાય તે દિવસ અવશ્ય વરસાદ થાય. જળ વિરસ થાય, ગાયના નેત્ર સમાન આકાશ હોય, દિશા નિર્મળ દેખાય, લવણમાં વિકાર થાય, કાગડાના ઈંડા જેવું આકાશ થાય, પવન વાતાં વાતાં અટકી જાય, માછલાં કૂદીને કિનારાપર પડે, દાદૂર બોલે આ બધાં વરસાદ થવાનાં લક્ષણ છે, બિલાડી પોતાનાં નખથી ભૂમી વારંવાર ખોદે, લોઢાપર કાટ ચડે, અને કાચી ગંધ આવે, શેરીમાં રમતાં બાળકો સેતુબંધ બાંધી રમે, આ બધાં વરસાદ તુર્ત થવાનાં લક્ષણ છે. પર્વતો કાજળના ઢગલા જેવા દેખાય, અને પર્વતના કંદરો ધુમ્રથી નિરૂદ્ધ દેખાય, કુકડાના નેત્ર જેવા રક્ત વર્ણનાં ચંદ્રના પરિવેષ દેખાય, તે વરસાદ થવાનાં લક્ષણ છે. ચકલીઓ પોતાનાં ઈંડાં કાંઈ પણ અડચણ વિના એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જાય, સર્પ મૈથુન કરે, વૃક્ષપર સર્પ ચઢે, ગાય રૂવે, આ વરસાદનાં લક્ષણ છે. તરૂ શિખરપર બેઠેલા કાકીડા ગગન તરફ જોયા કરે, અને ગાયો રવી તરફ જોયા કરે તો વરસાદ થાય. ગાય ભેંશ આદિ પશુ તથા કુતરા આદિ ઘરની બહાર જવા ન ચાહે, અને પોતાના કાન તથા ખરીઓ ધુણાવે તો વરસાદ થાય, ઘરની છતોપર બેઠેલા કુતરાઓ આકાશ તરફ જોઇને રોવે, દિવસે ઇશાન ખૂણમાં વિજળી ચમકે, ચંદ્રમા, શુક તથા કપોતના વિલોચન જેવો કે મધુ જેવો હોય, અને આકાશમાં પ્રતિશશી દેખાય તો વૃષ્ટિ થાય, રાત્રે ગર્જના થાય, દિવસે રાતી વીજળી દંડ જેવી સીધી દેખાય, પૂર્વ દિશાનો પવન શિતળ હોય, વેલોનાં પાદડાં આકાશ તરફ ઉચાં થાય, પક્ષિ ધૂળથી કે રજથી સ્નાન કરે, સર્પ આદિ જનાવરો તૃણના અગ્ર ભાગને સેવે તો તુર્ત વરસાદ થાય, જો સંધ્યા મોર, શુક, ચાષ, (નીલકંઠ) ચાતક જેવા રંગની હોય, જપા કુસુમ, કમળ સમાન કાંતીવાન હોય, જળના તરંગ, પર્વત, મગર, કાચબા, વરાહ, મીન, (મત્સ્ય) ની ઉપમાને લાયક હોય તેવી સંધ્યા દેખાય તો તુરત વૃષ્ટિ થાયછે, જો મેઘ ચારે તરફ સુધા અને ચંદ્રમા જેવો ધોળો હોય, મધ્યમાં અંજન કે ભ્રમર જેવો કાળો હોય, અને સ્નિગ્ધ અનેક પુટોમાંથી ચુક્તજળ બિન્દુને ખેરવતો હોય, અને સોપાન જેવો બની રહે, પશ્ચિમમાંથી પૂર્વમાં જાય, અને પૂર્વમાંથી પશ્ચિમમાં જાય, સૂર્યના ઉદય કે અસ્ત સમયે ઇંદ્ર ધનુષ, પરિઘ, પ્રતિસૂર્ય, રોહિત, વીજળી, પરિવેષ દેખાય તો તુરત વૃષ્ટિ થાયછે, જો ગગન તેતર પક્ષિની પાંખ જેવું દેખાય, પક્ષી આનંદમાં શબ્દો કરે, ઉદય સમયે દિવસે અને અસ્ત સમયે રાત્રે આ બને તો વરસાદ થાય.

# अष्टदल कमल प्रबंध चित्रकाव्य.

## सवैया.

नरकी छतीयां लगी जा थरकी,
थरकी बतीयां कहै अंतरकी ;
तरकी तनियां अंगीयां दरकी,
दरकी सुधि भूली मती सरकी ;
सरकी सुखमा लखीके घरकी,
घरकी नहींअंबरकी धरकी ;
धरकी लखी तख्तभूजा फरकी,
फरकी नथुनारी निचै नरकी.

અર્થ.—મહારાજા તખ્તસિંહજીની ભૂજા ફરકી દેખીને નીચ જનોની નારીઓ ફરકી (બીવા લાગી,) અને થડકીને જઈને પોતાના પતિની છાતીને વળગી (મતલબ પોતાના સૌભાગ્ય ભંગની શંકાથી પતિને પકડી રાખ્યા), અને તેની તનીઆં (કસો) તૂટી ગઈ, અને અંગીયા (ચોળી) ચીરાઈ ગઈ, અને બીકથી જેની મતિ (ચિત્ત) ઠેકાણે નથી એવી તે પોતાના દ્વારની દિશા ભૂલી ગઈ, અને પોતાના ઘરની સુખમા (શોભા) સરકેલી (ખસેલી) જોઈ, (કારણકે નીચની સ્ત્રીઓ પતિને શિક્ષા થશે એમ નિશ્ચયવાનથી) જે ઘર, અંબર કે પૃથ્વીની ન રહી એમ ભાસ્યું.

અલંકાર एकावली તથા चपलातिशयोक्ति (લક્ષણ આપ્યું છે).

# सोडषदल कमल प्रबंध चित्र.



# सोडषदल कमल प्रबंध चित्रकाव्य.

## सवैया.

परी प्रभुताकी प्रसुती प्रभाकी,
छीती सुछमाकी सखी सुखमाकी ;
भरी ममताकी फरेब फनाकी,
उपासी उमाकी मही मनसाकी ;
छबी सवीताकी नथु छक छाकी,
ग्रथीत गीराकी हीतु सु हुमाकी ;
मती तखताकी कती तखताकी,
गती तखताकी रति तखताकी.

**અર્થ.**—આ કવિતમાં અનુક્રમે પદવાર મહારાજા તખ્તસિંહજીની મતિ, કતિ (તલવાર) ગતિ અને રતિનું વર્ણન છે.

તખ્તસિંહજીની મતિ પ્રભુતાની પરિછે, મમતાની ભરેલીછે, અને સૂર્યની મૂર્તિ જેવી તેજ ભરેલીછે.

તખ્તસિંહજીની કતિ (તલવાર) પ્રભાની પ્રસૂતિ છે, (એટલે અત્યંત તેજવાળી છે) ફનાની ફેરબ છે, અને છકે છકેલી છે, કારણ પોતે યોગ્ય ધણીના હાથમાં રહેછે. તખ્તસિંહજીની ગતિ ક્ષમાની ભૂમી છે, (મતલબ તે હમેશાં ક્ષમાવાન છે) ઉમાની ઉપાસીછે, એટલે હમેશાં ઉમા (જગદંબા) ની ભક્ત છે અને ગીરા (વાણી) થી ગૂંથેલીછે.

તખ્તસિંહજીની રતિ શોભાની સખીછે, મનસ (કામદેવ) ની મહિ છે, અને હુમાયુ પક્ષીની હિતસ્વી છે. અલંકાર यथासंख्य यथासंख्यक्रमेणैवक्रमिकाणांसमन्वयः ક્રમે કરી રહેલા પદાર્થોનો તેજ ક્રમથી ક્રિયાપદ સાથે સંબંધ

કરવો તે યથા સંખ્ય, આમાં ગતિ, મતિ, રતિ, અને કૃતિ, (તલવાર) નુ ક્રમે સંબંધ વર્ણન છે, અલંકાર છેકાનુપ્રાસે (સાહિત્ય દર્પણ) छेकोव्यंजनसंघस्यसकृतसाम्यमनेकधा=એકથી વધારે વાર ક્રમે વ્યંજની આવૃતિ આવેછે.

---

## कवित.

लेखतहुं नवनीद्ध अष्टसीद्ध आपदेखै,
लाखनकी मुरीलेख ठीकमन ठान्योहै ;
वाज गज गाम धाम पालकी महान मेना,
ताजे तावदान तुव प्यारकों प्रमान्योहै ;
हाटकसो हीरनसो पन्ना पुखराजनसो,
जाहीर जवाहीरकी जोतनसो जान्योहै ;
कविनथुराम तख्तवखतवुलंदमैंतो,
पारसकै पुन्जसो दरस तुव मान्योहै.

અર્થ.—તખ્તસિંહજી મહારાજા આપના દર્શનનેજ હું અષ્ટસિદ્ધિ નવ નિદ્ધિ લેખુંછું, અને આપને લાખોની મુડી જાણી મારૂં મન આપમાં માનેલું છે, મતલબ લાખો રૂપીયાની મુડીછો (જીવાદોરી છો), તેથી ઉદાર એવા આપમાં મારૂં મન સ્વાભાવિક પ્રિતિવાળું થયુંછે, તથા વાજી (ઘોડા), ગજ (હાથી), ગામ, ધામ, પાલખી, મોટા મેના, તાવદાન, એ બધાં આપનો પ્યાર છે, એમ મેં પ્રમાણ્યુંછે, આથી નથુરામ કહેછે કે, મહા ભાગ્યશાળી તખ્તસિંહજી મેં તો આપના દર્શનને સોના જેવાં, હીરા જેવાં, પન્ના (મરકતમણી) જેવાં,

પોખરાજમણી જેવાં, અને મોટાં ઝવેરોની કાંતી જેવાં, અને પારસમણીનાં પુંજ (સમુહ) જેવાં, માન્યાંછે, મતલબ આપના દર્શન થતાં આપ પારસમણી સમાન હોઇ ભક્તને ન્યાલ કરોછો.

અલંકાર ઉલ્લેખનો બીજો ભેદ एकेनबहुधोल्लेखेप्यसौविषय भेदतः એકજ વસ્તુને એકજ માણસ અનેક પ્રકારે ગ્રહણ કરે તે ઉલ્લેખ. આમાં મહારાજનું અનેક પ્રકારે વર્ણન છે.

---

## कवित.

बनत बसंतमै सपल्लव तमामतरु,
करीर अपत्र कहा दोष रुतुराजको ;
कविनथुराम मारतंडकै मयुखहुकों,
लखत न घुर कहा दोष बिधी काजको ;
चातक तृषातुर फीरत्त भर पावसमैं,
पावत न बुंद कहा दोष सुरराजको ;
तखत भूपाल लखि दारिद भगेनहींतो,
करम कठोर कहा दोष महाराजको.

અર્થ.—મહારાજા અપૂર્વદાન આપેછે, છતાં કોઈ દુર્ભાગી કહેશે મને મળ્યું નહિ તો તે તેના કર્મનોજ વાંક છે એમ આ કવિતથી સિદ્ધ થાય છે કે વસંતુરૂતુમાં બધા ઝાડને પાંદડાં આવેછે, પણ કેરડાના ઝાડનાં પાંદડાં ખરી પડેછે, તેમાં રૂતુરાજ (વસંત) નો દોષ શો લેખવો ? સૂર્ય ઉગતાં ચોપાસ અજવાળું ફેલાયછે, પણ તેનાં કીરણથી ઘૂડ દેખતું નથી તેમાં વિધિના કાર્યનો

વાંક શેનો ? ચાતકપક્ષી વર્ષારૂતુ માટે તૃષાતુર રહે છે, પણ તે વખતે એક ટીપું પણ મળતું નથી, તેમાં મેઘનો વાંક શો ગણવો ? મહારાજાની દ્રષ્ટિ થતાં જો દારિદ્ર ભાગે નહિ તો પછી તેમાં મહારાજાનો શો દોષ, એ બધો તો પોતાના કઠોર નસિબનોજ દોષ છે. બધાં ઝાડને પાંદડાં લાવવાં વસંતરૂતુનું કામ છે, છતાં પાંદડાં ન આવે તેમાં વસંતનો વાંક શેનો, કારણકે તે તો બધા ઝાડને પલ્લવિત કરેછે. વળી સૂર્ય કીરણથી અંધારૂં નાસેછે, અને અંધારે ન દેખતા હુઇએ તે સર્વ સૂર્ય ઉગતાં દેખાયછે, કારણ સૂર્ય તો બધા જગતને પ્રકાશીત કરેછે પણ ઘૂડ ન દેખે તેમાં સૂર્ય શું કરે. ચાતકપક્ષીને એક ટીપુ પણ પાણી મળતું નથી તેમાં મેઘ શું કરે, કારણ કે મેઘ તો મુશળધાર વરસેછે. પણ તેના નશીબને લીધે તેને મળતું નથી, તેમ મહારાજા પણ બધાને દાન આપેછે અને દારિદ્ર ભગાડેછે, પણ કોઇ દુર્ભાગી રહી ગયાં તેમાં મહારાજા શું કરે તે તો પોતાનું કર્મ કરેછે કે એ અભાગ્યાને વખતજ મળતો નથી.

અલંકાર अवज्ञा (કુવલયાનંદ) ताभ्यांतौयदिनस्याताभवज्ञालंकृतिस्तुसा કોઈના ગુણ દોષથી બીજાને કોઇ ગુણ દોષ ન થાય તે અવજ્ઞા, આમાં મહારાજાનો દોષ નથી, પણ કર્મની કઠીનતા છે એમ વર્ણન છે.

---

## कवित.

ज्योंलों हंस अंशु खास तमको विनासुकरै,
तमीमें प्रकासै ज्योंलों सीतल तमीपती ;
कविनथुराम ज्योंलों ध्रुवको अचलधर्म,
ज्योंलों वेदमर्म जाने मेधाजु महामती ;

धरै रहै ज्योंलों दिगपाल अचलाकै अंत,
शेश कोल कमठ गहैन जबलों गती ;
त्योंलों रहो अचल अनंद अधिकाय आप,
नेहपुरनाथ निकै तखतमहीपती.

અર્થ.—મહારાજા તખ્તસિંહજીને દીર્ઘાયુની આશીશ કવિ ગ્રંથને અંતે આપેછે કે, જ્યાંસુધી હંસ (સૂર્ય) નાં અંશુ (કીરણ) અંધારાનો નાશ કરે, જ્યાંસુધી શીતળ એવા તમીપતિ રાત્રીના પતિચંદ્ર રાત્રે પ્રકાશે, તથા જ્યાંસુધી ધ્રુવ અચળ રહે, તથા મહામતી મેધા (બ્રહ્મા) વેદના મર્મને મનમાં જાણે, અને પૃથ્વીના છેડા દીકપાલો જ્યાંસુધી ઝાલી રાખે, તથા શેશ, કોલ, (વરાહ) કમઠ (કાચબો) જ્યાંસુધી પૃથ્વી ધરી રહે ત્યાંસુધી આપ નેહ (ભાવ) પુર (નગર) ના શ્રેષ્ટ પતિ એવા તખ્તસિંહજી મહારાજા અચળ રહો, અને વિશેષ આનંદ ભોગવો, દિન દિન ચડતી રહો.

---

## ग्रंथ समाप्ति.

### छपय.

वक्रपुरी मैं वास, विप्र ऊदिच्य ज्ञातको ;
सुभग शुक्ल अवटंक, नाम सुंदरजी तातको ;
आत्म नाम नथुराम, नाम आनंदि मातको ;
भयहर भवको भक्त दास गोहीलनाथको ;

संवत शशि निधि शर नयन, रुतु हिमंत सुख छावनी ;
मार्गशीर रवि पुर्णिमा, बनी तखत यशबावनी ;

અર્થ.—કર્તાનું નામ, વાસ, તારીખ વિગેરે. વક (વાંકુ) પુર (નગર, નેર) વાંકાનેરમાં જેનો વાસ છે અને જ્ઞાતે ઉદીચ્ય બ્રાહ્મણ છે, જેનું અવટંક શુક્લ છે, અને પિતાનું નામ સુંદરજી છે, તથા માતાનું નામ આનંદીબાઇ છે, પોતાનું કવીનું નામ નથુરામ છે, જે ભય હરનારા શંકરનો ભક્ત છે, અને ગોહીલપતિ (ભાવનગરના મહારાજા) નો દાસ (શેવક) છે, તેણે આ પુસ્તક સંવત શશિ (૧) નિધિ (૯) શર (૫) નયન (૨), એટલે ૧૯૫૨ના વર્ષમાં સુખકર હેમંત રૂતુમાં માર્ગશિર શુદ પૂર્ણીમા (પૂનેમ) ને વાર રવિને દિવસે આ તखतयशबावनी બનાવી પુર્ણ કરી છે.

# તખ્તયશ સંગીત સુમન.

## લાવણી.

(કારી ઘટા કોયલ ઝનકારી)—એ તર્જ.

બહુ વખ્ત (૨) ઉરે શુદ્ધ ધારો સહુ આશિર વાક્ય ઉચારો,
નૃપ તખ્ત (૨) પ્રજાનો પ્યારો રહે કાયમ વર્ષ હજારો.
છે ખરી ક્ષત્રિની માજા, નથી ઉદાર એ સમ રાજા
નિશદિન વાજે યશ વાજાં, છે શૂર સુર સમતુર, દયાળુ ઉર
કૃપા કરનારો રહે કાયમ વર્ષ હજારો. બહુ વખ્ત.
કરૂણાથી ભરેલી કાયા, છે હાથ હુમાયુ છાંયા,
દિલમાંહી દીનપર માયા, ધરિ રાગ, કર્યા બહુ યાગ
બન્યો બડ ભાગ, ધર્મ ધરનારો રહે કાયમ વર્ષ હજારો. બહુ વખ્ત.
દ્રષ્ટિ જેનાપર નાખે, તેને નિજ સમ કરી રાખે,
કદી વાત અસત્ય ન ભાખે, દિયે દાન, તજીને માન
અતિ અન પાન, ભાવ ભરનારો રહે કાયમ વર્ષ હજારો. બહુ વખ્ત.
છે તેજ ભર્યો તપધારી, આનંદ મૂર્તિ અવિકારી,
પતિ ભાવનગ્રનો ભારી, દઈ દામ, કરે શુભ કામ
કહે નથુરામ, હાનિ હરનારો રહે કાયમ વર્ષ હજારો બહુ વખ્ત.

(સુખ એક અવનિમાં સુંદરી)—એ તર્જ.

સુખી રાખો મહારાજાને શ્રીહરી.
ઈંદ્રરૂપ છે, અનૂપ, તખ્તભૂપ, નીતી, પતી,
કીર્તિ, અતી, ક્ષીતીમાંહી ભરી. સુખી.

દાનમાંહી બળી તણી બરોબરી કરેછે,
યજ્ઞ યાગમાં ત્રિશંકુ તણું માન હરેછે,
ધરમને ધારી સત્ય મારગે વિચરેછે,
નથુરામ, આઠે જામ, માગે, સુખે ઘો, સુખ શ્રીહરી. સુખી.

(બીન શીખે ન આયે કોઇ ગ્યાન)—એ તર્જ.

સુખે રાજો સદાયે મહારાજ.
કરો રાજ, ધરી તાજ, સુખસાજ, ધર્મ પાજ–સુખે રાજો.
આનંદકારી લાગે સારી સુરત પ્યારી પ્યારી પ્યારી,
છો અવતારી નૃપ બળધારી જઇએ વારી વારી વારી.

(નીકો) નૌતમ નરેશ તખતેશ છો સુરેશ,
પ્રજાપાલ છો કૃપાલ ગોહેલ ગુણી વિશાલ,
નિત્ય નથુરામ કીર્તિમાલ લીયો ધારી. કરો રાજ.

---

## રાગ કાલીંગડો તાલ દાદરો.

તખત મહારાજારે (૨) મોટી ક્ષત્રિ તણી માજારે.—ટેક.

કર્ણ તણો અવતાર કોડિલો, આ કળિ કાળની માંય,
દાન અને સનમાનની પહેલાં; જોવાથી દુઃખ જાયરે. તખત.

કલ્પતરૂ નથી જોયું કોઇએ, રાખે ઉપમા રૂપ,
કષ્ટ નિવારણ કલ્પ તરૂ છે, ભાવાણાનો ભૂપરે. તખત.

દૈવયોગે પડે જે પર દ્રષ્ટી, તેનાં દારિદ્ર દૂર,
સેવવા લાયક શુદ્ધ દિલે છે, સાચો ગોહિલ શૂરરે. તખત.

કાવ્ય કરી કરી કાળ વિતાવ્યો, દેખ્યા ન પૂરા દામ,
શાંન્ત ઉરે સુખ સાધન પામ્યો, નેહ પુરે નથુરામરે. તખત.

(જરી ચેન નહીં ચિતમાંય)—એ તર્જ.

તુંને તખ્ત મહીપતિ ધન્ય, તારા જેવો જગતમાં દેખું ન દ્રષ્ટે અન્ય;
ધન્ય, ધન્ય, ધન્યરે તુંને તખ્ત મહીપતિ ધન્ય.—ટેક.

અરજુન કહું નહિ વ્યંઢળતાનું, વિશ્વ વિદીત કલંક;
ભીમતણી ઉપમા ન ભણાયે, અતિ આહારી નિરશંક;
હતો ભૂપત્રિશંકુ કુળ ગુરૂ દ્રોહી જન. ધન્ય, ધન્ય, ધન્યરે તુંને.

કમળ કહેતાં કાળજ કંપે, ઉત્પતિ સ્થાનક પંક;
ચંદ્ર કહું કયમ ક્ષય રોગી છે, વળી પંકનો અંક;
બહુ બીકણુ ઇંદ્રની ઉપમા ન ચહે મન્ન. ધન્ય, ધન્ય, ધન્યરે તુંને.

સૂરજ આપે સાધુ અસાધુ, સહુને સરખો તાપ;
દાની બળી પણ માની મોટો, જપતો નિજ જશ જાપ;
કહું કેમ કુબેર કરે જર કેરૂં જતન. ધન્ય, ધન્ય, ધન્યરે તુંને.

પૂરણ ઉપમા તારા લાયક, પેખી નહિ ગુણ પુંજ;
એથી દિલમાંહી દ્રઢ કરિયું, તારી ઉપમા તુંજ;
નથુરામ વદેછે વહાલ ભરેલ વચન્ન. ધન્ય, ધન્ય, ધન્યરે તુંને.

---

## ગજલ માઢની.

(મન હારિણી મન મારૂં લઈ સુજને મળી નહીં)—એ તર્જ.

નથિ ભાળ્યો ભૂતળમાંહિ, ભડ કોઈ આવો ભૂપતિ;
છે તખ્ત બખ્ત બુલંદ, દાની દેવાથી અતિ. નથિ.—ટેક.

કીધા જાગ કરોડો કરથી, સંતોષ્યા સુર વ્રંદ; (૨)
દીધી આગ ઉરે દુશ્મનને, મોડી કર્યા મતિમંદ;
કરી ખલ્કમાંથી ખોળીને ખળ પુંજની ક્ષતી. નથિ.

ઉંચા પદ આપ્યા ઉત્તમને, નિચે નાખ્યા નીચ;
અઢળક ધન આપી કવિયોનાં, કાઢયાં દારિદ્ર કીચ;
હેતે બનાવ્યું હેમ લોઢાનું રતિ રતિ. નથિ.

કીરતિ ધ્વજ કરમાં લઇ કોડે, રાખી ક્ષત્રિ રીત;
ડંકા દીધા દેશ વિદેશે, પૂરણ ધારી પ્રીત;
નથુરામ મેળવ્યું નામ, ભાવે ભાવેણા પતિ. નથિ.

---

## ગઝલ સોરઠી.

છે ઇંદ્ર આ અવની પરે, તપધારી તખ્ત મહીપતિ;
નથી અન્ય એ પદ પામવાને, યોગ્યરાજ મહીપતિ.—ટેક.

કર કલ્પવૃક્ષ કરી દીયે, ક્ષણવારમાં દુઃખની ક્ષતિ;
વાણી પિયુષ વિશેષ જ્યાં, આનંદ દાતા છે અતિ. છે ઈંદ્ર.

કદિ જ્ઞાનવાન હશે નૃપો, નહિ દાનમાં દેતા રતિ;
કદિ દાનીતો વિણુ જ્ઞાનના, સમજ્યા વિના સરવે ક્રત્તિ. છે ઈંદ્ર.

મહા દાનિ જ્ઞાની વિધાનિને, દિન રાત બિનગરવી ગતિ;
ગુણુ જાજ ગોહિલ રાજ છે, નથુરામ આપણુ ઉન્નતિ. છે ઈંદ્ર.

(શિદ કલપાવો સતાવો)—એ તર્જ.

અવતારી આનંદકારી છો તપધારી ભારી તખ્ત મહીપતિ આજ.—ટેક.

સુખકારી દુઃખહારી હિતકારી ભયહારી ગુણકારી ગોહિલ માજ,
ધ્રતિધારી મતિધારી રતિધારી ક્રતિધારી શિરધારી શોભિત તાજ. અવ.

દિનકર છો તમ હર છો જાહિર છો મુદભર છો શૂર નર છો શોભા સમાજ,
રસભર છો સુરતર છો ગુણધર છો નરવર છો જશધર છો કીરતિ જાજ. અવ.

અતિ દાની અતિ ગ્યાની તન તાની બલિશાની નિરમાની છો નરરાજ,
નથુરામે કહ્યું હામે બહુ ઠામે શુભ કામે પ્રોઢી કરી ધર્મ પાજ. અવ.

(દેશ સોરઠ મેવાડના મહારાણારે)—એ તર્જ.

મંગળ મૂરતિ મનહારીરે, તખતેશ છો તપધારી.—ટેક.

ગુણુ નિધિ છો ગોહિલ કુલ દિપક, ખળની કરતા ખ્વારીરે. તખતેશ.
આ અવનિપર ઈંદ્ર તમે છો, અલખતના અધિકારીરે. તખતેશ.
દેવાંસી દાતાર દયાલુ, દિનજનના દુઃખ હારીરે. તખતેશ.
નેહ ધરી નથુરામ કરેછે, ભાવે ભકિત તમારીરે. તખતેશ.

---

## સોરઠની ગઝલ.

અવતારી તખતો એક છે, નથિ અન્ય કોઇ અધીપતિ;
સોરઠ મહી સરદાર શાણો, ભાવનગ્રનો ભૂપતિ.—ટેક.

દેખ્યો નથી દ્રષ્ટેથી મેં, મહા દાનિ આવો મહીપતિ ;
કરે દૂર દારિદ્ર દિનનાં, ઉપકાર મારગમાં મતિ. અવતારી.

ધારી ધજા કર ધર્મની, આનંદ ધારીને અતિ ;
નિજ દેશથી પરદેશ સુધી, કીર્તિને કીધી છતિ. અવતારી.

જઈને ચુરોપ કરે નૃપો, સહુ લોપ ધર્મ તણી કૃતિ ;
જશવંત નંદે જાળવી, રાખી સ્વધર્મ તણી રતિ. અવતારી.

કોની બરોબર હું કહું, ઉપમા ઉરે નથી આવતી ;
નથી પોંચતી નથુરામની, ગુણ ગાન કરવાને ગતિ. અવતારી.

---

## રાગ કલ્યાણની ગજલ.

તેજધારી તપધારી તખતેશ છો, નેકી ટેકી નીતિવાન નરેશ છો-તેજ.—ટેક.
વિરવંસી દેવઅંસી દેવતા, સમૃધિ સુખના સદાય સુરેશ છો. તેજ.
સિત કરછો શાન્તિ દાતા સ્નેહીના, દુષ્ટ ધ્વાંત વિદારનાર દિનેશ છો. તેજ.
ધર્મ કર્મ ધરી રહ્યા છો ધરા પરે, હિમતિ હર કામ માંહી હમેશ છો. તેજ.
મૂર્ખને મદ અંધથી મળતા નથી, આનંદિ નથુરામ કેરા ઈશ છો. તેજ.

(પાટણના નૃપ નથિ તુજ મહેલે પદમણી રાણી)—એ તર્જ.

આ કળિજુગમાં કલ્પતરૂ છે, ભાવાણાનો ભૂપ.—ટેક

તખત મહારાજા મનહર નામ, કરેછે પર ઉપકારી કામ ;
દિનો દિન ખરચી ઝાઝાં દામ, રૂડું રજપૂતોનું છે રૂપ. આ.

દિયે હય હાથી કેરાં દાન, ભુખ્યાને આપેછે અનપાન ;
જબર ગુણ જાણે સરવ જહાંન, અખિલ રાજાઓમાંહિ અનુપ. આ.

હજારો દુષ્ટ કર્યા હેરાન, મહા માનીનાં હરિયાં માન ;
બનાવ્યા ભ્રષ્ટોને બે ભાન, કુડાને નાખ્યા મોટે કૂપ. આ.

નીતિ નારીનો સુંદર શ્યામ, અનીતિ કેરૂં નામ હરામ ;
નવા ગુણ ગાય સદા નથુરામ, સત્યવાદીનું શુદ્ધ સ્વરૂપ. આ

## માઢ નવીન શાહ.

તખ્ત પ્રજાના પ્યારા છો પ્યારા છો પ્યારા છો મહારાજ.
નરપતિ નીચથી ન્યારા છો ન્યારા છો ન્યારા છો મહારાજ. —ટેક.

ધર્મ તણા ધરનાર ધરાપર, કર્મ તણા શુભ કલ્પતરૂ છો ;
શર્મ તણા સુરરાજ સુશોભિત, પર્મ પરાક્રમ માંહી ગુરૂ છો ;
મર્મ વિચારણ વેદ તણા સહુ, ભર્મ વિદારણ ભુપ ભલા છો ;
નર્મ સ્વભાવ સ્નેહીપરે નિત્ય, ગર્મ અરિ શિરસુર કલા છો ;
અધિપતિ એક છો ધારણ ટેક છો, નિત નિત નેક છો, શોભિતા છો શિરતાજ. તખ્ત.

પાળોછો પ્રિતે કરી જેનો ઝાલો હાથ,
વચન નિભાવણ વિર છો નેહ નગ્રના નાથ.

ધર્મની પાજ છો નુકતે નિવાજ છો, કવિ નથુરામના સારણ કાજ છો આજ. તખ્ત.

(માઢ-કદ આ સીહમારો)—એ તર્જ.

તપધારી છો તખતેશ, હારે તપધારી છો તખતેશ ;
આનંદી મારા ભાવાણાના ઈશ સુખકારી, દુઃખહારી, જાણવારી-તપધારી.-ટેક.

જશનામીછો જાહિર જગમાં, બાહિર દેશ વિદેશ ;
માનીતા મોટે નૃપ મંડળ, મનમાં માન ન લેશ. સુખકારી-તપધારી.

સાધુનાં સંકટ હરવા છે, આપ તણો અવતાર ;
અઢળક ધન આપોછો અહનિશ, દેવાંસી દાતાર. સુખકારી-તપધારી.

અગણિતને ઊંચા પદ આપ્યાં, બકસી અન ધન દામ ;
વિકસી છે જઇ વસુધા છેડે, નવલ કીર્તિ નથુરામ. સુખકારી-તપધારી.

(મહિયારીરે મહીનું મૂલ બતાવો)—એ તર્જ.

અવરેખ્યોરે આજ નવલ નૃપ નાગર, કલિમાંહી તખત કીમિયાગર.
નથી દેખ્યોરે એના સમ બુદ્ધિ આગર, દિલ વસિ ગતિ દેવિ પ્રભાકર ;
જાહિર જગ જેને જાણેરે, કવિ વ્રંદ વિવિધ વખાણેરે ;
વદે નામ સરવ જન વ્હાણેરે, પીછાણેરે પંડિતવર વિદ્યાધર. કલિ.

રાખીછેરે કરમાં દાન રસાયન, ગમતું નથિ નિજ ગુણ ગાયન ;
કુદરતનીરે ખુંટી ચડી કર આવી, સુરરાજ સમાન શોભાવી ;
શુદ્ધ તામ્રસમા નર ખોળીરે, કીધા કંચન રસમાં બોળીરે ;
નાંખ્યું કુર કથીરને ઢોળીરે, ઘણું ઘોળીરે આપ્યો ઓપ ઉજાગર. કલિ.

પહોંચીછેરે કીરતિ સાગર પારે, ગુણી સાધકને સુઉચ્ચારે ;
સહુ કે'છેરે હુન્નર અદભૂત આનો, જોવેછે ચકિત જમાનો ;
પારસ પદ ધાર્યું પ્રીતેરે, કર્યું લોહ કનક રૂડી રીતેરે ;
નથુરામ ગણે ગુણ નિત્યેરે, રહો કાયમરે શુદ્ધ સુજશનો સાગર. કલિ.

દેશ મલાર (મોરો ખેચ જીયા નિરદૈયાં)—એ તર્જ.

અતિ ઉત્તમ ઇંદ્ર પ્રમાણે સુખ લ્યો તખ્ત મહારાજા. અતિ.—ટેક,

વાદળ શા ઉન્નત દળસાજી, બંદી મોર કરો અતિ રાજી ;
હણો ખળ ગ્રીષમ પાજી, સાજી સત્ય ગોહિલ માજા. અતિ.

દિન સમાજ ભરી દિયો સરસરી, અઢળક ધન કેરી વરષા કરી ;
કવિ પપીહના દુઃખ હરી કરી શરૂ વિલાસનાં વાજાં. અતિ.

અગણિત નભ રંગો સમ અંગે, વિધવિધ વસ્ત્ર ધરો ઉમંગે ;
સચિ શ્યામા લઈ સંગે, રંગે રમો રસિક રાજા. અતિ.

દુન્દભિ મહદ મેઘ ગર્જાવો, શાન્તિ સરવક્ષીતિમાં છાવો ;
લહે નથુરામ સુલા'વો, આશિર વચન વદી તાજાં. અતિ.

(નિદ્રાથી જાગો હવેરે)—એ તર્જ.

પ્રજાને લાગો પ્યારારે, ભારે ભાવાણાના ભુપ. પ્રજાને.—ટેક.

તખ્ત તપધારી મોટા, ખળોને કીધા ખોટા ;
નાખ્યા કુડાને કાળે કુપ, પ્રજાને લાગો પ્યારારે.

સાધુના સંકટ હર્યા છોટાને મોટા કર્યા ;
કીધા સાચાને આપ સ્વરૂપ, પ્રજાને લાગો પ્યારારે.

પડેલું પયમાં પાણી, જુદું કરી દીધું જાણી ;
રૂડું રાજવી હંસનું રૂપ, પ્રજાને લાગો પ્યારારે.

ધર્મ તપેલો તાપે, જતો અટકાવ્યો આપે;
નથુરામના નાથ અનુપ, અજાને લાગો પ્યારારે.

(અબતો મનવા મેરા)—એ તર્જ.

ભરિ અજબ જાદુની, નજર તારી નર રાજ રાજરે. ભરી.—ટેક.

પડતાંવેંત પ્રતાપ વતાવે, કાપે દુઃખ દરાજ;
ક્ષણમાં કરે ખલકથી મોટો, સોંપી સુખનાં સાજ સાજરે. ભરી.

કંચન લોહ તણું કરી આપે, જોતાં સરવ સમાજ;
કાચ તણા હીરા કરી કોડે, અણ મુલા કરે આજ આજરે. ભરી.

વિણ મહેનત વિદ્વાન બનાવે, નિર્લજને દે લાજ;
અપકીર્તિ આઘી કરિ અરપે, જબર સુયશના જાજ જાજરે. ભરી.

કરે રંકના રાવ કરોડો, મહાશક્તિ દ્રગમાંજ;
કહે નથુરામ તખત તપધારી, સહુ નૃપના શિરતાજ તાજરે. ભરી.

(શું દઇશ તુંને જાવા દુઃખી થાવા)—એ તર્જ.

છે તખ્ત ભૂપ ભારી, સુખકારી (૨), નથી જગમાં એની જોડ;
છે સહુ નૃપના શિર મોડ, છે વિર ધિર ધારી સુખકારી;
કલિમાંહી કરણ અવતાર, આપેછે દાન અપાર;
કરે વિવિધ દુઃખીની વ્હાર, બહુ પરમારથ પર પ્યાર;
લિયે તુરત દીન તારી, સુખકારી (૨). છે તખ્ત ભૂપ ભારી.

છે મહિ મંડળ મોઝાર, શુદ્ધ ધર્મ તણા ધરનાર;
ઉત્તમ ગતિ આચરનાર, પરિપુર્ણ પ્યાર ભરનાર;
છે સુકૃતિ પરમ પ્યારી, સુખકારી (૨). છે તખ્ત ભૂપ ભારી.

જશ ગાયે સકલ જહાન, ગુણિ લોક કરે ગુણગાન;
દે મહદ પંડિતો માન, નથિ ઉરમાં જરિ અભિમાન;
મુરખોના મદહારી, સુખકારી (૨). છે તખ્ત ભૂપ ભારી.

કરિ પરમારથના કામ, કર્યું જગમાં જાહિર નામ;
કર્યાં કોટી ધર્મના કામ, નિત સત્ય કહે નથુરામ;
કરી ખળની બહુ ખ્વારી, સુખકારી (૨). છે તખ્ત ભૂપ ભારી.

(કરૂં ક્યા તુજકો બાગે બહાર)—એ રાગ.

આ જગમાંહી અનુપ તખત નૃપ, આ જગમાંહી અનુપ ;
ભય હરે સુખ ભરે દુઃખ હરે દીનનાં, ભાવનગરનો ભૂપ. તખત નૃપ આ જગ.–ટેક.
ધર્મ ધરાપર ધારવા, ધર્યો આપ અવતાર ;
કંઠ દામ સમ કામ શુભ, પરમારથ પર પ્યાર ;
રસિલું રાજ વિરોનું રૂપ (૨), ભય હરે સુખ ભરે. તખ્ત નૃપ.

ખેંચી ખડગ ખળો ઘણા, ક્ષણમાં કર્યા ખુવાર ;
દીન બનાવ્યા દુષ્ટને, આપી કષ્ટ અપાર ;
જળાવ્યા જાલિમને કરી ઝુંપ (૨), ભય હરે સુખ ભરે. તખત નૃપ.

થાકેલા કવિ થોકના, દુઃખ શ્રમ કીધા દૂર ;
અઢળક ધન આપી કર્યાં, નૌતમ સુખડે નુર ;
કૃપણને નાખ્યા કાળે કુપ (૨), ભય હરે સુખ ભરે. તખત નૃપ.

જગમાં જય જય શબ્દનો, પ્રોઢો કર્યો પ્રસાર ;
અમિત દાન નથુરામ દઈ, બન્યો નવડ દાતાર ;
અવનિથી અરિને કીધ અરૂપ (૨), ભય હરે સુખ ભરે. તખત નૃપ.

(અરે ઓ પનિયારી નહીં ગભરાઓ)—એ તર્જ.

અનુપ ઉપકારી તખત મહારાજા, તખત મહારાજા ;
ક્ષત્રિઓની માજા, જગમાંહી વાગે જશ વાજાં. તખત મહારાજા—ટેક.
સુરતરૂ સમ શાન્તિ પ્રદા, શુભગ બાહુની છાંય ;
અમ્રતથી મીઠાં અધિક, વદતા વચન સદાય ;
કવિ કુલ કોવિદને નેહે નિભાવતા, ભાવથી ભુપાળ સહુ જનમન ભાવતા. અનુપ.

કરથી જાગ કર્યા ઘણા, વિધવિધ ખરચી વિત ;
નીતિ નગ્ર મહીં ધરી, અળગી કરી અનિત ;
પાપીઓ પ્રપંચીઓના માન બહુ મોડીયાં,
ફંદીઓ ફિતુરીઓનાં ફંદ સહુ ફોડીયાં. અનુપ.

દ્રઢવ્રત દેવ સમાન છે, અદ્રઢ નહિં આચાર ;
એક વચન શુભ ટેક ધર, દિલ દરિયા સરદાર ;
અનોઠી ઉદારતાનો એકજ નમુનો છે, કહે નથુરામ કરણથી દાને દુનો છે. અનુપ.

(મંગળ આયુષ આપો)—એ તર્જ.

અભિનવ આનંદ આપો, પ્રભુ મહારાજાને. અભિ.—ટેક.

આનંદ આપો એનાં દુઃખ સહુ કાપો,
સ્થિર કરી સુખમાંહિ સ્થાપો. પ્રભુ મહારાજાને.

ધરમ ઉધારણ ધીર પુરૂષ છે,
ત્રિવિધી વિદારો એના તાપો. પ્રભુ મહારાજાને.

તેજ ભર્યો નૃપ તખ્ત અમારો,
ઉરની ઉપાધી ઉથાપો. પ્રભુ મહારાજાને.

કહે નથુરામ કરણ કોડિલો,
જગમાં વધારો જશ જાપો. પ્રભુ મહારાજાને.

---

## લાવણી.

(વાંચિને પત્ર પતિ મારા)—એ તર્જ.

મહા તપધારી તખત નૃપતિ, વિદારે દીન તણી વિપતિ;
દુખિની દિલ ધારે વિનતિ, નથી ઉર ગરવની લેશ ગતિ. મહા.—ટેક.

મરમ સમજવામાં અતિ મોટા, ધરમ તણા ધરનાર;
શરમ નિભાવે સાચા જનની, કર્મ ભલાં કરનાર;
પ્યાર પરમારથમાંહિ અતિ, રહ્યા ધરી ભાવનગ્ર ભૂપતિ. મહા.

દાન વિર સ્થાપન કરવાને, ધરાપરેં ધરી ધીર;
ઈંદ્ર તણો અવતાર થયો જોઇ, ગોહિલ કુળ ગંભિર;
વિર જ્યાં થયા વિવિધ નૃપતિ, અચળ અચળામાં કલિત કૃતિ. મહા.

અગણિત યજ્ઞ કરી આનંદે, સંતોષ્યા સુરવૃંદ;
જય જયકાર જમાવ્યો જગમાં, બળિની તુલ્ય બુલંદ;
નંદ જશવંતતણો સુમતિ, ચંદ્ર સમહિત કર ધરણ રતિ. મહા.

અફળ થયું તું કાવ્ય કલ્પતરૂ, સફળ કર્યું ધરિ સ્નેહ;
પૂર્યા કોડ કવિ કોવીદના, ધરી ભોજનો દેહ;
નેહધરિ નથુરામ કીરતી, કરે છતિ છેલો છત્રપતિ. મહા.

(કેવી સુંદર શ્યામા.)—એ તર્જ.

અરિ દંડન ખળ ખંડન શશિકુલ મંડન તખત નરેશ.—ટેક.

શુભ મતિ ભરવા દુરમતિ હરવા, વિધ વિધ યાગ યગન આદરવા (૨)
સુધરમ ધરવા હરવા દુઃખ પ્રગટયો ધરપર સુ ધનેશ (૨). અરિ.

વિમળ હૃદય પરમ નરમ, કરણ કરમ ભરણ શરમ (૨);
રતિ ન ગરમ મહદ મરમ, ધરણ હરણ સરવ ભરમ (૨);
કવિ નથુરામ સુખદ સુદહદ, વિણ મદનો સુભગ સુરેશ (૨). અરિ.

(પ્યારેથી પ્રાણપ્યારી)—એ તર્જ.

દ્રષ્ટેથી એક દેખ્યો ભાવેણા ભૂપતિ,
નથિ બીજો કોઈ બળિયો (૨), શુભ કીર્તિનો પતિ. દ્રષ્ટેથી.

અળગી રાખે અનીતિ, નીતિથી છે રતિ;
પ્રીતિનું રૂપ પુરૂં (૨), મનુહારી છે મતિ. દ્રષ્ટેથી.

આનંદેથી કરેછે, આશ્રિતની ઉન્નતિ;
કરે ખંતે ખડ્ગ ધારી (૨), ખળ વૃંદોની ક્ષતિ. દ્રષ્ટેથી.

તપધારી તખ્ત રાજા, આનંદી છે અતિ;
નથુરામે ગાઇનેહે (૨), કોડીલાની કૃતિ. દ્રષ્ટેથી.

---

## રાગ માલકોશ તાલ દાદરો.

મહા ગુણવાનને મહાન તખ્ત ભૂપતિ છે,
દિયે સુખદાન સુર સમાન ઉર દયા અતિ છે. મહા.—ટેક.

અમિત ઉદારને અપાર પ્યાર રંગ પગ્યા,
ધ્રુતિ ધરનારને હરવાર હીમ્મતિ મતિ છે. મહા.

વડા વિદવાનને સુજાન સુખ નિધાન સદા,
દઇ અનપાન સહુ જહાનની હરી ક્ષતિ છે. મહા.

સ્વચ્છ સવિતા સમી કવિતા કરે કીરતીની કવિ,
કથી દુર દેશને સ્વદેશમાં કરી છતિ છે. મહા.

અનુપમ એક ધરણુ ટેક છે વિવેક ભર્યા,
પ્રભા નથુરામ પ્રગટ નેહ નગ્રના પતિ છે. મહા.

(જલદી હુકમ થયોરે)—એ તર્જ.

તખત મહીપતિરે, ટેકીલો નીકો. તખત મહીપતિરે,
નેહ નગરપતિ, ધરણુ સુમતિ પ્રતિ, આકૃતિ રસિલી અતિરે-ટેકીલો.
રોપી પગ રાજ્યાસને, કીધો દેશ અબાદ;
સુખ આપ્યાં સહુ લોકને, દુખિયાની સુણીદાદ. તખત.
સ્થાનક આપી સ્થિર કર્યા, આગ્રહને ઉદ્યોગ;
દૂર કર્યા નિજ દેશથી, કલેશ કપટને રોગ. તખત.
શ્રી સંપતિને સન્મતિ, રાખ્યાં ધરિને પ્યાર;
દેશવટો દઇને કર્યાં, દરિદ્રને હદપાર. તખત.
વજડાવ્યાં આનંદનાં, મંગલ વાદ્ય વિશેષ;
કવિ નથુરામ કહે કર્યો, દેવલોક સમદેશ. તખત'

(થયાછોરે પતિતેજ પ્યારી તનના)—એ તર્જ.

સત્ય છોરે શૂરપતિ શુભમતિ ધર તખ્ત મહારાજા.—ટેક.
સુવરણની વરસા વરસાવો, જાચકના ઘર જોઇ;
દુઃખ હરતા, સુખ કરતા, મુદ ભરતા, ધરિ વરતા,
અઢળક વરસો પણ નહીં ઉચરો ગોહિલની માજા. સત્ય.
સ્યામ વદન વારિદ કરિ વરસે, ઉજવલ મુખડે આપ;
ધન આપો, ભય કાપો, હરિતાપો, જશ જાપો,
જગમાં પગ પગ પર પ્રસરાવો તપધારી તાજા. સત્ય.
વારિદ વરસી કીચ મચાવે, આપ કરોછો દૂર;
કવિ ઘરને, ગુણિ નરને, સંતસરને, જનવરને,
સ્વચ્છ કરો દુઃખ કીચહરી નથુરામ રસિક રાજા. સત્ય.

(હરમાં તું દિલ સાથ છોકરા.)—એ તર્જ.

ઇંદ્રતણો અવતાર, તખત નૃપ ઇંદ્ર તણો અવતાર;
જેને પરમારથ પર પ્યાર. તખત નૃપ ઇંદ્રતણો અવતાર.—ટેક.

સુખ કરનારો દુઃખ હરનારો (૨), શાન્તિનુ વારિ સદા શ્રવનારો,
હાકિમ હિંદનો હિમ્મતી તારો, જેણે જણાવ્યો જાળંધર વારો;
પ્રાક્રમી પેરમનો પતિ પ્યારો, નથી એ સમ કોઇ ઉદાર;
જોયો નથી એ સમ કોઇ ઉદાર. તખત નૃપ ઇંદ્રતણો અવતાર.

દુઃખ સહુ કાપી અતિ સુખ આપી (૨), નાખ્યો પ્રચંડ ઉનાળો ઉથાપી;
ખાલી કુવા સરિતા સર વાપી, ભાવે ભર્યાં જળ પૂરણ આપી;
શાંત કર્યા કવિ જુથ્થ કલાપી, કીધો જગમા જય જયકાર;
જેણે કીધો જગમાં જય જયકાર. તખત નૃપ ઇંદ્રતણો અવતાર.

જશ બહુ ઠામે હૃદયની હામે (૨), દોડી દોડી ને વિરામ ન પામે;
જોર કરીને દિગંતમાં જામે, દોખીના દિલ નહીં રહે દામે;
સ્નેહથી સત્ય કહ્યું નથુરામે, નિત્ય આશિષ આપી અપાર;
નિત્યે નવી આશિષ આપી અપાર. તખત નૃપ ઇંદ્ર તણો અવતાર.

(ક્ષત્રિકલંક કેમ લેશેરે)—એ તર્જ.

અવરેખ્યો મેંતો એકજ અનુપ. તખત તપધારી ભારીરે;
નહીં ભાળ્યો કોઇ ભૂતળમાં ભૂપ. તખત તપધારી ભારીરે.—ટેક.

દેગ તેગનો છે દેવાંસી દાતાર. તખત.
થયો અવનિમાં ઇંદ્ર અવતાર. તખત.
કોટિ કવિયોનાં કાપ્યાં એણે કષ્ટ. તખત.
કીધાં નીચ નર તણાં ઘર નષ્ટ. તખત.
વિદ્વાનને શિરે કરી સુધા વૃષ્ટ. તખત.
ભૂમિ પાર કર્યા ભય આપી ભ્રષ્ટ. તખત.
દૂર કીધાં સહુ સાધુના સંતાપ. તખત.
કીધો પાપીઓને પુરો પરિતાપ. તખત.
દીધો સર્જનોને પુરણ સંતોષ. તખત.
દ્રશ્યમાન કીધા દોષિતના દોષ. તખત.
દુષ્ટ અરિઓના વાળી દીધા દાટ. તખત.
ઘડયાં ફંદીને ફિતુરીયોના ઘાટ. તખત.
પેખી પોતાનાને પુરો કર્યો પ્યાર. તખત.

પાપી પરાચાને કીધા હદ પાર. તખત.
કર્યા કપટી કુટિલ તણા કાળ. તખત.
સાચા સ્નેહિઓની લીધીછે સંભાળ. તખત.
આપ્યા અનાથોને અધિક આરામ. તખત.
સુખદાતા નથુરામ તણો શ્યામ. તખત.

(ડરે ન માનુ મારી)—એ તર્જ.

તખત તપધારી, ભારી ભાવાણાનો ભુપ.—ટેક.
રાજે ભરી રતિ સુંદર સુરતિ (૨), આનંદ સુરતિ અનુપ. તપધારી. તખત.
નીતિનો કંત છે આપે મહંત છે (૨), શાન્તીનું સંતને સ્વરૂપ. તપધારી. તખત.
સાચા સંભાળતો બુરાને બાળતો (૨), કુડા નાખી કાળે કૂપ. તપધારી. તખત.
દાતા છે દામનો નાથ નથુરામનો (૨), કીધી અનીતિ અરૂપ. તપધારી. તખત.

(પ્રિયા મારી)—એ તર્જ.

તપ ધારી (૨) કૃપાળ તખત નૃપતિ, અતિ ધરણ પ્રતિ. તપધારી;
મહીપતિઓનો શિરમણિ મંડન (૨);
ખંડન ખળનું કરણ કુતિ, અહનિશ અતિ. તપધારી.

વૈરી બધા વનવાસ વસાવ્યા (૨);
હિતુને હસાવ્યા રાખી રતિ, અરપી ઉન્નતિ. તપધારી.

લુચ્ચા લબાડોતણા બળ લોપી (૨);
કોપી કુડાની કુડાઇ છતિ, કરે છત્રપતિ. તપધારી.

કવિ નથુરામ તણો પ્રભુ પ્યારો (૨);
ભયહર ભાવનગર ભુપતિ, મહા ધરણ મતિ. તપધારી.

(મેનાવતી માતા નિરભર્યારે)—એ તર્જ.

નૃપ તખ્ત સરીખો, અવર નથિ મેં અવરેખિયો.—ટેક.

ઘણા ભૂપ ભૂમિ તળ ઉપર, કરે પ્રજાની રક્ષ (૨);
સરવ પક્ષથી પૂરણ ન મળે દાનિ જ્ઞાનીને દક્ષરે. નૃપ તખ્ત.

જ્ઞાનવાન દાનિ નથિ દેખ્યા, દાનીને નહિ જ્ઞાન (૨);
દાનજ્ઞાન ત્યાં નહિ દક્ષતા, નિરખી કર્યું નિદાનરે. નૃપ તખ્ત.

અર્વાચિન અધિપતિનાં નીરખ્યાં, સુણ્યાં ચરિત્ર અપાર (૨);
અન્ય રાહ ઉભેલા જોયા, બળિયા ત્રિપુટી બહારરે. નૃપ તખ્ત.

એકજ નથુરામે અવરેખ્યો, અવનિમાંહી અનુપ (૨);
સોળ કળા શશિ પદને લાયક, ભાવનગરનો ભુપરે. નૃપ તખ્ત.

(રૈયો હો બાંકેયારરે લચક ગયો)—એ તર્જ.

રાજોહો મહારાજરે, તખતમે. રાજોહો.
નિજકુળ તારો અરિને સંહારો, ધારો ધરમની પાજરે. તખતમે. રાજોહો.
ખળને ખપાવો પાપીને તાવો, લ્યો નિત લાવો દરાજરે. તખતમે. રાજોહો.
ફંદીને ફોડો ફિતુરીને તોડો, જોડો સુજશના જાજરે. તખતમે. રાજોહો.
પ્રભુ નથુરામના કરો શુભ નામના, નિત્ય નિત્ય નુકતે નિવાજરે. તખતમે. રાજોહો.

---

## ઠુમરી.

(ચલો મદન મોહન મેરો મન રિઝાય)—એ તર્જ.

અવતારી તપધારી છો તખત નૃપાળ,
ભયહારી સુખકારી ભાવાણુના ભુપાળ. ટેક.

સુંદર સુરતિ, મનહર મુરતિ (૨);
વિવિધ રતિનું ભર્યું અંતરછે વિશાલ. અવતારી.

કવિ કુલ રંજન, ખળદળ ગંજન (૨);
ગોહિલ ગુણિ તમારી ચાતુરી ભરી ચાલ. અવતારી.

નીતિથી પ્રીતિ, દુરે અનીતિ (૨);
મહારાજા ધારી ગળામાંહિ વિજય માળ. અવતારી.

સ્નેહ નિભાવો, શત્રુને તાવો (૨);
નિત્ય નિભાવો નથુરામને કરિ નીહાલ. અવતારી.

## કેરબો.

(કીને દેખ્ખા હે યારો મેરા સનમ)—એ તર્જ.

ટેકીલો તખત ભાવાણાનો ભુપ,
ભાવાણાનો ભુપ મોટા રાજાનું રૂપ. ટેકીલો.
પ્રતાપ જેવી પાળે પ્રતિજ્ઞા (૨), શોભિતું છે સત્યવાદી સ્વરૂપ. ટેકીલો.
પાપીનો કરવા પ્રીતે પરાજય (૨), ધારી અસિકર માંહી અનુપ. ટેકીલો.
ભ્રષ્ટ નરોને ભૂમિ તજાવી, (૨), કીધા ચુગલને ચોંપેથી ચુપ. ટેકીલો.
સાચા નરો નથુરામ શોભાવ્યા (૨), કુડાને નાખ્યા ઝાલી કાળેકુપ. ટેકીલો.

(ગતિ આ શી થઇ મારી)—એ તર્જ.

તખત મહારાજ તપધારી, અવની પર ઇંદ્રિ અવતારી.—ટેક.

દયાદ્રષ્ટિ જેની થતાં, રહે ન કાંઇ કસુર;
મારી કાઢે મોજિલો, દુઃખ ગ્રીષમને દૂર;
સહુને દે શાન્તિ સારી, રસિક કાન્તિ રૂડી ધારી. તખત.

કવિ ગ્રહ સર સરિતા ભરે, દઇ ધનવારી ધાર;
ઉનમત ઉદધીની કરે, હરખ ધરીને હાર;
ગુણિ બરહી ઉરે ભારી, ભરે આનંદ અધિકારી. તખત.

કરે સપલ્લવ સંત તરૂ, સ્નેહ નગરના શ્યામ;
ખળ જવાસના ખેરવે, પ્રીતે પત્ર તમામ;
લતાઓ પ્રીતિની પ્યારી, વધારે પૂર્ણ સુદ ધારી. તખત.

આનંદે અવલોકિને, ચાતક અજાચિ અક્ષ;
જાહિર જીવન આપતો, દાનમાનથી દક્ષ;
નીતિનાં નાવ બહુ તારી, ભરી નથુરામ યશ ક્યારી. તખત.

---

## ખમાચની ઠુંમરી ત્રિતાલ.

(પ્રીતમ પ્રીત લગાકે સુરત મોરી કાં બિસરાનીરે)—એ તર્જ.

સહુ નૃપનો શિરતાજ તખત મહારાજ રસિલોરે.—ટેક.

પ્રીત સુવ્રત ધારીરે, અતિ હીત કારીરે ;
શુદ્ધ મન સુવિચારી, ગોહિલ નૃપ ગુણ ગ્રસીલોરે. સહુ.

મ્લેચ્છોને મારેરે, શઠને સંહારેરે ;
સહુ સાધુને તારેરે, સરવ દુશ્મનને ડસીલોરે. સહુ.

છે હરી હામનોરે, ધનપતિ ધામનોરે ;
કવિ નથુરામનોરે, એકજ વસુધામાં વસિલોરે. સહુ.

(ફુલી બસંત બહારરે)—એ રાગ.

સુખે રાજાજી રાજો (૨), મોટા તખત મહારાજરે. સુખે.
શરદ રૂતુ શત વિવિધ વિનોદે (૨), નિરગમો નુકતે નિવાજરે. સુખે.
ખળદળના ખળખલકથી ખોઇ (૨), જબરાં ભરો જશ જાજરે. સુખે.
સુખી કરિમીત્ર ભરો મુદ મંગલ (૨), દુઃખી કરી શત્રુ સમાજરે. સુખે.
કષ્ટ હરી નથુરામ કવિનાં, ગુણ નિધી ગોહિલ માજરે. સુખે.

---

## રાગ બિહાગ.

(તખ્ત સોંપું સમશેર સાથ)—એ તર્જ.

ભયહારી ભાવાણાનો તખ્ત ભૂપરે,
તખ્ત ભુપ તખ્ત ભુપ તખ્ત ભુપરે. ભયહારી.

ધારૂં ધરાપર ધીરો ધનંજય (૨),
કુડા કૈરવોને નાખે કાળે કુપરે, કાળેકુપ કાળેકુપ કાળે કુપરે. ભયહારી.

સત્યવાદી હરિશ્ચંદ સરીખો (૨),
અટંકો અવનિમાંહી છે અનુપરે, છેઅનુપ છેઅનુપ છેઅનુપરે. ભયહારી.

પરદુઃખ ભંજન પુરો પ્રતાપી (૨),
ધરી બેઠો વિક્રમનું રૂડું રૂપરે, રૂડું રૂપ રૂડું રૂપ રૂડું રૂપરે. ભયહારી.

સ્નેહીપરે નથુરામ શીતળતા (૨),
ધિંગા અરિઓને શિરે નાખે ધુપરે, નાખે ધુપ નાખે ધુપ નાખે ધુપરે. ભયહારી.

(સૈયાં તોરી ગોદી ગુલગેંદા બનજાઉંગી)—એ તર્જ.

તખત નૃપતી તપધારી અવતારી છો.—ટેક.

પરમ ધરમ ધારી ધીર ધરાપર (૨),
સરવ હિતુને હિતકારી સુખાકારી છો. તખત.

આનંદ મંગળ દાયક સુરતિ (૨),
લાયક સહુના ઉપકારી સુ વિચારી છો. તખત.

કવિ નથુરામના કષ્ટ વિદારણ (૨),
જશવંત નંદ જશધારી છત્રધારી છો. તખત.

(હાં જરૂર જરૂર જરૂર કરીશ હું કુમુદ પ્યારીરે)—એ તર્જ.

હાં પરમ ધરમ શરમ મરમ ધરણ તખ્ત ધીરોરે.—ટેક.
અતિ પરાક્રમી ઉદાર, સરવથી સધીરોરે, છે સધીરોરે. હાં પરમ.
વિપતિ હરણ સુમતિ ભરણ, વિવિધ વિનયિવીરોરે, વિનયિવીરોરે. હાં પરમ.
અસિ ધરિ અરિ નાશ કરે, અતિ બની અધીરોરે, બની અધીરોરે. હાં પરમ.
ખળદળ બળ નાશ કરે, તુરત હણી તીરોરે, હણી તીરોરે. હાં પરમ.
કરણ સુકૃતિ હીમ્મતિ કિમ્મતિ, હિંદ તણો હીરોરે, હિંદનો હીરોરે. હાં પરમ.
અવનિમાં નથુરામ નથી, એ સમા અમિરોરે, એ સમ અમિરોરે. હાં પરમ.

---

## લાવણી.

(ઉડી ફજરી પતુ નજરી ન આવે)—એ તર્જ.

તખત મહારાજ સહુના સુખદાઇ (૨),
જગતમાં છો ઘણા જાહિર, જી. સી. એસ. આઇ.—ટેક.

પુરા પરમારથી નહી સ્વારથી કાંઈ (૨),
કરોછો કામ કીરતિનાં કરોડો જગ્તમાંહી. તખત.

કરો વિદવાનનું સનમાન ધાઇ (૨),
મુરખને દુરથી દેખી સદા કરતા વિદાઈ. તખત.

જબર જશની ભરી કરતા કમાઈ (૨),
ફરી દસ દીશમાં ભારી વિજય કેરી વધાઇ. તખત.

સદા નિજકુળની કરતા સવાઈ (૨),
રસિલી કાવ્યથી નથુરામ કે'છે ગુણગાઈ. તખત.

(મેરે ગમકે તરાના સુનિયે ફીસાના)—એ તર્જ.

અતિ આનંદકારી છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ,
ધ્યોછો સ્નેહીને તારી શુભ તપધારી છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ.—ટેક.

પરદુઃખ ભંજન પરમ પ્રતિજ્ઞા, પાળો ધારી પ્રેમ (૨);
ખળ ગંજન કરવાનું ખાંતે, ધારી બેઠા નેમ;
સહુ શઠને સંહારી, કીરતિ વધારી, છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ.

અભય કર્યા ઉત્તમ જન સરવે, ખરી ધરીને ખંત (૨);
ભરત ભૂમિનો ભાર ઉતાર્યો, અધમ તણો કરી અંત;
મદ અંધને મારી કરતા ખુવારી, છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ.

કવિ પંડિતના લાલન પાલન, કરતા ધારી કોડ (૨);
ધરમ ધ્વજા લાખેણી લીધી, હાથે ધારી હોડ;
જોતા અરિની લાચારી, કર અસિધારી, છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ.

પહોંચ્યો પાર સમુદ્રને, સુયશ હંસ સમુદાય (૨);
ધ્વનિત કર્યું નથુરામ ધરાતળ, ગેહેરૂ ગગન ગજાય.
નીરખિ નરનારી, રહેછે વિચારી, છો અવતારી ભયહારી તખ્ત ભુપાલ.

(જા જા દુરાચારી નારી)—એ તર્જ.

આજ તખ્ત ભુપ ભારી, રાજ ઈંદ્ર અવતારી;
ધ્વજા ધરમની ધારી, કરમાંહી સુખકારી;
પ્રતી દિન નીતિ પ્યારી, સહુ અનીતિ વિસારી. આજ.

ચુગલને ચુપ કર્યા, ખુબ માર મારીને;
હરામી હરાવ્યા, ભુજ ધીરે અસિધારીને (૨);

શઠને સંહારી કરી, ખળની ખુવારી કરી;
સ્નેહીઓને તારી કરી, સાધુને સંભારી. આજ.

સહુ ફંદીને ફસાવ્યા, બહુ હિતુને હસાવ્યા;
વિદ્વાનને વસાવ્યા, ગુણહીણને અસાવ્યા (૨);
દાદ દિનની સ્વીકારી, માર્યા ઢોંગીને ધિઃકારી;
વને કાઢયા વ્યભિચારી, આપી ઉરમાં આજારી;
મારી લાલચુને લાત, કાઢી મુકયા કમજાત;
વડા વિવેકીની વાત, ઉરે ધારી ભલી ભાત;
નથુરામ જાય વારી, જોઈ છબી જાદુગારી. આજ.

(બાઇ બાહેર આવો આપ)—એ તર્જ.

રસ ભર રાજો, તખત મહારાજ (૨);
ખળદળ મારી અરિને સંહારી, ધારી ધરમનો તાજ. રસભર.

રવિ શશિ નભ મહીં જ્યાંલગી ચાલે, જ્યાંલગી ભવશશિ ધરિ રહે ભાલે;
વિશ્નુ પ્રજાને જ્યાંલગી પાળે, ત્યાંલગી ગોહિલ માજ. રસભર.

જ્યાંલગી ભેદ રૂતુત્રય ભાસે, જ્યાંલગી અચલ ધ્રુવ આકાશે;
જ્યાંલગી રવિ કરથી તમ નાસે, ત્યાંલગી દાની દરાજ. રસભર.

ચાતક જ્યાંલગી રહે ધન આશે, જ્યાંલગી મૃગપતીથી મૃગ ત્રાસે;
ત્યાંલગી કવિ નથુરામ હુલાસે, નિત્ય નિત્ય નુકતે નિવાજ. રસભર.

(ઝુક ઝુક પડેરે પાય કછુ ભારી)—એ તર્જ.

આજ મહારાજા, તખત અવતારી (૨);
ગુણધામ, નીકુંનામ, નથુરામ તણો શ્યામ, ધર્મ ધારીરે. મહારાજા.

મદ અંધને મારતો, દુઃખી દિનને તારતો;
બદ નકસને બાળતો, સહુ પ્રેમીને પાળતો;
મુદ ધારી, કૃતિ સારી, કરે પ્યારી, અરિ મારી, હરામી વિદારી;
બન્યો હિતકારી, આજ મહારાજા.

(પરોરે નંદના છૈયા)—એ તર્જ.

તખ્ત તપધારી રાજારે, મોટી મહિપતિની માજારે;
વાજે નિત આનંદ વાજાંરે, જેનો જશ ગાયછે ઝાઝાંરે.—ટેક.

હીમ્મતિ હાકીમ હિંદનો તારો, હાથ હુમાયુ છાંય;
એક વેળા અવલોકતાં, આખા ભવની ભાવઠ જાય. તખ્ત.

કવિ કોવિદ ચતુરનો ચાહક, ગ્રાહક ગુણનો રાય;
દાનવિરે દિપાવિયો દુલ્લે, મહિતળમાં મહિમાય. તખ્ત.

સ્થંભ ધરાપર ધર્મનો ધીંગો, શોભતો સુંદર ચિત્ત;
રંકનો મીઠો માળવો પૂરી, પરમારથમાં પ્રીત. તખ્ત.

મુદ મંગળની મૂરતી રૂડી, રાજ વિરોનું રૂપ;
નાથ નીકો નથુરામનો ભારે, ભાવાણાનો ભૂપ. તખ્ત.

(નમામિ મહિષાસુર મર્દની)—એ તર્જ.

સદા ભીડ ભંજન ભીડ ભાંગે,
સદા સ્મર ગંજન રહે આગે,
ચંદ્ર મૌલી કપાલિ હરદમ (૨), દુઃખ હરે, સુખ કરે,
મુદ ભરે, ભય હરે, ક્ષય કરી અરિ વૃંદનો. ભીડ ભંજન.
વખ્ત બુલંદ તખ્ત તપધારી, પર દુઃખ ભંજન પર ઉપકારી (૨),
ધરમ શરમ ધરવા પ્રઢધારી, દેવ છતાં નર દેહ રૂપાળી (૨),
અષ્ટ સિદ્ધિ સમૃદ્ધિથી, વિવિધ રસપ્રદ રિદ્ધિથી (૨),
બુદ્ધિથી બળિયો કરે, નથુરામ મુખે માગે. સદા.

(જમુનાને તિર હવે તો જૈયે જૈયે)—એ તર્જ.

આજ તખ્ત ભૂપ પર્મ ધર્મ ધારી ધારી.—ટેક.

શત્રુનો સંહાર કરે, સ્નેહીઓને પ્યાર કરે;
મુર્ખના મહાન માન મારી મારી. આજ.

ધારીને આનંદ હીયે, જ્ઞાનનું પિયુષ પિયે;
દુઃખથી અનંત સંત તારી તારી. આજ.

ભયથી કરે નિત્ય ભૂપ, ચુગલખોર ચોર ચુપ ;
હામને હરામી જાય હારી હારી. આજ.

નિત્ય સુનીતિ પ્યારી કરી, દુર્મતિ વિસારી કરી ;
નિત્ય નથુરામ જાય વારી વારી. આજ.

---

## લાવણી.

(જબસેં મલિ તેરે દરકી ખાખ)—એ તર્જ.

પર ઉપકારી સૂરત પ્યારી, અવતારી અવનીનો સુરેશ;
આનંદ કારી (૨), તપધારી તખતેશ નરેશ.—ટેક.

દેવલોક સુધી દરસાવ્યો, નવલ ધવલ કીરતિનો રંગ;
સુભગ સુહાવ્યો (૨), અતિ પ્રતાપ ઉર ધારી ઉમંગ. પર ઉપકારી.

તાપ થકી અરિવૃંદ તપાવ્યા, ખળને ખપાવ્યા ખડગ ધરી ;
હિતુને હસાવ્યા (૨), અહનિશ અમૃત વૃષ્ટિ કરી. પર ઉપકારી.

બદનર ને બે હાલ બનાવી, હામ હરી કરિયા હદ પાર ;
ગુણીને મનાવી (૨), પેરમ નાથ કરે બહુ પ્યાર. પર ઉપકારી.

દેશ દેશ બહુ ગામે ગામે, જાહિર છે જશવંત કુંમાર ;
કવિ નથુરામે (૨), આપ્યા આશિરવાદ અપાર. પર ઉપકારી.

(દિલખુશ પ્યારી રાજકુમારી)—એ રાગ.

અતિ સુખકારી, દીન દુઃખ હારી,
છો જશધર જગ તખ્ત નરેશ.—ટેક.

ગુણધર મુદ ભર, સુરતિ મનોહર (૨),
મંગળ વદન વિઘન હરવેશ. અતિ.

છો બળવંત છતાં નિરમાની (૨),
જનક સમા શુભ જ્ઞાની વિશેષ. અતિ.

અધિક ઉદાર મતિધર મોટા (૨),
હરનારા નિત હૃદય કલેશ. અતિ.

કહે નથુરામ કૃપા કરનારા (૨),
પેરમના પતિ પ્રગટ દિનેશ. અતિ.

---

## રાગ પ્રભાત તાલ દાદરો.

તખત નૃપતિ વિપતી હરણ, પરમ ધરમ ધારી;
સુકૃતિ કરણ દુકૃતિ હરણ, ભરણ સુખ ભારી. તખત.

અશરણ જન શરણ સત્ય, અધમ લે ઉગારી;
ડુબતાં દેખિ દુઃખ સમુદ્રે, તુરત લિયે તારી. તખત.

દિલ દયાળ અતિ ઉદાર, પ્રીત રીત પ્યારી;
દીનને દરિદ્રતાથી, આપ લે ઉગારી. તખત.

અતિ અનુપ વીર રૂપ, ખળની કીધી ખ્વારી;
અસિ ધરિ અભિમાન હર્યાં, શત્રુને સંહારી. તખત.

કવિ કુળ હિત કલ્પવૃક્ષ, ગોહિલ ગુણ ધારી;
મુદ પ્રદ નથુરામ નામ, વિઘન દે વિદારી. તખત.

---

## રાગ પ્રભાત તાલ દીપચંદી.

પ્રાત સમે ઉઠિ પેરમ પતિને, આશિષ અગણિત ઉચ્ચરીયેં;
ભાવનગરના ભૂપ તખતની, કોડ ધરી કવિતા કરીયેં. પ્રાત.—ટેક.

ધર્મનો થંભ ધરાપર ધારી, ભાવ ભલો નિત ચિત ભરિયેં;
અતિ દાની નિરમાની માની, આજ્ઞાસમ નિત અનુસરિયેં. પ્રાત.

પ્રભુનું ધ્યાન ધર્યા પછી પ્રીતે, ધ્યાન ધીશ નૃપનું ધરીયેં;
મંગળ દાયક લાયક સુરતી, હૃદય ધરી હાની હરિયેં. પ્રાત.

દર્શનથી રહે દીનપણું દુર, જાય દરિદ્ર જરી જરિયેં;
કહે નથુરામ સુનામ ઉચ્ચારે, દુઃખ દરિયે વ્હેતાં તરિયેં. પ્રાત.

## રાગ બિભાસ ત્રિતાલ.

પ્રગટયું પ્રભાત જાગો, જશવંત નંદા;
જશવંત નંદા છો, હરણ ખળ ફંદા. પ્રગટયું.

કમળ ખુલેછે મુખ, કુમુદની પામે દુઃખ (૨);
સિલિ મુખ ધારે ઉર, અધિક આનંદા. પ્રગટયું.

કરે ધ્વનિ ફરી ફરી, ભૂમિ ડસન અરી (૨);
સુજશ કથેછે કવિ, શુભ રચી છંદા. પ્રગટયું.

પિંજરે કનક તણે, સુક હરી ગુણ ભણે (૨);
ઉડુગણ આભા ત્યાગે, ગગનમાં ચંદા. પ્રગટયું.

ઉગતા આદિત પેઠે, અરિ સહુ નાખી હેઠે (૨);
કહે નથુરામ વાધો, તખત નરેંદા. પ્રગટયું.

---

## રાગ પ્રભાત.

(જળ કમળ તું છાંડ બાળા)—એ તર્જ.

પ્રબળ બળધર દળણ ખળદળ મહદ તખત મહીપતિ છે, મહદ તખત મહીપતિ;
સુ અપ્રતીમકર દુઃખ તિમિર હર, અધિક બકસણ ઉન્નતિ.—ટેક.

અવનિપર અવતાર ધરિયો, સરવ કરવા સુકૃતિ (૨);
ધરમ શરમ ઉદ્ધારવાને, ધીર નર ધરતો ધ્રુતિ. પ્રબળ.

ટાળવા કવિ થોક કેરા, ઉરની ખાંતે ક્ષતી (૨);
અધમ જન ઉખેડવા, કરતો પ્રયાસ પ્રિતે અતિ. પ્રબળ.

અતિ મયાળ દયાળ ઉરનો, ઇંદ્ર જેવી આકૃતિ (૨);
સંતને સનમાન આપે, પ્રેમ અતિ પુરજન પ્રતિ. પ્રબળ.

અડગ સ્થંભ ઉદારતાનો, રાગ રંગપરે રતિ (૨);
સ્નેહપુરનો શ્યામ કહે નથુરામ, ધરણ મહામતિ. પ્રબળ.

## રાગ આશાવરી તાલ દીપચંદી.

(બીજમાનોસે કાયકું લરીયે)—એ તર્જ.

થયો આજ તખત અવતારી, જેને પ્રગટ નીતિ અતિ પ્યારી પ્યારી.—ટેક.

દીન જન પાલક ટાળક દુઃખનો, ધરમ ધ્વજા કર ધારી;
વિવિધ કર્યો વિદ્વાનનો મેળો, મહદ સુરખને મારી મારી. થયો.

નૌતમ દેશ દયાથી દિપાવ્યો, પુરણ પ્રેમ પ્રસારી;
રંકને રાજ સમાન બનાવ્યા, નિરધનતા કરી ન્યારી ન્યારી. થયો.

જાતા તણાતા દરિદ્રને દરિયે, કવિ ગુણિ હીંમ્મત હારી;
કહે નથુરામ ધરી કર કોડે, તુરત લીધાછે તારી તારી. થયો.

(તુને રોકી રહી રાધિકા રંગ જામ્યો ઘણો)—એ તર્જ.

દિલ દયા અતિ ઘણી ધરમ ધારણ ધણી (૨), રસિક નૃપ મુકુટમણિ તખત રાજા. ટેક.
કરણ ઉત્તમ કૃતિ ધરણ પૂરણ પ્રતી (૨), ભરણ મતિ અતિ નૃપતિ કુળની માજા. દિલ.
કુજનને તાવિયા સુજન મન ભાવિયા (૨), વિવિધ વજડાવીયાં સુયશ વાજાં. દિલ.
પરહર્યા પાજીને બાળિ બદ બાજીને (૨), સ્નેહ ધરિ સાજીને સુકૃતિ સાજા. દિલ.
ધનદ શ્રીધામનો અધિપ આરામનો (૨), શ્યામ નથુરામનો સુખ સમાજા. દિલ.

---

## રાગ રામગ્રી.

(કાણુરે સમાના માનવી)—એ તર્જ.

પુનિત પેરમનો પાતશા, છે તખત તપધારી;
જગમાં નથિ એની જોડનો, કોઇ નૃપ બળધારી.—ટેક.

કરણ થકીછે કોટી ગુણી, દુલ્લા નૃપની દાતારી;
બળિ થકી બળિયો દાનનો, છે અમર અવતારી. પુનિત.

ધનપતિ અલકાપતી સમો, સુર ગુરૂ સમ સુવિચારી;
પારથ સરખો પરાક્રમી, ધરમ સમો વ્રતિ ધારી. પુનિત.

અગણિત જનને ઉગારીયાં, દુઃખ સિંધુથી તારી;
તપતી ધરાને ટાઢી કરી, વરસી ધરમને વારી. પુનિત.

કલિત કોહિનુર હિંદનો, ગોહિલ ગુણનો ભંડારી;
રસિક પ્રભુ નથુરામનો, ભાવાણા પતિ ભારી. પુનિત.

---

## રાગ વિભાસ તાલ દાદરો.

(ઓળખી હવે મેં પ્યારી)—એ તર્જ.

આજ છે અનુપ ભૂપ તખત તખત તખત તખત.—ટેક.
અતિ ઉદાર ગુણ ભંડાર, અનુપમ મુદનું અગાર (૨);
સાહ્ય કરણ સરવની બહુ, વખત વખત વખત વખત. આજ છે.

દરિદ્ર દુખ કરી વિમુખ, સુકવિને ઉર ભરત સુખ (૨);
દુકૃત ટાળિ સુકૃત લેખ, લખત લખત લખત લખત. આજ છે.

ઉત્તમનો કર્યો ઉદ્ધાર, નિત્ય ધરિ નથુરામ પ્યાર (૨);
સરવ રીત શત્રુને શિર, સખત સખત સખત સખત. આજ છે.

---

## રાગ વિભાસ ત્રિતાલ.

(મુજ મન માની તારૂણી તારા)—એ તર્જ.

સેવો સરવ કોઇ સાચે ઉરેથી, પેરમનો પતિ તખ્ત પ્યારોરે.—ટેક.
પારસની પ્રભુતાઇ છે એમાં (૨), લોહનું કંચન કરનારોરે. સેવો.
અંતરની સહુ અડગ ઉપાધી (૨), હામ ધરી હરનારોરે. સેવો.
દીન તણો અતિ પાલક દાની (૨), મંગળમુદ ભરનારોરે. સેવો.
કવિ નથુરામનો નાથ કોડીલો (૨), ધરમ ધરામાં ધરનારોરે. સેવો.

---

## રાગ બિલાવર ત્રિતાલ.

(તેરો મુખનીકોકે મેરો મુખ પ્યારી)—એ તર્જ.

પરમ ધરમ ધારી તખ્ત ભૂપ ભારી, તખ્ત ભૂપ ભારી આજે ઇંદ્ર અવતારી. પરમ.
પરદુઃખ ભંજન ગુણિ ગણ રંજન, નિરગુણી ગંજન ઉર અવિકારી. પરમ.

સુજનના સ્હાયક ચતુરના સ્હાયક, લલિત સુલાયક વિવિધ વિહારી. પરમ.
પંડિત પૂરા સદગુણિ શૂરા, ઉર ન અધુરા દિરઘ વિચારી. પરમ.
કવિ નથુરામના નેહનથ ગામના, વિવિધ વિરામના વર અધિકારી. પરમ.

---

## રાગ આશાવરો તાલ દીપચંદી.

(આનંદ આનંદ કરલે ભવાની)—એ તર્જ.

દેખ્યો નથી મેં તખત સમદાની, આ અવનિમાં નૃપ નિરમાની. દેખ્યો.—ટેક.
જ્ઞાની હશે તો દાની હશે નહીં, દાની હશે તો અધિક ગુમાની. દેખ્યો.
કીરતિના દાન કરે નૃપ કળિમાં, આપ સુરાપીને સમજણ શાની. દેખ્યો.
ધરમ કરમના મરમ ન જાણે, ઉલુક સમાન સુવે સુખમાની. દેખ્યો.
કહે નથુરામ પુરણ સહુ પક્ષે, જશવંતનંદનિ છે જીંદગાની. દેખ્યો.

---

## રાગ આશાવરી ત્રિતાલ.

(રાજા મોહે ચાહોછો તો મોરી શુધ લીજો)—એ તર્જ.

દેશને દિપાવ્યો દુલ્લે તખત નરેશે.—ટેક.
કાયરતા અળગી કરી કાઢી, સાચવી હીમ્મત હમેશે. દેશને.
અંગીકૃત કરી રાખી ઉદારતા, લોભને વસાવ્યો વિદેશે. દેશને.
કહે નથુરામ કીરતિ યુવતિ કરી, ધવલ નવલ દ્રઢ વેશે. દેશને.

---

## રાગ ભૈરવ ત્રિતાલ.

તપધારી ભારી તખ્ત રાજા, સુખસર સુદ ભર ગુણધર નરવર ;
આજારી લાચારી નાદારી વિદારી (૨), તારી લીધાં જન ઝાઝાં. તપ.

સિતારે બુલંદ ચંદનિકો જશવંત નંદ, અવનિનો ઇંદ્ર નિત્ય વાજે યશવાજાં ;
છે નામ બહુ ઠામઠામે નથુરામ (૨), મોટી ક્ષત્રિઓની માજા. તપ.

## રાગ ભૈરવ ત્રિતાલ.

(બનવારી બન્યો હે મુરારી)—એ તર્જ.

નથિ દેખ્યો તુજ સમદાની (૨), તખત નૃપતિ નિત્ય નિત્ય નિરમાની ;
નિત્ય નિરમાની ચિત વિવિધ વિધાની, નથિ દેખ્યો તુજ સમદાની.—ટેક.

કરણ સમાન દાનિ સુવરણનો, ધાન્ય ધરામાં બલિશાની. નથિ.
યજ્ઞ કરી કીધી ત્રિશંકુના, હૃદય ગુમાન તણી હાની. નથિ.
નિત નથુરામ અહંતા અળગી, ગોહિલ જનક સમો જ્ઞાની. નથિ.

---

## રાગ ભૈરવી ત્રિતાલ.

(નથિ જોયું જાતું રે)—એ તર્જ.

પેરમનો પાતશા (૨), વિણ મદ સુખપ્રદ હિંદુહદઆ. પેરમનો.
શૂરવીર પ્રીતીમાં પૂરો, એકે વાતે નથી અધૂરો (૨) ;
ગોહિલની માજ, રાખે ક્ષત્રિઓની લાજ ;
પ્રસરી દિગંતે જેની સુયશ પ્રભા. પેરમનો.

અગણિતને ઉગારી લેછે, દુઃખને દુર કરી સુખ દેછે (૨) ;
આનંદ આગાર. અતિ તખત ઉદાર ;
કહે નથુરામ જેની હીમ્મતેથી, હા. પેરમનો.

---

## રાગ ભૈરવી ત્રિતાલ.

(અબ તોરી બાંકી અરે હાંરે)—એ તર્જ.

તખ્ત નૃપ તારી, છબિ પ્યારી (૨), તખ્ત નૃપ તારી પ્યારી છબિ ;
હિતકારી ભયહારી ધારી ધારી ઉરમાં ઉતારી. તખ્ત.—ટેક.

મોદ વિનોદ સુમંગલ દાયક ;
સુખદ સદાય સહુ દીન દુઃખહારી, અતિ અવિકારી. તખ્ત.

નૃપ મંડલમાં નાયક લાયક (૨) ;
નિરખી નિરખી નથુરામ જાય વારી, આશિષ ઉચારી. તખ્ત.

## રાગ ભૈરવી ત્રિતાલ.

(કરવટિયાં લેના દે)—એ તર્જ.

પુર જનનો પ્યારો છે, તખત નૃપતિ અતિ ભરણુ સુમતિ. પુરજન.—ટેક.
નીતિનો કંત મહંત પુરંદર, ધરમ ધ્વજા ધરનારો છે. પુરજન.
રસિક શિરોમણી રાજ રસિલો, ભય અરિને ભરનારો છે. પુરજન.
મનહર કરણુ સમો મહાદાની, હાની સરવ હરનારો છે. પુરજન.
કહે નથુરામ પ્રિતિ ધરનારો, સુખપ્રદ શ્યામ હમારો છે. પુરજન.

---

## ભૈરવી.

(કોઇ રખકી મરજી ક્યા જાને)—એ તર્જ.

શત વરષ લગી સુખ પામીને, નૃપ તખ્ત જીવો દુઃખ વામીને;
જશવંત કુમાર મહંત બનો, જબરા જયસરમાં જામીને. શત.

ખળ દળના ખળ સહુ નાશ કરી, પરી પૂરણુ આપ પ્રકાશ કરી;
વસુધાપર વિવિધ વિલાસ કરી, દ્વેશી દુષ્ટોનો નાશ કરી;
નિત દૂર કરી દુરકામીને, ઉરમાં ધરી અંતર જામીને. શત.

કુડા કામીને કષ્ટ કરી, નીચા નરનાં ઘર નષ્ટ કરી;
ભ્રષ્ટોને સુખથી ભ્રષ્ટ કરી, ઉત્તમપર અમૃત વૃષ્ટ કરી;
નથુરામ પ્રબળ યશ પામીને, હલકા કરિ નિમક હરામીને. શત.

---

## ગરબી.

(ઘેલીરે મુને કીધી શ્રીનંદજીને નંદે)—એ તર્જ.

કૃપા નિધાન છે મહાન ભુપ તખ્ત ભારી,
અપાર દાન આપનાર કષ્ટ નષ્ટકારી. કૃપા નિધાન.—ટેક.

રસિકરાજ રત્ન છે અનુપ અલબેલો, ગણાય છે તમામ ભુપ વર્ગમાંહી પે'લો;
અટંકી નેક ટેક માંહિ એકલો ઉભેલો. કૃપા નિધાન.

વિશેષ નામ મેળવ્યું છે દેશને વિદેશે, ઉડાવીછે ધ્વજા સદા સુકીર્તિનો અશેશે;
હરાવિયા છે હામ ધરી શત્રુઓ હમેશે. કૃપા નિધાન.

જઇ યુરોપખંડમાં અખંડ કીર્તિ કીધી, સ્વધર્મ સાચવી પ્રીતે મહાન પદ્વી લીધી;
અપાર ધર્મ ભ્રષ્ટને સ્વધર્મ શીખ દીધી. કૃપા નિધાન.

હિમાયતી છે હીન્દુ ધર્મ હીત તણો હીરો, ઉમંગી છે સ્વદેશ શુભ દેખવા અધીરો;
સદાય નથુરામ સત્ય માર્ગમાં સધીરો. કૃપા નિધાન.

---

## ગરબી.

(છેડો છોડને છબીલા કહું છું ક્યારનીજો)—એ તર્જ.

તખ્તસીંહજી તમામમાં અનુપ છે જો,
ભવ્ય ભાવનગ્ર ભુપ ક્ષત્રિ રૂપ છે જો. તખ્તસીંહજી.

કર્મકાંડમાં અખંડ ભાવના ભરી જો,
યજ્ઞ યાગ દાન પુન્ય રહ્યા આચરી જો. તખ્તસીંહજી.

રાજનીતિમાં અપાર ચિત્ત ધારતા જો,
રીતિ ક્ષત્રિઓની પ્રીતિ ધારી પાળતા જો. તખ્તસીંહજી.

પ્રજા પ્યારમાં અપાર પ્રેરતા મતી જો,
સત્ય મારગે સદાય રાખતા રતીજો. તખ્તસીંહજી.

કવિ કોવીદોના કષ્ટ નિત્ય કાપતા જો,
નથુરામને અપાર મોજ આપતા જો. તખ્તસીંહજી.

---

## ગરબી.

(મારૂં મન મોયુંરે શ્રીગીરધરલાલજીને લટકે)—એ તર્જ.

મહાજન કહેછે રે તખ્ત મહીપતિ મોટો, જેનો ન જગમાં જોટો. મહાજન.—ટેક.

સબળ કર્યો સાધુનો સત્ય મત, ખાખ કર્યો મત ખોટો. મહાજન.
મોટો કર્યો ક્ષત્રિ ધર્મ ધરાપર, છેક હતો જે છોટો. મહાજન.

ખળના વૃંદ ખપાવ્યા ખડગે, ફોડયો પાપ પરપોટો. મહાજન.
ઉત્તમને નથુરામ અભય કર્યા, અધમ તણો કર્યો ઓટો. મહાજન.

## ગરબી.

(આશા ભર્યાં તે અમે આવિયાં)—એ તર્જ.

તખ્ત મહીપતિ મંગળ મુરતિ, સહુ જનના શિરતાજરે. રાજ મહારાજા કરો.—ટેક.
આનંદકારી છો અવતારી, ગુણિયલ ગોહિલ માજરે. રાજ મહારાજા કરો.
નિજજન પાળક ટાળક દીનના, પ્રૌઢી ધરમની પાજરે. રાજ મહારાજા કરો.
પ્રેમી પૂરા છો સાચા શૂરા છો, જાહીર કીરતિ જાજરે. રાજ મહારાજા કરો.
કહ્યું નથુરામે નૃપ બહુ ઠામે, કરતા ઉત્તમ કાજરે. રાજ મહારાજા કરો.

## ગરબો.

(લલનાં નહીં થાય લગાર કામણ મંત્ર કશી)—એ તર્જ.

અતિ આનંદધારી આજ, તખ્ત મહારાજા ;
કોટી જુગ કરજો રાજ, ગોહિલની માજા.—ટેક.

જ્યાંસુધી રવિ ચંદ્ર ગગનમાં, પ્રીતે કરે પ્રકાશરે ;
ત્યાંસુધી અવનિ તળ ઉપર, વિધવિધ કરો વિલાસ. તખ્ત મહારાજા.

જ્યાંસુધી વિશ્નુને કમળા, શિવને પાર્વતી પ્યારીરે ;
ત્યાંસુધી પોતાના પાળો, મોટા શત્રુઓ મારી. તખ્ત મહારાજા.

જ્યાંસુધી વિધિ વેદ ભણંતા, ભવપતિને નવ ભુલેરે ;
ત્યાંસુધી દુઃખ હરો દેશનાં, ખળ હણી ખડગેં ખુલ્લે. તખ્ત મહારાજા.

નેહ થકી નથુરામ દિયેછે, આશિરવાદ અનૂપરે ;
દિન દિન ચંદ્રકળા સમ વધજો, ભાવાણાના ભૂપ. તખ્ત મહારાજા.

## ગરબી.

(શ્યામ રંગ સમિપે ન જાવું મારે)—એ તર્જ.

તખ્ત જગતમાંહી વેદ જોયો, અલૌકિક મેં તખ્ત જગતમાંહી વેદ જોયો—ટેક.

ધર્મ ઉગારવાનો ધીંગો ધનવંતરી, પરહીતમાંહી જીવ પ્રોયો. અલૌકિકમેં.
નાડી જોયા વિના નયનથી પરખે, અંતર ઉપાધીનો છોયો. અલૌકિકમેં.
અઢળક ધનના ઓસડ આપીને, ધરા થકિ દૈન્ય રોગ ધોયો. અલૌકિકમેં.
નખમાંથિ·નથુરામે રોગ દરીદ્રનો, ક્ષણમાં દરશ કરી ખોયો. અલૌકિકમેં.

---

## ગરબી.

(સાંભળને તું સજની મારી)—એ તર્જ.

ઉભા રહો અધઘડી અલબેલા, આમ ઉતાવળ આશીજી ;
પારદથી ચિત ચંચળ પેખું, વધંતું વિવિધ વિલાસી. તખ્ત મહારાજા.

શત્રુ સમુદ્રની પાર વસ્યાછે, મિત્ર સુખી છે મોટાજી ;
અંત કર્યાછે અધરમ કેરો, ખળ કીધાછે ખોટા. ગોહિલની માજા.

દારિદ્ર વૃંદ કવિ કુળ કેરાં, નિર્મુળ નાથ કર્યાંછે જી ;
સાધુ તણાં સંકષ્ટ હરીને, સુખનાં ભુવન ભર્યાંછે. તખ્ત મહારાજા.

પરિપુરણ સુખ પામે પ્રજા સહુ, ન્યાય અનુપમ પામીજી ;
ગુણિજન ગાયે ગુણ અતિ ગરવા, સબળ સુલકના સ્વામી. ગોહિલની માજા.

વિદ્યા દાન દઈ જન છોડયાં, મૂરખતાના મુખથીજી ;
વિત્ત તણો વરસાત કરીને, દીન છોડાવ્યાં દુઃખથી. તખ્ત મહારાજા.

યજ્ઞ યાગ બડ ભાગ કર્યા બહુ, હવે વિરામો હરજીજી ;
રંગે રમો નથુરામ રસિક વર, રાગ ધરી રાવળજી. ગોહિલની માજા.

---

## ગરબી.

(ચાલ વેલી અલબેલી પ્યારી રાધે)—એ તર્જ.

આજ તખ્તભૂપ પરમ ધરમ ધારી(૨),કરે કોટિ ઉત્તમ કરમ,રાખે સરવ જનની શરમ
નિત્ય નિત્ય હૃદય નરમ, નીતિ પ્યારી પ્યારી (૨), ધરમ ધારી. આજ તખ્ત.—ટેક.
ક્ષત્રિ વર્ગ તણું છત્ર છે પવીત્ર, દેવઅંસિ દાન વિર તણું ચિત્ર ;

મોટા ચક્રવર્તિ શાહના છે મીત્ર, રહી ગાજી દેશ દેશ, ધારી નવલ ધવલ વેશ;
હર્ષ ધારીને હમેશ, કીર્તિ નારી નારી (૨), ધરમ ધારી. આજ તખ્ત.

હીમ્મતી હરોજ હૃદયના હુલાસી, જ્ઞાનવાન પૂર્ણ વિનયિ છે વિલાસી;
રહી લક્ષમી બની સદાય દાસી, સરવ વખ્ત સૂખકાર, કરે પ્રેમનો પ્રચાર;
વિવિધ રસ ભર્યા વિચાર, પ્યાર ભારી ભારી (૨). ધરમ ધારી.

કવિ કોવિદો તણાં દરીદ્ર કાપ્યાં, અનુપ હેમના અપાર દાન આપ્યાં;
દુઃખ દૂર કરી સુખમાંહી થાપ્યા, નિત્ય નિત્ય નથુરામ, ધરી ધર્મનાં સુકામ;
નિજ દેશને તમામ, લીધો તારી તારી (૨). ધરમ ધારી.

---

## ગરબી.

(નારાયણ નામ લેને તું પ્રાણીરે)—એ તર્જ.

જેને નૃપ તખ્ત નેહથી ન્યાળેરે, તેને સુખમય સહુ જન ભાળે. જેને.—ટેક.

સુખ સંપતિ વગર બોલાવ્યેરે, તેનાં ઘરપર ચાલીને આવેરે;
ભલા ભૂપતિને મન ભાવે, જેને નૃપ તખ્ત નેહથી ન્યાળેરે.

વાધે વિણશ્રમ જશ વસુધામાંરે, થાય જાહિર જગત બધામાંરે;
કરે સેવા સરવ રહી સામા, જેને નૃપ તખ્ત નેહથી ન્યાળેરે.

વેરી વૈરનો ભાવ વિસારીરે, દોડે મિત્રતા જોડવા દાડીરે;
ચાહે ચિતથી ચુગલ છોડી ચાડી, જેને નૃપ તખ્ત નેહથી ન્યાળેરે.

નથુરામ ગોહિલ નર વરમાંરે, શું છે એ ન સમજ મુજ ઉરમાંરે;
નક્કી કામણ કાંઇક નજરમાં, જેને નૃપ તખ્ત નેહથી ન્યાળેરે.

---

## ગરબી.

(નહીં આપું હો નંદજીના લાલરે, મહીડાં મારાંરે)—એ તર્જ.

ચડયો લેવાને વિજય અનુપ, તખત તપધારીરે;
ધરી ધીરે ધનંજય રૂપ, સુભગ કરી સ્વારીરે.—ટેક.

શમી પુજવાના સાધનો સમસ્ત, દ્વિજ હસ્ત ધરી ડોલેરે;
વેદ મંત્રથી આશિષ ચિત્ત સ્વસ્થ, કરી મસ્ત બની બોલેરે. ચડયો.

સંગ છે તુરી સુવર્ણ વસ્ત્ર અષ્ટ, મહાદાન આપવાનેરે ;
કવિ કોવીદો તણાં દરિદ્ર કષ્ટ, કરી દ્રષ્ટ કાપવાનેરે. ચડયો.

સાથે દીગ્ગૂંજ જેવા દંતી છે, મદઝર મોટારે ;
કલિત કોંતલોની પંગતિ દિસંતી, જેના નહીં જોટારે. ચડયો.

તિખા તેજી તરલ ગતિ ધારી, તેના નહિ તોટારે ;
જોતાં જાયે હરામી હારી, ખળો પડે ખોટારે. ચડયો.

ચડી સંગે સેના ચતુરંગી, કવાયતી ભારીરે ;
સદ્ય યુદ્ધ તણા કામની ઉમંગી, સરવ શસ્ત્રધારીરે. ચડયો.

સંગે શાણા ઘણા શૂરવિરો, શુરા સરદારોરે ;
ધરાથંભ શા ધિમંતા ધીરો છે, હિમ્મતી હજારોરે. ચડયો.

બહુ ભાતી બંદીજન બોલે, બિરદ લલકારીરે ;
કલાવંત ધરી ખંત રાગ ખોલે, આનંદ ઉરધારીરે. ચડયો.

કરે કંચની નવીન ભીન્ન નાચ, વારવાર અંગવાળીરે ;
હાવ ભાવથી રિઝાવી રહી રાજ, છે રસિક ને રૂપાળીરે. ચડયો.

વિવિધ વાદ્ય સંગ દુંદુભીના નાદથી, આકાશ રહ્યું ગાજીરે ;
આવ્યા દેખવા વિબુધ કરી વાદ, સ્નેહથી વિમાન સાજીરે.

પ્રતિહાર તણી હાકથી ચિરાઇ જાય, ક્રુરનાં કલેજાંરે ;
તજી દેશ વેશ દુશ્મનો પળાય, નથુરામ જોઇ નેજારે. ચડયો.

---

## ગરબો.

(મારી માતા બહુચરારે લોલ)—એ તર્જ.

તખત નૃપ ટેકિલો મહારાજ, અડગ નર એકિલો મહારાજ. તખત.

ક્ષત્રિ તણું છત્ર છે મહારાજ, પ્રતાપી પવિત્ર છે મહારાજ ;
ચતુરતાનું ચિત્ર છે મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

ધરમ ધ્વજ ધારતો મહારાજ, વિજયને વધારતો મહારાજ;
શત્રુને સંહારતો મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

નિત્યે નીતિ નારીને મહારાજ, ધરે સુદ ધારીને મહારાજ;
અનીતિ વિસારીને મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

કવિ ગુણી પાળતો મહારાજ, સાચાને સંભાળતો મહારાજ;
પાપીને પ્રજાળતો મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

દેવાંસી દાનિ છે મહારાજ, સદા નિરમાનિ છે મહારાજ;
જનક સમ જ્ઞાનિ છે મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

દાતા બહુ દામનો મહારાજ, અધિપ છે આરામનો મહારાજ;
નાથ નથુરામનો મહારાજ, તખત નૃપ ટેકિલો મહારાજ.

---

## ગરબો.

(શરદ પુનમની રાતડી) – એ તર્જ.

શરદ પુનમની રાતડી, પૂરણ ચંદ્ર પ્રકાશ;
મહિપ તખતની મોજથી, વધતો વિવિધ વિલાસ. શરદ.—ટેક.

આનંદ ધારી ઉરમાં, ગુણિજન ગાયે ગાન;
નવ યૌવન ભરી નાયકા, તિખાં પ્રસારે તાન. શરદ.

કવિ કોવિદ કવિતા કથી, રીઝાવતા નરરાજ;
મન ગમતી મોજો દિયે, ગુણિયલ ગોહિલ માજ. શરદ.

ધવલ રૂપાળાં ધામની, ધવલ અટા સુખધામ;
ધવલ નવલ વસનો ધર્યાં, આપ વપુ અભિરામ. શરદ.

ધવલ રજતને આસને, રાજી રહ્યા રસ ખાણ;
સાથે રૂડા સરદાર છે, શાણા ચતુર સુજાણ. શરદ.

વિધ વિધ વાતો વિનોદની, વિધ વિધ સુખના સાજ;
વિધ વિધ આનંદ આપતા, પ્રીતે પેરમ રાજ. શરદ.

અંગણિત આનંદે કર્યા, પયના શુભ પકવાન;
આપ જમાડે અન્યને, મન ધરિ હરષ મહાન. શરદ.

લવિંગ સોપારી એલચી, તજભર પાકાં પાન;
નેહ ધરી નિજ હાથથી, આપે મોજ મેરાણ. શરદ.

અત્તર મોંઘાં મૂલનાં, વણ તોળ્યાં વપરાય;
ખલક બધું ખુશબોઈથી, ભભકે ખૂબ ભરાય. શરદ.

એક શશી આકાશમાં, ઓપે પરમ અનૂપ;
બીજો વસુધા ઉપરે, ભાવનગરનો ભૂપ. શરદ.

સુજશ પ્રભાથી છાજતો, અકલંકી અવતાર;
પોષણ પૃથ્વિનું કરે, દેવ સમો દાતાર. શરદ.

અધમ ઉલુકની આંખમાં, ધીરે નાખી ધૂળ;
ચતુર ચકોરના ચિત્તનું, સરવે ટાળ્યું શૂળ. શરદ.

અકલ હિણા ઉડુ વૃંદના, તેજ હર્યાં તતકાળ;
કવિ કુળ કુમુદ તણી કરી, સ્નેહ ધરી સંભાળ. શરદ.

ઇર્ષિત કમળ ઉતાવળા, બેઠાં મુંદીને મૂખ;
શઠ શિલિમુખ તે સંગમાં, દારૂણ વેઠે દુઃખ. શરદ.

ધવલ કરી કીરતિકરેં, ધોળી ધરાની પીઠ;
કુડા કુજાતી કાગડા, આપેં થયા અદીઠ. શરદ.

જગ સરવે દ્રગ જોઇને, અધિક ભરે આનંદ;
કવિ નથુરામ કહે ખરૂં, જશધર જશવંત નંદ. શરદ.

---

## ગરબી.

(મુને મુકીને ગયોછે મારો છેલડોરે)—એ તર્જ.

ભારે તખત ભુપાલ ભાવનગ્રનો જો,
ક્ષીતિ માંહીરે (૨), ખરી ક્ષત્રિઓની માજ, મહારાજ-તખત.

દિશા અંતમાં મહંત કીર્તિ જેહની જો,
સિંધુ પારેરે (૨), પહોંચ્યાં સુજશનાં જાજ, મહારાજ-તખત.

દયાવંત દેવઅંસિને દાતાર છે જો,
રૂડી રાખેરે (૨), રજપુતો તણી લાજ, મહારાજ-તખત.

નીતિ સંગ પ્રીતિ અનીતિ ઉરે નથી જો,
ન્યાય ધારીરે (૨), રાજે રામ જેવું રાજ, મહારાજ-તખત.

નિત્ય નિત્ય છે આશિષ નથુરામની જો,
ઘણું જીવોરે (૨), નીકો નુકતે નિવાજ, મહારાજ-તખત.

---

## ગરબી.

(મારારે સ્વામી મારાથી છોટા)—એ તર્જ.

અચળ રહો તખત રસિક રાજા, છો ગુણ નિધી ગોહિલની માજા—અચળ.

કારતકે કીર્તિ કલિત પામી, સુખી રહો સ્નેહ નગર સ્વામી;
જીવો ઘણું જગમાં જશનામી. અચળ.

કરી કામો માગશરમાં મોટાં, ખોળી ખાંતે ખળને કરો ખોટાં;
અભય કરો છેક જનો છોટાં. અચળ.

પ્રજા પાળો પોષ મહીં પ્રીતે, નવડ દાતાર બનો નિત્યે;
ગણાવો ગુણ નવલા ગીતે. અચળ.

મગન મહારાજા રહો મ્હાયે, જગન કરો જબરા ચિત ચ્હાયે;
બચાવો અનાથ ગ્રહી બ્હાંયે. અચળ.

ફિતુરીને ફાગણમાં ફોડો, તીખા તંતીલાઓના ગઢ તોડો.
મુરખ મદઅંધને લઈ મોડો. અચળ.

ચતુર ચિત ચૈતરમાં રાખો, દયા ભરી દ્રષ્ટિથી દાખો;
દિયો કીર્તિપક્ષીણિને પાંખો. અચળ.

વિવિધ સુખ વૈશાખે લેજો, દિલે દાગ દુશ્મનને દેજો;
રીતિ રજપુતની ગ્રહી રહેજો. અચળ

શોધી જ્યેષ્ટ માસમાં શ્રેષ્ટ જનો, ધિરજ સાથે આપો અપાર ધનો;
ખોદી કાઢો ભૃષ્ટ તણાં ભુવનો. અચળ.

અષાડે અળગા અધમ કરજો, હરામીની હીમ્મત સહુ હરજો;
ધરા પીઠે નામ અડગ ધરજો. અચળ.

શ્રાવણ માસે પરમ ધરમ ધારી, પ્રીતી ધરી નીતિ ગણો પ્યારી;
અનીતિને કાઢો ધિઃકારી. અચળ.

ભાદરવામાં ભય કવિના કાપો, અધિક નિત્ય હેમ હીરા આપો;
ટાઢા કરો તન મનના તાપો. અચળ.

આસો માસે આનંદ રંગ રાતા, નિભાવજો નેહી તણા નાતા;
અનુપ નથુરામના અનદાતા. અચળ.

---

## ગરબી.

(જા જા બોલમાં જાુઠું રે.)—એ તર્જ.

નૃપ વર્ગમાં નીકોરે, તખત તપધારી અતિ;
ક્ષત્રિ વંશનો ટીકોરે, પેરમનો પ્યારો પતિ.—ટેક.

મંગળ મુદનું સ્વરૂપ સુંદર, સરવને સુખકારીરે;
પરમ ધરમ ધરાપર ધારે, અંતરનો અવિકારી. નૃપ.

શરમ ભરમ નિભાવે સહુના, વિવિધ મરમ વિચારીરે;
નરમ દિલ શુભ કરમ ઉપર, ગરમ ખળપર ભારી. નૃપ.

ચપટ કરિયા કપટિ નરને, દપટ નિપટ વધારીરે;
ઝપટ કરી જુલમિ નર ઝાળ્યા, મહદ અરિયો મારી.. નૃપ

વિજય દશ દિશમાં વરતાયે, શઠ સરવ સંહારીરે;
શ્યામ સબળ નથુરામ કવિનો, જાહિર છે જશધારી. નૃપ.

---

## ગરબી.

(બોલને બોલને બોલને રે)—એ તર્જ.

રાજતો રાજતો રાજતોરે, તપધારી તખત રૂડો રાજતો.—ટેક.

જેવો આનંદે ઉડુગણ માંહી, પુરો શશિ નભ છાજતોરે. તપધારી.
મોટા અષાડના મેહુલાની પેઠે, ગાઢા અરિ શિર ગાજતોરે. તપધારી.
ઇંદ્ર સમો અવનીતળ ઉપર, બા'દુર રાજા બિરાજતોરે. તપધારી.
નેહ નગરનો નાથ રસિલો, કવિ નથુરામને નિવાજતોરે. તપધારી.

---

## રાગ ધોળ.

દાની બલી તજી માનનેરે, છોડી નિજ ગુણ ગીત ;
વારમવાર વખાણતોરે, ઉરે પુરણ ધારીને પ્રીત. તખત તારી ટેકનેરે.

સત્યવાદી હરિચંદ્રજીરે, રોહિત તારા નાર ;
સરવ મળી અતિ સ્નેહથીરે, નિત્ય આપે શાબાશી અપાર. તખત તારી ટેકનેરે.

આપી શકે નહિ ઉપમારે, ભોજ વિક્રમ ભડ ભૂપ ;
માન તજી નિજ મુખથીરે, કે'છે આ જગમાંહી અનુપ. તખત તારી ટેકનેરે.

જાહિર જશનું જાજ જેરે, ઉતમ અકબરશાહ ;
અડગ અતિ અવરેખિને, વદે વદન થકી વાહવાહ. તખત તારી ટેકનેરે.

પ્રતાપસીંહ પરાક્રમીરે, અંતર ધારી ઉમંગ ;
સર્વ વિરોના સંગમાંરે, કહેછે હરઘડી રંગહોરંગ. તખત તારી ટેકનેરે.

જબરાં નજરે જોઇનેરે, કોટિક ઉત્તમ કામ ;
આશિરવાદ અનંત દેરે, નિત્ય નિત્ય કવિ નથુરામ. તખત તારી ટેકનેરે.

---

## પદ.

(રૂડા દીસોછો રાજેશ્વર મંદિર આવતારે)—એ રાહ.

રૂડા રાજોછો મહારાજ તખત મન ભાવતારે.—ટેક.

તેજદાર શોભિતા તનથી, દાનીપણાના દિવ્ય વસનથી ;
ગુણ નિધિ ગોહિલ માજ, હિતુ હરખાવતારે. રૂડા.

સુરતરૂ જેવા સુંદર કરથી, ઉદધિના જેવા અંતરથી ;
દૂર દિગંતર છત્રપતિ યશ છાવતારે. રૂડા.

પરમ ધરમની ઢાલ ધરીને, બદ જનને બેહાલ કરીને;
અસંત જનને હાકિમ, ખૂબ હઠાવતારે. રૂડા.

ચિંતામણી જેવી ચિતવનથી, અગણિત ઉત્તમ ધીરજ ધનથી;
વિપ્ર નથુના લોભી દ્રગ, લલચાવતારે. રૂડા.

---

૫૯.

(રૂડા દીસોછો રાજેશ્વર મંદિર આવતારે)—એ રાહ.

દાનિ દેવઅંસ નૃપ રાજહંસનું રૂપ છોરે.—ટેક.

માન સરોવરથી અતિ સારો, મોતીબાગ સુમન હરનારો;
ત્યાં વસનારા પ્યારા આપ અનૂપ છોરે. દાનિ.

હંસ મુસાહિબ હંસ વજીરો, ઉતમ હંસ સમાન અમિરો;
હંસ સભામાં શોભિત રાજ સ્વરૂપ છોરે. દાનિ.

ધોળો વેશ ધરી ફરનારા, બદબગલા રાખોછો બારા;
કાક દૂર કરનારા કીરતિ કૂપ છોરે. દાનિ.

પાણીમાંથી પય લ્યો તાણી, કવિ નથુરામ કહે સત્યવાણી;
ભય હરનારા ભાવનગરના ભૂપ છોરે. દાનિ.

---

ગરબી.

(અલબેલા નહિ ઓરા આવો)—એ રાહ.

ઉત્તમ આનંદનો દિન આજે, વિધ વિધ મંગળ વાજાં વાજે.—ટેક.

જાહિર તખ્ત તણો જન્મોત્સવ, જોઇ સુરોત્સવ લાજે;
ધ્વનિત ધરાતળ કરે નગર જન, આશિષ તણે અવાજે. ઉત્તમ.

કોટિક દાન કર્યાં કંચનના, ગુણિયલ ગોહિલ માજે;
ગૌબ્રાહ્મણ સંતોના સુખડાં, સ્નેહ ધરીને સાજે. ઉત્તમ.

મોતિ માલે શાલ દુશાલે, નવલ નરેશ નિવાજે;
ઇંદ્ર થકી અધિકો તપધારી, છત્ર ધરીને છાજે. ઉત્તમ.

કીરતિ કેરાં કલિત કથનથી, ગ્હેરૂં ગગન તળ ગાજે ;
કવિ નથુરામ વિજય વર જનનો, પાપી તણો પરાજે. ઉત્તમ.

---

## ગરબો.

(નંદના નાનડિયા ઓ પેલું ઘર મારૂં)—એ રાહ.

નિરખ્યો મેં નેણે, તખત પરીક્ષક પૂરો ;
વરતી લે વેણે, ગુણનો સાગર શૂરો.—ટેક.

અંતરની ગતિ અધિક ઓળખે, છળ ચતુરાઈ પ્રીત ;
દોષ ભર્યાં દુર મતિયાં જનને, ખોળી તજે ખચિત્ત. નિરખ્યો.

કોડે કરમાં કલિત કસોટી, ધારીને નૃપ ધિર ;
પલક એકમાં પ્રીતે પરખે, કાંસુ કનક કથીર. નિરખ્યો.

ઓછું અધિકું સમજે શાણો, જાણે જૂઠું સાચ ;
કળા વિચિત્રે કીમ્મત કરતો, કંકર હિરા કાચ. નિરખ્યો.

સાચાને સુવરણની સંગે, શોભાવે મહીપાળ ;
અતિ આનંદે ઉરમાં ધારે, માન વધારી માળ. નિરખ્યો.

રાખે રત્ન સમા નર પરખી, દઈને પૂરા દામ ;
કવિ નથુરામ કૃપા કરનારો, સ્નેહ નગરનો શ્યામ. નિરખ્યો.

---

## રાસડો.

(છોરા નંદના હો લાલરે)—એ રાહ.

ભારે ભાવાણા ભૂપરે, તખત અનુપ રાજ વિર રૂપ છો.—ટેક.

તમે ધર્મના તમામ મર્મ ધ્યાનમાં ધર્યા ;
કર્યા કોટી જાગ કરી શુભ કર્મ, અીતે પર્મરે. તખત.

દેશ દેશમાં વિશેષ કીર્તિ ગાય છે કવિ ;
નવી રાગની કરી અપાર કાવ્ય, સુધા શ્રાવ્યરે. તખત.

બની ગર્મ ગર્વ ગર્વિના તમામ ગાળિયા;
રહ્યા સ્નેહિયોની રાખી સાચી શર્મ, બની નર્મરે. તખત.

કળીકાલમાં તમે નૃપાળ ધર્મની ધજા;
ગજાવ્યું છે ગુણિ લોકે નિકું નામ, નથુરામરે. તખત.

---

## રાસડો.

(સાહેબોજીરે ઘેર્યોરે ગુમાનમાં)—એ રાહ.

જુગ જુગ જીવો પેરમના પાતશા, વધ્ય વડો તખ્ત મહારાજરે. જુગ.
ગુણિ કવિ લોકો તણાં કષ્ટ કાપજો, ગર્વ ધરી ગોહિલની માજરે. જુગ.
ભ્રષ્ટ તણાં ભાવે ભુવન પરજાળજો, દિયો સુખ શ્રેષ્ટને દરાજરે. જુગ.
નિત્ય અષ્ટ સિદ્ધી નવે નિધી પામીને, ધરો તપધારી શિરેતાજરે. જુગ.
શામ સૂખદાતા સદા નથુરામના, કરો કલ્પ વૃક્ષ બની કાજરે. જુગ.

---

## રાસડો.

(વડસાવિત્રી વ્રત આજ પુરણ કરિયેંરે)—એ રાહ.

પરી પૂરણ પ્રેમ સ્વરૂપ તખત મહીપતિ છે,
રસભર રાજાનું રૂપ અકળિત અતિ મતિ છે.

અવનિ તળ માંહી અનુપ જેની કીરતિ છે,
ગોહિલ નૃપ ગુણનો કુપ લલિત કલિત કૃતિ છે.

આનંદ મોદ ભરી મૂરતિ રૂડી,
સુખકારી સુરતિ સદાય જો,
પ્યારો પેરમ તણો પાતશા દીસે.

નિરધન જન તણી મોટી છે મુડી,
કવિનું કલ્પ વૃક્ષ છે સદાય જો,
પ્યારો પેરમ તણો પાતશા દીસે.

ખળ દળના બળ પળમાં પ્રજાળે, જાલિમને અતિ જોરથી જાળે;
બદ નરને લઈ બાળે, નેહનગર પતિ નીકો.

સાધુપરે અતિ સ્નેહથી ભાળે, વૈર સહુ વડવાઓના વાળે;
નિત્ય નથુરામને પાળે, નેહનગર પતિ નીકો.

---

## રાસડો.

(આઠ શેર મેંદો ભડીઆદ શેર મેંદો)—એ રાહ.

આજ મહારાજા, મહાન તખ્ત રાજા.
ગોહિલની માજા, મહાન તખ્ત રાજા.
સાચા છે શૂરા, મહાન તખ્ત રાજા.
પ્રેમી છે પૂરા, મહાન તખ્ત રાજા.
હરનારા હાનિ, મહાન તખ્ત રાજા.
દુલ્લા છે દાનિ, મહાન તખ્ત રાજા.
જશ ધારી જામે, મહાન તખ્ત રાજા.
કહ્યું નથુરામે, મહાન તખ્ત રાજા.

---

## ભજન.

(રચ્યોછે શ્રીબિંદરાબનમેં રાશ ગોનંદા)—એ રાહ.

તખત ટેકીલો રાજા, પરમ પ્રતાપિ, કીરતિ રૂપાળી જેની વસુધામાં વ્યાપિ. તખત.
નીતિ વધારી, જગતમાં ભારી, અહંતા ઉપાધિ ભરી અનીતિ ઉથાપી. તખત.
દુરમતિ દૂરે, કીધી નૃપ શૂરે, સુખ શાંતિ શુભ મતિ સ્થિર કરી થાપી. તખત.
સુજનને તાર્યા, કુજનને માર્યા, છાપ છબિલે વિરે વિક્રમની છાપી. તખત.
પ્રભુ નથુરામનો, ઉદધિ આરામનો, કોટિક પીડાઓ જેણે કવિઓની કાપી. તખત.

## ભજન.

(પ્યારાને બંસી વારાને)—એ રાહ.

પ્યારોછે પ્રભુ મારોછે હો મને પેરંભ પતિ અતિ પ્યારોછે.

સદ્ગુણી સ્વામી સાચો, અંતરજામી એતો (૨),
પરમ ધરમ ધરનારોછે, હો મને પેરંભ પતિ અતિ પ્યારોછે.

નીતિથી પ્રીતિ એને દૂર અનીતિ સદા (૨),
સાધુને સુખ કરનારોછે, હો મને પેરંભ પતિ અતિ પ્યારોછે.

જનક વિદેહી સમો જાહિર જોઉં હું તો (૨),
અવર નૃપતિ થકી ન્યારોછે, હો મને પેરંભ પતિ અતિ પ્યારોછે.

કવિ નથુરામનું કલિત કલપતરૂ (૨),
તખત હિંદનો રૂડો તારો છે, હો મને પેરંભ પતિ અતિ પ્યારોછે.

---

## ભજન.

(હંસા રાજા એ પિંજરા નહીં તેરા)—એ રાહ.

તનમાં વસી છબિ તારીરે, તખત મારા તનમાં વસી છબિ તારી.—ટેક.

મંગળ મુદ ભરી ગુણ ભરી ગોહિલ (૨,)
જાહિર જાદુગારીરે, તખત મારા તનમાં વસી છબિ તારી.

હોંશ હરષ ભરી રસભરી રૂડી (૨),
તેજ ભરી તપ ધારીરે, તખત મારા તનમાં વસી છબિ તારી.

દાન દયા ભરી પ્રીતિથી પૂરણ (૨),
શૂરભરી સુખકારીરે, તખત મારા તનમાં વસી છબિ તારી.

કલિત કીરતિ ભરી નયનથી નિરખી (૨,)
વિપ્ર નથુ જાય વારીરે, તખત મારા તનમાં વસી છબિ તારી.

## ભજન.

(મારો હંસલો નાનો ને દેવળ જુનું થયું)—એ રાહ.

રૂડો રાંકનો વસિલો, ધીંગો તખત ધણી;
તખત ધણીરે જીવો વખત ઘણી. રૂડો રાંકનો વસિલો.

કીરતિ રૂપાળી જેની પ્રથવીમાં પ્રસરી ભારી;
ગુણિયો વિરામે જેનાં ગુણને ગણી. રૂડો રાંકનો વસિલો.

ઉદધિની પારે કાઢયા, અધમ જનોને મારી;
હળવી વસુધા કીધી ખળને હણી. રૂડો રાંકનો વસિલો.

છત્રપતિયોની માંહે, છત્ર બનીને બેઠો;
મોટા મોટા મહીપતિઓનો મુગટમણી. રૂડો રાંકનો વસિલો.

કવિ નથુરામ નિત્યે ભાવનગ્ર ભૂપતિની;
ઉર હરખાયે કવિતા ભાવથી ભણી. રૂડો રાંકનો વસિલો.

---

## ભજન.

(નાખેલ પ્રેમની દોરી, ગળામાં અમને)—એ રાહ.

તખત બન્યોછે મોટો માળી,
જગતમાંહી તખત બન્યોછે મોટો માળી.—ટેક.

વિધવિધ રીતે ઘાટી વાડ કરીને વા'લો (૨),
વાડીને રાખેછે રૂપાળી, જગતમાંહી તખત.

અભિનવ કામકેરા છોડને ઉછેરે છેલો (૨),
કાંસડા કુતેલાં નાખે બાળી, જગતમાંહી તખત.

છોટાં તરૂને સ્નેહે સાચવી રાખે મારૂ (૨),
અધિક મોટાની કાપે ડાળી, જગતમાંહી તખત.

કલમી કરેછે તરૂઓ ઇલમી બનીને આપે (૨),
પ્રીતેથી ધારી હાથે પાળી, જગતમાંહી તખત.

છલતા દેખીને ક્યારા છત્રપતિ છેલવેલો (૨),
વારિની ધાર લેછે વાળી, જગતમાંહી તખત.

કહે નથુરામ પ્રીતે પાણીથી ભરતો પુરા (૨),
ભાવેણા નાથ ખાલી ભાળી, જગતમાંહી તખત.

---

## ભજન.

(જઇને કદમ ચડી બેઠોરે, રાધાજીના ચીર હરીનેરે)—એ રાહ.

તખત વડો તપધારીરે.
ગોહિલોના કુળમાં પરમ ગુણી. તખત વડો તપધારી.—ટેક.

નીતિમાં પ્રીતિ અતિ, અળગી અનીતિ રાખે ; (૨),
અંતરનો છે અવિકારીરે. ગોહિલોના કુળમાં.

પરદુઃખ ભંજન પુરો, જનમન રંજન શુરો ; (૨),
ગંજન ખળ દળ બળ ભારીરે. ગોહિલોના કુળમાં.

પુરને પાળે પ્રીતે, ચિતવે સરલ ચિતે ; (૨),
દુઃખ દરિયેથી લીયે તારીરે. ગોહિલોના કુળમાં.

થાપી દાતારી થરૂ, કાપ્યાં દારિદ્ર તરૂ ; (૨),
કોડિલે કીરતિ પ્રસારીરે. ગોહિલોના કુળમાં.

લખી નથુરામ લોભે, શ્યામ રસિલો શોભે ; (૨),
ઈંદ્ર સરીખો અવતારીરે. ગોહિલોના કુળમાં.

---

## ભજન.

(કહોને ઓધાજી અમે કેમ કરિયે)—એ રાહ.

ગોહિલ સુબો ગુણવંતો ભારી, આ અવનિમાં થયો અવતારી ;
તખત નૃપતિ અતિ શ્રતિ ધારી, ભાવેણે રાજે ભલો ભય હારી.—ટેક.
ભુખ્યાં જનોનું ભરતો ભાણું, ટેકિલો નૃપ જોઈને ટાણું ;
નિરધનિયાંને નિત દઈને નાણું, જુગ જુગ થાપ્યું વાલે જશ થાણું. ગોહિલ.

કવિને કોવિદો કેરાં કષ્ટો કાપે, શરમ વધારી શરણોમાં થાપે;
માગ્યા વિનાની મોટી મોજું આપે, છત્રપતિ છેલો રૂડી છાપે છાપે. ગોહિલ.
અનમિ નમાવા તીખી નજરે તાકે, હલકા હરામી હદપારે હાંકે;
કુડા કુટિલને કાળે કુપે નાખે, અધર્મિ અન્યાઇને અળગા રાખે. ગોહિલ.
અવનિ અકંટક કીધી એણે, જગમાં જણાવી જયરાઇ જેણે;
કવિ નથુરામે નિરખ્યો નેણે, વશ કરી લેતો સહુને વેણે. ગોહિલ.

---

## ભજન.

(જેને રામ રાખેરે તેને કોણ મારી શકે)—એ રાહ.

દાની ડર રાખેરે, વ્હાલી જેને સુમતિ વરી;
સાચું મૂખ ભાખેરે, ટેક ભલી તખતે ધરી.—ટેક.

ડરે અનીતિનું આચરણ કરતાં, ઉત્તમનું અપમાન;
દિલમાં ડરે દ્વિજ સાધુને દુભ્યે, ઉપજતાં અભિમાન;
પરનું દુઃખ દેખીરે, ડરતો હૃદે હીંદ હરીરે. દાની.

શ્રુતિ ધરમનું ખંડન સુણતાં, મન ડરતો મહીપાળ;
કરતાં ડરે અઘક્રોધ અકારણ, સજતાં જુલમની જાળ;
છેલો ડરે છળથીરે, કુડી મતિ કરતો પરીરે. દાની.

પરનિંદા કરતાં ડર પામે, ગોહિલ નૃપ ગુણવાન;
અધિક ડરે જગના અપવાદે, બહુજ છતાં બળવાન;
કુડા કૃપણોથીરે, ચાલે નૃપ ચતુર ડરીરે. દાની.

અવરતણો ડર ઉરમાં ન આણે, દેતો ડરે નહીં દાન,
નાથ નિડર નથુરામ કવિનો, મહીપતિઓમાં મહાન;
નામ સુણી નાઠારે, અવનિતળમાંથી અરીરે. દાની.

---

## ભજન.

(કેમ નર ભજતો નથી સેજે સીતારામનેરે)—એ રાહ.

પ્યારો પ્યારો પ્યારો સુજને, તખત મહીપતિ છે;
ન્યારો ન્યારો ન્યારો સહુથી, ભાવનગ્ર ભૂપતિ છે.—ટેક.

દાનમાં બળીથી બળિયો, કરણ સમી કૃતિ છે ;
કલ્પવૃક્ષ જેવા કરથી, આપનારો ઉન્નતિ છે. પ્યારો.

તાનતો ત્રિશંકુ જેવું, યજ્ઞ યાગમાં અતિ છે ;
ધનનો ધનેશ જેની, ઇંદ્ર જેવી આકૃતિ છે. પ્યારો.

પરદુઃખ ભાંગવામાં, વિક્રમ સમી મતિ છે ;
ભોજના સમાન જેની, ગુણિઓ પરે ગતિ છે. પ્યારો.

ટેકનો પ્રતાપ રૂડી, રાગ રંગમાં રતિ છે ;
કહે નથુરામ જેની, કીરતિ અતિ છતિ છે. પ્યારો.

---

## ભજન.

(કાન વરતો કુબજાને જાયરે)—એ રાહ.

ભાવેણાના ભૂપનો આવારરે, પરચો મુજને પ્રગટ મળ્યો ;
અવનિ માથે ઇંદ્રનો અવતારરે, સરવે ઉરનો સંશે ટળ્યોરે.—ટેક.

છત્રપતિ જોયા મોટા, દાન આપવામાં ખોટા (૨),
શાણા ન મળે સત્ય ઉપમા ધરનારરે, જોઇ મારો જીવ જળ્યોરે. ભાવે.

કવિયો તપેલા તાપે, ઉપમા અધિક આપે (૨) ;
જાણે નહીં જોગ્યા જોગ્ય વિચારરે, ભાળી ભ્રમણામાં ભળ્યોરે. ભાવે.

સચીપતિ જેવા સહી, નૃપતિ હશેકે નહીં (૨) ;
તોડયા એવી શંકાઓના તારરે, ગોહિલ દેખી ગરવ ગળ્યોરે. ભાવે.

કવિ નથુરામ મળિયો, તખત મહીપ બળિયો (૨) ;
ધીરે આપી ધનવારી નિધારરે, ચિતચાતકનો કલેશ ટળ્યોરે. ભાવે.

---

## દોહરો.

વિણેલાં શુભ વખતનાં, જાહિર રસમય જેહ ;
તખ્ત સુ યશનાં સુમન સહુ, અરપણ કરિયાં એહ.

# તખ્ત વિરહ બાવની.

## દોહરો.

થાતાં શ્રી તખ્તેશની, વસુધા થકી વિદાઇ;
લાખેણી ગુણી લોકની, લિજ્જત ગઇ લુંટાઇ.

---

## શ્રાધ્ધાંજલી.

### મનહર.

તખ્ત તારી પાછળે ઘણાઓ ધન ધામ આપી,
શાંન્ત કરશે ઉરે ભરેલી ભાવના ભલી;
કોઇ દેશે હયદાન હેમદાન ગજ દાન,
કોઇ નથુરામ જાશે યજ્ઞ યાગથી છલી;
કોઇ કરી તીરથ આપશે પુણ્ય આનંદથી,
કોઇ લેશે જોગ સહુ ભોગના સુખો દલી;
શાણા તારા શ્રાદ્ધની ક્રીયામાં હું તો શ્રદ્ધા થકી,
અરપુંછું કવિતા ઉદક તણી અંજલી.

---

### મનહર.

કંચનનો આપનારો કરણ મરણ પામ્યો,
બહુદાની બલી આજ જ્વાળમાં જળી ગયો;
ધરમનો સ્થંભ ધીંગો ભૂતળથી ભાગી પડયો,
જનક વિદેહી બ્રહ્મરૂપમાં ભળી ગયો;
હુમાયુની છાંયા આજ અવનિથી આઘી ગઇ,
પારથ પ્રતાપી ગુણ હીમમાં ગળી ગયો;
જાવાનું જણાવ્યા વિના તખત વખત જોઈ,
છત્રપતિ છેલો નથુરામને છળી ગયો.

### મનહર.

અનોખી ઉદારતાનો નમુનો અલોપ થયો,
રોળાઈ ગયું અનુપરૂપ રાજ રીતિનું;
કવિ ગુણી પંડિતોનું આશ્રય ભુવન ભાગ્યું,
પલટ્યું અપુરવ પવિત્ર ચિત્ર પ્રીતિનું;
રાંકતણો માળવો વણસી ગયો વસુધાથી,
ન્યારૂં થયું નયનથી નીકુસ્થાન નીતિનું;
તુટયું ન્યાય ત્રાજવું તમામ અંગે નથુરામ,
સખત મરણ થાતાં તખ્ત મહીપતીનું.

### મનહર.

પરદુઃખ ભાંગનારો વિક્રમ પ્રવાસી થયો,
ભાગ્યશાળી ભોજે આજ કુચ રસાલો કર્યો;
સત્યવાદી હરિશ્ચંદ્ર સત્યને નિભાવા સારૂ,
વરજી વસુધા ઇંદ્રલોકમાંહી ઉતર્યો;
જાલીમ જમાનો જોઈ જપ તપી જાલંધરે,
સાધીને સમાધી પ્રાણ બ્રહ્મરંધ્રમાં ભર્યો;
યજ્ઞ યાગ કરનારો તખત ત્રિશંકુ નૃપ,
નક્કી નથુરામ આજ શક્ર થવા સંચર્યો.

### મનહર.

ન્યાઈ નવશેરવાંએ લીધીછે રવાનગીરી,
સખાવતી હાતમેં તુરત તયારી કરી;
શત્રને પ્રજાળી સુતો સાથરે સમરસિંહ,
પડયો પૃથુરાજ આર્ય ભૂમિથી અરિ હરી;
ઇનસાફી અદલ અકબ્બરે ઉપાડી ફોજ,
ટેકીલે પ્રતાપે કાયા પ્રાણથી કરી પરી;
કહે નથુરામ દુઃખ દારિદ્રના હરનારો,
ધરાથી સીધાવ્યો તખ્ત ધીરો ધનવંતરી.

### મનહર.

મહાકાળ કુંભીયે કલપતરૂ કાઢી નાખ્યું,
સુખ વૃક્ષ કાપ્યું ભુમિ તળથી ભુલાવીને;
છીનાવ્યો પીયૂષ સિંસો હાથથી છકેલે કાળે,
ફોડી નાખ્યું અચાનક અખેપાત્ર આવીને;
તોડી નાખ્યો ચિંતામણિ પથ્થર સાથે પછાડી,
રાખ કર્યો પારસને આગમાં લગાવીને;
રાખી નથુરામ દશા લોહની અમારી સદા,
સોનું કરનારે નૃપે સ્વર્ગમાં સિધાવીને.

---

### મનહર.

આનંદી યયાતી નૃપ અમરપુરીમાં ગયો,
મહા ભગ્ત મોરધ્વજે મહીતલ છોડીયું;
ભયહારી ભીષ્મ આજ સુતો બાણશય્યા કરી,
અતિ જ્ઞાની યુધિષ્ઠરે દેહ માન મોડીયું;
સત્યવાદી શીબી રાજા સીધાવ્યો સ્વરગ પંથે,
મહા યાગી મરૂતેં વપુપણું વખોડીયું;
તપ કરી તખ્ત ધ્રુવ ધરાથી આકાશ ગયો,
ફોડી નથુરામ તણા કરમનું કોડીયું.

---

### મનહર.

પંખીઓનો પ્રાગવડ પ્રલેને સમીરે પાડયો,
વિજયી મરાણો વીર અનીકથી અગ્રનો;
તરષ્યાનું સરોવર અંતક ઉનાળે શોશ્યું,
ગૃહસ્યો કાળ રાહુએ શશિ ગુણી સમગ્રનો;
ભુખ્યાઓનું ભોજન ભવિષ્યેં ખેંચ્યું ભાણામાંથી,
કીરતીનો કોટ પાડયો કાળેં સીંધુકગ્રનો;
કહે નથુરામ કવિકોક શોક કાપનારો,
અસ્ત થયો આજ તખ્ત ભાનુ ભાવનગ્રનો.

## મનહર.

જીવનનું આપનારૂં વાદળું વીખેરી નાખ્યું,
કાળવાયુ દક્ષિણનો વહીને વેરી થયો;
મહા કાવ્ય કુસુમના સુરસનો લોભિ મધુ,
સ્વરગના સુખમાં મોહીને રસીલો રહ્યો;
નેહનગ્ર નંદનવિપિન ને મયુરે આજ,
આલાપિ અવાજ મીઠો ગેલ સ્વર્ગનો ગ્રહ્યો;
કહે નથુરામ મોતીબાગમાનસર છોડી,
હંસલો તખત જોઇ વખત ઉડી ગયો.

---

## ઈંદ્રવિજય.

કેમ કર્યું તખતેશ પ્રયાણ, અચાનક આમ તજી વસુધાને;
શું પરલોક મહીં પડીયું દુઃખ, દુષ્ટ અસુરથી દેવ બધાને;
પક્ષ પવિત્ર પણે કરવા, હરવા સુર વૃંદનિ ઉર વ્યથાને;
સત્વર સૂર શિધાવી ગયો, નથુરામની નાસુણી કષ્ટ કથાને.

---

## ઈંદ્રવિજય.

શું ગુરૂ બ્રેસ્પતિથી લડિઓ ફરી, યજ્ઞ વિધિ કરતાં સુરરાજા;
ગેબી અસુર કર્યો ગુરૂએ, ફરિ હોમિ હુતાશન અંજલીલાજા;
એ અરિથી લડતાં મદદેં, નથુરામ મહાન ગણી મહારાજા;
તેડું થયું તમને તખતેશ, ગયા સ્વરગેં ઝટ ગોહિલ માજા.

---

## ઈંદ્રવિજય.

શું ફરિ સુર અસુર મળી, મહા વારિધિ મંથન મ્હેનત માંડી;
એકથિ એક અમૂલ્ય સુરત્ન, મળી બહુ યત્નથી અમૃત હાંડી;
વ્હેંચણમાં વઢવાડ થઇ, નથુરામ અતિ અસુરેં હદ છાંડી;
ચુકવવા તકરાર ગયા, તખતેશ દઈ યશદુન્દુભિ ડાંડી.

## ઈંદ્રવિજય.

શું ફરિ ઇલ્લવ આદિ અસુર, ધરાતલમાં હણવા મુનિ ધાયા ;
અસ્ત અગસ્ત્ય તણો સમજી, રૂષિરાજ સમસ્ત ઉરેં અકલાયા ;
નમ્ર બની નથુરામ કહે મુની સર્વ મળી પ્રભુના ગુણ ગાયા ;
હુકમ કર્યો હરિયેં તમને ઝટ, તેથી ગયા તખતેશજી રાયા ;

## ઈંદ્રવિજય.

શું ફરિ ગાધિ સુતેં કરવા મખ, હીમ્મત હાલ ધરાપર ધારી ;
આવી અસુર અપાર નડયા, મખરક્ષક કોઈ નહીં અવતારી ;
એથી કરી અરજી રૂષિયેં, નથુરામ સુ આશિરવાદ ઉચારી ;
તેથી ગયા તખતેશ તમેં, મખરક્ષણ કાજ ગૃહી સરદારી.

## ઈંદ્રવિજય.

ક્રૂર મહા કળિકાળ વધ્યો, સહુ સૂર ગયા ક્ષિતિનું તલ છોડી ;
નષ્ટ પ્રતાપ થયા નૃપતિ, જતિ જાન્હવિની અવધી રહી થોડી ;
એમ વિચાર કરી ઉરમાં, નથુરામ ઉમાપતિમાં જિવ જોડી ;
કામ ભગીરથનું કરવા, તખતેશ ગયો જગબંધન તોડી.

## ઈંદ્રવિજય.

ઉદ્ધત ઈંદ્ર બન્યો અતિશે, કરિ બંધ બહુ જગમાં જળ વૃષ્ટિ ;
સર્વ રસા રસ ત્યાગ કર્યો, વિણ તેજ સમગ્ર બની રહિ સૃષ્ટી ;
દેવ થયો દિલગીર અતિ, નથુરામ જતાં દુનિયાંપર દ્રષ્ટિ ;
તખ્ત ગયો ત્રિપુરારિ કને, નિરખી ધરિ ધર્મ તણે કર યષ્ટિ.

## મનહર.

આપી મહાદાન અષ્ટ કષ્ટ કાપ્યાં કવિયોનાં,
શ્રેષ્ટ ગણી રાખ્યા સંગ ઉત્તમમાં ઓપવા ;
હય આપ્યા હાથી આપ્યા હાટક હવેલી આપી,
ગ્રામ દામ આપ્યાં લાખો દરિદ્રને લોપવા ;

માન આપ્યાં મોટાં મોટાં કોડે કવિરાજ કહી,
એ છતાં અધિકતાનું રૂડું વૃક્ષ રોપવા;
કહે નથુરામ તારી ત્વરાની તયારી તખ્ત,
લાગેછે કવીંદ્રને સુરેંદ્ર પદ સોંપવા.

---

### મનહર.

અલકા પુરીમાં પો'ચી પરમ પ્રતાપ યુક્ત,
યુદ્ધ કરી સુદ્ધ થાવા જાહિર જહાંનમાં;
ધરમ સંવર્ત તણા હાથનો લખેલો યંત્ર,
ધ્વજામાં ધરીને જાવા વિધિથી વિમાનમાં;
મોડિ યોધ મોટા તોડી તાળાં ભાંગી ભોગળોને,
મારી નથુરામ રખવાળાને મેદાનમાં;
જાણુંછું સવારી તારી જાયછે ત્વરાથી તખ્ત,
કુબેરના કોશ દેવા કવિયોને દાનમાં.

---

### મનહર.

મ્હેનત કરીને મોટી આખા મહી મંડળનું,
ધાઇ ધાઇ ધંધ કરી ધન એકઠું ધર્યું;
ખરચ્યું ન ખાધું બહુ સાચવીને બાંધુ વિત્ત,
સ્નેહે નથુરામ લઇ સાગરમાં સંઘર્યું;
નંદનો ખજાનો ખારા વારિધિથી ખોદવા એ,
તખત તમારા કાંતો અંતરમાં ઉતર્યું;
આપવા અપાર દાન કાપવા કવિનાં કષ્ટ,
પેરમના પાતશા પ્રયાણ ઓચિંતું કર્યું.

---

### મનહર.

દુઃખદાઇ દારિદ્રની લોહ દશા દુર રાખી,
કંચન કરી કવિને ધરાપરે ધારિયા;
હાટક બનાવી ધારી હામ નથુરામ કહે,
ગુણીઓ તમામ દુઃખ વારિધિથી તારિયા;

પંડિતોના કષ્ટનું કુધાતુ રૂપ નષ્ટ કરી,
શોભિતા સુધાતુ રૂપે વ્હાલથી વધારિયા;
તે છતાં લોઢાનું નામ લોપવા તખત કાંતો,
પારસને લેવા પરલોકમાં પધારિયા.

મનોહર.

ગરમ ગમારોને નરમ કરી નરરાજ,
દાનનું ખડગ ધારી ખલકમાં ખેલિયો;
બલખ બુખારા સુધી કીરતીના કીધા કોટ,
વાવી ઈંગલાંડમાં અખંડ યશ વેલિયો;
ગુણીઓના ગુણની ગણના કરી ગોહિલજી,
સોનાનો સમુદ્ર બની રાત દીન રેલિયો;
તે છતાં સિધાવ્યો કાંતો લુંટવા સુમેરૂ તખ્ત,
કવિયોને કરિ દેવા હેમની હવેલિયો.

મનોહર.

કીરતીનો કલિત લલિત નથુરામ કહે,
ધવલ નવલ શૈલ ધરા તલેં ધારીને;
હાટકને સ્ફાટકની તે પરેં હવેલી કરી,
વિવિધ પ્રકાર તણા વૈભવ વધારીને;
નંદિ ગિરિનંદની ગજાનન ષડાનનને,
પ્રેમેથી પધારવા ત્યાં અરજી ઉચારીને;
શંકર સમેત સ્થાપી રજતગિરિ લુટાવા,
વેગે ગયા તખ્ત વાત ઉરમાં વિચારીને.

મનોહર.

કવિતા પિયૂષતણું પાન કરી પ્રેમ યુક્ત,
આપ થયા અમર અનૂપ દિવ્ય દેહથી;
પરિયા પવિત્રનો પ્રતાપ સરવત્ર છાઇ,
અમર બનાવ્યા કરી કીરતી અછેહથી;

ઉત્તમ અમીરોને અમર કર્યા આપ સંગે,
નાખી નથુરામ યશમાળા ગળે નેહથી;
અમર બનાવવા તમામ જગ્ત જીવ તખ્ત,
સ્વર્ગમાં સિધાવ્યા કાંતો સુધા લેવા સ્નેહથી.

---

## મનહર.

કલપતરૂને નામેં તલપે તમામ જનો,
નૃપતિ આવ્યાતા નથુરામ દુઃખો નોંધવા;
સ્વારથિઆ સુરો સુરતરૂને સંતાડિ બેઠા,
બળીયા સિધાવ્યા પાછા વિબુધને બોધવા;
સ્વર્ગથી છિનાવી લઇ વાવવું વસુધા માથે,
અંતર ઉતાર્યું રાહ દારિદ્રનો રોધવા;
પર ઉપકારી તખ્ત પેરમના પ્રભુ તેથી,
પરલોકમાં પધાર્યા સુરતરૂ શોધવા.

---

## ઈંદ્રવિજય.

આમ વિચાર અનેક કરી, ઉર છેક ભરાઈ ગયું ભ્રમ જાળે;
સત્ય વિચાર સુઝે ન લગાર, ચડ્યું ચિતડું નિત્ય ચંચળ માળે;
યાદિ અપુરવ અંતરમાં ચુંભિ, પિંડસદા નથુરામ પ્રજાળે;
તખ્ત વિના તપિને દ્રગ વાદળ, વારિ સ્રવે અતિ આજ ઉનાળે.

---

## ઈંદ્રવિજય.

વ્યાકુળતા રહેછે વળગી, અળગી નથિ થાતિ ઉપાભિથિ કાયે;
કલેશ કૃશાનું ઉઠયો સળગી, વિણ ધીરજવારિ ત્વરાધરિ ધાયે;
વસ્તિ વિરાન સમી બનતી, ધખતાં નથુરામ સુધામ જણાયે;
કાગળમાં લખતાં કરથી, કયમ તખ્ત વિયોગનું દુઃખ લખાયે.

### ઈંદ્રવિજય.

કંપિ ઉઠે કવિતા સુણતાં ઉર, જેષ્ટ તણા સવિતા સમ તાપે;
હામ હિમાંશુ હઠયો હૃદયાથી, વિલાસ વિલોકિ મહા વિષ વ્યાપે;
શાન્તિ અને સુખ કાન્તિ જતી રહી, આતુરતાઇ અતિ દુઃખ આપે;
તખ્ત વિના નથુરામ અરિ બની, કાળજું કષ્ટ કુઠારથિ કાપે.

### ઈંદ્રવિજય.

સંગીતથી ચિત્ત ચોંકી ઉઠે, દિલ રોકિ ઉઠે રસ રીત સદાયે;
અંતરમાં અધિરાઇ ઉઠે, વિત્ત જેમ સુજન્મ કમાઈનું જાયે;
મંદિર સુંદર માનિનિથી, મનડું નથુરામ અતિ અકળાયે;
જે રસનાથી ગુણો ગણિયા, કયમ તે થકી તખ્ત વિયોગ વદાયે.

### ઈંદ્રવિજય.

ગોહિલ તખ્ત વિના ગમતું નથી, વખ્ત વિયોગ તણો દુઃખ દેછે;
સખ્ત બને સુમનો સુકુમાર, હજાર વિચાર ચડયા ચિત્ત રે' છે;
પાર નથી પડતો નજરે, દુઃખ વારિધિ હીમ્મત હાય હરે છે;
જાણણ હાર ગયો જગથી, નથુરામ તણે શિર શી ગુજરે છે.

### ઈંદ્રવિજય.

અંબર છોડી દીગંબરને, કરૂં ધારણ એમ હવે દિલ ધાયે;
ભૂતિ વિસારી કરિ નથુરામ, વિભૂતિ રહું તન ધારિ સદાયે;
તોડિ સહુ જગ બંધનને, મન મોડિ વિલાસથિ છોડિ ઉપાયે;
તખ્ત મહીપ તને મળવા, ભવને ભજિ આ તજું કષ્ટિત કાયે.

### ઈંદ્રવિજય.

હોય કદી કઇલાસ વિષે, તુજ ખાસ નિવાસ મહીપતિ મોટા;
તો નિત્ય માસ છમાસ લગી, શિવને સિંચું જાન્હવિ ના જળ લોટા;
હો હરિ પાસ હુલાસ ધરિ, નૃપ તખ્ત ભુલિ કરિ સેવક છોટા;
રાઘવને રિઝવું નથુરામ, તુને મળવા રચિ છંદ અનોઠા.

### ઈંદ્રવિજય.

જાય ઘડી જુગની અતિ જાલિમ, ભવ્યપણું ભયકારક ભાંસે ;
સંવ્ય અસવ્યપણું અળગું કરિ, તાપ ધરિ તનડું અતિ ત્રાસે ;
જ્ઞાન થયું ગુમ ગર્વ તજી, નથુરામ પ્રચંડ વિયોગ પ્રકાશે ;
સત્ય કહું સમ ખાઈ કરી, નૃપ તખ્ત વિના નહીં વખ્ત વિતાશે.

---

### મનહર.

બાર માસ સારૂં શિદ ખાસ કરિ ખાવિંદ તેં,
ખુશીથી ખોળીને હેતે હજુરમાં રાખિયો ;
કાવ્યની કદર મનભાવતી મહીપ કરી,
સારી કરી શ્લાઘા શિદ દયા વડે દાખિયો ;
આપી નથુરામ નીત્ય દામના ઈનામ અતિ,
પ્રીતેંથી પગાર નામેં અચલનેં નાખિયો ;
આનંદ અગાર તખ્ત પારાવાર પ્યાર તોડી,
જાવાનું હતું તો શિદ આમ અભિલાખિયો.

---

### મનહર.

ડુબાવવો હતો જો વિયોગ તણા વારિધિમાં,
તો ન્હોતો ઉતારવો દરિદ્રતાના નાવથી ;
મારવો હતો જો મહા વિરહનું વિષ પાઈ,
તો ન્હોતો બચાવવો ગરીબી તણા તાવથી ;
હતું તરછોડવાનું તખત તમારે ત્યારે,
નાહક લડાવવો નહોતો લાખો લાવથી ;
ભયની ભઠ્ઠીમાં નથુરામ જ્યારે ભારવોતો,
ત્યારે ન્હોતો બોલાવવો ભૂપ ભલા ભાવથી.

---

### મનહર.

વિવિધ પ્રકાર તણા વૈભવ બતાવી વડા,
ભયને ભુવન છોડી જાવું નથી છાજતું ;

ગાન તાન ગમ્મતની રમ્મત રમાડી ખૂબ,
રોતા મુકી જાતાં કેમ દિલ નથી લાજતું;
હરષથી વરષીને શોક દેવો શોભે નહીં,
કહે નથુરામ તખ્ત નુકતે નિવાજ તું;
પ્રથમથી પાસે રાખી પેરમના પાતશાહ,
પરહરે પાપ વિના કેમ ધર્મ પાજતું.

---

**મનહર.**

બગ્ગીમાં બેસારી બાગ બગીચા બતાવી કરી,
રખડતો છોડવો ઘટેનાં ફરિ રાનમાં;
ભવ્ય ભુવનોમાં ભલી ભાત સંગે ભેળો રાખી,
વિના વાંકે વસાવવો ઘટે ના વિરાનમાં;
વચનપીયૂષ તણું પૂરણ કરાવી પાન,
વિયોગનું વિષ નહીં દેવું ઘટે દાનમાં;
કહે નથુરામ ગુણ ગ્રાહક ગોહિલ તખ્ત,
મારવી ઘટે ના ગેબી ગોળી ગુલતાનમાં.

---

**મનહર.**

કવિતા બનાવવાનો હરોજ હુકમ હતો,
ઉત્તમ કવિતા કરી લાવતો ઉમંગમાં;
સાંભળતો શાણા સરદાર તું સરવ સ્નેહે,
અપુરવ આનંદ વધારી અતિ અંગમાં;
રસનું રહસ્ય જાણી ડોલતો દયાળુ દાની,
રસિક રંગાઈ તખ્ત રાવળજી રંગમાં;
કહે નથુરામ લેવા કાવ્યનો કોડેથી લાવ,
સ્વરગમાં પણ મને લેવો હતો સંગમાં.

---

**મનહર.**

વિવિધ પ્રકારે વૃજ ભાષાની વડાઇ સુણી,
હુકમ કર્યો તો યશ બાવની બનાવવા;

બનાવી રાખીછે બહુ શ્રમથી સુભાગી તખ્ત,
રાવળ રસિક રાજા તમને રીઝાવવા;
ચારૂ ચિત્ર કાવ્યની ચમત્કૃતિ જાણવાને,
ભૂપતિ વિચારો ભુવિ મંડળમાં આવવા;
કહે નથુરામ કાંતો બ્હાદુર બોલાવો મુને,
સ્વરગમાં બિરદની બાવની સુણાવવા.

## મનહર.

સંગીતતખ્તવિનોદ સાંભળવો શિરૂ કરી,
અધુરો રખાવ્યો આપે ઉપાધિયો આવતાં;
શ્રેષ્ટ જ્યેષ્ટ માસમાં સમસ્ત ફ્રરી સાંભળવા,
ભુપતિ બોલ્યાતા ભાવે વાકય મન ભાવતાં;
મેળવશો શીરીતે. સમય હવે સુણવાનો,
કહે નથુરામ તખ્ત સ્વર્ગમાં સિધાવતાં;
આવવું જરૂર જોશે આપને એ સમયમાં,
વડો પરિશ્રમ થશે વચન નિભાવતાં.

## મનહર.

હવા ખાવા જાતા તોય હજારોને થાતું જાણ,
સ્નેહ ધારી સંગમાં સવાર ઝાઝા રાખતા;
સામા મળનારાઓની સ્નેહથી સલામ લેતા,
દીન દુઃખીઆ જનોને દયા વડે દાખતા;
આપતા અપાર વિત્ત કાપતા કવિના કષ્ટ,
નથુરામ સંતનાં તમામ વાક્ય સાંખતા;
તખત વખત ઉતાવળનો સખત આશો,
પ્રજાપરે પ્યારની નજર નથી નાંખતા.

## ઈંદ્રવિજય.

કોણ હવે કવિ કોવિદને, દઇ ધામ ધરા કરશે ગુણ ગાતા;
કોણ હવે હરશે દુઃખીયાજનના, દુઃખપુંજ બની અતિ દાતા;

સંકટ કોણ હવે હરશે, સુરભિ દ્વિજના કરિને સુખ સાતા:
સખ્ત થશે નથુરામ હવે, દીનના દિન તખ્ત મહીપતિ જાતાં.

---

### ઈંદ્રવિજય.

કોણ હવે પરમારથને પથ, પ્યાર થકિ વિચરે પદ ધારી;
કોણ હવે સુણશે સુખથી, કિરતિ નિજની હય આપિ હજારી;
કોણ હવે ગુણિના ગણની, ગણના કરશે ઉર ગર્વ વિસારી;
કેવિ બની નથુરામ કહે, અવની તજી તખ્ત ગયો અવતારી;

---

### ઈંદ્રવિજાય.

કોણ હવે અનુરાગ ધરી, બહુ યાગ કરી સુરને સુખ દેશે;
કોણ હવે શ્રુતિ મંત્ર તણા, શિર આશિરવાદ અનંદથિ લેશે;
કોણ હવે કરશે કરથી, વિતના વરસાદ વિવિધ વિશેષે;
કોણ હવે અરપે નથુરામ, જતાં નૃપ તખ્ત સુહેમ હમેશે.

---

### ઈંદ્રવિજય.

કોણ હવે સુમંદિર અંદર, સુંદર આરસ પાથરવાનો;
કોણ હવે કરી હાટકના, સુકપાટ દુવાર પરે ધરવાનો;
કોણ જવાહિરથી જગમાં, સુરને અતિ ભવ્યપણું ભરવાનો;
તખ્ત જતાં શુભ વખ્ત ગયો, નથુરામ દુખી દુઃખમાં મરવાનો.

---

### ઈંદ્રવિજય.

કોણ હવે કરીને અનક્ષેત્ર. પવિત્ર યતિગણને સુખ આપે;
કોણ સદાવૃત બાંધિ બહુ, સહુ સાધુ પ્રવાસિ તણાં દુઃખ કાપે;
કોણ ઉદાર અપાર બની, ક્ષિતિના તલમાં જશ જાહિર છાપે;
કોણ હવે નથુરામ કહે, વિણ તખ્ત મહી કિરતિ થકિ માપે.

## ઈંદ્રવિજય.

કોણ જઈ ઈંગલાંડ મહીં, નિજ કિર્તિ અખંડપણે વરતાવે;
કોણ મહીપ જઈ મહારાજ વિના, મહારાણી તણે મન ભાવે;
કોણ લિયે ઇલકાબ અનૂપમ, એકથી એક અપૂર્વ પ્રભાવે;
તખ્ત સમો તપધારિ હવે, નથુરામ નહીં જગતાત નિપાવે.

---

## ઈંદ્રવિજય.

સંકટ સાધુ તણાં હરિને, ભય પૂર્ણ અસાધુ ઉરે ભરનારો;
ખૂબ કરિ મત પંડિત મંડિત, ખંડિત સર્વ ખળો કરનારો;
અસ્ત થયો નથુરામ અચાનક, હાકિમ હિંદ તણો શુભ તારો;
પૂર્ણ પ્રકાશ ભર્યો પ્રભુતામય, આજ ગયો નૃપ તખ્ત અમારો,

---

## ઈંદ્રવિજય.

આતુર પૂર્ણ ચકોર તણે મુખ, છાઈ રહ્યા કરૂણામય છંદો;
વર્ય વિકાશ વિસારી કરી, અતિ કષ્ટિત સંત કુમોદની વૃંદો;
સત્વર સર્વ પ્રકાશ તજી ગ્રહ, મંદ બન્યા નથુરામ નરેંદ્રો;
અસ્ત થયો નૃપ તખ્ત અરે, નવ નેહપુરી નભનો શુભ ચંદો.

---

## ઈંદ્રવિજય.

હંસતણાં હરિ અંશુ પ્રચંડ, હિમાંશુ હરોજ પ્રકાશિત થાશે;
સારસ ત્યાગ કરી રસને, હિમ આકરના હુકમે કરમાશે;
વાસર સ્વલ્પ ગુરૂ રજનિ બની, જાહિર જગ્ત વિષે વરતાશે;
તે વખતે તખતેશ વિના, નથુરામ તણે ઉર આગન માશે.

---

## ઈંદ્રવિજય.

ચંપક જાઇ ચમેલિ તણાં તરૂ, પુલિ ઉઠે ખુશબોઇ પુહારે;
કોકિલ કોક કપોત તણાં કુલ, કુજી રહે અતિ મંદ ઉચારે;

મંજુલ ગુંજ કરે મધુ પુંજ, નિકુંજનિ મંજરીયો પર જ્યારે ;
સાંભરશે તખતેશ સદા, નથુરામ તણા ઉર અંદર ત્યારે.

## ઈંદ્રવિજય.

વ્યોમ થકી અતિ જોમ ભર્યો જવ, અંગથિ આગ પતંગ પ્રસારે ;
ધોમ ધખાવી ધરાતલ ઉપર, લોહસમાં ધખતાં કર ધારે ;
જીવન જોઈ સુકાઇ જતું, મનથી મકરો સહુ હિમ્મત હારે ;
આવિ જશે નથુરામ ઉરે, તખતેશનિ યાદી અપુરવ ત્યારે.

## ઈંદ્રવિજય.

અંબર ગાઢ અવાજ કરી, બળ ધારિ બલાહકનાં દળ ધાશે ;
ચારૂ પ્રકાશ ભરી ચપલા, ચમકાતિ નહીં નભમંડળ માશે ;
શાંત થશે ધરણી ધખતી, સરીતા સર જીવનથી છલિ જાશે ;
તે વખતેં તખતેશ વિના, નથુરામ તણું મનડું ગભરાશે.

## મનહર.

શીતની સવારી ટાણે સાંભરશો સાધુઓને,
પટુઓના પુંજદાતા દેનારા દુશાલાના,
હરઘડી સાંભરશો હૃદામાં હજુરીયોને,
મોજમાં ઉડાવનારા મોતીઓની માળાના ;
સાંભરશો દાની દ્વિજ મંડળને સંકરાંતે,
નંદની તેજુરી તણા તોડનારા તાળાના ;
વખતો વખત નથુરામને તખત તમે,
સાંભરશો સોંપનારા વિરહ ઉનાળાના.

## મનહર.

મોરેલા રસાલ જોઈ સાંભરશો રાણિયોને,
સ્નેહથી ધરાવનારા વસંતી સુહાગના ;

સાંભરશો પુષ્પના પ્રકાશથી પરિ જનોને,
પ્રેમથી બંધાવનારા પચરંગી પાગના ;
રાગણી વસંત ગાતા સાંભરશો ગાયકોને,
અતિ અનુરાગી રાગી રાવળજી રાગના ;
કહે નથુરામ તખ્ત સાંભરશો કોટિવાર,
ભૂસુરોને ભાવથી ઉપાવનારા યાગના.

---

**મનહર.**

સાંભરશો સુર્યની તૃચંડતાના સમયમાં,
તૃષિત પ્રવાસિયોને બાંધનારા પર્વના ;
અરથીને સાંભરશો અતિ તપધારિ તખ્ત,
ખાંતે આપનારા વિત્ત ખરવ નિખર્વના ;
પેરમના નાથ પાકાં અવિલોકી આમ્ર ફલો,
સાંભરશો શાણા દાની અંતરમાં સર્વના.
નિત્ય નથુરામ સુણ્યે સાંભરશો સારંગને ;
ગોહિલજી ટાળનારા ગાયકોના ગર્વના.

---

**મનહર.**

યાદ આવશો અપાર અનાથોને અંતરમાં,
પાવસમાં છત્રપતિ આપનારા છત્રના ;
ઈંદ્રને આડંબરેથી સાંભરશો સ્નેહીઓને,
યશે કરી જીતનારા સૃષ્ટિ સરવત્રના ;
જલતા જવાસા જોઈ સાંભરશો સુજનોને,
પેરમના પાતશાહ પારખુ પવિત્રના ;
નિત્ય નથુરામને સાંભરશો સલુણા તખ્ત,
રીઝનારા રાવળજી જોઈ ચારૂ ચિત્રના.

---

**મનહર.**

દસેરાને દિવસે સહુ પ્રજાને સાંભરશો,
આનંદે બિરાજનારા કુંજર ઉતંગના ;

કવિયોના કુલને સાંભરશો કોડિલા તખ્ત,
તપધારી આપનારા તરલ તુરંગના ;
દિવાળીના દિવસોમાં સહુ દરબારિયોને,
સાંભરશો સોંપનારા અધિક ઉમંગનાં ;
નિત્ય નિત્ય સાંભરશો નથુરામને નૃપાલ,
દાની દરસાવનારા રજપુતી રંગના.

---

### મનહર.

ક્ષણ પ્રતિ ક્ષણ નથુરામ તણા નયનથી,
અળગી ના રે'શે ભરી આનંદની આકૃતી ;
સુકૃતી સંયુક્ત સારી પ્રકૃતી પરોપકારી,
પળે પળે સાંભરશે પેરમતણા પતી ;
રાખશું છુપાવી રૂદે વિરહ તમારો તખ્ત,
થાશે બાર માસ માંહી બેદિને રતિ છતી ;
પોસ વદી સાતમને સોમે ભાવનગ્ર ભુપ,
માઘ શુદી ચૌદશને બુધે બળીયા અતી.

---

### મનહર.

જીવશું જ્યાં સુધી અમે જગતમાં જશધારી,
ત્યાં સુધી તમારી તખ્ત વાત ના વિસારશું ;
કરશું કવિતા નિત્ય કીરતીની કોડે અતિ,
સાંઝને સવાર છબિ ધ્યાન ધરી ધારશું ;
કહે નથુરામ કરી ભાવથી પ્રભુની ભગ્તી,
ગોહિલની ગાદીને સુઆશિષ ઉચ્ચારશું ;

આપનું પ્રતિનિધિ સ્વરૂપ ભાવસીંહ ભુપ ;
નેહથી નિહાળી હવે નયનને ઠારશું.

---

**મનહર.**

આપના સુપુણ્યનું રસાલ વૃક્ષ રાવલજી,
આપે ફલો અમ્રતના ભાવસિંહ ભૂપને ;
દેગ તેગે દાની વસુધામાં વખણાયે વીર,
રાખે મજબુતી કરી રજપુતી રૂપને ;
આપની સુકીરતિના કિલ્લા રાખે કબજામાં,
મેળવે મહીમા મોટા માનના સ્વરૂપને ;
કહે નથુરામ શતક્રતુ ના સમાન સદા,
વિહરે વિશેષ ગૃહી આનંદ અનૂપને.

**સમાપ્ત.**

# आश्रयपत्र.

कविः करोति काव्यानि लालयत्युत्तमोजनः।
तरुःप्रसूते पुष्पाणि मरुद्वहतिसौरभम् ॥

કાવ્યના કર્તા કવિઓ છે પણ તેનું લાલન કરનાર, (પોષનાર) ઉત્તમ જનો છે (તેમને પ્રસિદ્ધિ પમાડેછે) જેમકે પુષ્પો વૃક્ષપર પેદા થાયછે પણ તેની સૌરભ વહનારા મરૂત (પવન) છે.

આ શ્લોકજ ઉત્તમ બોધ સુચવેછે. કાવ્યના કર્તાને આશ્રયની જરૂર છે, અગરજોકે કવિઓને આશ્રય ન મળવાથી તેઓ કાંઇ કાવ્ય કર્તા અટકતા નથી પણ તેના કાવ્ય પ્રસિદ્ધિમાં આવે તે માટે આશ્રયની આવશ્યકતા છે, કવિઓ માટેજ આ છે તેમ નથી, પણ આ નિયમ સર્વને લાગુ પડેછે.

વૃંદ કવિ કહેછે કે—

दोहा.

लघुता गुरुता पुरुषकी, आश्रय वसतें होय ;
करी बींध्यमें बींध्यसो, दरपनमें लघु सोय.

પુરૂષનું નાનાપણું અને મોટાપણું કેવળ આશ્રય ઉપરથીજ થાયછે, જેમ વીંધ્યગીરીમાં ઉત્પન્ન થયેલો હાથી વીંધ્યગીરી જેવો મોટો દેખાશે, અને દરપણમાં ચિત્રેલો દરપણ કરતાં પણ નાનો રહેશે. એક સંસ્કૃત સાહીત્યકાર પણ આ પ્રમાણે કહેછે.—

उत्तंग शैल शिखरे स्थितपादपस्य।
काकःकृशोपि फलमालभते सपक्षः
सिंहोबली गजविदारणदारुणोपि,
सिदंतिहे तरुतले खलुपक्षहीनः

ઉંચા શૈલના શિખર ઉપર રહેલા વૃક્ષનું ફળ કાગડો જાતે કૃશ (નિર્બળ)

હોવા છતાં પણ પાંખોવાળો (સપક્ષ પક્ષવાળો) હોઇ મેળવેછે, અને સિંહ ગજોને વિદારવામાં દારૂણ શક્તિ વાળો છે પણ પક્ષ (પાંખો) ન હોવાના કારણથી મેળવી શકતો નથી. મતલબ "વાડ વગર વેલો ચડતો નથી" અગરજોકે વાડ ન હોય તો તે ઉગેછે છતાં તેને ચડવા આશ્રયની જરૂર છે, અને આપણા દેશમાં પ્રાચિન કાળથી એમજ મનાય છે કે કવિઓને આશ્રય આપવો એ એક ઉત્તમ કાર્ય છે અને તેને દરેક રાજા ગૃહસ્થ વિગેરે આશ્રય આપેછે. આમ આશ્રય આપવાનાં કારણ ભીન્ન ભીન્ન જણાયછે પણ તેના મુખ્ય ચાર ભેદ પાડીએ તો તે સિવાયના બીજાનો તેમાં સમાવેશ થાયછે. તે ચાર ભેદનું કાંઇક વર્ણન આ સ્થળે આપીએ છીએ :—

## १ सहृदयता ; २ परोपकार ; ३ कीर्ति ; ४ स्वामी के स्नेहीनुं हित.

૧. **सहृदयता.**—એટલે પોતે રસજ્ઞ હોઈ ઉત્તમ કાવ્યને અથવા હુન્નરને આશ્રય આપેછે, કારણકે તે જે રસમાં પ્રવીણ હોય તે રસને આશ્રય આપવામાં તે આનંદ માનેછે. આવા આશ્રય આપનારમાં મુખ્ય **संवत** ચલાવનાર **विक्रमासिंह** ગણાયછે તેણે નવ ઉત્તમ કવિઓને આશ્રય આપી પોતાની સભાના "નવ રત્ન"ની પદ્વી આપી હતી આજ સ-હૃદયતા-કારણકે કવિઓને ઉત્તમમ ઉત્તમ માન તથા ઉચ્ચતા આપી હતી.

૨. **परोपकार.**—એટલે પોતે અરસજ્ઞ હોઈ એક રાજા કે ગૃહસ્થ તરીકે વિદ્વાનને આશ્રય આપવો એ ફરજ સમજે તે પરોપકાર, આવો આશ્રય આપનાર શક ચલાવનાર **शालिवाहन** છે, કારણ તે પોતે પહેલાં ભણેલો ન હોતે તેને ભણવાનું કારણ તેની પટરાણીની મશ્કરી તથા મેણું હતું, છતાં તે વખતે પણ તેણે અપર વ્યાસ **गुणाढ्य** ને આશ્રય આપ્યો હતો તેજ પરોપકાર.

૩. **कीर्ति.**—પોતે વિદ્વાન હોય છતાં આશ્રય આપવાનું કારણ પોતે કીર્તિ પામવી એજ હોય તે કીર્તિથી અપાએલ આશ્રય ગણાયછે અગરજોકે કવિને ગમે તે ઈરાદાથી આશ્રય આપનાર કીર્તિ તો પામેછે પણ તેવાજ ઇરાદાથી આશ્રય આપનાર આ ભેદમાં લેખાય; આવો આશ્રય માલવપતી **भोजराजे** આપ્યો હતો.

૪. **स्वामी के स्नेहीनुं हित.**—પોતાના સ્વામી કે સ્નેહીના કાવ્યને માનપ્રદ ગણીને આશ્રય આપનાર સંબંધી કે વફાદાર નોકરને આશ્રય આપે તે

આ ભેદમાં આવેછે, આવો આશ્રય ઘણાએ આપેલછે, પણ અમે તો તે સ્થળે દીર્ઘાયુ महाराजा भावसिंहजी (ભાવનગર પતિ) નું નામજ ઉપકારસહ આપશું, કારણકે તેનો તેવો ઈરાદો એજ આ ગ્રંથની પ્રસિદ્ધિનો હેતુ છે કારણકે—

વાદ્ય વિષે છે સર્વ સ્વર, સુ રાગનો આધાર,
વાદકમણી પ્રવીણતા ઉપર રહેછે સાર,

(સમાલોચક.)

દરેક વાજીંત્રમાં સર્વ સ્વર રહેછે તેમાં બધા રાગનો આધાર છે પણ જો અપ્રવીણ વગાડનાર હોય તો તે સારૂં વાગતું નથી પણ જો ઉતમ વગાડનાર હોય તોજ તે સારૂં વાગેછે તેમ જો કદરદાન હોય તોજ ઉતમ કાવ્ય પ્રસિદ્ધિ પામેછે. નહીં તો તે લખેલુંજ પડતર રહેછે.

વળી કાવ્યને આશ્રય આપવાનું બીજું એક કારણ પણ છે, કારણકે તેથી યાદગીરી રહેછે પોતાના સગા કે સ્નેહી કે સ્વામીનું સ્મરણ રાખવા મોટાં મકાનો બંધાવેછે, કોઈ શિવાલય આદિ બનાવેછે પણ તે કાળે કરી નાશ પામેછે. કવિઓનાં કાવ્યમાં પ્રસિદ્ધિ પામેલા દીર્ઘકાળ જીવેછે, કારણકે કાવ્ય લાંબો કાળ જીવેછે, શેકસપીઅરે કહ્યુંછે કે—

Not marbles nor the gilded Monuments of princes shall outline this powerful Rhyme.

રાજ્ય કર્તાઓના સોનેરી અને આરસના સ્તંભો કરતાં આ સમર્થ કાવ્યો દીર્ઘકાળ જીવેછે, વળી એક સંસ્કૃત વિદ્વાન પણ કહેછે કે—

**तेधन्यास्ते महात्मानो तेषांलोके स्थिरंयशः**
**यैर्निबद्धानि काव्यानि येचकाव्येषुकीर्तिताः**

જેઓ કાવ્ય ગુંથેછે તથા જેઓ કાવ્યમાં ગવાઇ કીર્તીવંત થયાછે તે મહાત્માને ધન્ય છે, કારણકે તેનો યશ આ લોકમાં સ્થીર રહેછે.

આ પ્રમાણે સ્મરણ રાખવાનું ઉત્તમ સાધન કાવ્ય છે એ નિશ્ચીત છે તો તે પ્રમાણે પરમોપકારી મહારાજા ભાવસિંહજીએ આ ગ્રંથને આશ્રય આપેલછે,

વળી મરહુમ દાનવીર મહારાજાના સેવકો તથા અન્ય સગાઓએ પણ આ ગ્રંથને આશ્રય આપેલછે, એક હીંદી કવી કહેછે કે.—

## सवैया.

रनखेतमें जायके ठाढेलडे,
उडजात शरीरहुके बटके.
लोन धनीको हलाल करे,
सुरलोकको जात नहि अटके.
खेतमें जायके भाजीचले,
उन नर्कके कुंडनमें पटके.
स्वामीके काज सनेहीके हेत,
कटेसो कटे न कटे नकटे.

વફાદાર સગા તથા સેવકો રણક્ષેત્રમાં જઈ દ્રઢ (અડગ) બની લડેછે, તે વખતે શરીરના કટકા થઈ જાય પણ હઠતા નથી, તેઓ પોતાના સ્વામીનું લુણ (અન્ન) હલાલ કરેછે તેઓ મરી ગયા પછી પણ સ્વર્ગલોકમાં સત્વર ખીના અટકાય તેં જાયછે, અને જે નિમકહરામ છે તેઓ તો રણક્ષેત્રમાંથી ભાગી જાયછે તેઓને મરી ગયા પછી યમદૂતો નર્ક કુંડમાં નાંખેછે. આ પદ્યના કર્તા કવી કહેછે કે પોતાના સ્વામીના કાર્યને અર્થે અને સ્નેહીના હિતને લીધે જે કટે (કપાય) છે તે તો કટે (કટ્ટા=શૂરવીર) છે પણ જેઓ ન (નહીં) કટે (કપાય) તેઓ નકટા સમજવા.

આ પ્રમાણે પોતાના સ્વામીના આ ગ્રંથને આશ્રય આપવો એ પણ એક સ્નેહનું કારણ છે, કારણ આપણામાં કહેવત છે કે "મરવું અને દેવું બે બરોબર છે" જેથી દાતારને દાનવીરની ઉપમા અપાયછે અને ખરે દાતાર તે શૂરવીર સમજ છે. કોઈ શૂરવીર લડાઈમાં મરતી વખતે આગળ પાછળ ચિંતા રાખતો નથી તેમ દાતાર પણ નિર્મળ ચિત્તથી આપેછે. આ પ્રમાણે મને આશ્રય આપનાર દીર્ઘાયુ મહારાજા ભાવસિંહજીના ઉપકાર ગ્રસ્ત બનેલો હું તેના આશ્રિત ગ્રંથને મદદ આપનાર બીજા મહાશયોનાં નામ હું આ સ્થળે પ્રસિદ્ધ કરૂંછું તે યોગ્યજ છે.

# ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેક નામદાર મહારાજાશ્રી ભાવસિંહજી બહાદુરે છપાવી બક્ષીસ તરીકે આપેલી નકલ ૨,૦૦૦.

## (ભાવનગર.)

| | નકલ. |
|---|---|
| મેહેરબાન ગવરીશંકર ઉદયશંકર, સી. એસ. આઇ. (માજી દીવાન)... | ૧૨૫ |
| મેહેરબાન બરજોરજી બહેરામજી, વૈદક ખાતાના ઉપરી અધિકારી સાહેબ ... ... ... ... ... ... | ૧૨૫ |
| મેહેરબાન આર. પ્રોકટર સીમ્સ સાહેબ, જાહેર બાંધકામ ખાતાના સભાસદ સાહેબ ... ... ... ... ... | ૧૦૦ |
| રાજમાતુશ્રી હરીબા સાહેબ (વાંકાનેરવાળાં) ... ... ... | ૫૦ |
| રાજમાતુશ્રી બાજીરાજબા સાહેબ (તળાજાવાળાં) ... ... | ૫૦ |
| રાજમાતુશ્રી બાઇરાજબા સાહેબ (મહુવાવાળાં) ... ... | ૫૦ |
| રાણીજી શ્રી કેશરબા સાહેબ ... ... ... | ૫૦ |
| મેહેરબાન રતીલાલ છોટેલાલ દેસાઇ, નાણાંપ્રકરણી ખાતાના ઉપરી અધિકારી ... ... ... ... ... ... | ૫૦ |
| મેહેરબાન પ્રભાશંકર દલપતરામ પટણી, પ્રાઇવેટ સેક્રેટરી ... | ૫૦ |
| લૉર્ડ રાવળશ્રી હરીસિંહજી રૂપસિંહજી (વરલ દરબાર) ... ... | ૫૦ |
| રાણાશ્રી કાળુભા કલ્યાણસિંહજી, એડીકૅાંગ ટુ ધી મહારાજા સાહેબ ભાવનગર ... ... ... ... ... ... | ૫૦ |
| દેવાણી હરીસિંહજી જેસાભાઈ, આસિસ્ટંટ વસુલાતી અધિકારી ... | ૫૦ |
| રા. રા. સાકરલાલ સવાઈલાલ, પ્રાંત વકીલ ... ... ... | ૫૦ |
| દેવાણી નથુભાઇ ગોદડભાઇ (માજી જોઇન્ટ પ્રાઇવેટ સેક્રેટરી) ... | ૫૦ |
| રા. રા. ભુપતસિંહજી બળીયાભાઈ (માજી મુસાહિબ) ... ... | ૫૦ |
| શ્રી ગરાસીઆ સમાજ ... ... ... ... ... | ૫૦ |
| મેહેરબાન કર્નલ હેરીસ સાહેબ, મીલીટરી કાઊંસિલર ... ... | ૨૫ |
| મેહેરબાન જમશેદજી જીવણજી ગજધર, ન્યાયખાતાના સભાસદ ... | ૨૫ |
| રાવળશ્રી દાનસિંહજી દીપસિંહજી (લાખણકા દરબાર) ... ... | ૨૫ |

નકલ.

રા. રા. ગોપાળદાસ વીહારીદાસ, આસિસ્ટંટ વસુલાતી અધિકારી તથા ભાયાતી કામ ખાતાના ઉપરી અધિકારી ... ... ... ૨૫
રા. રા. નાગર રસવૈદ્ય બાવાભાઇ અચળજી, હા. મલભાઈ લક્ષ્મીશંકર. ૨૫
રા. રા. જાડેજા માધવસિંહજી રામાભાઇ (માજી પ્રાઇવેટ સેક્રેટરી)... ૨૫
રા. રા. ઘેલાભાઇ જગજીવનદાસ, સર ન્યાયાધીશ સાહેબ ... ૧૫
રા. રા. રામસિંહજી રૂપસિંહજી (માજી હજુરી) ... ... ૧૫
રા. રા. ટેમુલજી બમનજી સેઠના, પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ ... ૧૨
બાશ્રી બાઇસાબ બા (સ્વર્ગવાસી કુમારશ્રી જુવાનસિંહજીનાં પત્ની) ... ... ... ... ... ૧૦
રાવળશ્રી જેઠીસિંહજી દેવીસિંહજી, શ્રી રામધરી દરબાર... ... ૧૦
ખુમાણ પીઠા વાજસુર (સેલરા દરબાર) ... ... ... ૧૦
કુમારશ્રી ભાવસિંહજી બહાદુર (પાટવી કુમાર) પોરબંદર ... ૧૦
અખંડ સૌભાગ્યવંતાં કુંવરીશ્રી રામબા સાહેબ... ... ... ૧૦
રા. રા. જમશેદજી નવરોજજી ઉનવાળા, એમ. એ. (દરબારી કેળવણી ખાતાના ઉપરી અધિકારી સાહેબ ... ... ... ૧૦
રા. રા. દીનશાહ બમનજી (સદ્દગૃહસ્થ) ... ... ... ૧૦
રા. રા. હરીલાલ દામોદર, આસિસ્ટંટ સર ન્યાયાધીશ... ... ૧૦
રા રા. મંશેરશા નાનાભાઇ રાણીના (ફોજદારી ન્યાયાધીશ) ... ૧૦
રા. રા. બાલકૃષ્ણ નારાયણ પીલે (આસિસ્ટંટ ઈજીનીયર)... ... ૧૦
રા. રા. દેસાઇ ગુલાબરાય ગોવિંદરામ તથા પ્રતાપરાય વજેશંકર, બી. એ. એલ એલ બી., હાઇ કોર્ટ પ્લીડરની કંપની ... ... ૧૦
રા. રા. શેઠ હોરમસજી તથા એદલજી શાપુરજી ઉમરીગર (સદ્દગૃહસ્થ) ૧૦
રા. રા. દેવાણી માધવસિંહજી જેસાભાઇ (જુના હજુરી) ... ૧૦
રા. રા. જાડેજા કાળુભાઇ સુરાભાઇ (મરહુમ મહારાજા સાહેબના મામાશ્રી) ... ... ... ... ... ... ૧૦
રા. રા. ખવાસ માવજી રણમલ (દરબારી મોટા રસોડાના ઉપરી)... ૧૦
રા. રા. ગોસાઇ મહારાજગરજી સવાઇગરજી (જુના હજુરી) ... ૧૦
રા. રા. દવે પ્રાગજી કીકા (અગ્નિહોત્રી) ના પુત્રો (રાજ્યાશ્રિત પુરોહિત) હસ્તે માધવજી પ્રાગજી... ... ... ... ૧૦
રા. રા. શાસ્ત્રીજી ભાનુશંકર હરીશંકર, શ્રી જસુનાથ મંદીરના અધિકારી ... ... ... ... ... ... ૧૦
રા. રા. જમાદાર નથુભાઇ (રાણીશ્રી કેશરબા સાહેબના ભાઇ) ... ૧૦

| | નકલ. |
|---|---|
| રા. રા. દેસાઇ શંકરપ્રસાદ હરીપ્રસાદ (સદ્‌ગૃહસ્થ) ... ... | ૫ |
| રા. રા. મહેતા સવાઇલાલ નંદલાલ (જાહેર બાંધકામ ખાતાના સભાસદના શિરસ્તેદાર) ... ... ... ... ... | ૫ |
| રા. રા. ભુખણદાસ ઇચ્છારામ (આસિસ્ટંટ ઇજનેર) ... ... | ૫ |
| રા. રા. શેઠ અલાદીન દેવજીભાઇ (સદ્‌ગૃહસ્થ)... ... ... | ૫ |
| રા. રા. મંચેરજી રતનજીની કંપની, હસ્તે નસરવાનજી શેઠ ... | ૫ |
| રા. રા. મહેતા જટાશંકર ઇંદિરજી, હસ્તે પ્રભાશંકર જટાશંકર, ખડ ખાતાના ઉપરી અધિકારી ... ... ... ... | ૫ |
| રા. રા. કેશવલાલ હરજીવન દવે (માતુશ્રી માજીરાજબા સાહેબના માજી કારભારી) ... ... ... ... ... | ૫ |
| કુમારશ્રી સુરસિંહજી જસવંતસિંહજી (શ્રી મોણપુર દરબારના પાટવી કુમાર) ... ... ... ... ... ... | ૫ |
| રાયજાદાશ્રી નાનભા દાદભા (શ્રી સાણોદરવાળા) ... ... | ૫ |
| ઝાલાશ્રી માધવસિંહજી કાનાજી (કીડી દરબાર) ... ... | ૫ |
| ઝાલાશ્રી હઠીસિંહજી તથા જોરસિંહજી ... ... ... | ૫ |
| રા. રા. ગોરધનદાસલાધાભાઇ, રાજકોટવાળા, એજન્સી વકીલ ... | ૫ |
| રા. રા. ખવાસ ગલુભાઇ હીરજી (જુના હજુરી) ... ... | ૫ |
| રા. રા. મહેતા ભાઇચંદ શામજી (શીહોરવાળા માજી વહિવટદાર)... | ૫ |
| જાડેજા બનેસિંહજી હનુભાઇ (માજી હજુરી)... ... ... | ૩ |
| ખુમાણ ભોજ ઓઘડ (શ્રી ભમોદરા દરબાર) ... ... ... | ૩ |
| રા. રા. બરજોરજી અરદેશર એંટી, બી. એ., (શામળદાસ કોલેજના પ્રોફેસર) ... ... ... ... ... ... | ૨ |
| રા. રા. શીવનાથ રામનાથ, એલ. એમ. એન્ડ એસ., (જસવંતસિંહજી ડીસ્પેન્સરીના મેડીકલ ઑફીસર) ... ... ... | ૨ |
| રા. રા. પ્રભાશંકર વેણીશંકર ... ... ... ... | ૨ |
| રા. રા. મહીપતરામ ગોવિંદરામ, એલ. એમ. એન્ડ એસ. (દાકતર સાહેબ) ... ... ... ... ... ... | ૨ |
| રા. રા. બેચરલાલ કરશનજી (એજન્સી વકીલ) ... ... | ૨ |
| રા. રા. વાછાણી જાલમસિંહજી જીવાભાઇ ... ... ... | ૨ |
| રા. રા. ગોહલ દેવીસિંહજી જેઠીભાઈ (ભાવનગર ઇ. લેન્સરના વરધી મેજર) ... ... ... ... ... ... ... | ૨ |

| | નકલ. |
|---|---|
| રા. રા. ઇચ્છાશંકર જટાશંકર (આસિસ્ટંટ વસુલાતી અધિકારીના શિરસ્તદાર) ... ... ... ... ... ... | ૨ |
| રા. રા. જમાદાર હસનઅલી હાજીભાઈ ... ... ... | ૨ |
| રા. રા. ભાનુભા બાપુભાઇ, ઇ. લેન્સરના જમાદાર ... ... | ૨ |
| રા. રા. ઉદયસિંહજી નાજીભાઇ જમાદાર, ઇ. લાન્સર્સ, ભાવનગર ... | ૨ |
| રા. રા. છોટાલાલ માલદાસ, કન્ટ્રાકટર ... ... ... | ૨ |
| ઠાકોર સાહેબશ્રી વખતસિંહજી, શ્રી વળા દરબાર ... ... | ૧ |
| ઠાકોર સાહેબ શ્રી મુળવાજી, શ્રીકોટડા સાંઘાણી દરબાર... ... | ૧ |
| રા. રા. ગોહેલ લધુભા અમરસિંહજી ... ... ... ... | ૧ |
| રા. રા. બાલકૃષ્ણ ફરસરામ (ડ્રાફ્ટસમેન) ... ... ... | ૧ |
| રા. રા. પીરોજશાહ પાલણજી ડમરી (હેડ એકાઉન્ટ) ... ... | ૧ |
| રા. રા. કરશનજી ભીમજી (આસિસ્ટંટ હેડ કલાર્ક) ... ... | ૧ |
| રા. રા. મનમોહનદાસ કમળશી (ઓવરસીયર) ... ... | ૧ |
| રા. રા. કે. એસ. સી. વીરપીલે (ઓવરસીયર) ... ... ... | ૧ |
| રા. રા. દીનશા નસરવાનજી (સ્ટોર કીપર) ... ... ... | ૧ |
| રા. રા. ગંગાદાસ લલુભાઈ (ફર્સ્ટ કલાર્ક) ... ... ... | ૧ |
| રા. રા. પીતાંબર હરીલાલ, મીસ્ત્રી ... ... ... ... | ૧ |
| રા. રા. જટાશંકર દીનમણીશંકર (ઇંગ્લીશ કલાર્ક) ... ... | ૧ |
| રા. રા. હરીચંદ છગનલાલ (ટાઇપ રાઇટીંગ કલાર્ક) ... ... | ૧ |
| રા. રા. સામન છીબા (ડીસ્પેન્સરીંગ કલાર્ક) ... ... ... | ૧ |
| રા. રા. મીસ્ત્રી કલ્યાણ કરશન ... ... ... ... | ૧ |
| રા. રા. મીસ્ત્રી જસા ખીમા ... ... ... ... ... | ૧ |
| રા. રા. ઇંદરજી છગનલાલ (ઓવરસીયર) ... ... ... | ૧ |
| રા. રા. શામજી કમળશી (ઓવરસીયર) ... ... ... | ૧ |
| રા. રા. મહેતા સાકરલાલ મગનલાલ, મોદી ખાનાના ઉપરી ... | ૧ |

### (શ્રી રાજકોટ રાજકુમાર કોલેજમાંથી.)

| | |
|---|---|
| કુમારશ્રી મંગળસિંહજી, ભાવનગર... ... ... ... | ૫ |
| ,, શેર જુમાખાનજી, જુનાગઢ ... ... ... | ૪ |
| ,, નટવરસિંહજી, ધ્રાંગધ્રા ... ... ... ... | ૨ |
| ,, અમરસિંહજી, વાંકાનેર ... ... ... ... | ૨ |
| ,, વિજયદેવજી, ધરમપોર ... ... ... ... | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | નકલ. |
| કુમારશ્રી જોરાવરસિંહજી, ભાવનગર | ... | ... | ... | ... | ૨ |
| ” લખમણવાળા, બીલખા | ... | ... | ... | ... | ૧ |
| ” પ્રભાતદેવજી, ધરમપોર | ... | ... | ... | ... | ૧ |
| ” રામવાળા, બીલખા | ... | ... | ... | ... | ૧ |
| ” રત્નસિંહજી, આમરણ | ... | ... | ... | ... | ૧ |
| ” અમરસિંહજી, લોધીકા | ... | ... | ... | ... | ૧ |
| ” મહમદશેરખાનજી, રાંધણપુર | ... | ... | ... | | ૧ |
| ” બલવીરસિંહજી, લખતર | ... | ... | ... | ... | ૧ |
| ” જીવણસિંહજી, વઢવાણ | ... | ... | ... | ... | ૧ |
| ” ફતેહદીનખાનજી, માણાવદર | ... | ... | ... | | ૧ |
| ” મોકાવાળા, મેંદરડા | ... | ... | ... | ... | ૧ |
| ” ચંદ્રદેવજી, ધરમપુર | ... | ... | ... | ... | ૧ |
| ” હિંમતસિંહજી, મુળી | ... | ... | ... | ... | ૧ |
| ” લાખાજીરાજ, રાજકોટ | ... | ... | ... | ... | ૧ |
| ” ફતેહસિંહજી, છોટા ઉદેપુર | ... | ... | ... | | ૧ |
| ” ભીમાવાળા, બીલખા | ... | ... | ... | ... | ૧ |
| ” વિજયસિંહજી, લાઠી | ... | ... | ... | ... | ૧ |
| ” જેઈનખાનજી, દસાડા | ... | ... | ... | ... | ૧ |
| ” જોરાવરસિંહજી, ચુડા | ... | ... | ... | ... | ૧ |
| ” ભાયાવાળા, સનાળા | ... | ... | ... | ... | ૧ |
| ” નથુખાનજી, ગીદડ | ... | ... | ... | ... | ૧ |
| ” કાંથડવાળા, બીલખા | ... | ... | ... | ... | ૧ |
| ” ગુમાનસિંહજી, માળીરા | ... | ... | ... | ... | ૧ |
| ” જોરાવરખાનજી, વારાઈ | ... | ... | ... | ... | ૧ |
| ” દોલતસિંહજી, થરાદ | ... | ... | ... | ... | ૧ |

# જીવનચરિત્રનું શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૭ | વદ્ય. | વંદ્ય |
| ૧ | ૧૦ | વંદ્યનીય. | વંદનીય. |
| ૧ | ૧૩, ૧૪ / ૧૬. | ગ્રથ. | ગ્રંથ |
| ૧ | ૨૭ | (વખણુ.) | (વખાણુ.) |
| ૨ | ૪ | શાસ્ત્રવેતા. | શાસ્ત્રવેત્તા. |
| ૨ | ૧૮ | ભાવાન્તરે. | ભવાન્તરે. |
| ૩ | ૮ | परिखेद् नस्य. | परिखेद्नस्य. |
| ૩ | ૧૨ | કઠોર, જડ. | કઠોર કે જડ. |
| ૪ | ૨ | આશિ વાદ. | આશિરવાદ. |
| ૫ | ૩ | મહા ાજા. | મહારાજા. |
| ૯ | ૨૪ | મારી મર. | મારી માર. |
| ૯ | ૨૮ | શેધી. | શોધી. |
| ૯ | ૨૮ | જન સુવણને. | જન સુવર્ણને. |
| ૧૦ | ૧૭ | સુખો. | સુખી. |
| ૧૧ | ૯ | ગુણુ કૂપને. | ગુણકુપને. |
| ૧૨ | ૬ | નિત્ય નિત્ય. | નિૅત્ય નિૅત્ય. |
| ૧૨ | ૧૯ | ફેલા. | ફેલી. |
| ૧૩ | ૨૪ | આપીછી. | આપીએછીએ. |
| ૧૬ | ૧૫ | આ ગ્રંથના. | આ સાથેના ગ્રંથના. |
| ૧૬ | ૨૪ | कुरुत. | कुरुते. |
| ૧૭ | ૧૫ | दीननां कल्प वृक्षः | दीनानां कल्पवृक्षः |
| ૧૭ | ૧૭ | नाव मन्ता. | नावमन्ता. |
| ૧૭ | ૧૭ | दार सत्वो. | दारसत्वो. |
| ૧૭ | ૧૮ | गुण तया. | गुणतया. |
| ૧૮ | ૪ | શોક. | શૉખ. |
| ૧૮ | ૧૮ | न्ना भितः | न्नाभितः |
| ૧૮ | ૨૧ | न्नत्ति भटान्. | न्नत्तिभटान्. |
| ૨૦ | ૧૧ | नु मतेन. | नुमतेन. |
| ૩૧ | ૯ | આ લોકોને. | આ સ્થળ લોકોને. |
| ૩૧ | ૨૪ | અયુસરનાર. | અનુસરનાર. |

| પાનું. | લીંટી, | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૧ | ૨૮ | વૃતિ. | વૃત્તિ ! |
| ૩૧ | ૩૧ | આપે. | એમણે. |
| ૩૨ | ૧૨ | પાડ્યા. | પડ્યા. |
| ૩૨ | ૨૯ | तनु श्रिया. | तनुश्रिया. |
| ૩૩ | ૨ | द्रशा. | दशा. |
| ૩૩ | ૧૫ | ફેલાય, | ફેલાય. |
| ૩૪ | ૧૨ | प्रवाळा. | प्रवाला. |
| ૩૬ | ૨ | ઋણ. | રૂણ. |
| ૩૬ | ૬ | बुं निधयः | बुंनिधयः ચોપાઇ. |
| ૩૭ | ૫ | તેને અતિ આતુર થઈ અતિ તૃપ્તીવાળાં નેત્રથી જયમ ઔષધી પતિને જુએ ત્યમ સૌ પ્રજા જોઇ રહી. | તેને અતિ આતુર થઈ, અતિ તૃપ્તી વાળાં નેત્રથી; જયમ ઔષધી પતિને જુએ, ત્યમ સૌ પ્રજા જોઈ રહી. |
| ૩૭ | ૧૭ | અનુ ળતા. | અનુકુળતા. |
| ૩૮ | ૪ | નિયમ રાખ્યો કે. | નિયમ રાખ્યો હતો, કે. |
| ૩૮ | ૮ | એ નિયમ ગ્રહણ કર્યો કે. | એજ નિયમ મહારાજાએ ગ્રહણ કર્યો કે. |
| ૩૮ | ૧૬ | शिखरं. | शिखरे. |
| ૩૮ | ૨૦ | (શાકુંનતલ.) | (શાકુન્તલ.) |
| ૩૯ | ૧૩ | જયપુર. | જયપુર. |
| ૩૯ | ૧૩ | જપ. | જય. |
| ૩૯ | ૨૧ | માળવા. | મળવા. |
| ૩૯ | ૨૯ | કપની. | કંપની. |
| ૪૩ | ૩૦ | રજય તરીકે. | રાજય તરીકે. |
| ૪૪ | ૩ | યુરોપ ખંડના. | યુરોપખંડના. |
| ૪૪ | ૩૧ | નેયાયિક. | નૈયાયિક. |
| ૪૫ | ૧૦ | ઇચ્છાનુંસાર. | ઇચ્છાનુસાર. |
| ૪૯ | ૧૨ | હતા. | હતો. |
| ૫૨ | ૨૬ | અને આંપાના. | આપના. |
| ૫૪ | ૨૯ | गुण प्रवालं. | गुणप्रवालं |
| ૬૨ | ૧૬ | પર સંસ્થાન. | પરસંસ્થાન. |

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૬૫ | ૧૦ | મોકલાયો. | મોકલાયો હતો. |
| ૭૦ | ૩૨ | પોતાની. | પોતાના. |
| ૮૦ | ૪ | દીપોત્સની. | દીપોત્સવી. |
| ૮૩ | ૩૧ | વરે. | પરે. |
| ૯૫ | ૫ | થોક. | શોક. |
| ૯૬ | ૩૦ | ઉપર પ્રમાણે. | ઉપરપ્રમાણે. |
| ૯૭ | ૧૪ | આપવો જે. | આપવાનો. |
| ૯૮ | ૨૮ | સર્વએ. | સર્વેએ. |
| ૧૦૦ | ૨૯ | તયા. | તથા. |
| ૧૦૦ | ૩૨ | આવા ગમન. | આવાગમન. |
| ૧૦૨ | ૩૦ | ાા આ. | આ. |
| ૧૦૪ | ૫ | પ્રખ્યત. | પ્રખ્યાત. |
| ૧૦૪ | ૧૮ | સાહેબેએ. | સાહેબોએ. |
| ૧૦૫ | ૨૪ | ખુરસી. | ખુરશી. |
| ૧૦૬ | ૭ | સેભેટરી. | સેક્રેટરી. |
| ૧૦૬ | ૨૦ | નામદાર. | તે નામદાર. |
| ૧૦૮ | ૧૩ | સુપ ત. | સુપરત. |
| ૧૦૯ | ૩ | સાધ ોના. | સાધનોના. |
| ૧૦૯ | ૩૧ | કરવાનો. | કરવાની. |
| ૧૧૨ | ૨૪ | સગ્રહીત. | સંગ્રહીત. |
| ૧૧૩ | ૨૭ | ખજાર ાં. | ખજારમાં. |
| ૧૧૫ | ૨ | ક્રરવા. | કરવા. |
| ૧૧૫ | ૩૩ | ડંકા. | ડક્કા. |
| ૧૧૬ | ૭ | કોર્ટે. | કોર્ટો. |
| ૧૧૬ | ૧૦ | અને તે. | તે. |
| ૧૧૬ | ૧૧ | પ્રજાને. | પ્રજાતો. |
| ૧૧૬ | ૨૫ | સતકીર્તી. | સત્કીર્તિ. |
| ૧૧૮ | ૧૮ | હાથથી. | હાથની. |
| ૧૧૮ | ૨૯ | એ કીંમત. | એકીંમત. |
| ૧૧૯ | ૩ | આ દેલની. | આદેલની. |
| ૧૧૯ | ૩૨ | પાઠનાર. | પાડનાર. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨૦ | ૧૬ | નેક બખ્ત. | નેકબખ્ત. |
| ૧૨૦ | ૨૧ | બેસનારા. | બેસનારો. |
| ૧૨૩ | ૨ | દેસાવર. | દેશાવર. |
| ૧૨૫ | ૧૪ | લસ્કરી. | લશ્કરી. |
| ૧૨૭ | ૫ | ખતું. | ખાતું. |
| ૧૨૭ | ૧૮ | છો. | છે. |
| ૧૨૭ | ૨૦ | સાર- | સારા. |
| ૧૨૮ | ૨૪ | જોતાં. | જોતા. |
| ૧૨૯ | ૪ | યોગતાને. | યોગ્યતાને. |
| ૧૨૯ | ૭ | આબાદીની. | આબાદાની. |
| ૧૨૯ | ૨૫ | સાયનસ. | સાયન્સ. |
| ૧૩૦ | ૪ | જણાવતાં. | જણાવતા. |
| ૧૩૦ | ૧૭ | કામના. | કામમાં. |
| ૧૩૪ | ૨૦ | ઉત્તજન. | ઉત્તેજન. |
| ૧૪૧ | ૨૫ | rize. | prize. |
| ૧૪૨ | ૬ | મોકડ. | માંકડ. |
| ૧૫૧ | ૨૮ | રસાયત. | રિયાસત. |
| ૧૫૭ | ૧૮ | यने. | याने. |
| ૧૫૯ | ૧૪ | વઠા. | વડા. |
| ૧૬૯ | ૧૭ | કડા ા. | કડાકા. |
| ૧૭૪ | ૬ | લાર્ડ રોઝ. | લોર્ડ રોઝબરી. |
| ૧૭૫ | ૨૨ | બ્રીટ્રીસ. | બીટ્રીસ. |
| ૧૭૬ | ૧ | ૭૬. | ૧૭૬. |
| ૧૭૮ | ૧૪ | મહારાએ. | મહારાજાએ. |
| ૧૮૧ | ૨૦ | म्रियंतेत्र. | म्रियन्तेच. |
| ૧૮૧ | ૨૧ | पराथवद्धे. | परार्थबद्ध. |
| ૧૮૨ | ૯ | અત્યત. | અત્યંત. |
| ૧૮૫ | ૧૨ | જે. | જેણે. |
| ૧૮૫ | ૧૪ | રહેલી. | રહેલા. |
| ૧૮૫ | ૨૩ | સમથ. | સમર્થ. |
| ૧૮૬ | ૯ | સાડીત્રીશ. | સાડત્રીશ. |

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૮ | ૨૯ | યાદગીરી ા. | યાદગીરીના. |
| ૧૯૨ | ૨૭ | મહારાના. | મહારાજાના. |
| ૧૯૩ | ૪ | योग भ्रष्टो भिजायते. | योगभ्रष्टोभिजायते. |
| ૧૯૫ | ૫ | वितं. | वित्तं. |
| ૧૯૯ | ૧૩ | કીતિ. | કીર્તિ. |
| ૨૦૯ | ૧૩ | ग्यानीकों. | ग्यानीनकों. |
| ૨૦૯ | ૨૦ | आसीस. | असीस. |
| ૨૦૯ | ૨૩ | પ્રાણામાંજલી. | પ્રણામાંજલી. |



# પદ્ય ગ્રંથનું શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૨ | તેઓના. | તેઓનાં. |
| ૮ | ૪ | सस्कत. | संस्कृत. |
| ૮ | ૪ | पाठसाला. | पाठशाला. |
| ૯ | ૫ | इस्क. | इश्क. |
| ૯ | ૧૨ | સમૃદ્ધાની. | સમૃદ્ધિની. |
| ૧૧ | ૧૩ | यजुर रघु. | ऋक्‌यजुर. |
| ૧૩ | ૨ | જાણવાના. | જાણવાનાં. |
| ૧૩ | ૧૨ | दिन. | दीन. |
| ૨૦ | ૧૨ | सुरज. | सुरंज. |
| ૨૧ | ૧૧ | फरहत. | फहरत. |
| ૨૧ | ૧૪ | आभ. | आभा. |
| ૨૫ | ૩ | गंध्रव. | गंधर्व. |
| ૨૫ | ૧૭ | गंध्रप. | गंधर्व |
| ૨૫ | ૧૯ | ” | ” |
| ૨૭ | ૧૨ | એવાં. | એવી. |
| ૨૭ | ૧૨ | જેવાં. | જેવી. |
| ૩૪ | ૫ | सुद्ध. | शुद्ध. |
| ૩૪ | ૧૯ | ” | ” |
| ૩૪ | ૧૯ | सामान. | सामान्य. |
| ૩૬ | ૨ | તેજવાળા. | જસવાળા. |
| ૩૭ | ૯ | हजर. | हजुर. |
| ૩૭ | ૧૫ | ભૂપતસિંહ બળીયાભાઇ. | भुपतसिंह वळीयाभाई. |
| ૪૪ | ૧૬ | आल वाल. | आलवाल. |
| ૪૫ | ૩ | निंद्दे. | निद्दे. |
| ૪૫ | ૧૫ | जिवन देव. | जिवन दे. |
| ૪૭ | ૧૦ | (પદ્મમા) રહેનારી. | (પદ્મમાં રહેનારી.) |
| ૪૭ | ૨૧ | शोंकनको. | शोकनकों. |
| ૪૭ | ૨૨ | भांसै. | भासै. |
| ૪૮ | ૬ | ભાનુંની. | ભાનુની. |

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૮ | ૨૦ | करि. | करिर. |
| ૫૧ | ૪ | હિમલય. | હિમાલય. |
| ૫૧ | ૮ | હમેશ (રાજા). | હે નરેશ (રાજા). |
| ૫૨ | ૧૪ | बुधीको. | बुद्धिको. |
| ૫૨ | ૨૨ | દિન. | દીન. |
| ૫૩ | ૨૧ | जनु. | जनूं. |
| ૫૪ | ૨૦ | मेदसै. | भेदसै. |
| ૫૬ | ૨ | હટાવે. | હઠાવે. |
| ૫૮ | ૫ | इन. | उन. |
| ૫૯ | ૧૧ | આપે. | આપેં. |
| ૬૧ | ૧૧ | શાલ. | साल. |
| ૬૧ | ૧૭ | बदीको. | बदीकों. |
| ૬૧ | ૨૧ | માણસોને. | માણસોની. |
| ૬૨ | ૧૨ | ढांप. | ढांक. |
| ૬૫ | ૧૬ | તે. | ને. |
| ૬૭ | ૯ | जिन. | जन. |
| ૬૮ | ૧૯ | બાલાઓ. | અબલાઓ. |
| ૬૮ | ૨૨ | ભાગતા. | ભાગતાં. |
| ૭૦ | ૧૭ | કહછે. | કહેછે. |
| ૭૨ | ૩ | પ્રહાર. | પ્રહાર; |
| ૭૩ | ૭ | लोयनसों. | लोचनसों. |
| ૭૪ | ૧૩ | મૃગીઆથી. | મૃગીઓથી. |
| ૭૫ | ૨૧ | घन. | वन. |
| ૭૮ | ૧૦ | હિંડોરા. | હિંડોળા. |
| ૮૧ | ૨ | प्रहल्लाद. | प्रल्हाद. |
| ૮૩ | ૧૧ | ગ્રંથ પ્રશસ્તિ. | ગ્રંથપ્રશસ્તિ. |
| ૮૩ | ૧૭ | બનાઉંછું. | બનાવુંછું. |
| ૮૪ | ૭ | वृत्यनुंग्रास. | वृत्यनुप्रास. |
| ૮૪ | ૮ | वृत्यनुं प्रास. | वृत्यनुप्रास. |
| ૮૪ | ૯ | ,, | ,, |
| ૮૭ | ૧૬ | ઉદાત. | ઉદાત્ત. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૯ | ૨૪ | અવસ્ય. | અવશ્ય. |
| ૯૦ | ૨૧ | उदात. | उदात. |
| ૯૩ | ૮ | મેઢ્ર. | મેઢ્ર. |
| ૯૬ | ૧૯ | पूर्णोपमां. | पूर्णोपमा. |
| ૯૮ | ૧૭ | पारासर. | पाराशर. |
| ૯૮ | ૧૮ | भागवतु. | भागवत. |
| ૯૯ | ૧૬ | पर्महंसोपद. | पर्महंसोपनिषद्. |
| ૧૦૦ | ૬ | વિબેરે. | વિગેરે. |
| ૧૦૦ | ૮ | कौचुमारयाग. | कौचुमारयोग. |
| ૧૦૦ | ૧૨ | સંચરે. | સંચારે. |
| ૧૦૦ | ૧૪ | રીતે. | રીતો.. |
| ૧૦૧ | ૧૯ | પચારા. | પારકા. |
| ૧૦૨ | ૬ | નાટય. | નાટય. |
| ૧૦૨ | ૮ | શ્લિલ. | શિલ. |
| ૧૧૦ | ૨ | मलेदो. | मभेदो. |
| ૧૧૧ | ૧૦ | शयाक्ति. | शयोक्ति. |
| ૧૧૫ | ૧૩ | इस. | इश. |
| ૧૨૧ | ૭ | सादृश्या. | सादृश्या. |
| ૧૨૪ | ૧૭ | धर्भ. | धर्म. |
| ૧૩૧ | ૩ | उलाव्य. | उलाप्य. |
| ૧૩૧ | ૩ | प्रेखण. | प्रेंखण. |
| ૧૩૧ | ૧૬ | સૃંગાર. | શૃંગાર. |
| ૧૩૭ | ૨૩ | दैवी, प्रीति. | दैवीप्रीति. |
| ૧૩૭ | ૨૭ | अमात्सज. | अमात्सर्य. |
| ૧૩૯ | ૨૪ | તિર્થક. | તિર્યક. |
| ૧૪૩ | ૫ | मुंदै. | मुंगै. |
| ૧૪૫ | ૭ | જાવી | જોવી. |
| ૧૪૫ | ૮ | આ. | ની. |
| ૧૪૫ | ૨૪ | નિરૂર બસ્તી. | નિરૂહબસ્તી. |
| ૧૪૬ | ૧૭ | कोयन. | कोपन. |

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫૦ | ૧૬ | कर्स. | कर्ष. |
| ૧૫૫ | ૧૨ | हेत्वापिन्हुति. | हेत्वापन्हुति. |
| ૧૫૫ | ૨૯ | ્ર. | ક્રુર. |
| ૧૫૬ | ૧૪ | झीलीगन. | झीलिगन. |
| ૧૫૭ | ૨૩ | (મત્યસ્ય.) | (મત્સ્ય.) |
| ૧૫૯ | ૧૮ | નિશ્ચયવાનથી. | નિશ્ચયવાન હોવાથી. |
| ૧૫૯ | ૧૮ | જે ઘર. | ઘર. |
| ૧૬૯ | ૪ | મન્ન. | મન. |
| ૧૬૯ | ૧૦ | વચન્ન. | વચન. |
| ૧૬૯ | ૧૪ | દેવાથી. | દેવોથી. |
| ૧૭૦ | ૧૭ | સુરતર. | સુરતરૂ. |
| ૧૭૦ | ૧૯ | દેવાંસી. | દેવાંશી. |
| ૧૭૦ | ૧૯ | દિન. | દીન. |
| ૧૭૧ | ૩ | ” | ” |
| ૧૭૧ | ૧૨ | વંસી. | વંશી. |
| ૧૭૧ | ૧૨ | અંસી. | અંશી. |
| ૧૭૨ | ૧૯ | દેવાંસી. | દેવાંશી. |
| ૧૭૨ | ૨૦ | બકસી. | બક્ષી. |
| ૧૭૩ | ૧૪ | દિન. | દીન. |
| ૧૭૪ | ૧૬ | ધિર. | ધિર. |
| ૧૭૪ | ૧૬ | સુખકારી ; | સુખકારી ; ટેક. |
| ૧૭૯ | ૧૭ | દેવાંસી. | દેવાંશી. |
| ૧૯૦ | ૯ | સુક. | શુક. |
| ૧૯૮ | ૧૭ | વરસાત. | વરસાદ. |
| ૧૯૮ | ૨૪ | દેવઅંસિ. | દેવઅંશી. |
| ૧૯૯ | ૫ | લક્ષમી. | લક્ષ્મી. |
| ૨૦૧ | ૮ | દેવાંસી. | દેવાંશી. |
| ૨૦૩ | ૪ | દેવઅંસી. | દેવઅંશી. |
| ૨૦૫ | ૯ | હરિચંદ્ર. | હરિશ્ચંદ્ર. |
| ૨૦૬ | ૭ | દેવઅંસ. | દેવઅંશ. |
| ૨૦૮ | ૧૯ | મૂરતિ. | મૂરતિ, |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧૦ | ૪ | પેરંભ. | પેરમ. |
| ૨૧૦ | ૬ | ,, | ,, |
| ૨૧૦ | ૮ | ,, | ,, |
| ૨૧૦ | ૧૦ | ,, | ,, |
| ૨૧૦ | ૧૨ | ,, | ,, |
| ૨૧૩ | ૩ | મોજું. | મોજુ. |
| ૨૧૭ | ૨૪ | ગૃહસ્થો. | ગ્રશ્યો. |
| ૨૧૯ | ૩ | ઇલ્વ. | ઇલ્વિલ. |
| ૨૨૦ | ૮ | સુદ્ધ. | શુદ્ધ. |
| ૨૨૨ | ૨૧ | ઉપાભિથી. | ઉપાધિથી. |
| ૨૨૨ | ૩ | ભાંસે. | ભાસે. |
| ૨૨૫ | ૯ | બગ્ગી. | બગી. |
| ૨૨૭ | ૧૫ | સુમંદિર. | સુર મંદિર. |
| ૨૨૮ | ૨૧ | આગન. | આગ ન. |
| ૨૩૦ | ૮ | તૃચંટતાના. | પ્રચંડતાના. |
| ,, | ૯ | પર્વના. | પર્ણના. |
| ૨૩૧ | ૫ | ઉમંગનાં. | ઉમંગના. |
| ,, | ૧૩ | રૃદે. | હૃદે. |
| ૨૩૨ | ૧૧ | શતકૃતુ. | શતક્રતુ. |
| ૨૩૩ | ૨૦ | कृत्शोपि. | कृशोऽपि. |
| ૨૩૫ | ૬ | વાદકમણી. | વાદકતણી. |
| ,, | ૧૮ | Outline. | Outlive |
| ૨૩૬ | ૧૬ | અટકાય તેં. | અટકાયતે. |
| ,, | ૨૩ | સમજ. | સમાનજ. |
| ૨૩૭ | ૧૯ | એડીકાંગ. | એડીકાંપ. |
| ૨૪૦ | ૫ | ભાનુભા. | ભોજુભા. |